


આ એક ઉત્કૃષ્ટ ટૉનીક છે.

# વૈદ્યોનું વાર્ષિક

## આયુર્વેદના રસજ્ઞો અને વૈદ્ય વિદ્યાના વિચારકોનું વાર્ષિક

ગ્રંથ પહેલો





તંત્રી:

**પ્રતાપકુમાર પોપટભાઈ વૈદ્ય**

વૈદ્ય ભુવન, ભૂલેશ્વર

મુંબઇ નં. ૨

# વૈદ્યોનું વાર્ષિક

આયુર્વેદના રસતો અને વૈદ્ય વિદ્યાના વિચારોનું વાર્ષિક

ગ્રંથ પહેલો
વિ. સં. ૧૯૯૪

## વિષય નોંધ

'આયુર્વેદમાં વેગો' 'ઔષધ બનાવવાનો ઉદ્યોગ' 'પારદ સંસ્કાર' 'આયુર્વેદની ભસ્મો' અને ''જાણકારોને મનની નોંધો ૩, ૪, ૫,''——એ સર્વ લેખકોના મૂળ અંગ્રેજી લેખોના તંત્રી ખાતા તરફથી થએલા ગુજરાતી અનુવાદો છે.

'ફળરસોનો ઉપયોગ'—એ લેખકના મૂળ મરાઠી લેખનો તે રીતેજ થએલો અનુવાદ છે.

જણાવેલા વિચારો, કરેલાં અનુમાનો અને લખેલી હકીકતો માટે દરેક લેખના લેખક જવાબદાર છે.

**આ ગ્રંથની કિંમત રૂ. ૩-૦-૦ છે. ટપાલખર્ચ જુદું.**

[વૈદ્યોનું વાર્ષિક : વાર્ષિક ગ્રંથ: તંત્રી અને પ્રકાશક, પ્રતાપકુમાર પોપટભાઈ વૈદ્ય, વૈદ્યભુવન ભૂલેશ્વર, મુંબઇ, ૨.

મુદ્રકઃ છગનલાલ યોગી, ઇંડો પ્રિન્ટરી, રાજબહાદુર કંપાઉંડ, કોટ, મુંબઇ.

આ ગ્રન્થની જાહેર ખબરોનાં સોલ એજન્ટ, સ્વસ્તિક એડવર્ટાઇઝર્સ, રાજ-બહાદુર કંપાઉંડ, કોટ, મુંબઈ.]

પણ વિજ્ઞાન પોતેજ દુનિયા જેટલું વિશાળ છે, સમુદ્ર જેટલું ઉંડું છે અને અંતર જેટલું ગહન છે. તેનો પાર પામ્યાની કોઇએ હજુ લગી તો હા પાડી નથી તે માહેલા એકજ વિભાગને–વૈદ્ય વિદ્યાને–વિકસાવવા માટે એક સામયિક અને તે પણ વર્ષે દહાડે નીકળનારૂં બહાર પડે, તેમાં સમયની વિશાળતા શિવાય કોઇ નવીનતા નથીજ. પરંતુ, બિજાઓને વિસારે પડેલું આમાં વણી લેવાની જે અભિલાષા રખાઇ છે, તે કદાચ આવકારદાયક ગણાશે. અત્યારે કુશળતાપૂર્વક ચાલતાં જે ગુજરાતી વૈદ્યકીય માસિકો નીકળે છે, તે કાં તો જનસમાજને સંદેશો આપનારાં હોય છે, કાં તો ઘણીખરી રીતે અપૂર્ણ હોય છે અને કાં તો આગગાડીની માફક ગોઠવી રાખેલે પાટે પાટે ચાલ્યા જવાની વૃત્તિવાળાં હોય છે.

આ પ્રકારનાં સામયિકોમાં જેને શુદ્ધ શાસ્ત્રીય માની શકાય તેવા વિચારોને વિકસાવનારૂં બળ ઓછું હોય તે સ્વાભાવિક છે. જનસમાજને પ્રિય થવાની ભાવનામાં કેવળ વૈદ્યોનેજ માર્ગદર્શક બને તેવા લેખોનું પ્રાધાન્ય ઓછું હોય તે પણ તેટલુંજ સ્વાભાવિક છે. વળી પાછો આપણો લેખકોનો અભાવ તો ઉભો છેજ. તોય, ગણ્યાગાંઠયા ભાઇઓ પાસેથી દર માસે કશી સંગીન હકીકતોની આશા સદાય ન રાખી શકાય અને એક નડતરરૂપ જે વસ્તુ છે તે આપણા જુદા જુદા વાડાઓ છે જેની બહાર જવાની ઘણા ઓછાઓની હિંમત હોય છે. તેમાંય મહેનત કરીનેય અવનવા ભાઇઓને તેઓને ઠેકાણે પહોંચી વળવાની તંત્રી ખાતાની બેદરકારી ઘણાંય અણખિલ્યાં પુલોને વૈદ્યકીય સાહિત્યની વાડીમાં એમને એમ વણખીલ્યાંજ રાખશે.

આટલું બધું ઠાવકું અને ડાહ્યું ડમરૂં લખ્યા પછી આપ માનો કે કલમના એકજ ઝટકે એ બધુંયે ઉડાડી દેવાને હું અને મને મદદ કરનારા મુરબ્બીઓ અને મિત્રો પ્રવૃત્ત થયા છીએ તો આપ મોટી ભૂલ કરશો.

હકીકત તો એ છે કે મને ઘણા વખતથી થયા કરતું હતું કે કેવળ વૈદ્યોને અને વૈદ્યવિદ્યામાં રસ લેનારા તેના વિચારકોને ગમે અને ઉપયોગી થઇ પડે તેવું એક અપૂર્વ પ્રકાશન કાં ન કાઢી શકાય ? મારા પિતાની નિગાહ નીચે અને મારા બંધુ જોડે 'આરોગ્ય'ના ૨૧ અંકો બહાર પાડતાં હું કેટલાક પાઠો શિખ્યો હતો અને તેવા પત્રોના સંચાલકોની મુશ્કેલીના ખ્યાલો હું સમજી શક્યો હતો. એ માસિકમાં મારી કેટલીક ભાવનાઓને વણી દેવાનો ઘણોજ અલ્પ પ્રયાસ કર્યો હતો અને એને અંગેની કેટલીક સુવાસ અને કેટલીક મિઠ્ઠી મૈત્રીઓ હજુ પણ મારે માટે સંતોષ અને આનંદનું સાધન છે, પણ એ વખતે હું કેટલીક રીતે પરતંત્ર હતો, મારા વિચારોમાં કુમળાશ અને કચાશ હતી.

અને આજે એક પગથીયું આગળ વધવાની ઇચ્છા થાય છે. ગુજરાતી વૈદ્ય સમાજને એક એવું પ્રકાશન આપવાની અભિલાષા પ્રગટી છે કે જેને માટે એ ગૌરવાન્વિત બને અને એને પોતાનું માને. એ પ્રકાશન કોઇ વાડા ન સ્વીકારે, ચર્ચાઓની બન્ને બાજુઓ જેમની તેમ રજુ કરે, એ શાસ્ત્રીય લેખકોનું વિહાર સ્થળ બની રહે અને આયુર્વેદનો ઉત્કર્ષ સાધવા માટે કટિબદ્ધ થએલાં નરનારને પુનિત ગંગા સમા નિર્મળ વારિનું પાન કરાવતું રહે. તે પ્રાંતભેદ ભૂલે, દેશભેદ ભૂલે, ભાષાભેદ ભૂલે અને જે સરસ અને સંગીન હોય તે ગુજરાતીમાંજ ગુજરાતી વૈદ્ય સમક્ષ ધરે.

એ પ્રકારનું પ્રકાશન બહાર પાડવામાં જો હું કદિયે નિમિત્ત થાઉં તો તે શરૂઆતથી માસિક કે ત્રૈમાસિકના સ્વરૂપમાં નહીં હોય તેની ખાત્રી મને પહેલેથીજ હતી. એક તો આપણા લેખકોની મર્યાદાઓ, ઘણાખરા વૈદ્યોને નવું કરવાની અનિચ્છા કે આળસ, યોગ્ય રીતે ટુંક સમયમાં ફરી ફરીને પ્રકાશન તૈયાર કરવાની જવાબદારી અને સૌથી મ્હોટો સવાલ તેને વિપીના ખર્ચનોઃ એ બધાને અંગે મને એમ લાગ્યું કે ભલે ને

વર્ષે એકજ વાર બહાર પડે પણ જો અસાધારણ તૈયારીથી અને તેવાજ અસાધારણ સહકારથી એ પ્રકાશન બહાર પડે, તો શા માટે એ ગુજરાતી વૈદ્યને ઉપયોગી ના નિવડે?

અને ગયા શિયાળાની એક રાત્રે મેં કંઇક ગાંડુ ઘેલું લખી નાખ્યું. બીજે દિવસે ક્વોડ્રેન્ગ્યુલર મેગ જોતા જોતાં છાપવા આપી દીધું અને વધારે વિચાર કરૂં ત્યાં તો ઇલા પ્રિન્ટરીવાળા ભાઇ યોગીએ મારા હાથમાં છપાયેલું પરિપત્ર મુકી દીધું.

મને થોડીક બીક છતાંયે હિંમત હતી કે કાલાવાલા કરીને પણ હું એક સારૂં લેખક મંડળ જમાવી શકીશ. મુરબ્બીઓને અને દૃષ્ટ અને અદૃષ્ટ મિત્રોને બીજેજ દિવસથી કવરમાં નાખીને પરિપત્રો મોકલવાં શરૂ થયાં અને જેમ જેમ જવાબો આવવા માંડયા તેમ તેમ મને લાગ્યું કે હું એક ખરેખરા શુભ કાર્યમાં નિમિત્ત થવાની તક મેળવી રહ્યા છું.

જવાબો પરથી મારી હિંમત વધી, અને પરપ્રાંતોને પહોંચી વળવાની મને અભિલાષા થઇ. થોડાં ઘણાં ઠેકાણાં મેળવતાં મેળવતાં, આવડે તેવી ભાષામાં જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં મેં પત્રો લખ્યા અને જુજ અપવાદો શિવાય પરપ્રાંતોએ આ ભાવનાને વધાવી અને આવા પ્રકાશનની ઉપયોગીતા સ્વીકારી.

કોઇકે ટકોર કરીઃ અરે ભાઇ! ગુજરાતીમાં કાં? હિન્દીમાં કે અંગ્રેજીમાં કેમ નહીં! મેં કહ્યું એક બે વર્ષો જોવા દો પછી આપણે બધા તો સાથેજ છીએને.

કોઇકે ભવાં ચડાવ્યાં, પૈસાનું શું? તેમને મેં સંતોષ આપ્યો. કોઇકે માન્યું કે હું માસિક કાઢતો હોઇશ તે બરોબર નીકળશે કે કેમ તેની ચિંતા કરી. પણ એ બધાયને, હું માનું છું ત્યાં સુધી, મેં સંતોષપૂર્વક સમજણ આપી છે અને એ સૌની શુભાશા, શુભાશીર્વાદ અને શુભ સહકારની કબુલાત સાથે આ પ્રકાશન આપની પાસે આવે છે.

મને લાગે છે કે આપને તે ગમશે. ન ગમે તો પ્રકાશન આપનુંજ છે. તેનો વિકાસ આપેજ સૂચવવો રહ્યો, અને તેના સંચાલનમાં આપે પણ ભાગ લેવો રહેશે. વર્ષ તો જોતજોતામાં વીતી જશે અને આવતે વર્ષે આપ પણ સાથે હશો તો પ્રકાશન વધારે સંગીન અને દૃઢ બનશે. અત્યારે તો આમાં જે શુભ હોય તેની સુવાસ અને ફોરમ મારા દેશની ચારે દિશાઓમાં પ્રસરે અને તેની જ્યોત મારા દેશના ખુણેખુણામાં અજવાળાં પાથરે એ મંગલ આશા અને પ્રભુપ્રાર્થના સહ વિરમું છું.

સોમવાર, અષાઢ સુદ ૧૧, ૧૯૯૩.

પ્રતાપકુમાર પોપટભાઇ વૈદ્ય



# ૨૦ વર્ષો પહેલાં

[૨૩–૨૪ વર્ષો પહેલાં આયુર્વેદ ઉપર એક અનુભાજતો હુમલો મુંબાઈની મેડીકલ કૌન્સીલે કરેલ હતો. એક ડૉકટર સામે ધંધાદારી ગેરવર્તણુકનો—INFAMOUS CONDUCT—આરોપ ઉભો કરી, જે આયુર્વેદિક સંસ્થા જોડે તેઓ સંકલિત હતા તે સંસ્થાથી તેમને વેગળા કરવાનો અને આડકતરી રીતે તે સંસ્થાને કે આયુર્વેદના મૂળને ઉખેડવાનો પ્રયત્ન કરવામાં આવેલ હતો. એ સંસ્થા તે પ્રભુરામ આયુર્વેદિક કૉલેજ અને એ ડૉકટર તે પ્રાણાચાર્ય, ડૉકટર પોપટ પ્રભુરામ L. M. &. F. F. A. C. & P. બરોબર ૨૦ વર્ષ પહેલાં—તા. ૧૭ મી ઓકટોબર ૧૯૧૭ ને દિને લાંબી લખાપટ્ટીને છેવટે તેઓને એક આરોપી તરીકે મેડીકલ કૌન્સીલની સમિતિ સમક્ષ ઉભા કરવામાં આવ્યા અને તપાસને અંતે કૌન્સીલે એમની વિરુદ્ધ કશું પણ હોઇ શકવાની અથવા પુરવાર કરી શકવાની પોતાની અશક્તિ જાહેર કરી. આ આખી હકીકત આયુર્વેદના વિકાસના ઇતિહાસનું એક મહત્વનું સુવર્ણપત્ર છે.

માનવ યાદ ટુંકી છે. નવો વૈદ્ય આ બધાથી સ્વાભાવિક રીતે અજાણ છે. જો આપણે સુશ્રુત અને ચરકની યાદમાં રાચીએ તો આ બનાવ પણ પ્રેરણાદાયક અને ઉત્સાહદાયક છે, અને એટલા માટેજ આ હકીકત “આરોગ્ય”ના ૧૯૧૭ ના નવેમ્બરના અંકમાંથી જેમની તેમ રજુ કરીને એક વીસરાયેલી વાત તાજી કરવાની તક અભિમાનસહ લઉં છું.

પ્રતાપકુમાર વૈદ્ય]

## મુંબઈની ધારાસભા તથા મેડીકલ કાઉન્સિલમાં આયુર્વેદ

આજે ૧૯૭૪ નો સૂર્ય આર્યાવર્ત ઉપર ઉગે છે. તે ઉગતાંજ આપણી ફરજ છે કે ગયા વર્ષનું આપણું કાર્ય આપણો મોભો જળવાઇ રહે, અને આપણા કામ માટે આપણા મનમાં સંતોષ થાય તેવી રીતે આપણે બજાવ્યું છે કે નહિ તે વિષે મનન કરવું આવશ્યક છે. આર્ય વૈદ્યક વિષે પસાર થયેલું સર્વ વર્ષોમાં ૧૯૭૩ નું વર્ષ હમેશને માટે યાદગાર રહી જશે. આ વર્ષમાં આયુર્વેદના ઉત્તેજન માટેના અવનવા પ્રયાસો, તેને તોડી પાડવા માટે મેડીકલ કાઉન્સીલ તરફથી થયેલી તજવીજો તથા આ મહાન યુદ્ધમાં આયુર્વેદને સરકાર અને પ્રજા બન્નેના મનમાં પ્રતિષ્ઠિત સ્થાન મળતું, એ થોડું આનંદદાયક નથી.

## વૈદ્યક સમ્મેલનનું વર્તન

ભારતવર્ષિય વૈદ્યક સંમેલને પોતાના વર્તનમાં કામ કરવાની પદ્ધતિમાં અને મહાન વૈદ્યોની પ્રતિષ્ઠા સમજવાની તેમની ફરજમાં પણ ઘણુંજ સંતોષદાયક વર્તન બતાવ્યું છે. મુંબઇની બે વૈદ્યક સભાઓ, મુંબઇ વૈદ્ય સભા પોતાના રિવાજ પ્રમાણે વ્યાખ્યાનો અને સભાઓથી વૈદ્યોને સંતોષ આપતી રહી છે તથા ભારતીય વૈદ્ય મંડળ વૈદ્યો ઉપર થતા તથા આયુર્વેદ વિરૂદ્ધ આવતા પ્રહારને અટકાવવા માટેની પોતાની ફરજ નિરંતરને માટે બજાવી રહેલ છે.

## નામદાર લૉર્ડ હાર્ડિન્જ તથા ડૉક્ટર સર પાર્ડી લ્યુકિસ

આગળ ચાલતાં, આયુર્વેદને ચાહનાર, તેને ઉત્તેજનની જરૂર છે એમ નામદાર સરકારને બતાવનાર, અને તેના એ કાર્યને લઇને આખા હિન્દુસ્થાનમાં આયુર્વેદના ઉત્તેજન માટે થતા પ્રયાસોને પોતાના અંતઃકરણનાં વચનો અને સિદ્ધાંતોથી ટેકો આપનાર ડૉક્ટર સર પાર્ડી લ્યુકિસ આપણી આગળથી ઉપડી ગયેલ છે જેને માટે આખા હિન્દુસ્થાનને આયુર્વેદ સંબંધે ઉદાસીનતામાં ડૂબવા જેવું થયું છે. આવા કટોકટના સમયે જ્યારે અંગ્રેજી વૈદ્યકના વખાણનારાઓ આયુર્વેદને તોડી પાડવાને કેડ બાંધી મચી રહ્યા છે, ત્યારે તેમનોજ નેતા, નામદાર વાઇસરૉયની કાઉન્સીલનો વૈદ્યક સલાહકારક, આયુર્વેદને માટે ઉંચો અભિપ્રાય જાહેર કરે તેના જેવું સંતોષકારક બીજું કંઇજ નથી. સર પાર્ડી લ્યુકિસ પોતાની ફરજો બજાવી વૈદ્યો અને હકીમોને પોતાનાં શાસ્ત્રો સતેજ કરવાને માટે અંતઃકરણનો બોધ આપી એ મહાન નર સ્વર્ગવાસ પામેલ છે. તેમણે આપણી તરફની પોતાની ફરજ બજાવી છે. આપણે તેમને માટે કંઇપણ કરી શકીએ તેવી સ્થિતિમાં નથી. હિન્દુસ્થાનના માજી વાઇસરૉય લાર્ડ હાર્ડિન્જ પોતાના અસંખ્ય વ્યવસાયમાંથી જે વખતે માથું પણ ઉંચું કરી ન શકે તેવી સ્થિતિમાં હતા, તેવે વખતે તેઓ હિન્દુસ્થાન છોડવાની માત્ર બે મહિના અગાઉ આયુર્વેદિક તીબ્બી કોલેજનો પાયો નાખવા બહાર પડે છે એ પણ આયુર્વેદને માટે કેટલું બધુ આનંદદાયક છે!

આ બે મહાન વ્યક્તિ, જેના આયુર્વેદ સંબંધના ઉપકાર કદી પણ ભુલાય નહીં તેવા છે, તે સંબંધે આટલું બોલી હવે આયુર્વેદના ઉત્તેજન માટે સતત પ્રયત્ન કરનાર ગૃહસ્થને આપણે આ વખતે યાદ કરવા ચુકશું નહિ.

### ડૉ. પોપટ પ્રભુરામ

જે વખતે આ લખાય છે તે વખતે વૈદ્યકીય જગતમાં વૈદ્ય, હકીમ, ડાકટર અને જનસમૂહને મોઢે આજે આયુર્વેદના વિષયમાં ડાકટર પોપટ પ્રભુરામનું નામ રમી રહ્યું છે. આયુર્વેદને પદ્ધતિપુરઃસર યોજી તેનું શિક્ષણ આપવાની શરૂઆત કરવી, તેમાં પાશ્ચાત્ય અને આયુર્વેદીય વૈદ્યોને સાથે સાથે જોડવા, તેમ કરી શરૂ કરેલી શિક્ષણ સંસ્થાથી થતા લાભો જનસમૂહને બતાવવા, મુંબાઇમાં સર્વથી વધારે મોભાવાળા અને વિચારશીલ સદ્ગૃહસ્થો, નામદાર હાઇકોર્ટના મુખ્ય ન્યાયમૂર્તિઓ આગળ પોતે કરેલા કામને પરીક્ષા માટે મૂકવું, અને તેમનેજ હાથે આ સંસ્થામાંથી ઉત્તીર્ણ થયેલા "ભિષગ્વરો"ને જનસમૂહના લાભ માટે પોતાના વૈદ્યકજ્ઞાન સાથે પ્રજા સમક્ષ મૂકવા, એવો આયુર્વેદને માટે શ્રેષ્ઠ વખત લાવનાર એ ગૃહસ્થ છે. શાંત મનથી, ધીરા અંતઃકરણથી, આજુ બાજુથી તેમના કામમાં અડચણ કરવા માટે થતા પ્રયત્નોને માત્ર હસીને પણ યુક્તિથી દૂર કરી, ડાકટર પોપટ પ્રભુરામે પોતાના પ્રખ્યાત પિતાનાં અવસાન વખતનાં વચનો પાળવા માટે તન, મન અને ધનનો ભોગ આપી એ સંસ્થા આયુર્વેદ વિદ્યાલયને વીસ વર્ષની વયે પહોંચાડ્યું છે.

### વૈદ્યક સંબંધે સરકાર તરફથી ઘડવામાં આવેલ કાયદાઓ અને તેથી આયુર્વેદને પહોંચેલું નુકશાન

ઇ. સ. ૧૯૧૧ માં દિલ્હીમાં નામદાર સરકારે 'બોગસ ડિગ્રી એક્ટ બીલ' પસાર કર્યું, જેનો અર્થ એ થાય છે કે કોઇપણ વૈદ્યકીય શિક્ષણ અથવા બીજી સંસ્થા કોઇપણ વ્યક્તિને વૈદ્યક સંબંધી કોઇપણ જાતની પદવી આપી શકે નહિ. આ કાયદાથી એવી જાતની પદવી આપનાર અને લેનાર બન્નેને ગુન્હેગાર કરવામાં આવ્યા. આ કાર્ય કાયદા પ્રમાણે

અંગ્રેજી વૈદક સંબંધેજ હતું, પણ તેણે બહુજ બહોળો ધડો ખરા સમજનારને આપ્યો છે, જે વખતના વહેવાં સાથે તુરતજ સ્પષ્ટ થયું છે. સને ૧૯૧૨ માં મુંબાઇ સરકારે મેડીકલ રેજીસ્ટ્રેશન એક્ટ પસાર કર્યો અને તેને અંગે વૈદ્યો અને હકીમોને ડાક્ટરો કરતાં અતિશય હલકી પદવી ઉપર મૂકી દેવામાં આવ્યા.

## સ્વર્ગવાસી વૈદરાજ પ્રભુરામના છેવટના શબ્દો

પંદર વર્ષ પહેલાં સ્વર્ગવાસી વૈદરાજ પ્રભુરામના અવસાન વખતે જે ગૃહસ્થો હાજર હતા, તેઓ આગળ તેમણે જણાવ્યું હતું કે વીસ વર્ષમાં વૈદ્યો ઉપર અણધાર્યો આઘાત આવશે અને જો પદ્ધતિપુરઃસર શીખેલા વૈદ્યો તૈયાર નહિ થાય તો તેમના ધંધામાં તેમનું માન જળવાશે નહિ. આ શબ્દોનું વાસ્તવિકપણું ન જ જોવામાં આવ્યું, ધસી આવતી મુશ્કેલીઓ દૂર કરવા ૧૯૧૫ ના વર્ષની શરૂઆતથી ડૉ. પોપટે, પદ્ધતિ પુરઃસર શિક્ષણ લઇ પરીક્ષા આપી પદવી લીધેલા ભિષગ્વરોને આયુર્વેદ વિદ્યાલયના અધ્યાપક મંડળમાં જોડ્યા, અને એજ વર્ષના જુન માસથી ડૉકટર તરીકે પોતે એકલાએ એ શાળા સાથે સંબંધ રાખ્યો. આ રીતે થયેલી યોજના વખને વિદ્યાલય કમિટીએ સ્વર્ગવાસી વૈદરાજ પ્રભુરામ જીવનરામે આયુર્વેદના શિક્ષણ સંબંધે સ્થાપેલી આ શાળાને પ્રજાના ટેકા ઉપર આધાર રાખતી જાહેર સંસ્થા બનાવી. તેના સ્થાપકની યાદગીરીમાં તેને "પ્રભુરામ આયુર્વેદિક કૉલેજ" એવું નામ આપ્યું અને ડૉ. પોપટને તેના પ્રિન્સિપાલ તરીકે સ્થાપ્યા,

આટલું થયા પછી ડૉ. પોપટ નવા કાયદા પ્રમાણે ૧૯૧૫ ના જાન્યુઆરી માસમાં રજીસ્ટર્ડ થયા. ૧૯૧૨ માં રજીસ્ટરનો આ કાયદો કરતી વખતે નામદાર સરકાર તથા નામદાર સર્જન જનરલ તરફથી વારંવાર વચન આપવામાં આવ્યાં હતાં કે એ કાયદો વૈદ્યો અને હકીમોના મોભા અને કામની વચમાં આવશે નહિ. આ વચનો ઉપર પૂર્ણ વિશ્વાસ રાખી ડૉ. પોપટે ઉપર જણાવેલું પગલું ભર્યું પરંતુ રજીસ્ટર્ડ થયા પછી ચોથેજ મહિને ડૉ. પોપટને તેમની આયુર્વેદિક

કૉલેજના સંબંધને નવા કાયદા પ્રમાણે "નિન્દ્ય વર્તણૂક" ઠરાવી તે કૉલેજ સાથેનો સંબંધ છુટો કરવા મેડીકલ કાઉન્સિલ તરફથી નોટીસ આપવામાં આવી. આ બનાવે મુંબાઇની જાહેર પ્રજા, ડૉક્ટરો, વૈદ્યો, હકીમોમાં ખળભળાટ ઉત્પન્ન કર્યો. શરૂઆતથી છેવટ સુધી મેડીકલ કાઉન્સિલના રજીસ્ટરમાં ડૉક્ટરોનું આયુર્વેદ સંબંધનું છૂટાપણું આ પ્રમાણે લૂંટી લેવાની તજવીજ થઇ, અને એ કાઉન્સિલ આજ અને હવે પછી આયુર્વેદ સંબંધે શું પગલાં ભરશે, નામદાર સરકારના કાન ઉપર એ પ્રાચીન શાસ્ત્ર સંબંધી શું શું ખોટી વિગતો લાવશે તેનો ખરો આભાસ આ ન સમજી શકાય તેવા બનાવથી જણાયો. આ પ્રમાણે ૧૯૧૫ ના વર્ષની અધવચે મુંબાઇની મેડિકલ કાઉન્સિલે આયુર્વેદ વિરૂદ્ધ પોતાની લડત શરૂ કરી. વિના કારણ, કંઇપણ હેતુ વગર માત્ર વૈદ્યો અને હકીમોને પોતાથી હલકા બનાવવાને ખાતર આ લડત કાયદાના રક્ષણના મજબૂત કોટમાં ભરાઇ તેઓએ શરૂ કરી. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ બન્ને પક્ષ વધારે અને વધારે એંટ ઉપર ચડતા ગયા, અને છેવટે મેડીકલ કાઉન્સિલે ડૉ. પોપટ ઉપર તેમના આયુર્વેદ સાથેના સંબંધને ખાતર "નિન્દ્ય વર્તણૂક"નો આરોપ મુકી પોતાના રજીસ્ટરમાંથી તેમનું નામ કાઢી નાખવાની ધમકી આપી.

સ્વપ્નમાં પણ ન સમજી શકાય તેવી આ સ્થિતિ. મુંબાઇની મેડીકલ કાઉન્સિલે નામદાર સરકારના વૈદ્યો અને હકીમોના મોભા સંબંધમાં જાહેર વચનો છતાં ઉભી કરી. વૈદ્યોથી આ સ્થિતિ સહન ન થઇ, હકીમો તે સાંખી શકયા નહિ, અને મુંબાઇની જાહેર પ્રજા આ અઘટિત હુમલો સહન કરી શકી નહિ,

### ડૉ. પોપટને અણધારી મદદ

ડૉ. પોપટે આ વિષયનો નિકાલ કરવાને માટે નામદાર વાઇસરૉય લૉર્ડ હાર્ડિન્જના પ્રાઇવેટ સેક્રેટરી સાથે પત્રવ્યવહાર ચાલુ કર્યો.

પન ત્નહાર શરૂ થયા પછી માત્ર એક મહિનાના અરસામા લૉર્ડ હાર્ડિંજે દિલ્હીમા આયુર્વેદિક તિબ્બી કૉલેજનો પાયો નાખ્યો.

ઈમ્પીરીયલ કાઉન્સિલમા સ્વ ડૉક્ટર પાર્ડી લ્યુકિસે આયુર્વેદની તરફેણમા એક જાણવાજોગ ભાષણ કર્યું, અને આયુર્વેદને કેવી રીતે ઉત્તેજન આપી શકાય, તેને માટે પ્રાન્તિક સરકારો ઉપર સક્યુંલરો કાઢવામા આ યા. આ ચર્ચાવોથી પણ મુબાઇની મેડીકલ કાઉન્સિલે ધડો લીધો નહિ અને ડૉ પોપટ પાસે વધારે કડકાઈથી તેમની વર્તણુક બાબે ખુલાસો માગવામા આ યો છેવટે ડૉ પોપટે આયુર્વેદ શુ છે, તે કેમ શીખાય છે, આર્યાવર્તમા તેનો કેટલો બધો લાભ લેવાય છે અને તે સ બધે યુરોપ તથા અમેરિકાના વિદ્વાનો શુ અભિપ્રાય ધરાવે છે તે સબધે એક જાણવાજોગ લબાણુ જવાબ મેડિકલ કાઉન્સિલ ઉપર મો લી આપ્યો

## ઑન મિ૦ પટેલ આયુર્વેદની મદદે

આ ચળવળ ચાલતી હતી તે છાપાદ્વારા તથા બીજી રીતે ઑન મિ૦ પટેલને કાને આવી, અને તેમના હમેશના રિવાજ મુજબ, મેડીકલ કાઉન્સિલને હાથે થતો અન્યાય સહન ન કરી શકવાથી તેમણે વૈદ્યો અને હકીમોનો મોભો જળવાય તેવો એક ખરડો મુબાઇની ધારાસભામા દાખલ કર્યો, અને તેમા ડૉ પોપટ ઉપર મેડીકલ કાઉન્સિલે ઉપાડેલો કેસ રજુ કરવામા આવ્યો ધારાસભામા ના૦ ગવર્નરની હાજરીમા આયુર્વેદની તરફેણમા ઑન મેમ્બરોએ જે જાણવાજોગ ભાષણો આપ્યા હતા તે આયુર્વેદના ઇતિહાસમા હમેશને માટે યાદગાર રહી જશે

## મુબાઈ ઇલાકાના લગભગ સર્વ આગેવાન આયુર્વેદની મદદમાં

જે ગૃહસ્થોએ એ ઉપયોગી પ્રાચીન શાસ્ત્ર વિરૂદ્ધ પોતાના વિચારો જણા યા તેઓની તમ્નાદી દલીલો તોડવામા ઑન મિ૦ પટેલ, મિ૦

બેન્ની, મિ૦ ગોકખેલે, મિ૦ ચુનીલાલ મહેતા. મિ૦ ગોકળદાસ પારેખ, મિ૦ ઉપાસની, મિ૦ ગરૂડે, જે પ્રશંસાલાયક ભાગ ભજવ્યો તેને માટે આયુર્વેદને ચાહનારા સર્વ જણ તેઓના આભારી છે. મુંબાઇમાં પણ એજ વિષય પર સર નારાયણ ચંદાવરકરે મુંબાઇની જાહેર સભામાં આયુર્વેદની વિરૂદ્ધતાનું જે તકલાદીપણું બતાવ્યું તે કાયદાની રીતે અને વ્યવહારિક રીતે કોઇના પણ મન ઉપર મજબૂત અસર કરે તેમ હતું. પણ આ કાયદો પસાર થાય તો નામદાર સરકારે માત્ર પાંચ વર્ષ થયાં સ્થાપેલી મેડીકલ કાઉન્સિલની સ્થિતિ કફોડી થઇ પડે એજ માત્ર મન ઉપર રાખી, ધારાસભામાં આયુર્વેદના જાણનારા ડૉકટરો આ ખરડાની સામે થયા. નામદાર સરકારે આયુર્વેદ તરફ નિરંતર તિરસ્કારની નજરથી જોનારા બે બે ડૉકટરો, ડૉ. સર નરીમાન તથા ડૉ. રાવને ધારાસભામાં ખાસ નિમ્યા અને એ પ્રમાણે માત્ર ચાર વધુ મતે આ ખરડો સરકારે રદ કર્યો.

## નામદાર ગવર્નર ઉપર થયેલી ઉંડી અસર

સારા કામમાં હંમેશ મુસ્કેલી અને અડચણો આવ્યા કરે છે અને નિરાશ થનાર માણસ કોઇ પણ દિવસ ફતેહ પામી શકતો નથી. ખરડો નિષ્ફળ ગયે પણ ધારાસભામાં થયેલાં જાણવાજોગ વ્યાખ્યાનોએ નામદાર સરકાર તથા ખાસ કરી નામદાર ગવર્નરના મન ઉપર ઘણીજ ઉંડી અસર કરી, અને તેથી નામદાર સરકાર તરફથી થતા ભાષણ દરમિયાન એમ બોલાયું કે આ ખરડાએ જે સ્થિતિ ઉભી કરી છે, તેથી મેડીકલ કાઉન્સિલના કામમાં અડચણ થવાનો સંભવ છે. પણ આયુર્વેદ સંબંધે કંઇ પણ ખાસ યોજના તૈયાર કરવી એ બાબતને નામદાર સરકારની અનુમતિ છે.

## બુધવાર તા. ૧૭ મી અકટોબર ૧૯૧૭ ના દિને આયુર્વેદ સંબંધે મેડીકલ કાઉન્સિલ તરફથી ડૉ. પોપટની તપાસ અને તેમાં તેમને મળેલી ફતેહ

આ પ્રમાણે ધારાસભાની આયુર્વેદની લડતનો તેની તરફેણમાં

અંત આવ્યો, પણ મુંબઇની મેડીકલ કાઉન્સિલના મન ઉપર તેથી સહેજ પણ અસર થઈ નહિ. તેઓએ ડૉ. પોપટ ઉપર મૂકેલા આરોપની તપાસને માટેનો તા. ૧૭ મી અક્ટોબર ૧૯૩૭ નો દિવસ ઠરાવ્યો, અને તે દિવસે મેડીકલ કાઉન્સિલની કોર્ટમાં તેમને તેમના બચાવ માટે હાજર થવા ફરમાવ્યું.

પાંચ યુરોપિયન, ચાર પારસી, બે હિન્દુ, એક ક્રિશ્ચિયન અને એક મુસ્લિમ એ પ્રમાણે તેર ડૉક્ટરોની આ કોર્ટ હતી. મિ૦ કેંપબેલ બેરિસ્ટર એસેસર તરીકે હાજર થયા હતા, અને મેડીકલ કાઉન્સિલ તરફથી આ કેસ ચલાવવાને સરકારી સોલિસિટર મિ૦ નિકલસન, તથા કાઉન્સિલના રજીસ્ટ્રાર મિ૦ બોકરો હતા. ડૉ. પોપટ પોતે તથા તેમની સાથે તેમની તરફથી મિ૦ ભાઇશંકર, કાંગા અને ગિરધરલાલ, સોલીસિટરની પહેડીવાળા મિ૦ ગિરધરલાલ તથા એડવોકેટ મિ૦ ભુલાભાઇ દેસાઇ હાજર થયા હતા. કોર્ટનું કામ સવા બાર વાગે શરૂ થયું હતું તે વખતે આ કેસ મુલતવી રાખવાને મિ૦ ભુલાભાઇ તરફથી અરજ કરવામાં આવી હતી, જે સ્વીકારવામાં આવી નહોતી. આ વખતે મિ૦ ભુલાભાઇએ ડૉ. પોપટ તરફનો કેસ રજુ કરતાં, મુંબાઇની બહારના કેટલાક જાણીતા ડૉક્ટરોને જુબાની માટે બોલાવવાને માટે મેડીકલ કાઉન્સિલ પાસે સમન્સ માગ્યા હતા, પણ નામદાર સર્જન જનરલે જણાવ્યું કે તેવો કંઇ હક્ક તેમને હતો નહિ. આ ઉપરથી નામદાર સરકારને એ બાબતમાં અરજ કરવા બની આવે તેટલા માટે ફરી કેસ મુલતવી રાખવા અરજ કરવામાં આવી અને જણાવવામાં આવ્યું કે જો એ જુબાનીઓ રજુ કરી નહિ શકાય, તો ડૉ. પોપટને અન્યાય મળવાનો સંભવ છે. આ અરજ પણ મેડીકલ કાઉન્સિલ તરફથી નામંજુર કરી, કેસ આગળ ચલાવવાનો સર્જન જનરલે આગ્રહ કર્યો, જેથી ડૉ. પોપટ ઉપરનો ચાર્જ કાઉન્સિલના રજીસ્ટ્રારે વાંચી સંભળાવ્યો, અને ડૉ. પોપટે પોતાને એ ચાર્જને માટે બિન-ગુન્હેગાર જણાવ્યા તથા પોતાની જુબાની આપવા માટે રજુ થયા.

## ડૉ. પોપટની આયુર્વેદ સંબંધે જુબાની

મિ૦ ભુલાભાઇ તરફથી પ્રભુરામ આયુર્વેદિક કૉલેજની સ્થાપના, તેમાં થતું કામ, તેમાં કામ કરતા અધ્યાપકો, શીખવાતા વિષયો, લેવામાં આવતી પરીક્ષાઓ અને અપાતાં પ્રમાણપત્રો વિષે લંબાણ તપાસ ચલાવવામાં આવી; જે પછી સામી બાજુથી ડૉ. પોપટની ઉલટ પાલટ તપાસ નામદાર સર્જન જનરલ તરફથી શરૂ થઇ. શંકામય સઘળી બાબતોનો ડૉ. પોપટ પાસે ખુલાસો માગવામાં આવ્યો, જે તેમણે શુદ્ધ મનથી તથા નિઃશંક અંતઃકરણથી હિંમત અને વિદ્વત્તા સાથે આપ્યો.

## કાઉન્સિલની વિરૂદ્ધ વલણમાં થવા લાગેલો ફેરફાર

આ તપાસ દરમિયાન કાઉન્સિલની તેમની તરફની વિરૂદ્ધ વલણ બદલાતી ગઇ. ડૉ. પોપટ અર્ધો કલાક સુધી ઉભા રહી બોલ્યા પછી તેમને બેસવાની સૂચના કરવામાં આવી અને કાઉન્સિલના એક વૃદ્ધ યુરોપિયન ડૉકટર મેમ્બરે તેમને પોતાની ખુરશી આપી. પણ ડૉ. પોપટે ઉપકાર સાથે એ મહેરબાની સ્વીકારવા ના પાડી અને જણાવ્યું કે જ્યાં સુધી હું તમારી નજરમાં ગુનેહગાર છું ત્યાં સુધી હું બેસવાનું પસંદ કરતો નથી. વિરૂદ્ધતાના જેટલા પ્રશ્નો પૂછવામાં આવ્યા તે બધાનું નિરાકરણ કરતાં લગભગ ત્રણ કલાક ગયા. ત્યાં સુધી ડૉ. પોપટ ઉભાજ રહ્યા હતા. આ પછી વિરૂદ્ધ પક્ષને તેઓની જુબાની રજુ કરવા મિ૦ ભુલાભાઇએ જણાવ્યું; પણ તેવી કોઇ પણ જુબાની રજુ કરવામાં આવી નહિ. જેથી મિ૦ ભુલાભાઇએ પોતાનું ભાષણ શરૂ કરતાં ડૉ. પોપટે પોતાની જુબાનીમાં જણાવેલી જુદી જુદી વિગતો ઉપર ભાર મૂકી, પ્રભુરામ આયુર્વેદિક કૉલેજના પ્રિન્સિપાલ તરીકે તેઓ જે જે કામ કરે છે તે કામને સંબંધે કોઇ પણ રીતે તેમની ઉપર મેડીકલ કાઉન્સિલે મૂકેલો "નિન્દ્ય વર્તણુક"નો ચાર્જ સિદ્ધ થઇ શકતો નથી, એમ દલીલ રજુ કરી. વિરૂધ્ધ પક્ષ તરફથી મિ૦ નિકલસને કોઇ

પણ ભાનનું ભાષણ કર્યું નહિ અને મેડીકલ કાઉન્સિલના એ તે સભાસદો છેવટના ચુકાદાને માટે રિટાયર થયા.

## ડૉ. પોપટ ઉપરના આરોપ સાબિત થયા નહિ

આ પછી પોણા કલાકે ડૉ. પોપટને નામદાર સર્જન જનરલે જણાવ્યું કે અમારી કાઉન્સિલ એવા અભિપ્રાય ઉપર આવી છે કે તમારી ઉપર જે આરોપ મૂકવામાં આવ્યા છે તે સાબિત થઇ શકતા નથી. ડૉ. પોપટે નામદાર સર્જન જનરલનો ઉપકાર માન્યો અને તે બાદ કાઉન્સિલ વિખરાઇ ગઇ.

## ડૉ. પોપટને સર્વ મેડીકલ કાઉન્સિલરો તરફથી તેમની ફતેહ માટે આપવામાં આવેલી મુબારકબાદી

જતાં જતાં દરેક કાઉન્સિલરે ડૉક્ટર પોપટને તેમની થયેલી ફતેહ માટે પોતપોતાની અંતઃકરણપૂર્વક મુબારકબાદી આપી અને સાંજના સાડા ચાર વાગે સર્વ જણ છૂટા પડયા.

આ પ્રમાણે મેડીકલ કાઉન્સિલે ઉપાડેલા આ કેસનો સવા બે વરસે નિકાલ થયો અને તેની અંદર ડૉ. પોપટનાં પ્રભુરામ આયુર્વેદિક કૉલેજ અને તેના સંબંધના સર્વ કાર્યોને યોગ્ય ઠરાવવામાં આવ્યાં.

આયુર્વેદ ઉપર આ આઘાત આવવો અને તેનો બચાવ કરવા ડૉ. પોપટ પ્રભુરામનુંજ સાધનભૂત થવું, એ તથા પોતાનાં તન, મન અને ધનને આયુર્વેદ માટે અર્પણ કરી તેઓએ આવી એક આયુર્વેદની વિરૂદ્ધની કાઉન્સિલમાં પણ આયુર્વેદના બચાવ માટે અડગ ઉભા રહેલું તથા પોતાની વિદ્વત્તાથી ફતેહ મેળવવી એ બનાવ વૈદકીય મંડળ તથા જાહેર પ્રજામાં ડૉ. પોપટને માટે અતિશય માન સાથે નિરંતર યાદ રહેશે.

પોપટ પ્રભુરામ

# આયુર્વેદનું શિક્ષણ

## હાલના સંજોગો વચ્ચે તે કેવી રીતે અપાવું જોઇએ?

આયુર્વેદના શિક્ષણ વિષે વારંવાર ચર્ચા થયેલી છે અને તે બાબતમાં હજી કેટલાક મતભેદ આપણા જોવામાં આવે છે. છતાં, માત્ર મત દર્શાવવાવાળા વૈદ્યો અને ખરેખર શિક્ષણ આપી પોતાના વિદ્યાર્થીઓને ફતેહમંદીથી વૈદક ધંધો કરતા જોવાની ઇચ્છાવાળા શિક્ષકોના મતમાં ઘણો ફરક પડે છે. આ ફરક પડવાનું મુખ્ય કારણ ચરક, સુશ્રુત, વાગ્ભટ્ટ, વગેરે ગ્રંથો રચવામાં આવ્યા તે વખતની અને હાલના વખતની રહેણી કરણી, આચાર વિચાર તથા બીજા દેશોની વૈદક પદ્ધતિનો આપણી વચ્ચે થયેલો પ્રચાર, એ હોવું જોઇએ.

ધંધાને ખાતર કોઈ પણ શાસ્ત્રનું અધ્યયન કરવું તથા કરાવવું તે, જે ધંધાનું જ્ઞાન, વિદ્યાર્થીઓને આપવામાં આવ્યું હોય તેમાં, તે પોતાની કાર્યકુશળતાથી દીપી નીકળે એ હેતુથીજ હોવું જોઇએ; અને જ્યારે આ હેતુ સાચવવાની જરૂર છે ત્યારે તેવી જાતના શિક્ષણની પદ્ધતિ આપણે આયુર્વેદના શિક્ષણ માટે ચાલુ કરવાની પણ ખાસ જરૂર છે.

આયુર્વેદનો દરેક ગ્રંથ, સંસ્કૃત ભાષામાં—શ્લોકોના રૂપમાં લખાયેલો છે. આ શ્લોકો મુખપાઠને માટે ઘણાજ સરળ છે. પણ, ઉપર કહ્યું તેમ, જે ધંધામાં માણસના જીવન સાથે આપણે આપણું કામ બતાવવાનું છે, તે ધંધામાં સંસ્કૃત શ્લોકોનો મુખપાઠ કરવાથી કંઇ પણ લાભ મળી શકે નહીં, એ સર્વ કોઇ સહેલાઇથી સમજી શકશે.

આમ છતાં, એ શ્લોકો મુખપાઠ ન કરવા એ હેતુ હોવો ન જોઇએ. કારણ કે, શ્લોકોની પદ્ધતિમાં એક વિષયને યાદ રાખવો એ બીજી કોઇ પણ રીત કરતાં વધારે સરળ રીત છે. પણ તે યાદ રાખવા સાથે, એ શ્લોકનો ભાવાર્થ શું છે, શાસ્ત્રીય રીતે તેનો શું અર્થ થાય, પ્રત્યક્ષ જ્ઞાન માટે તેની અંદર શું શું બાબતો સમાયેલી છે, અને તે બાબતો પ્રત્યક્ષ રૂપમાં વિદ્યાર્થીઓ સમજી શકે અને તે પ્રમાણે કરી શકે એટલે સુધીનું જ્ઞાન આપવા સાથે, આ શ્લોકો મુખપાઠ કરવાની પદ્ધતિ ઉપર વૈદકશાસ્ત્રનો અભ્યાસ કરાવવામાં આવે, તોજ તે લાભકારક નીવડે. તેમ જો ન થાય તો એ મુખપાઠ, વૈદક જેવા જોખમી અને મહત્વના ધંધામાં સહેજ પણ ઉપયોગી નીવડે નહિ.

આપણા પ્રાચીન ગ્રંથોની લખાણશૈલી માટે આટલું કહ્યા પછી, હવે, એક વિદ્યાર્થીએ વૈદ્ય થવા માટે વૈદકશાસ્ત્ર સંબંધે ખાસ શું શું વિષયોનો અભ્યાસ કરવો જોઇએ, તે સમજવાની જરૂર છે, અને અર્વાચીન પ્રત્યેક વૈદકશાળામાં તેવા દરેક વિષયનો અભ્યાસ કરાવવાની અગત્ય છે. આ દરેક વિષયના અભ્યાસ માટેની યોજના કરતા અધ્યાપકે ખાસ કરીને, એટલું સમજવાનું છે કે, આપણા પ્રાચીન ગ્રંથો, તે વખતે છાપવાની કળાની શોધ થયેલી ન હોવાથી, ઘણાજ ટુંકામાં અને શ્લોકોના રૂપમાં લખાયેલા છે. અને એક એક શ્લોક તેની અંદર સમાયેલા શબ્દોના રહસ્ય સાથે સમજાવાની તજવીજ કરવામાં આવે, તો તેની ઉપર સંખ્યાબંધ પાનાં લખી શકાય—એટલે આપણું વૈદકશાસ્ત્ર નાનું નથી પણ હાલનાં લખાણની શૈલી પ્રમાણે વિસ્તારથી લખવામાં આવે તો દુનિયામાં અસ્તિત્વ ધરાવતા કોઇ પણ વૈદકશાસ્ત્ર કરતાં તે મોટું છે એમ ખાત્રીથી કહેવામાં અડચણ નથી. અધ્યાપકે આ બાબત લક્ષમાં રાખી, વૈદકના દરેક વિષયના વિભાગો કરી, તેના શિક્ષણની શરૂઆત કરવી જોઇએ.

આ વખતે એક બીજી બાબત વૈદ્યોના ધ્યાન ઉપર લાવવાની હું જરૂર જોઉં છું, અને તે ખાસ કરીને ધંધાની શરૂઆત કરતા વૈદ્યોએ તે વધારે લક્ષમાં લેવાની છે. પ્રાચીન ગ્રંથકારોમાંના કેટલાકોએ પોતાના

ગ્રંથોમાં વૈદક સંબંધી દરેક જુદા જુદા વિષયોનો સમાવેશ કરવાની તજવીજ કરી છે; તેમ બીજાઓએ પોતાને પસંદ પડતા વિષયો ઉપરજ પોતાના ગ્રંથોમાં વિવેચનો કર્યાં છે. શાઙ્ગર્ધરમાં વૈદક સંબંધી દરેક વિષયનો સમાવેશ ટુંકમાં કર્યો છે, જો કે તેમાં પણ કેટલાક વિષયો, જેને આધુનિક ગ્રંથકારો વધારે અગત્યતા આપે છે તે મૂકી દેવામાં આવ્યા છે. માધવનિદાને માત્ર નિદાનનો વિષય વિસ્તારથી લખ્યો છે. ભાવપ્રકાશ, ચિકિત્સા સંબંધી બહુ ઉપયોગી ગ્રંથો, વાગ્ભટ્ટ, ચિકિત્સા, ઇન્દ્રિય વિજ્ઞાન, ત્રિધાતુ અને તે સાથે નિદાન વિષયમાં બહુ ઉચ્ચ વિચારો રજુ કરે છે. સુશ્રુત, શારીર અને શસ્ત્રવૈદક ઉપર લંબાણ વિવેચન કરે છે, અને બીજા વિષયોને ઓછું સ્થાન આપે છે. તથા ચરક ચિકિત્સાશાસ્ત્રીય નિર્ણયો સાથે, વૈદક સંબંધી બીજાં પુસ્તકોમાં રહી ગયેલા ગૂઢ વિષયો સંબંધે લખાણ કરે છે. ચરકમાં આપણને કૃમિતંત્ર, જેને હમણાં bacteriology ને નામે પાશ્ચિમાત્ય વૈદકમાં બહુ ઉપયોગી વિષય ગણવામાં આવ્યો છે તે જોવામાં આવે છે. સુશ્રુતની શસ્ત્ર ક્રિયાઓ, આધુનિક કોઈ પણ ડૉકટરને મનન કરવા જેવી લાગ્યા વગર રહેશે નહિ. વાગ્ભટ્ટ અને ચરકની ચિકિત્સા, વાયુ, પિત્ત અને કફને આધારે, અંગ્રેજી વૈદકના therapeutics ના કોઈ પણ ગ્રંથને ટક્કર મારે તેવી જોવામાં આવે છે. ભાવપ્રકાશ, જુદી જુદી ખોરાકની વસ્તુઓના ગુણદોષ સાથે પોતાની ચિકિત્સા માટે વખણાય છે, અને શાઙ્ગર્ધર ઔષધિઓની જુદી જુદી બનાવટો અને તેના ગુણદોષ માટે ઘણોજ ઉપયોગી છે. આ સિવાય, બીજા ગ્રંથોમાં ખાસ વિષયો ચર્ચવામાં આવેલા છે, જેવા કે, યોગ રત્નાકર, રસરત્ન સમુચ્ચય, રસ રત્નાકર વગેરે રસશાસ્ત્રના ગ્રન્થો રસાયનોની બનાવટો તથા તે સંબંધી ચિકિત્સા માટે બહુ ઉપયોગી છે. આયુર્વેદિય રસાયનો શું છે તે ન જાણનારા ડૉકટરો હમેશ રોગીઓને દેશી રસાયનોથી ચોંકાવે છે, તે ફૂટી નીકળશે અથવા બીજું નુકસાન કરશે એમ કહી ગભરાવી મારે છે. પણ મારા ત્રીસ વર્ષના વૈદક ધંધાના અનુભવમાં કોઈ પણ રસાયન કોઈ પણ રોગીને ફૂટી નીકળેલ હોય એમ મારા જોવામાં આવ્યું નથી. અને હું હિંમતથી કહું છું કે, ડૉકટરોની આ માન્યતા તેઓએ ગમે તે

રીતે ગ્રહણ કરી હોય, તોપણ તે, દેશી વૈદક વિરૂદ્ધ તેઓનો એક ખોટો અને હીચકારો હુમલો છે. હું મારા વૈદ્ય મિત્રોને ભલામણ કરીશ કે, તમારા રોગી સંબંધમાં કોઇ પણ ડૉક્ટર તમને તમારી દવા ફૂટી નીકળી છે, એમ જણાવી ઠપકો આપવા નીકળે તો હિંમતથી તમે, તેઓ ખોટા છે, એમ કહેવાને આંચકો ખાશો નહિ. આ વિષય અહીં લંબાણથી ચર્ચવા હું માગતો નથી; પણ એટલું કહેવાની જરૂર જોઉં છું કે, કોઇ પણ રસાયન ક્રિયા, ગમે તો તે કાચી હોય કે પાકી હોય, તેમાં શરીર ઉપર ફૂટી નીકળવાનો ગુણુ છેજ નહિ. અને ફૂટી નીકળનાર જે જે ઔષધો છે, તે જેની રીતે અંગ્રેજી વૈદકશાસ્ત્રની રીતે તેનો ઉપયોગ કરવાથી ફૂટી નીકળે છે, તેવીજ રીતે, તેજ દવાઓ દેશી વૈદકશાસ્ત્રની રીતના ઉપયોગથી પણ ફૂટી નીકળશે. પણ આ ઔષધોમાંનું એક પણ આયધ રસાયન નથી. વૈદ્યો અને ડૉક્ટરોમાં, પોતે કાંઇક જાણે છે એવી માન્યતા સાથે ઘુમતા કેટલાક દરદીઓને એવી ટીકા કરતાં મેં જોયેલા છે કે, "ડૉક્ટર સાહેબ ! તમે દેશી વૈદકનાં વખાણ તો કરો છો, પણ મને તેની ઉપર ભરોસો આવતો નથી. વખતે રસાયન ફૂટી નીકળે તો કોને પૂછવા જઇએ ?" આ એક અજ્ઞાનતાની ટોંચ છે, અને આવા ગૃહસ્થોના મનમાં એ વિચારો ઠસાવવા તે, તે ઠસાવનારની અજ્ઞાનતા અથવા તો તેમની કોઈ પણ પ્રકારની અયોગ્ય મતલબ કહેવાય; બીજું કાંઈ હોઇ શકે નહિ.

વિષય ત્રુટ થવા બાબત હું અહીં એટલોજ બચાવ કરું છું કે, આયુર્વેદ ઉપર જે અયોગ્ય દોષ કેટલાક કેળવાયેલા પણ આ વિષયમાં સાવ અજ્ઞાન માણસો તરફથી મૂકવામાં આવે છે, તે ખોટો છે એ સિદ્ધ કરવાની મારી ફરજ મારે આ તકે જતી કરવી ન જોઇએ, એમ સમજી-નેજ હું જરા મારા મૂળ વિષયથી આડો ઉતર્યો છું.

આયુર્વેદના અભ્યાસ અર્થેનાં જુદાં જુદાં પુસ્તકો માટે સહજ ઇસારો કરી હું તેના હોવા જોઇતા અભ્યાસક્રમ માટે હવે લખું છું.

વૈદકશાસ્ત્રનો અભ્યાસક્રમ એવો હોવો જોઇએ કે, એક રોગીનું નિદાન અને તેની ચિકિત્સા કરવા માટે જે જે ઉપયોગી સાધનો એટલે

એક બીજો ઉપયોગી વિષય, જે, આયુર્વેદ શિખવતી સર્વ શાળાઓમાં દાખલ કરવાની જરૂર છે અને જેની ઉપર હાલ સુધી કાંઇપણ લક્ષ આપવામાં આવ્યું નથી, તે વિષય વિષે હું લખવાની ખાસ જરૂર જોઉં છું. આ વિષયને હું, ઉપવૈદક, એવું નામ આપું છું. દરેક વિદ્વાન વૈદ્યે અથવા અનુભવી ચિકિત્સકે, એટલુંજ નહિ, પણ આયુર્વેદનું શિક્ષણ આપતી શાળાઓના શિક્ષકોએ ઘણી વખત નિરાશા સાથે જોયું હશે કે, ધંધામાં પડનાર નવા ચિકિત્સકો, પોતાના કામની બાબતમાં ઘણો હસવા જેવો દેખાવ ઘણી વખત કરે છે. મેં જોયું છે કે વૈદ્યો, લાકડાની નળી stethoscope અથવા બન્ને કાનમાં નખાય તેવાં "બિનોરલ" Binauralથી છાતી તપાસવાની તજવીજ કરે છે. આમ કરતાં તેઓ છાતી ઉપર મૂકવાનો છેડો, કાન ઉપર મૂકે છે, તથા કાનનો છેડો છાતી ઉપર મૂકે છે. તેમજ "બીનોરલ"ની બાબતમાં, કાનના વાંકની દિશામાં કાનની નળી નાંખવાને બદલે ઉંધીજ નાખે છે. રોગીને બસ્તી આપવા બાબતમાં જ્યાં સુધી તેઓનું કામ હુકમ કરવા સુધીનું હોય છે ત્યાં સુધી તો ઠીક છે, પણ કોઇ વખત જ્યારે તે કરવાનું પોતાની ઉપરજ આવી પડે છે ત્યારે તે બાબતના તેમના અનુભવ અથવા જ્ઞાનની ગેરહાજરી તુરત જણાઇ આવે છે. આજ પ્રમાણે તાવ તપાસવાની નળીની બાબતમાં, જુદા જુદા રોગી માટેના ખોરાક બનાવવાની આજ્ઞાઓ આપવાની બાબતમાં, બેત્રણ રોગીની વ્યવસ્થા બાબતના હુકમો આપવા બાબતમાં અને એવાંજ બીજાં જરૂરજોગાં કાર્યોની બાબતમાં ન માફ થઇ શકે તેવી અજ્ઞાનતા તેઓ બતાવે છે. આમ હોવાથી, અને એ કાર્યની અકુશળતાને લીધે જનસમૂહની નજરમાં એવા નવીન ચિકિત્સકો હલકા પડવાની ધાસ્તી હોવાથી, તેઓને ઉપરનો ઉપવૈદકનો વિષય, ખાસ શિખવાની જરૂર છે. જેથી તેઓ આવું કામ ઘણુંજ સારૂં કરી શકશે, એટલુંજ નહિ પણ બીજા અનુભવી, લાંબા વખતથી કામ કરતા વૈદ્યોને તેમના કામમાં મદદગાર પણ થઇ શકશે.

ઉપવૈદકનો વિષય છુટક છુટક, આયુર્વેદના જુદા જુદા ગ્રંથોમાં જુદે જુદે ઠેકાણે જોવામાં આવે છે. તેનો સંગ્રહ કરી વૈદક અભ્યાસની

શરૂઆતમાં તેનું શિક્ષણ આપવામાં આવે તો તે, બહુજ ઉપયોગી થ
શકે, અને નવા થનાર વૈદ્યને પોતાના કાર્યમાં ઘણીજ સરળતા થઇ શકે
આજ સુધી એ પ્રયાસ સંસ્કૃત ભાષામાં થયેલો જોવામાં આવ્યો નથ
પણ સન ૧૯૧૨ માં રા. રા. વૈદ્યરાજ જટાશંકર લીલાધર ત્રિવેદીએ
"રોગી પરિચર્યા"નું એક પુસ્તક બહાર પાડી, આ બાબતમાં ઘણી
સરળતા કરી આપી છે. તો એ વિષયના અધ્યાપકે આયુર્વેદમાંથી
શિક્ષણ આપતી વખતે આ ગ્રંથની સહાયતા લેવી ઘણીજ ઉપયોગ
થઇ પડશે.

નિદાન ચિકિત્સાના કાર્ય ઉપર જવા પહેલાં ઉપરના વિષયે
સિવાય, વનસ્પતિશાસ્ત્ર, રસાયન વિષય અને ઔષધિ ક્રિયા તથા ગુ
દોષનો વિષય જાણવાની ખાસ જરૂર છે. વનસ્પતિશાસ્ત્ર માટે હા
પોરબંદરનિવાસી રા. રા. જયકૃષ્ણ ઇંદ્રજીનું પુસ્તક ઘણુંજ વિસ્તારવાળ
અને ઉપયોગી છે. આ સિવાય સંસ્કૃત પુસ્તકોમાંથી તારણ કરી
સ્વર્ગવાસી રા. રા. વૈદ્યરાજ રૂગનાથજી ઇંદ્રજીએ એક બહુ સારો લે
બહાર પાડયો છે. પણ કમનસીબે તેની પ્રતો જોઇએ તેવી સહેલાઇથ
મળી શકતી નથી. કલકત્તામાં આવી જાતનો એક ગ્રંથ વનૌષધિ
બંગાળી અને ઇંગ્લીશમાં બહાર પડેલો છે, અને વનસ્પતિ બૃહન્નિઘંટુમ
આ વિષય બહુ લંબાણથી ચર્ચવામાં આવ્યો છે. વનસ્પતિશાસ્ત્રન
અભ્યાસ માટે આવા ગ્રંથોનો અભ્યાસ અને મનન જરૂરનો છે
એટલુંજ નહિ પણ જંગલ, પહાડો અને નદી કિનારે ફરી ફરી
ગ્રંથોમાં જણાવેલી વનસ્પતિઓની ખાસ ઓળખ કરવાની જરૂર છે.
સાથે આયુર્વેદમાં ન જણાતી વનસ્પતિઓની રચના અને ઇન્દ્રિ
વિજ્ઞાનના જ્ઞાન માટે, આધુનિક પાશ્ચિમાત્ય વનસ્પતિશાસ્ત્રની ટુંકમ
મદદ લેવાની પણ જરૂર છે. એજ સમૂહમાં આવતા બીજા વિષ
રસાયનને વિષે હું કાંઇક બોલ્યો છું, અને તેના અભ્યાસ માટે શું
વિશેષતા જરૂરની છે તે જણાવું છું. અહિં હું ખનિજ પદાર્થોમાંથ
બનતી જુદી જુદી ઔષધક્રિયાને રસાયન તરીકે ગણીને મારા વિચારે
દર્શાવું છું. રસશાસ્ત્ર એ બહુ ગહનશાસ્ત્ર છે, અને તેની અંદર પારદ

ભાગ ભજવે છે તેથી દરેક વૈદકશાસ્ત્રના વિદ્યાર્થીએ જાણીતા રહેવાની જરૂર છે. આ વિષયમાં ચાંચ ન ડુબે તેવા નવીન રસાયનીઓએ મને ઘણી વખત પ્રશ્ન કર્યા છે કે, રસસિંદુર એ અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે શું ચીજ હોઇ શકે અને તેની અંદર શું શું તત્વો હોવાં જોઇએ? દરેક વૈદ્ય જાણે છે કે, રસસિંદુરમાં શું શું તત્વો આવે છે, છતાં અંગ્રેજી કઇ વસ્તુ તે આ રસસિંદુર છે એમ સિદ્ધ કરવાની ઇચ્છા રાખનાર સર્વે રસાયનીઓએ જાણવાની જરૂર છે કે, જ્યારે અંગ્રેજી રસાયનશાસ્ત્રમાં આવી કૃતિઓમાં ધાતુ અને ઉપધાતુઓનાં મૂળ-શુદ્ધ તત્ત્વો જુદા પાડી પછી તેનો સંયોગ મનુષ્યની મરજી પ્રમાણે કરવામાં આવે છે, ત્યારે આયુર્વેદમાં એ ધાતુ અથવા ઉપધાતુ જે સ્થિતિમાં જમીનમાંથી મળી શકે છે તેજ સ્થિતિમાં તેને ગ્રહણ કરી, માત્ર તેમાં કોઇ હાનિકારક પદાર્થ ન આવી જાય તેટલા માટે શુદ્ધ કરી, તેને ઔષધના રૂપમાં દેવા ખાતર તેની જુદી જુદી ક્રિયાઓ બનાવવામાં આવે છે. જે કૃતિઓમાં આટલો બધો શાસ્ત્રીય ફેરફાર છે તે કૃતિઓને સરખાવવાની તજવીજ કરવી એ એક મોટી ભૂલ છે. આયુર્વેદમાં જ્યારે કુદરતી ખનિજ પદાર્થો લઇ, તેમને વિષરહિત કરી, તેનાં રસાયનો બનાવી તેનો ઉપયોગ કરવામાં આવે છે, ત્યારે અંગ્રેજી વૈદકશાસ્ત્રમાં કુદરતી પદાર્થોને તેનાં મૂળ તત્ત્વોમાં તોડી, તેને શુદ્ધ કરી, પછી મનુષ્યબુદ્ધિ પ્રમાણે તેનો સંયોગ કરવામાં આવે છે. પહેલામાં ઐશ્વરીય ગુણ આવે છે, પાછલામાં મનુષ્યબુદ્ધિનો પ્રભાવ આવે છે. એમાંથી કયું ઉપયોગી નીવડવું જોઇએ તેની તુલના, આટલું સમજ્યા પછી, દરેક જણ સહેલાઇથી કરી શકશે.

વનસ્પતિશાસ્ત્ર અને રસાયનશાસ્ત્રની સાથે ઔષધિક્રિયા તથા તેના ગુણદોષના વિષયથી માહિત થવાની ઘણીજ જરૂર છે. પ્રત્યેક ઔષધ કેમ બનાવવું તે દરેક વૈદકશાસ્ત્રના વિદ્યાર્થીએ જાણવાની જરૂર છે. અને તે અભ્યાસ વખતે એટલું સમજવાની ખાસ જરૂર છે કે, પ્રાચીન પુસ્તકોમાં એ ઔષધો બનાવવા માટેની જે ક્રિયાઓનું વર્ણન કરવામાં આવ્યું હોય, તે ક્રિયામાં સહેજ પણ ફેરફાર તેમની તરફથી

થતાં, એ ઔષધના ગુણમાં પણ સારો અથવા ખરાબ તેટલો ફેરફાર થવાનો સંભવ છે. આ અભ્યાસની સાથે સાથે, તેનો કેમ ઉપયોગ કરવો, તથા શારીરિક રચના ઉપર તે શું શું અસર કરે છે તે વિષયથી સંપૂર્ણ રીતે માહિતગાર થવાની ખાસ જરૂર છે. આને માટે શાર્ઙ્ગધર, ભાવપ્રકાશ, ચરક, વાગભટ્ટ ભૈષજ્ય રત્નાવલી વિગેરે સાથે ડૉ. વીરજી ઝીણાનું પુસ્તક પણ બહુજ ઉપયોગી છે.

આટલા વિષયો, જેમાં શારીર, ઇન્દ્રિય વિજ્ઞાનશાસ્ત્ર, જેમાં ત્રિધાતુનો સમાવેશ થવો જોઇએ, ઉપવેદક, વનસ્પતિશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર તથા ઔષધિક્રિયા અને ગુણદોષ એ, એક વિદ્યાર્થીએ, નિદાન ચિકિત્સાના ગહન વિષય અને કાર્ય તરફ નજર નાખતાં પહેલાં ખાસ જાણી લેવાની જરૂર છે. સાદી સમજ એમ કહી શકશે કે, આટલા વિષયો જાણ્યા પછીજ એક વિદ્યાર્થી, નિદાન ચિકિત્સા જેવા ગહન તથા મનુષ્યની જીંદગીને માટે જોખમ ભરેલા વિષયમાં માથું મારવાને યોગ્ય થઇ શકે. જો વૈદ્યોની વિરૂધ્ધ કંઇપણ બોલવામાં આવતું હોય તો તે એજ છે કે, તેઓ વૈદું તો કરે છે પણ શરીરની રચના તેઓ જાણે છે? જુદા જુદા અવયવોનાં નિર્માણ થયેલાં કાર્યોથી તેઓ માહિતગાર છે? જે ઔષધો તેઓ વાપરે છે તેની અંદર આવતી ચીજોની તેમને ઓળખ છે? શરીરનાં અવયવો અને ઇંદ્રિયો ઉપરનાં ઔષધોના ગુણદોષથી તેઓ માહિતગાર છે? આ પ્રશ્નોના જે વૈદ્ય સંતોષકારક ઉત્તરો ન આપી શકે, વૈદ્યો ઉત્પન્ન કરતી જે સંસ્થા આવા પધ્ધતિપુરઃસરના શિક્ષણ માટે જોખમદાર ન હોય, અને વૈદ્યોનો જે સમૂહ, સંપૂર્ણ શિક્ષણની આવી યોગ્યતાની તરફેણમાં ન હોઇ પહેલેથીજ પોતાના વિદ્યાર્થીઓને નિદાન ચિકિત્સાના ગહન વિષયમાં નાખવાની ભૂલ કરે, તેઓ, જનસમૂહ તરફ એક ગંભીર ગુન્હો કરે છે.

ઉપર જણાવેલા વિષયો, ઉપર કહ્યા પ્રમાણે પૂરા કર્યા પછીજ નિદાન ચિકિત્સાના વિષયની વિદ્યાર્થીએ શરૂઆત કરવી જોઇએ. નિદાન ચિકિત્સાના વિષયમાં કેટલાક ઘણા અગત્યના વિભાગો છે; અને તે

સર્વને છુટા પાડી તેનો અભ્યાસ કરવાથી વિદ્યાર્થી દરેક વિભાગમા ચોક્કસ રીતે આગળ વધી શકે છે. નિદાન ચિકિત્સાનો મુખ્ય અને મોટો વિભાગ, ઔષધો આપી, રોગીને સારા કરવાનો છે આ વિભાગને ઔષધોપચાર નામ આપવાથી ચાલી શકશે રોગ શુ છે તે, રોગને માટેના જુદા જુદા અને ખાસ ચિહ્નોથી નક્કી કરી, વળી શરીરના કયા દોષનો કોપ છે તે સાથે સાથે તપાસી વિદ્યાર્થીએ એક સપૂર્ણ નિદાન ઉપર આવવાની જરૂર છે ફુફ્ફુસના રોગોમા ફેફસામા શું ફેરફારો થયા છે, તે શારીરિક તપાસ અને તે રોગને લગતા ચિહ્નો અને લક્ષણોથી જાણી, પછી તે રોગ શરીરના વાત, પિત્ત કે કફ માહેના કયા દોષથી થયેલ છે તે નક્કી કરી, પછી તેની ચિકિત્સા ઉપર જવાની જરૂર છે મને કહેવાની જરૂર પડે છે કે, જેમ આ શ્રેષ્ઠ વૈદકશાસ્ત્ર ઉપર નિદાન કરવાનો આધાર રાખતા ડૉકટરો વાતપિત્તાદિ દોષો ઉપર કાંઈજ ધ્યાન આપતા નથી અને ઉલટે એક સાધારણ ઔષધથી સારા થનાર રોગને ભુલવણીના ભયકર ફેરામા નાખી, રોગીને વધારે અને વધારે ગભીર સ્થિતિમા જવા દે છે તેમ, એક વૈદ્ય જે વાત પિત્ત અને કફ, એ દોષોના પ્રાધાન્ય ઉપરજ આધાર રાખી, તે રોગનુ મૂળ સ્થાન સમજ્યા વગરજ રોગીની ચિકિત્સા કરે છે, તે તેમા ભુલ થવાનો સભવ ઊભો કરે છે એક સપૂર્ણ નિદાન માટે આ બન્ને જાતની તપાસની જરૂર છે અને તેને અગે થયેલી ચિકિત્સા ઘણીજ લાભકારક નિવડવાની ખાત્રી રહે છે આ ઔષધોપચાર માટેના નિદાનચિકિત્સા માટે ચરક, સુશ્રુત, વાગ્ભટ્ટ, માધવનિદાન, ભાવપ્રકાશ, શાર્ઙ્ગધર, ડૉ ત્રિભોવનદાસનુ વૈદકશાસ્ત્ર, વૈદ્યરાજ જટાશકરનુ ઘરવૈદુ અને ગરીબોનો વૈદ્ય, એ સર્વ પુસ્તકો ઘણાજ ઉપયોગી છે

નિદાન ચિકિત્સાના બીજા વિભાગમા શસ્ત્રોપચારનો વિભાગ આવે છે શસ્ત્રોપચાર જે રોગમા જરૂરનો છે તે રોગનુ નિદાન શસ્ત્રોપચારની ચિકિત્સાનુ નક્કી કર્યા પહેલા કરવાની જરૂર છે એ નિદાનને માટે પણ શારીરિક રચના ખાસ કરીને ધમની અને શિરાઓના સ્થાન અને બીજા મર્મસ્થાનોનો અનુભવ લેવાની જરૂર છે આ વિષય તરફ

આપણા વૈદ્યો, આજ સુધી બેદરકાર રહ્યા છે. અને કેટલાક એવું માને છે કે આયુર્વેદમાં એવી એવી ઔષધિઓ છે કે જેથી શસ્ત્રોપચારની જરૂર પડતી નથી. આ બાબત કબૂલ કરીએ તોપણ જો છેવટે, આપણા સર્વ ઉપાયો છતાં, શસ્ત્રોપચારની જરૂર પડી તો, વૈદ્યોએ તે રોગીને મૂકી દેવો ? વૈદક શિક્ષણની આટલે દરજ્જેની સુધારણા પછી તેમ કરવું યોગ્ય ગણાશે નહિ, અને જ્યારે સુશ્રુતાચાર્યે એક સારા શિખેલા વૈદ્યને અંતઃકરણમાં ઉમંગ અને એ ઉપચાર કરવાને હિંમત આવે તેટલે દરજ્જે જુદી જુદી શસ્ત્રક્રિયાઓ લખી છે ત્યારે વૈદ્યોએ શું કામ ન કરવી ? તેમાં સુધારા વધારાની જગ્યા હોય તો તે ઓછપ શોધક બુદ્ધિથી અથવા બીજી રીતે શું કામ પૂરી ન પાડવી એ હું સમજી શકતો નથી. આવા શસ્ત્રોપચારોનો શિક્ષણથી અને પ્રત્યક્ષ અભ્યાસ વિદ્યાર્થીઓને કરાવવો જોઇએ. આ વિષયમાં સુશ્રુત અને ત્રિભોવનદાસનું વૈદકશાસ્ત્ર ઘણુંજ ઉપયોગી થઇ પડશે.

નિદાન ચિકિત્સાના ત્રીજા વિભાગ તરીકે સુતિકાશાસ્ત્ર, સ્ત્રી રોગ અને બાળચિકિત્સાથી માહિતગાર થવાની જરૂર છે. આ વિભાગ ઔષધોપચાર તથા શસ્ત્રોપચાર જેટલો વિસ્તૃત નથી, છતાં તેમાં જનની અને બાળકનાં જીવન માટેની જોખમદારી એક વૈદ્યની ઉપર રહે છે. એ વિષયોથી માહિતગાર ન થવાથી સૂતિકામાં થતાં હજારો મરણો, યોગ્ય ઉપચારની ગેરહાજરીમાં મરતાં હજારો બાળકો અને આખો જન્મારો નબળી તબીઅતથી પીડાતી હજારો સ્ત્રીઓને માટે એ વૈદ્ય જોખમદાર રહે છે. સુવાવડ કેમ કરવી એ વિષયનો વૈદ્યે પ્રત્યક્ષ અભ્યાસ કરવાની જરૂર છે. સ્ત્રીઓનો મલાજો સાચવવા માટે આ વિષયમાં સાવિકા તથા પરિચારિકા તરીકેનું શિક્ષણ ઉત્સુક સ્ત્રીઓને આપી તેમને એ કામ સોંપવાની જરૂર છે અને કંઈ પણ મુશ્કેલી આવતાં પાછા ન હઠતાં સુશ્રુતમાં જણાવેલા શસ્ત્ર સંબંધી અથવા બીજો કંઇ ઉપચાર કરવાની જરૂર પડે તો તે કરવાની વૈદ્યને માટે ખાસ જરૂર છે. સ્ત્રીઓના ખાસ રોગોમાં પણ એવીજ રીતે. ગર્ભાશયના રોગોની અને તેના ખાસ ઉપચારોની અવગણના કરતા વૈદ્યો જોવામાં આવ્યા છે. આ પદ્ધતિ મૂકી

દઇ, એ વિષયનું જ્ઞાન પરિપૂર્ણ મેળવી, તેમાં યોગ્ય ઉપચાર કરવાની આવશ્યકતા છે. આ વિષય માટે વાગ્ભટ્ટ, સુશ્રુત, ચરક, ત્રિભોવનદાસનું વૈદકશાસ્ત્ર વૈદ્યરાજ જટાશંકરની ધાત્રિશિક્ષા, વિગેરે પુસ્તકો બહુજ ઉપયોગી થઇ પડશે.

નિદાન ચિકિત્સાના બાકીના વિભાગોમાં કોઇ ઠેકાણે એકલા નિદાનનો વિભાગ જોવામાં આવે છે, અને કોઇ ઠેકાણે એકલી ચિકિત્સા જોવામાં આવે છે. શારીરિક સ્વસ્થતા સાચવવાને માટે જુદા જુદા જે નિયમો સુચવવામાં આવ્યા છે તેને આ વિભાગમાં લઇ શકાય, અને તે પ્રમાણે આખું આરોગ્યશાસ્ત્ર, જેમાં અમુક અમુક રોગો ન થાય, અને ઋતુને અનુસરી શારીરિક સ્વસ્થતા સાચવી શકાય તેને માટેના રસ્તાઓ દેખાડવામાં આવ્યા છે. આ વિષય ચરકમાં તથા વાગ્ભટ્ટમાં ઘણો વિસ્તૃતપણે ચર્ચવામાં આવ્યો છે અને જુદી જુદી ઋતુ, વખત અને કાળની જુદી જુદી ચિકિત્સાઓ તેમાં જણાવવામાં આવી છે. આમાં દિનચર્યા, રાત્રીચર્યા, ઋતુચર્યા તથા તેવે વખતે સેવવાલાયક પદાર્થો તથા વસ્તુઓનું વર્ણન કરવામાં આવ્યું છે. આ આખા વિભાગને નિદાન ચિકિત્સાના મુખ્ય વિભાગથી જુદો પાડી, આરોગ્યશાસ્ત્રને નામે તેના જુદા જુદા નિયમો બતાવવામાં આવ્યા છે; જેની અંદર હવા, પાણી અને ખોરાકને ચિકિત્સા તરીકે ગણી, કયે વખતે કેવી હવા, કેવું પાણી તથા કેવા ખોરાકની જરૂર છે તે જણાવ્યું છે. આ વિષયનો આયુર્વેદમાંથી અભ્યાસ કરતાં, તે એટલો ગહન અને દીર્ઘદૃષ્ટિવાળો જણાય છે કે, જો તેમાં જણાવેલા સૂત્રો પ્રમાણે ચાલવામાં આવે તો શરીરને નુકસાન કરતા જુદા જુદા રોગોને ઉત્પન્ન થતા અટકાવી શકાય છે. આની સાથે સંબંધ રાખતો અંગ્રેજી વૈદકનો વિષય હાઇજીન–hygiene–એટલો બધો ઉંડો નથી, છતાં ઉપલા વિષયની સાથે હાલની પ્રવૃત્તિને અનુસારીને લખાયેલો એ વિષય પણ સાથે સાથે જોવામાં સારો લાભ થવા સંભવ છે, જેને માટે ચરક, વાગ્ભટ્ટ, સુશ્રુત તથા ડૉ. ત્રિભોવનદાસનું વૈદકશાસ્ત્ર ઉપયોગી છે.

નિદાન સાથે સંબંધ ધરાવતો બીજો એક વિષય, અને તેથી નિદાન ચિકિત્સા સાથે અભ્યાસ થવાની જરૂરવાળો વિષય વિષ-પ્રકરણ

તથા તે સાથે ન્યાયવૈદકનો છે. જુદાં જુદાં વિષો વિષે આયુર્વેદના સર્વમાન્ય ગ્રંથો વિસ્તારથી વર્ણન કરે છે. આ વિષો જાણીજોઇને આપવામાં આવ્યાં હોય, અથવા ભૂલથી લેવાઈ ગયાં હોય તેથી થતાં જુદાં જુદાં ચિહ્નોનાં વર્ણન આયુર્વેદમાં મળી શકે છે. આ વિષય સુશ્રુતમાં અને કલ્પસ્થાનમાં લંબાણથી ચર્ચવામાં આવ્યો છે. ઘણી વખતે વૈદ્યોના હાથમાં, આવાં વિષો પેટમાં જવાથી પીડાતા રોગીઓ આવે છે, અને તેનું નિદાન અને ચિકિત્સા કરવાની તેમને ખાસ જરૂર પડે છે. આ બાબત આટલેથીજ અટકતી નથી પણ જો ખરેખર તે વિષ બીજા કોઇને હાથે અપાયું હોય, તો, તેનાં ચિહ્નોથી તે કયું વિષ છે તે નક્કી કરવાનું, અને તે પ્રમાણે જોખમદાર અધિકારી આગળ તે બાબત રજુ કરવાનું જોખમ, ચિકિત્સા કરનાર વૈદ્ય ઉપર રહે છે. આની અંદર ન્યાયનો સવાલ આવતો હોવાથી, નિદાનના એ વિષયને, તે પછીના વૈદ્યોને કરવા પડતાં કાર્યોને "ન્યાય વૈદક" એવું નામ આપવામાં આવ્યું છે. આની અંદરની જરૂરની બાબત, સુશ્રુતમાં કલ્પસ્થાનમાં જુદા જુદા વિષોથી અને આઘાતોથી થતાં જુદાં જુદાં ચિહ્નોનાં બારીક વર્ણન સ્પષ્ટ રીતે મળી શકે છે. હું ભલામણ કરીશ કે આ બે ગ્રન્થો નિદાનના એક વિભાગ તરીકે, દરેક વૈદ્યે, ચરક, સુશ્રુત, વાગ્ભટ, તથા શાર્ઙ્ગધરમાંથી જોવા જોઇએ. અને તેની અંદર પણ ઓછપ જણાય તો તે, એ વિષયમાં આધુનિક પુસ્તક, ખાસ કરીને ડૉ. ત્રિભોવનદાસના વૈદકશાસ્ત્રમાંથી પૂરી પાડવી જોઇએ.

અને હવે, એજ બાબતના બેજ વિષયો, જે નિદાનને માટે અતિશય ઉપયોગી છે તે વિષે થોડું બોલવાની જરૂર છે. આ વિષયો રુગ્ણેન્દ્રિય વિજ્ઞાન pathology અને કૃમિતંત્ર bacteriology છે. રુગ્ણેન્દ્રિય વિજ્ઞાનનું જ્ઞાન નિદાનને માટે એટલું બધું ઉપયોગી છે કે, ઘણી વખત વૈદ્યને, પોતાના નિદાનમાં થયેલી ભૂલો સુધારવાની તક, એ વિષયના જ્ઞાનથી મળે છે. આ વિષયનું જોઇએ તેટલું વર્ણન આયુર્વેદમાં, હાલ અસ્તિત્વ ધરાવતાં પુસ્તકોમાં, જોવામાં આવતું નથી. સુશ્રુતાચાર્યના વખતમાં શબ પરીક્ષાનો પ્રચાર હતો, તે, એમને એમ ચાલુ રહ્યો હોત

તો, આ વિષય આયુર્વેદમાં મુખ્ય સ્થાન લઇ શકત. પણ તેમ ન થવાથી એ વિષય બીજરૂપેજ આયુર્વેદમાં જોવામાં આવે છે, પણ તેની અંદર સુધારો વધારો થઇ શકયો નથી. કાસશ્વાસથી મરણ પામેલ એક માણસ, ખરેખર કાસશ્વાસથીજ મરેલ છે કે નહિ તે નક્કી કરવા માટે કાસશ્વાસમાં ફુફ્ફુસની શું સ્થિતિ હોય છે, અને એક તન્દુરસ્ત ફુફ્ફુસ કરતાં કાસશ્વાસ થયેલા ફુફ્ફુસમાં શું શું ફેરફારો જોવામાં આવે છે તે નક્કી કરવા, મરણ પામેલા કોઇપણ રોગીનાં ફુફ્ફુસ તપાસવામાં આવે છે તેથી, તે ખરેખર કાસશ્વાસથીજ મરણ પામેલ છે કે નહિ તે નકકી થઇ શકે છે. તેવે વખતે તેનો ઉપચાર કરનાર વૈદ્યે તેને કોઇ બીજા રોગથી મરણ પામેલો જણાચો હોય તો, તે પોતાની ભૂલ આ અવયવની મરણ પછીની સ્થિતિ જોઇ સુધારે શકે છે. આટલા માટે દરેક વૈદ્યે એક રોગગ્રસ્ત ઇન્દ્રિય કે અવયવની ખરેખર શું સ્થિતિ હોય છે તે જાણવાની જરૂર છે. આ વિષયમાં જે કંઇ બાબત, ચરક, વાગ્ભટ્ટ, તથા ખાસ કરીને સુશ્રુતમાંથી મળી શકે તે, એકત્ર કરી, હાલ શબપરીક્ષાથી રોગગ્રસ્ત અવયવોમાં થતા ફેરફારોની નોંધ જે કોઇપણ ઠેકાણે સરળતાથી મળી શકે છે તે સાથે રાખી તેનું શિક્ષણ વૈદકના વિદ્યાર્થીઓને આપવાની જરૂર છે. જેથી પોતે કરેલું નિદાન ખરું છે કે નહિ તે નકકી કરવાનું એક જરૂરનું સાધન તેમના હાથમાં રહી શકે.

કૃમિતંત્રના જ્ઞાન પ્રમાણે કરવામાં આવેલું નિદાન ખરું છે કે નહિ તે નકકી કરવાને માટે એક બીજું સાધન છે. આને માટે ચરક, સુશ્રુત અને વાગ્ભટ્ટ સર્વ અતિશય ચોકકસ ખબર આપે છે. સૂક્ષ્મ તથા દેખી ન શકાય તેવાં જંતુઓનું વર્ણન આ પુસ્તકમાં બહુજ બારીકીથી આપેલું છે, અને અજાયબી જેવું તો એ છે કે, જેવા વર્ગોમાં તેવા જંતુએને ચરકાચાર્યે વેહેંચી નાખ્યા છે, તેવાજ વર્ગોમાં હાલના પશ્ચિમ વૈદક પદ્ધતિવાળા અભ્યાસીઓએ તેમને વહેંચેલા છે. આજ કૃમિઓ જુદા જુદા રોગોના ઉત્પાદક તરીકે કામ કરે છે, અને એ વિષયમાં શોધ આગળ ચાલવાથી, કયા જંતુ કયા રોગોને ઉત્પન્ન કરી શકે છે તે પણ નકકી થઇ શકયું છે. આ ઉપરથી નિદાન કાઢેલા જે રોગોમાં કૃમિઓ કારણ-

ભૂત હોય તે રોગોમાં થયેલું નિદાન ખરૂં છે કે નહિ તે નક્કી કરવા એ રોગીના કફમાં, શ્લેષ્મમાં કે મળમાં એ કૃમિઓ મળી શકે છે કે નહિ તે જોવું જોઇએ. જો તે મળી શકે તો, કરવામાં આવેલું નિદાન ખરૂં છે એમ સાબીત થાય છે. આ ઉપરથી આ વિષય નિદાનનું ખરાપણું સિદ્ધ કરવાને માટે ઘણોજ ઉપયોગી છે. અને તેથી તેનો અભ્યાસ આયુર્વેદના અભ્યાસીઓએ કરવાની ખાસ જરૂર છે.

વૈદકના અભ્યાસ માટે શાળાઓમાં કઈ જાતના શિક્ષણની જરૂર છે તે વિષે મેં મારા વિચારો અહિં ગણાવ્યા છે. પ્રભુરામ આયુર્વેદિક કૉલેજમાં આવી જાતનો અભ્યાસક્રમ દાખલ કરેલ છે. કોઈ અનુકૂળ તકે, તે શિક્ષણ કેવી રીતે આપવું એ વિષે પણ હું લંબાણથી મારા વિચારો જણાવીશ. આયુર્વેદને નામેજ ખળભળી ઉઠતા મારા ડૉકટર મિત્રોને હું જણાવીશ કે, જો તેઓ સહેજ પણ ઉત્સુક બુદ્ધિથી આયુર્વેદમાં ગ્રહણ કરવા જેવું શું છે તે જાણવા તજવીજ કરશે તો, પાશ્ચિમાત્ય વૈદકમાં ગમે તેટલા સુધારા વધારા છતાં, તેમાંથી કાંઇક નવું તેમને જાણવા મળશે, અને હું મારા વૈદ્યમિત્રોને તેજ વખતે જણાવવાની રજા લઇશ કે, આયુર્વેદના સંપૂર્ણ અભ્યાસ છતાં, પણ જો, વૈદકશાસ્ત્રને અંગે તેમને પોતાના શાસ્ત્રથી બહાર કંઈ વિશેષ જાણવાલાયક અને ગ્રહણ કરવાલાયક મળી શકે તો, તે ગ્રહણ કરવામાં ખોટું શું છે?

તા. ૨૧ મી ઓગસ્ટ ૧૯૨૨.

ભૂલ સુધાર: કોઈ કોઇ ઠેકાણે 'કૃમિતંત્ર'ને બદલે 'ભૂમિતંત્ર' છપાએલ છે, તે સુધારીને વાંચવા વિનંતી છે.

તારાનાથ



# આયુર્વેદ ચિકિત્સા પદ્ધતિ

## કેમ અને શા માટે?

આ લેખ હું મારા આયુર્વેદના ધંધાદારી અને અભ્યાસી બંધુઓને ઉદ્દેશીને ચર્ચી રહ્યો છું. આયુર્વેદના કોઈ વિશિષ્ટ સિદ્ધાંત માટે કોઈ નિર્ણયાત્મક હકીકત મારે આપવાની નથી. એમ કરવું એ એક પ્રકારની ઉધ્ધતાઇ અથવા અશક્ય વસ્તુ શક્ય કરી બતાવવા જેવું છે. મારે તો તેમને સત્ય વિચારે ચઢાવવા, તેમની બૌદ્ધિક રસજ્ઞતા જાગૃત કરવા, રૂગ્ણાલયમાંની ચિકિત્સાશક્તિ વિકસાવવા અને . આર્થિક એકતાનતા નિયમિત કરવાને માટેજ આ ચર્ચા શરૂ કરવી પડી છે.

આર્થિક એકતાનતા વિષે મેં અભ્યાસપૂર્વક ચર્ચા નોતરી છે, કારણ કે જો આયુર્વેદ માત્ર ધંધા તરીકેજ ગ્રહણ કરવામાં આવે અને બાકીની બાબતો પડતી મૂકવામાં આવે તો આર્થિક ધ્યેય પ્રાધાન્ય ધારણ કરી એ ધંધાની ખૂબીઓને અધોગતિએ પહોંચાડે. આયુર્વેદિક ગ્રંથકારોએ આયુર્વેદના અભ્યાસીનાં અધિકારલક્ષણો દર્શાવ્યાં છે, અને તેણે કેવું વલણ રાખવું, કેવા થવું, વિગેરે સ્પષ્ટ અને ભારપૂર્વક દર્શાવી દીધું છે. તેઓ તો જાણતાજ હતા કે સાચા ધ્યેય વિના આયુર્વેદ અપનાવનાર વ્યક્તિ અધોગતિએ પહોચીજ જશે, તેમજ પોતાના દર્દીઓને, સમાનધર્મીઓને તેમજ આયુર્વેદની ઉત્તમોત્તમ ચિકિત્સા પદ્ધતિને પણ હાનિ પહોંચાડશે.

આયુર્વેદને પ્રાચીન મહર્ષિઓ એક ધંધાદારી સાધન તરીકે નહિ, પરંતુ હિંદની સંસ્કૃતિના એક વિભાગ જેવો સમજતા. જનતાના ભાવ-

રચનાત્મક, ભક્તિ વિશ્વાસાત્મક આચારવિચાર બલ્કે સમગ્ર જીવન વ્યવસાય એટલે સંસ્કૃતિ. આયુર્વેદ એમાંથી શરૂ થયો અને એ સંસ્કૃતિમાંજ તેનો ચિરંતન સદાશ્રય છે.

જીંદગીના આધારભૂત ગુણો કયા છે? સુખ માટેનું આકર્ષણ અને દુઃખ માટે વિકર્ષણ. સાદામાં સાદા કોશ જીવબિન્દુથી લઇને તે સૌથી વધુ આગળ વધેલા મનુષ્યપ્રાણી સુધી આ સત્ય સૌને સરખુંજ લાગુ પડે છે. તો પછી પ્રબુદ્ધ માનવીના મનને કુદરતમાં બીજું શું શોધવું રહ્યું? જીવનનો હેતુ માત્ર જીવવાનો છે. અને એ જીવનક્રિયામાં નિષ્ઠ માનવીનું મન આપોઆપ એ રસ્તેજ મદદ આપવા–લેવા તત્પર રહે છે. તે દુઃખને ઓછું કરી સુખ વધારવા મથે છે.

એ અંતિમ હેતુ સિધ્ધ કરવા મનુષ્યજીવન, જ્યારે તે બીજા કોઈ ઉત્કૃષ્ટ માર્ગે નહોતું વળ્યું ત્યારે અસલી જમાનાના રિવાજ મુજબ પશુજીવનનેજ પગલે જઈ રહ્યું હતું. સુખ માટે તે બાહ્ય અને ભૌતિક પ્રપંચવિષય તરફ વેગપૂર્વક ગતિમાન હતું. કેમકે એ સિવાય બીજો વધુ ચઢીઆતો માર્ગ તેને માટે નહોતો. પરંતુ ધીરે ધીરે મનુષ્યને આત્મપ્રપંચનો માર્ગ સાંપડ્યો ત્યારે સુખૈષણા તે માર્ગેજ વળી ગઈ અને બાહ્યસુખ સાથે અધ્યાત્મ સુખને સરખાવી, પૃથક્કરણ કરી જોતાં તે અંતર્બહિર યોજનાઓ ઘડતું ગયું. હવે એને નવદૃષ્ટિ પ્રાપ્ત થઇ અને નવજીવન મળ્યું. આ માનવજીવનના અવનવા દર્શન જીવનનું ઘડતર તે આયુર્વેદઃ આયુર્વેદને આ સમય ભૂમિકામાંથી બાદ કરીએ તો શું પરિણામ આવે? માત્ર પૈસા પેદા કરવાની એક આધાર વિનાની હલકી ધૂર્ત વિદ્યાજ બાકી રહે કે કાંઇ બીજું?

આયુર્વેદ એટલે સ્થૂલ દેહનાં દર્દો મટાડવાનું એકલું સાધનજ નહિ પરંતુ જીંદગીની તમામ ઘટનાઓના અવલોકનની એક તીવ્રતમ જીજ્ઞાસાઃ તેથી તેને તેની ભૂમિકાના તત્વજ્ઞાનના એક વિભાગ જેટલી મહત્તા આપી શકાય. મહર્ષિ કપિલ કરકંકણુન્યાયવત્ એમ કહે છે કે

જીવનનાં દુઃખને જીતી લેવાના અદમ્ય ઉત્સાહમાંથી આ જીજ્ઞાસા જન્મી:
दुःखत्रयाभिघाताज्जिज्ञासा तदभिघातके हेतौ।

હવે આ ત્રણ દુઃખો તે કયાં? મહાન્ ટીકાકાર ગૌડપાદ પોતેજ કહે છે કેઃ—तत्र दुःखत्रयम् आध्यात्मिकम् आधिभौतिकम् आधिदैविकं चेति। तत्राध्यात्मिकं द्विविधम्—शारीरं मानसं चेति। शारीरं वात पित्त श्लेष्म विपर्यय कृतम्। ज्वरातिसारादि। प्रियवियोगाप्रिय संयोगादि। आधिभौतिकं चतुर्विधभूत ग्राम निमित्तं मनुष्य पशु मृग पक्षी सरीसृपदंशमशकयूकामत्कुण मत्स्यमकर ग्राह स्थावरेभ्यो जरायुजाण्डज स्वेदजोद्भिज्जेभ्यः सकाशादुपजायते॥ आधिदैविकं—देवानामिदं दैविकं। दिवः प्रभवतीति वा दैवं तदधिकृत्य यदुपजायते शीतोष्ण वातवर्षाशनि पातादिकम्।

એ બધાને સામાન્ય જનતા સમજી શકે એમ દર્શાવીએ તો—

(૧) અધ્યાત્મ દુઃખ જે સહજ અને અવિયોજ્ય છે.

(૨) આધિભૌતિક દુઃખ જે નૈસર્ગિક અને બહિર્ભવ છે.

(૩) આધિદૈવિક દુઃખ જે નૈસર્ગિક નથી અને અપૌરૂષેય છે.

ટીકાકારે પહેલાં બેની સમજુતી બરાબર આપી છે, પરંતુ ત્રીજાને વિષે કાંઇક કહેવા જેવું બાકી રહે છે. તે કેવળ નૈસર્ગિક કિંવા અપૌરૂષેય છેજ નહિ. દૈવિક એટલે ઇશ્વરદત્ત અથવા આસમાની સુલતાની અને તે ટાઢ, તડકો, વર્ષાદ, વાદળાં, વિજળી ઇત્યાદિના બળે આવી પડેલ દુઃખ મનાય.

શું આયુર્વૈદિક ગ્રંથોમાં ઉપરની ઘણી ખરી બાબતો અને તેના ઉપાયો સૂચવવામાં નથી આવ્યા? આવ્યાજ છે. પરંતુ તેના તમામ પ્રકારો એ ગ્રંથકારોએ આપ્યા છે કે? આપણે અલબત એનો જવાબ નકારમાં વાળવોજ પડશે. એ ગ્રંથકારોએ ઘણે ખરે ભાગે દુઃખનાં સ્થૂલ કારણોજ પોતાના અભ્યાસ ક્ષેત્રમાં સ્વીકાર્યાં છે, અને દૃશ્ય–સ્પૃશ્ય દુનિયામાંના માત્ર બાહ્યોપચારોનુંજ સામાન્ય રીતે સૂચન કર્યું છે. એ વિષયને પદ્ધતિમય રચવાનું માન શ્રી ધન્વન્તરિને ભાગે જાય છે. તેમણે

શારીરિક અને ભૌતિક દુઃખોના વિવેચન કરી પાછલાથી આગલાનો પ્રતિકાર કરવાનું દિશાસૂચન કર્યું છે.

પરંતુ એ સર્વ આંતરિક અને માનસિક સૃષ્ટિથી સ્વતંત્ર નથી, જો કે બન્ને વિદ્યા અને નિગ્રહને લીધે સુખદુઃખમાં નિઃશક ફેરફાર કરી શકનાર છેજ. તેથી આ સૂક્ષ્મતત્વ અતિ અગત્યનું અને મૂળહેતુ હોવાને કારણે તેનો વિધિપુરઃસર અભ્યાસ થવો ઘટે છે, અને હિંદની જાહોજલાલીના પુરાણા જમાનામાં તેનો એવો ઉત્તમ અભ્યાસ થતો કે તે વખતની સંસ્કૃતિ હજી પણ તેનો ઉચ્ચ દરજ્જો જગતભરમાં કાયમ ટકાવે છે. એ બન્ને વિદ્યાના તત્વ વિવેચનની સત્કીર્તિ મહાત્મા કપિલને ભાગે જાય છે. તર્કશાસ્ત્ર અને આયુર્વેદના તત્વવિચારના એ આદ્ય દૃષ્ટા હોઈ, તેમના ૨૫ મુદ્દાઓ ઉપરથીજ મહર્ષિ ધન્વન્તરિ, ચરક અને બીજા ગ્રંથકારો આયુર્વેદનાં મૂળ તત્વો સમજાવી શક્યા છે.

મન શરીરથી કે શરીર મનથી છૂટું પડી શકે તેમ નહિ હોવાથી એ બન્નેનાં તત્વો અને પ્રયોગો પણ એકમેકથી છૂટાં પડી શકે નહિ. તો પછી સાંખ્યસિદ્ધાંતની ભૂમિકામાં તેના પ્રયોગ ભાગરૂપ આયુર્વેદ છૂટો પડી શકેજ કેમ ? મૂળ ભૂમિકામાં રહીને હિંદી જીવનની સંસ્કૃતિના સાચા સમર્થન રૂપે આયુર્વેદનું સ્થાન નિશ્ચિત થઈ ચૂક્યુંજ છે. રોગ મટાડવાના સાધનરૂપે માત્ર પૈસા મેળવવાના સહેલામાં સહેલા ધંધા તરીકે જેઓ તેનો ઉપયોગ કરવા માગે છે, તેઓ આયુર્વેદને ઉઘાડો અન્યાય કરી રહ્યા છે. જેઓ નિદાન અને ચિકિત્સા પદ્ધતિને સૂત્રતત્વો ને દર્શનશાસ્ત્રદ્વારા સંપૂર્ણ જાણ્યા સિવાય નક્કી કરવા જાય તેઓ વૈદ્યો નહિ પણ ધુતારાઓ છે, જેઓ એલોપથી જેવી વણખેડાયેલી પદ્ધતિ સાથે આયુર્વેદના સિદ્ધાંતો અને ચિકિત્સાની સરખામણી કરવા મથે છે તેઓનાં તોલમાપ તદ્દન ખોટાં હોઇ, કદિ સાચા નિર્ણય પર આવી શકનાર નથી. કારણ, બન્ને માટેના હેતુ એક હોવા છતાં બન્ને પદ્ધતિઓ એક બીજાથી વિરુધ્ધ દિશાએથી મૂળ વસ્તુ સિધ્ધ કરવા મથે છે. એલોપથી નીચે ઉભીને ટોચે પહોંચવા હજી હાલજ જાગ્રત થઈ રહી છે,

ત્યારે આયુર્વેદ ઉંચેથી તે વસ્તુ અને આસપાસની તમામ પરિસ્થિતિ અવલોકી રહેલ છે. આયુર્વેદતત્ત્વને પ્રથમ અને વ્યક્ત રૂપોને છેલ્લે વિચારે છે. મહર્ષિ ચરક આયુર્વેદાધ્યાપકને, पर्यवदातश्रुतम् परिदृष्टकर्माणं प्रकृतिप्रतिपत्तिज्ञम्, અર્થાત્ સર્વતોલક્ષી વિશદ જ્ઞાનવાન્ પ્રયોગાત્મક અનુભવવાળો, સૃષ્ટિ વિજ્ઞાનનો જ્ઞાતા, તત્વશાસ્ત્રનો જાણકાર વિગેરે વિગેરે (चरक ૮ વિમાન સ્થાન) થવા કહે છે, તે ઉપરથી આ વિશાળ સર્વગ્રાહી સત્યની પ્રતીતિ આપણે પામી શકીએ. હાલ તો અર્ધ વિસંવાદી, અર્ધદગ્ધ, વિજ્ઞાનશાસ્ત્રી તત્ત્વજ્ઞાનનો શબ્દ સાંભળી ભડકી ઉઠશે, પરંતુ એની ઉપ્યતાઇ પાછળ હંમેશાં પડદા પાછળનું અજ્ઞાનજ તેને અવળી પ્રેરણા કરે છે એ નિઃસંશય છે. એવાને માટે મારે કહેવું જોઇએ કે;—"તત્ત્વ-જ્ઞાન એ ગદ્ય સાહિત્ય જેટલું જ ભાષા સાહિત્યને ઉપયોગી છે. તત્ત્વની સાહજિકતા વિષે આપણે નીચેના છેવટના પ્રશ્નો જાતને પૂછી લેવા જોઇએ, પરંતુ વિજ્ઞાનના કોઇ પણ સિધ્ધાંતમાં આપણે તત્ત્વજ્ઞાન વિષે યોગ્ય ખૂલાસા મેળવી શકતા નથી. આપણે એટલું તો માનીએ છીએ કે તત્ત્વજ્ઞાનનો આદર્શ પ્રણાલીમાં વિષમ ચિહ્નોનો છેવટનો ઉકેલ મેળવવાનો છે, ત્યાં એકતાનતા અથવા સંવાદી મળતાપણાને નિર્વિવાદ સ્થાન હોય. છતાં, મારા મત પ્રમાણે મારે કબૂલ કરવું જોઇએ કે વિશ્વમાં જે ઘાતકીપણું કે અન્યાય જોવામાં આવે છે, તેને સામે પક્ષે જનતાની હઠીલાઇભરી મૂર્ખાઇ અને બાલિશતાભરી બેપરવાઇ પણ ચોક્કસ જણાશેજ" (માઇન્ડ, મેડીસીન એન્ડ મેટાફીઝીક્સ–કર્તા વિલિયમ બ્રાઉન–ઓક્ષ. યુનિ. પ્રેસ.)

**તત્ત્વો**

આયુર્વેદમાં મધ્યસ્થ તત્ત્વો છે? આયુર્વેદના સિદ્ધાંત અને પ્રયોગોમાં તે યોગ્યતાપૂર્વક ઓતપ્રોત થયાં છે? રુગ્ણાલયના અનુભવોમાં મળી આવતી ગૂંચવણો તે ઉકેલી શકે છે? મેળવેલાં જ્ઞાનમાં સુસંબદ્ધ રીતે તે વધારો કરી શકે છે? મન અને પદાર્થ તેમનામાં અનુરૂપ ન થાય તો તેઓ બીજાં વિજ્ઞાનશાસ્ત્રોથી પોતાની મેળે સ્વતંત્ર રહી શકે છે? અથવા શું તેઓ તેની જોડે એકતા અનુભવે છે? આ સવાલોને રાહે આપણે આયુર્વેદનું અવલોકન કરીએ.

આયુર્વેદનો એકેએક પ્રમાણભૂત ગ્રંથ સૃષ્ટિ સર્જનવાદ વિષે શરૂઆતમાં વિવેચન કરે છે, અને ત્યાર પછીજ વ્યક્તિ પરત્વે સૂચન કરે છે. સૃષ્ટિ અને વ્યકિત ઉભયની એકતામાં તે માને છે એટલેજ વ્યક્તિ માટે તેને સ્વતંત્ર ચર્ચાની જરૂર નથી. પાશ્ચાત્ય વિજ્ઞાન કોશમય જીવબિન્દુથી–સેલ–શરૂઆત કરે છે. તે માત્ર બાહ્યસૃષ્ટિ સાથે સંબંધ ધરાવે છે, કેમકે ઉત્તેજના મળતાંજ તે હીલચાલ શરૂ કરે છે. આમ શા માટે તે કરે છે? વિજ્ઞાનશાસ્ત્રી કહેશે કે આ તો તત્વજ્ઞાનના જડવાદમાં સરવા માંડયું!! પરંતુ પૌર્વાત્ય વિચાર પદ્ધતિ કહે છે કે સૃષ્ટિ અને સમષ્ટિ એકજ પ્રકારના સામાન્ય સિધ્ધાંતોને અનુસરે છે. કોશાત્મક જીવબિન્દુ, જ્ઞાનતંતુની વિશિષ્ટ ઇન્દ્રિય રચનાના અભાવે પણ વાયુતત્ત્વના આધારે, વાયુનો ગુણધર્મ લાગણીપ્રધાન હોવાથી, ગતિમાન થાય છે. સપ્તરંગી સૂર્યકિરણ તરફના પોતાની પસંદગીના રંગ તરફ આંખ નહિ હોવા છતાં તે આકર્ષાય છે, કારણ તેજસ્ તત્વ તેમાં તેમજ પ્રકાશ ઉભયમાં વ્યાપી રહેલું છે. આ દાખલાઓ ઉપરથી એટલું તો અવશ્ય ફલિત થાય છે કે કર્મેન્દ્રિયો વિના પણ સિધ્ધાંતો પોતપોતાનું કાર્ય કર્યે જાય છે. તેજ પ્રમાણે બાહ્ય સૃષ્ટિમાં પણ એવાજ સિધ્ધાંતો કાર્ય કરે છે. આ પ્રકારનો સમયોનિ સંબંધ, વધુ મહત્વમય સંનિયમ પહેલો અને ઉતરતા મહત્વવાળો ઘટક પછી, એવા સિધ્ધાંતનું પ્રતિપાદન કરે છે.

આ વાતનું આપણે એક વધુ ઉદાહરણ લઇએ. છેલ્લાં મહાયુધ્ધ વખતે પાશ્ચાત્ય લોકોને પહેલીજ વાર માલુમ પડયું કે શેલ (ગોળા)ના આઘાતથી ઘણાની આંખો કાયમ માટે ગઇ. વૈદકીય તપાસમાં જણાયું કે તેમના નેત્રની રચનામાં કોઈ ફેરફાર થયોજ નહોતો છતાં તેની કાર્યશક્તિ હણાઈ ગઈ હતી. પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો, થોડાક વિચારકોને બાદ કરી, માને છે કે ઘણા કોશ મળી પેશીઓ બને, ઘણી પેશીઓ મળી ઇન્દ્રિયો બને અને એ ઇન્દ્રિયો પોતપોતાની ક્રિયા કર્યા કરે. છતાં પણ, અહિં તો રચનામાં બરોબર ગણી શકાય તેવી હોવા છતાં કાર્યશકિતમાં એ આંખો અંધ શાથી થઇ? અહિં તેઓનો શું ખુલાસો છે!

પરંતુ જેના મૂળમાં સાંખ્ય પદ્ધતિ છે તે આયુર્વેદિક સિધ્ધાંત તો કહે છે કે ઇન્દ્રિયો તેમની જડ રચના માત્રથી નહિ પરંતુ **તેમની અને વિશ્વ સમસ્તની વચ્ચેના સમાન ધોરણે કામ કરનારા એક અગત્યના સિધ્ધાંત મુજબ** કાર્ય કરી રહી છે. આંખો પ્રકાશ જોઇ શકે છે કારણ બંન્નેમાં તેજસ્ સિદ્ધાંત સમાન ધોરણે છે. નાક વાસ લઇ શકે છે કારણ પૃથિવી તત્વનો સિદ્ધાંત બન્નેમાં સમાન છે એમ બીજી શક્તિઓ વિષે પણ સમજવું. સંક્ષેપમાં કહીએ તો ઇન્દ્રિયોની ભૌતિક રચનાનો આધિભૌતિક સિધ્ધાંતજ જ્ઞાનપ્રાપ્તિની શક્યતાની સાક્ષી આપે છે.

તો પછી સમજશક્તિની ઇન્દ્રિયો શું કરે છે? તેઓ ચોક્કસ કાર્યોત્પાદક તો હોતીજ નથી પણ આયુર્વેદ કહે છે તેમ જેમ જેમ ઇન્દ્રિયો ઘડાઇને કાર્યશક્તિ માટે વિશિષ્ટ રચના ધારણ કરતી જાય છે તેમ તેમ સમજશક્તિ તેમને સુવ્યવસ્થિત અને સતેજ રાખતી જાય છે.

## મહાભૂતો શું છે?

પિંડાંડ બ્રહ્માંડ વચ્ચે સામાન્ય થઈ પડેલ અને જેની મદદમાત્રથીજ બ્રહ્માંડની ઓળખ પિંડાંડને સહેલાઇથી થઇ શકે છે, તેને તન્માત્રાઓ કહેવામાં આવે છે. તેનો અર્થ ફક્ત તેજ પાંચ તત્વો, શબ્દ, સ્પર્શ રૂપ, રસ અને ગંધ, જે સર્વવ્યાપી છે. કોશ જીવાણુમાં તેમનું સમવસ્તુ-સ્વરૂપી, ઇન્દ્રિયોવાળું–ત્વક્ ચક્ષુ રસન શ્રોત પ્રાણ–અને જે આગળ જતાં કર્મેન્દ્રિયોમાં પરિણમે છે, તેનું લઘુરૂપ છે. તન્માત્રાઓ સૂક્ષ્મ સ્વરૂપે છે. તેના સમવસ્તુરૂપે ભૌતિક જગત્ છે. આ પાંચેયમાં, પંચતત્વો સૂક્ષ્મ સ્વરૂપે અને જગતમાં એ પંચતત્વો પંચમહાભૂતના રૂપમાં વિવિધ કક્ષાના સંગ્રહરૂપે સ્થૂલ સ્વરૂપમાં હોય છે. સાંખ્ય કહે છે કે વિવિધ ભૌતિક પદાર્થો વિવિધ ભૌતિક તત્વોના સમન્વયને લીધે રચાય છે. પ્રતિ પ્રતિ ગુણવૈશેષ્યાત્ વૈચસ્યમ્ ॥ કોટ્યાવધિ વિશિષ્ટ રચનાવાળા આ ભૌતિક પદાર્થો મૂળ પંચતત્વોના આધારે રચાયલા હોવાથી એકમેક પર અસર કરી રહે છે, કેમકે મન

પરંતુ જેના મૂળમાં સાંખ્ય પદ્ધતિ છે તે આયુર્વેદિક સિધ્ધાંત તો કહે છે કે ઇન્દ્રિયો તેમની જડ રચના માત્રથી નહિ પરંતુ **તેમની અને વિશ્વ સમસ્તની વચ્ચેના સમાન ધોરણે કામ કરનારા એક અગત્યના સિધ્ધાંત** મુજબ કાર્ય કરી રહી છે. આંખો પ્રકાશ જોઇ શકે છે કારણ બંન્નેમાં તેજસ્ સિદ્ધાંત સમાન ધોરણે છે. નાક વાસ લઇ શકે છે કારણ પૃથિવી તત્ત્વનો સિદ્ધાંત બન્નેમાં સમાન છે. એમ બીજી શક્તિઓ વિષે પણ સમજવું. સંક્ષેપમાં કહીએ તો ઇન્દ્રિયોની ભૌતિક રચનાનો આધિભૌતિક સિધ્ધાંતજ જ્ઞાનપ્રાપ્તિની શક્યતાની સાક્ષી આપે છે.

તો પછી સમજશક્તિની ઇન્દ્રિયો શું કરે છે? તેઓ ચોક્કસ કાર્યોત્પાદક તો હોતીજ નથી પણ આયુર્વેદ કહે છે તેમ જેમ જેમ ઇન્દ્રિયો ઘડાઇને કાર્યશક્તિ માટે વિશિષ્ટ રચના ધારણ કરતી જાય છે તેમ તેમ સમજશકિત તેમને સુવ્યવસ્થિત અને સતેજ રાખતી જાય છે.

## મહાભૂતો શું છે?

પિંડાંડ બ્રહ્માંડ વચ્ચે સામાન્ય થઈ પડેલ અને જેની મદદમાત્રથીજ બ્રહ્માંડની ઓળખ પિંડાંડને સહેલાઇથી થઇ શકે છે, તેને તન્માત્રાઓ કહેવામાં આવે છે. તેનો અર્થ ફક્ત તેજ પાંચ તત્ત્વો, શબ્દ, સ્પર્શ રૂપ, રસ અને ગંધ, જે સર્વવ્યાપી છે. કોશ જીવાણુમાં તેમનું સમવસ્તુ-સ્વરૂપી, ઇન્દ્રિયોવાળું–त्वक् चक्षु रसन श्रोत्र घ्राण–અને જે આગળ જતાં કર્મેન્દ્રિયોમાં પરિણમે છે, તેનું લઘુરૂપ છે. તન્માત્રાઓ સૂક્ષ્મ સ્વરૂપે છે. તેના સમવસ્તુરૂપે ભૌતિક જગત્ છે. આ પાંચેયમાં, પંચતત્ત્વો સૂક્ષ્મ સ્વરૂપે અને જગતમાં એ પંચતત્ત્વો પંચમહાભૂતના રૂપમાં વિવિધ કક્ષાના સંગ્રહરૂપે સ્થૂલ સ્વરૂપમાં હોય છે. સાંખ્ય કહે છે કે વિવિધ ભૌતિક પદાર્થો વિવિધ ભૌતિક તત્ત્વોના સમન્વયને લીધે રચાય છે. प्रति प्रति गुणवैशेष्यात् वैषम्यम् ॥ કોટ્યાવધિ વિશિષ્ટ રચનાવાળા આ ભૌતિક પદાર્થો મૂળ પંચતત્ત્વોના આધારે રચાયલા હોવાથી એકમેક પર અસર કરી રહે છે, કેમકે મન

અને ભૌતિક પદાર્થોમાં પણ આજ પાંચ તત્ત્વો છે. आकाश पवन दहन तोय भूमिषु यथा संख्य मेकोत्त परिवृध्धाः शब्द स्पर्श रुप रस गंधाः, વિગેરે, વિગેરે, મહર્ષિ સુશ્રુતાચાર્ય (૧૫૪) આયુર્વેદની વ્યાપ્તિ સમજાવતાં કહી ગયેલ છે.

રસો.

ઉપરોક્ત કોટયાવધિ ભૌતિક પદાર્થો મનુષ્યના મન ઉપર તેની ઇન્દ્રિયોદ્વારા જે અસર નીપજાવે તે વડે પંચતન્માત્રા અને પંચેન્દ્રિયની ભૂમિકા મુજબ વર્ગીકરણથી પાંચ વિભાગે વહેંચી શકાય. એ પાંચમાંના દરેકની જીવાત્મા પર સારી-માઠી અસર થાય છે. આદ્ય મહર્ષિઓ આ સત્ય સમજતા હતા, અને તેથીજ એ દરેક તત્ત્વ ઉપર તાર્કિક અને પ્રાયોગિક શાસ્ત્ર તેઓ રચી શકયા. સાદા સ્વર અને રાગનું પૃથકકરણ કરવામાં આવ્યું, તેની શરીર અને મન ઉપરની અસર નોંધવામાં આવી અને વર્ગીકરણ રૂપે જુદી પાડવામાં આવી અને તે ઉપરથી ભાષાના બીજાક્ષરો ઉત્પન્ન થયા તેમજ સંગીતની સ્વર (સ્વર)રચના હસ્તીમાં આવી. એમના વિવિધ પ્રકારના સમન્વય વડે, તેમની મન અને શરીર ઉપરની વિવિધ પ્રકારની અસરોની નોંધ ઉપરથી, જુદા જુદા મંત્રો પરિણમ્યા તેમજ સંગીતની મેળકૃતિઓ-રેકોર્ડસ-રચાઇ. એની અનુરૂપ યોજના વડે પણ વિવિધ રોગોનું નિવારણ થઈ શકે છે એમ શાસ્ત્રો પોકાર કરી કરીને કહે છે-એજ પ્રમાણે, વિવિધ સુગંધ, સાદી કે મિશ્ર, શરીરરચના ઉપર જે વિવિધ અસર કરે છે તે આધારે વર્ગીકૃત કરવામાં આવેલ છે. નૃત્ય અને શિલ્પની કળાકૃતિઓની પણ એ પ્રમાણે વર્ગીકૃત યાદી તૈયાર થયેલી છે. પ્રખ્યાત કામશાસ્ત્ર પણ સ્પર્શ અને તેની વિવિધ અસર વિષે એક મહાસાગર જેટલી વિશાળ જ્ઞાનનિધિ જેવી નોંધ ધરાવે છે. છતાં પણ, કર્મેન્દ્રિયવિષયક જ્ઞાનવારિધિનો એટલાથી કાંઇ પાર આવતો નથી. ઉપરાંત, પરદેશી વિજેતાઓનાં આક્રમણોને લઈ ઘણાખરા જ્ઞાનનો લોપ થયેલો છે. કેમકે, તેઓ આપણી સંસ્કૃતિનાં છૂપાં મહાર્થરત્નો જીરવી શકે તેવા વિદ્વાન નહોતા, તેમજ બીજી બાજુએ આપણા લોકો પણ સ્થૂલ સ્વરૂપે હિંદુ, પણ માનસ સ્વરૂપે વિજેતાઓના ભાડુતી

ગુલામો હોઈ, એ સંસ્કૃતિનું મૂલ્ય ઓછું આંકવા લાગ્યા. આવા ગુલામી મનોદશાવાળા અધવધરાઓ એમ માને છે કે વિજેતાઓ હંમેશ ઉચ્ચ સંસ્કૃતિવાળા હોવાજ જોઇએ, નહિ તો તેઓ આવા વિશાળ દેશને શી રીતે કબજે રાખી શકે? તેઓ સંસ્કૃતિનો સાચો અર્થ સમજે છેજ ક્યારે? માટે તેમને સ્વામી વિવેકાનંદનું એક વાક્ય ટાંકી બતાવવું જોઇશે કે "એ વિજેતાઓ પાસે સંસ્કૃતિ કરતાં તો શેતાનિયતજ વધુ પ્રમાણમાં હતી." પરંતુ આ તો આડકથા થઇ ગઈ.

શાસ્ત્રો તરફ વળતાં, હિંદી સંસ્કૃતિમાં દરેક કળા માટે દરેક ઇન્દ્રિય નિશ્ચિત થઈ ગઈ છે, અને તે કેન્દ્રદ્વારા તે આખા શરીરમાં વ્યાપ્ત થઈ તેની અસરથી આખું જીવન રંગી દે છે. આ અસરનેજ આપણે રસ તરીકે ઓળખીશું. સંગીત નૃત્ય વિગેરેને પોતાપોતાના રસો હોય છે જે માત્ર બાહ્ય દેખાવ કરતાં ઉંડેજ લઇ જાય છે. જોકે આયુર્વેદમાં આ રસ વિષે અહિં તહિં વર્ણનો આપેલાં જોવામાં આવે છે. તોપણ આયુર્વેદ તેમાં વિશિષ્ટ ભાવના કેળવતો નથીજ. આયુર્વેદમાં રસ સ્વાદને વિષે બોલાય છે જે વિષે હજી મેં કાંઈ નિર્દેશ કર્યો નથી. એ રસ તો આપ્-જળ તન્માત્રા સાથે સંબંધ ધરાવે છે, જે બીજાં વિવિધ મહાભૂતોના સમન્વય સહિત ષડ્રસ અથવા ૭ રસો બનાવે છે, તે પૈકી દરેકને વિશિષ્ટ પ્રકારની રચના અને ગુણધર્મો, ઉપર જણાવેલા પંચતત્ત્વોને આધારે મળે છે. મહર્ષિ સુશ્રુત (૧૫૪–૫૫ મા) તેમને સર્વેને સંપૂર્ણપણે સમજાવે છે, અને કોઇ પણ વિદ્યાર્થી જો એ ૭ રસોની રચના તથા ગુણધર્મો જાણતો ન હોય તો તેની નામના નહિ જેવીજ ગણાય. વાસ્તવિક રીતે, રસો એ આયુર્વેદ ઔષધિસંગ્રહનું પ્રારંભનું પ્રકરણ ગણી શકાય, કેમકે તે પંચ મહાભૂતના સિદ્ધાંતને અનુસરી રસોના ગુણધર્મો શરીરમાં કેટકેટલી માત્રામાં શી શી ક્રિયાવિક્રિયા કરે છે તે સમજાવે છે. શરીર અને મનની પેઠે આ ૭ રસો, પંચ મહાભૂતમાંથી બનેલા હોઇ, તે બન્ને ઉપર ચોક્કસ અસર કરે છે. એકના ગુણ બીજાના ગુણ ઉપર અસર નીપજાવે છે. શરીર અને મન ઉપર તેમના સૌક્ષ્મ્ય અને સ્થૌલ્ય મુજબ તેઓ અસર કરે છે. દાખલા તરીકે, સુશ્રુતાચાર્યે

મધુર રસ વિષે તે મનોમય કોશને–परितोषमुत्पादयति प्राल्हादयति–સંતોષ અને આનંદ આપે છે એમ દર્શાવ્યું છે. તે ઉપરથી ફલિત થાય છે કે મનોમય કોશ ઉપર રસોની અસરથીજ વૈદ્યકશાસ્ત્રની શરૂઆત મળી છે.

રસો પછી વીર્ય, વિપાક, પ્રભાવ વગેરે સમજવા પડે છે. જુઓ સુશ્રુત ૧૫૪–૧૫૮ અને બીજા ગ્રંથમાંના શ્લોક. હવે વીર્ય વિષે હું થોડીક વાત કરી લઉં. સૂર્ય ચંદ્રની અસર પૃથ્વી પર થાય છે એ તો નિર્વિવાદ છે. પદાર્થો તેમના ગુણ મુજબ ઉષ્ણ કે શીત હોય છે. અનુભવથી આ વિષે આપણે ઘણું જાણીએ છીએ; પરંતુ પાશ્ચાત્ય ડૉકટરો આ વિષે ઘણી પરવા કરતાજ નથી. કેમકે, તેમનાં કારખાનાંમાં આ વિષે કાંઇ પ્રમાણ માનવામાં આવતું નથી, અને ઔષધ ચિકિત્સામાં આ બેપરવાઇથી ભયંકર પરિણામો આવી ચૂક્યાં છે. દરદીની પ્રકૃતિ અને રોગની પરિસ્થિતિ સમજી શીતોષ્ણના સિદ્ધાંત મુજબ ચિકિત્સા એવી કરવી જોઇએ કે શીતોષ્ણ એક બીજાની વિષમતા દબાવે. ખોરાક, સ્નાન, ઔષધ, પથ્યાપથ્ય, ઋતુઓ વિગેરે સર્વે વીર્ય ઉપર કેવી અસર કરે છે તે મુજબ વર્ગીકૃત કરવામાં આવેલાં છે. એ વિષે ધ્યાન ન આપવું એ ઉંટવૈદું કરવા બરાબર છે.

રસો અને વીર્યના ચિકિત્સાગુણ વિષે હું આપને જે કાંઈ કહી ગયો તેજ પ્રમાણે વિપાક અને પ્રભાવ વિષે પણ સંભાળ લેવાની હોય છે. એ બન્ને પણ પદાર્થના ઉત્કૃષ્ટ અને વિશિષ્ટ પ્રકારના ગુણધર્મો છે. પણ યાદ રાખજો કે સર્વે દ્રવ્યો પંચ મહાભૂતોના વિવિધ પ્રમાણનાં સંમિશ્રણ હોઇ, દરેક દ્રવ્ય જે મહાભૂત પ્રધાન હોય તે પ્રમાણે ગુણ ધર્મો બજાવે છે. રસના ગુણધર્મો કરતાં આ ગુણધર્મો સાદા પ્રકારના હોવા છતાં, તેમજ વધુ અસરકારક ન હોવા છતાં, અભ્યાસ પરત્વે તે ઝીણવટથી સમજી જવાંજ જોઇએ. તે ૨૦ પ્રકારના છે–द्रव्याश्रया विंशति गुणा। સુશ્રુત ૨૪૦–૪૧. રોગ સારો થવો એ પસંદ કરેલા દ્રવ્યગુણથીજ શક્ય છે. રોજીંદી સામાન્ય ચિકિત્સા પદ્ધતિમાં રસો અને વીર્ય, જે પૈકી બે વિષે હું ઉપર કહી ગયો તે, પ્રથમની મહત્વપૂર્ણ જગ્યા લે છે. છતાં, તે તમામને સમજીને કરેલી ચિકિત્સાજ સર્વાંગ સંપૂર્ણ ચિકિત્સા કહી

સાથે કારણ, જુદા જુદા ગેરા પદાર્થના જુદા જુદા ગુણ પરત્વે જાણુમાં લઈ શમન છે કિંચિદ્રસેન कुर्वते पावन वा पर गुणा तरण वीर्येण प्रभावेणैव किंचा ॥ वाग्भट ४९ ॥ પદાર્થના ગુણ, ઇત્યાદિ પરત્વેની સાચી પસંદ-ગીજ સફળતા મેળવે છે

## ત્રિદોષ વિષે

પંચમહાભૂતો જેમ જ તેમાં જુજવા સમન્વયથી જુજવા ગુણકર્મો ધારણ કરી જુદા જુદા નામથી ઓળખાય છે, તેમ સત્ત્વ શરીરમાની તેઓની ગુણ પરત્વે તથા જુજવી ક્રિયા પ્રક્રિયાને લઈ, ત્રિદોષ નવદોષ રૂપે તથા સપ્તધાતુ (દૂષ્ય) રૂપે તેઓનુ વર્ગીકરણ આયુર્વેદજ્ઞોએ સ્વીકાર્યું છે હુ માનુ છુ કે આ વર્ગીકરણ એક અથવા વધુ ગુણ પરત્વે અને નહિ કે રાસાયનિક મિશ્રણ પરત્વે ન્યાયુ છે. એ વાત આપે ધ્યાનમા રાખીજ હશે મન અને પદાર્થના ગુણ ધર્મો ઉપરજ હિન્દુ તર્કશાસ્ત્ર નિર્ભર છે, તેની ભૌતિક રચના ઉપર નહિજ પદાર્થના વિવિધ ગુણો તથા ક્રિયાપ્રક્રિયા વડે ત્રિદોષ રચાય છે તથા પરખાય છે તેમનુ આદિ-કારણ શોધવા જવુ એ મૃગજળની શોધ બરાબર છે. ફ્રેન્ચ તત્ત્વજ્ઞ અને વિજ્ઞાનશાસ્ત્રી લુઇ ફ્યુગ્ઝએરના મત મુજબ 'કુદરતના વિશેષ સામ્રાજ્યમા અદૃશ્ય થયેલા અમુક કારણો (પદાર્થો?)ની અસરરૂપે' છે મહર્ષિ કપિલ કહે છે કે 'અસર એ તો એક "સત્કાર્ય" છે' અર્વાચીન વિજ્ઞાને શોધેલુ, પદાર્થના ગુણ ધર્મ પરત્વેનુ ચમત્કાર પીરિકાનુ સમવાદાત્મક કારણ તો અનેક કારણોમાંનુ એવુ પડી ગયેલુ એક સામાન્ય કારણજ હશે

હિન્દના વૈદ્ય મહર્ષિઓ એ રચને બનારને દોષ દેતા નથી પણ આપણે શાની શોધમા છીએ? એવો પ્રતિપ્રશ્નજ તેઓ તો કરે છે. આપણે જે પરિણામ ઇચ્છીએ તે લાવવા પ્રયત્ન કરીએ છીએ, અને જો આપણા ગુણધર્મ અને ક્રિયાપ્રક્રિયાના જ્ઞાન વડે કરી (રચનામાન અને તેની સર્જનક્રિયાથી આગળ વધી) સજીવ અને નિર્જીવ સૃષ્ટિની માનસિક અને ભૌતિક જગતની, આરોગ્ય અને રોગગ્રસ્ત સ્થિતિમાની

ચમત્કૃતિ સમજાવી, બલ્કે ચિકિત્સા પ્રયોગ વડે ધારેલી અસર નીપજાવીએ તો શું કોઇ એવો પ્રતિપ્રશ્ન કરનાર નીકળશે કે જે, પોતાની ખોપરીમાં અવિકૃત મગજ હોવા છતાં, એવું કહેવાની હિંમત કરશે કે આ માન્યતા તો અજ્ઞાન જનિત અથવા પરંપરાગત વહેમી વિચારો સિવાય, બીજું કાંઇજ નથી !!

આયુર્વેદના નિંદકને ખરેખરો ગભરાવવો હોય તો નિષ્પક્ષપાત અવલોકન કરવા તેને કહેવું. ક્ષ કિરણ, સૂક્ષ્મદર્શક યંત્ર કે રાસાયનિક પદ્ધતિઓ અજમાવ્યા છતાં પાશ્ચાત્ય ડૉક્ટરો રોગની સાચી પરીક્ષા માટે કોઇ પણ આધાર શોધી શકતા નથી એવું શું આપણે નથી અનુભવતા? મેં સ્વતઃ એવા બારેક દાખલા જોયા છે ને હજી વધુ જોતો આવું છું. પરીક્ષામાં કાંઈ રોગ ઓળખાતો નથી છતાં દર્દી દુઃખ ભોગવે છે, ઘસાતો જાય છે, અને મરે છે, એ શું બતાવે છે? કેવળ રચનાત્મક ઇન્દ્રિય વિજ્ઞાન કે રોગનિદાન ચિકિત્સા આપણને નિદાન માટે પૂરતું સાધન નથી આપતાં. માનસશાસ્ત્રના અધરા શબ્દો—ન્યુરોસિઝ–હિસ્ટીરીયા (ફેફરૂં) વિગેરે આપણને કાંઈ વધુ માહિતી આપતાજ નથી, તેઓ મુશ્કેલીને ઉકેલવાને બદલે કોકડું વધારે ગુંચવી મૂકે છે, કારણ, એ નામની પાછળ ઇન્દ્રિય વિજ્ઞાન કે રોગનિદાનદ્વારા–રચનાત્મક કિંવા જીવન–
–રાસાયનિક પદ્ધતિ મુજબ શું રહેલું છે તે નક્કી થઈ શકયું નથી.

ગુણકર્મપ્રધાન દૃષ્ટિ કિંવા રચનાવ્યાપારપ્રધાન પૈકી કઈ સાચી છે એ અશક્ય વાત હું સિધ્ધ કરવા માગતો નથી. હું પુરેપુરું સમજું છું કે એક સિવાય બીજું હોઈ શકેજ નહિ. બીજવૃક્ષન્યાયના પ્રતિપાદનમાં પહેલું બીજ કે વૃક્ષ એ ચર્ચામાં ઉતરવાની મારી મુદ્દલ ઇચ્છાએ નથી. પરંતુ, હું ભારપૂર્વક કહું છું કે કોઇપણ સિધ્ધાંતની સચ્ચાઇ તેની પ્રાયોગિક ઉપયોગિતા અને તેમાંએ ક્રિયાત્મક ઉપયોગિતા ઉપરજ અગ્રસ્થાન ભોગવે છે. આયુર્વેદે તે સિધ્ધાંત ઉપર પોતાની ઇમારત રચી છે અને તે માટે કાંઈ શરમાવાનું કારણ નથી. કેટલાક આયુર્વેદ વિજ્ઞાતાઓને, હાલના રસાયન ઇન્દ્રિયવિજ્ઞાન વગેરે શાસ્ત્રોની પરિભાષામાં ત્રિદોષને સમજાવવાનો શોખ થઈ આવે છે, પણ તેઓ પોતાનું ઉચ્ચ

ધ્યેય ચૂકી ભૌતિક ધ્યેય ઉપરજ ચિકિત્સા કરવા લાગે છે. કેટલાક આગળ વધી, ત્રિદોષ જેવું કાંઈ વૈદ્યકમાં છેજ નહિ એમ કહેવા નીકળી પડયા છે. ભલે ભલે, ધ્રુવકના વિરૂધ્ધ મત માટે સૂર્યે શરમાવાની જરૂર છેજ કયાં ?

પિંડાંડ અને બ્રહ્માંડમાં એકસરખા વ્યાપી રહેલાં વિવિધ કુદરતી સત્યો ત્રિદોષરૂપે એકત્ર કરવામાં આવ્યાં છે જેને વાત, પિત્ત, અને કફ કહેવામાં આવે છે. સમગ્ર વિશ્વ પણ તેજ કુદરતી સત્યરૂપે પંચમહાભૂતનું બનેલું છે, અને ત્રિદોષો પણ એ પંચમહાભૂતો ઉપરથીજ રચાઇ રહેલાં હોવાંજ જોઇએ. દરેકમાં પંચમહાભૂતો છે અને તે ગુણકર્મથી પ્રધાનતત્ત્વને વ્યકત કરે છે. આયુર્વેદમાં જે તત્ત્વો ખાસ ઉપયોગી છે તે તત્ત્વોનું વર્ગીકરણ, વિગેરે આપેલું છે. દરેક દોષ તેનાં મહાભૂતો અને સમાયેલાં ગુણકર્મ બરાબર હોય છે. જ્યાં સુધી ત્રિદોષ સમતામાં હોય છે ત્યાં સુધી આરોગ્ય જારી રહે છે (ચરક—૬૭). જો કોઈ એક દોષ વિકૃત થયો તો તેને લગતાં ગુણકર્મોમાં તુરત વિક્રિયા જણાઇ આવે છે, અને તે વિક્રિયા વડેજ રોગપરીક્ષાની સાચી ચાવી–વિકૃતદોષ–સુવૈદ્યને જડે છે. યાદ રાખવું કે આવો દોષ કોઇ કર્મેન્દ્રિયને અવલંબીને રહેતોજ નથી. પરંતુ આખી શરીર રચનામાં રહે છે, અને તેદ્વારા કર્મેન્દ્રિયોમાં પણ ક્રિયાવિક્રિયા જણાવે છે. અમુક ભાગમાં તેઓ આશ્રય કરી રહે છે તેને તે તે દોષનું આશ્રયસ્થાન કહેવામાં આવે છે. જ્યારે કોઇ એક દોષવિકૃત થાય છે ત્યારે તેના આશ્રયસ્થાનમાં પણ વિકૃતિ પેદા થાય છે. આ વિકૃતિ, અંદરનાં કારણો, જેવાં કે લાગણી, વિચાર, ખોરાક, જાતિય વિક્રિયા, વિગેરે, અથવા બાહ્ય કારણો, જેવાં કે ઋતુક્રાન્તિ, વાતાવરણના શિતોષ્ણમાનના ફેરફાર, વિગેરેથી થાય છે. આયુર્વેદિક ગ્રંથકારોએ વિસ્તૃત વર્ણન વડે આ બધી ચર્ચા કરી છે, છતાં પણ, તેઓએ પોતાના સૌમ્ય સ્વભાવને લઇ કહી દીધું છે કે "હજી પણ, અમોએ, આ વિષયની યોગ્ય સંપૂર્ણતાએ પહોંચે તેવી, છણાવટ કરી નથી." પરસ્પરના સમન્વયથી જેમ દોષ અસંખ્ય પ્રમાણમાં રહી શકે તેમ રોગો પણ તે તે પ્રમાણમાં રહી શકે. આમ વિકૃત થયેલા દોષો

આખી શરીર રચનામાં રહીને કોઇ ને કોઇ કર્મેન્દ્રિયમાં જઇને નવા પ્રકારની અસરવાળો વ્યાધિ નીપજાવી શકે. "कुपितानां हि दोषाणाम् शरीरे परिधावताम् । यत्रसंगः स्ववैगुण्याद् व्याधिस्तत्रोपजायते ॥"

આ બધું જોતાં રોગનું અમુક નામ નક્કી કરવું અને તે છેવટનું અને તમામ વિકૃતિનું બોધક છે એમ જાહેર કરવું, એ ઘણું મુશ્કેલીભર્યું છે. ખરૂં છે કે આયુર્વેદમાં કોઇ કોઇ નામ અમુક સ્થાન કે ગુણ દર્શાવનાર મળી આવે છે. દાખલા તરીકે, યકૃત્પાંડુ, શ્વિત્રકુષ્ઠ, વિગેરે આ પ્રકારનાં છે; પરંતુ તેઓ જે કાંઇ દર્શાવે છે તે તો એક વા બીજા પ્રકારનો રોગજ છે. તેથી દોષ અને દૂષ્યનો અભ્યાસ સંપૂર્ણ કરવો જોઇએ. કેમકે, કોઇ પણ વખત બધા વિકારોની એકજ પ્રકારની નક્કી પરિસ્થિતિ હોતીજ નથી. न हि सर्व विकाराणां नामतोऽस्ति ध्रुवा स्थितिः ।

બધા રોગનાં નામ આપી શકાય તેમ છેજ નહિ. નામ આપવાની ધુન રોગનાં ચિહ્નોથી તમને વિમુખ રાખી કાર્યસિધ્ધિ કરવા દેશે નહિ. મારા લેખમાં, દોષ દૂષ્યનું આથી વધુ વિવરણ કરવા જેટલી જગ્યા પણ મળી શકે તેમ નથી, તેથી હું તો આપ સર્વેને આપના ગ્રંથો તરફ વળવા કહું છું, અને તેમનો સંપૂર્ણ અભ્યાસ કરવા જણાવું છું. કારણ કે પ્રિય ભાઇઓ, યાદ રાખજો કે એમના યથાસ્થિત જ્ઞાન સિવાયનું વૈદું એ ઉંટવૈદું છે. આપનામાંના કેટલાક, પાશ્ચાત્ય ડૉકટરોના મત મુજબ રોગનાં નામ આપી આયુર્વેદમાં જણાવેલી ચિકિત્સા કરનાર પણ હશેજ. આયુર્વેદિક ઔષધો અસરકારક અને નિરૂપદ્રવી હોવાથી તમને ફત્તેહ મળશે તો ખરી. છતાં પણ, આવી ચિકિત્સા કરનાર ઉંટવૈદ્ય તો છેજ. આપણા પૂર્વજ ગ્રંથકારો અને દાર્શનિકો લખી ગયા છે કે "સિધ્ધાંત અને પ્રયોગ સમતાનમાં હોવાજ જોઇએ, તોજ સાચી ચિકિત્સા થઇ શકે. તેમ ન બની શકે તો, તેઓ કહે છે તેમ, આપણી ચિકિત્સાપદ્ધતિમાં પ્રસ્થાન વ્યભિચારનો દોષ આવે ને આવે.

**એક દર્દીની આયુર્વેદિક પદ્ધતિએ ચિકિત્સા.**

હવે વ્યવહારીક વાત લખું. આયુર્વેદમાં રોગનિદાન ચિકિત્સાની અતિશય વિસ્તારપૂર્વક ચર્ચા કરેલી તો છેજ, અલબત્, ભૂત–દોષ–દૂષ્યના સિધ્ધાંત પરત્વે. પરંતુ આયુર્વેદના વિદ્યાર્થીઓ અમુક નિશ્ચિત લેખન-પધ્ધતિ પણ સ્વીકારવી ઘટે છે. સહેલામાં સહેલી રીત તો આવી હોઇ શકે.

(૧) રોગીનું શું શું કહેવું છે તે જાણી લેવું.
(૨) રોગનું અમુક સ્થાનમાન હોવા વિષે નિર્ણય ઉપર આવવું, પછી
(૩) માનસિક પરિસ્થિતિ, ખોરાક, વ્યસન, ઋતુમાન, વાતાવરણ, અશ્નાંશરેખાંશની ભૌગોલિક પરિસ્થિતિ, ઉપરના દર્દને માફક છે કે પ્રતિકૂળ છે તે સમજી લેવું, પછી
(૪) પોતાની ચિકિત્સાપધ્ધતિ વડે, દ્દષ્ટિ સ્પર્શાદિ વડે, ચાલુ હથીઆરો વડે અને બીજાં મદદગાર સાધનો વડે સ્વતઃ તપાસ કરી જોવી.

તમારા દર્દીનો કેસ જુદે જુદે નામે પ્રચલિત હોવાનું ઊને સમજાય, પરંતુ આ એક ચીજ ખાસ યાદ રાખવી કે દોષ દૂષ્યનું પદ્ધતિસર વર્ગીકરણ કર્યું તો પછી નામ આપનાર બધા ઝખ મારે છે. આવો એક પ્રસંગ મારી ચિકિત્સામાં ઉપસ્થિત થયો, જે નીચે પ્રમાણેઃ

"કાનમં ગણુ ગણુ અવાજ, નસકોરાં સુકાં અને ઉત્તેજીત, છાતીએ (વચ્ચો વચ) દુ:ખાવો, સણકા ઘડી જણાય ઘડી બંધ રહે, શરીરમાં અમુક અમુક ભાગ ઝલાઈ જાય અને અમળાઈ જાય, ઘૂંટણમાં સંધીવા જેવો દુ:ખાવો. બંધકોશ, કાળા સખ્ત ઝાડા, ઉત્સાહ અને થકવાટના એકાએક આવતા ધસારા, વિગેરે, વિગેરે."

હવે, વિવિધ વિકૃતિવાળાં અંગ પ્રત્યંગો જોતાં, શું તમે તેમની જુદી જુદી ચિકિત્સા કરશો ? જુદી જુદી દવાઓ આપશો ? કાનને માટે આ સારૂં, નાક માટે પેલું સારૂં, છાતી માટે ફલાણું, સંધીવા માટે ઢીંકણું એમ કરશો કે તેની પાછળ કયા દર્દની એકપતા છે તે

બરથી અંજાઈ જઇ, આયુર્વેદ સંહિતાની જુની પોથીઓ જોઇ જવાનો પણ ઉત્સાહ ગુમાવી બેઠા છે. કોઈ કોઇ તો વળી આયુર્વેદમાં યોગ્ય શારીરતંત્રનો અભાવ આગળ કરી, શલ્યશાલાકય આદિનું સંશોધન શકયજ નથી એવો સ્પષ્ટ નિર્ણય આપી દે છે. પરિણામ એ આવ્યું છે કે કોઈ કોઈ વિદ્યાલયમાં, જરાતરા પણ ફેરફાર વિનાજ, પશ્ચિમમાં રચાએલું શારીરશાસ્ત્ર શીખવવામાં આપે છે, તો બીજે તેનો સંસ્કૃતાનુવાદ પાઠય પુસ્તક તરીકે મુકરર કરવામાં આવેલો છે. તેમજ, વિદ્યાલય સાથેના રૂગ્ણાલયોમાં રોગીઓના રોગ મટાડવા વિશેષે કરીને પાશ્ચાત્ય ચિકિત્સા વડેજ કામ લેવાય છે. આ પ્રમાણે, પાઠય પુસ્તકોમાં પાશ્ચાત્યતંત્રોની વિપુલતા તથા ચિકિત્સા પધ્ધતિમાં પાશ્ચાત્ય પ્રથાના વધુ વપરાશને લઇ. સર્વ કોઇ એમ માની બેઠા છે કે સર્વે પ્રકારના વ્યાધિ મટાડવા માટે આયુર્વેદની યોગ્યતા છેજ નહિ. આ પ્રકારે, જનતાની આયુર્વેદ પ્રત્યેની, શ્રધ્ધા ઓછી ને ઓછી થતી જાય છે અને એ જોઇ જાણીને, આ લેખમાં શલ્યતંત્રની શિક્ષા પ્રણાલી વિષેની ગેરસમજ દૂર કરવાનો કાંઇક પ્રયત્ન કરવામાં આવેલો છે. આશા રાખવામાં આવે છે કે તમામ આયુર્વેદ હિતૈષીઓ તથા અનુયાયીઓ આ લેખમાં દર્શાવેલા વિચારો વિષે કાંઈ દૃઢ સંકલ્પ ઉપર આવશેજ.

વળી, કેટલાક કહે છે કે હાલની આવી ઉચ્ચ કક્ષાએ પહોંચેલા પાશ્ચાત્ય શલ્યતન્ત્ર વડે ગામડાં, જીલ્લા, શહેર વિગેરેમાં તેમાં પારંગત થયેલા ડૉકટરો ચિકિત્સા કરવા ફરતા હોવાથી પ્રાચ્ય શલ્ય આદિ તંત્રના શિક્ષણ માટે કાંઈ જરૂરીયાત નથી. આવો વિચાર દુઃસાહજ છે. પાશ્ચાત્ય શસ્ત્રવૈદ્યોની મંડયા રહેવાની ટેવ, વધુ યોગ્યતા, ઘડાયેલી હથોટી તથા મુખ્ય બાબતોમાં મેળવેલી કુશળતાને લઇ તેઓ પ્રશંસાને સર્વ રીતે લાયક છે. એ નિઃસંશય છે. યન્ત્ર અને શસ્ત્ર આદિના પ્રયોગોની ચતુરાઇ વડે સારાં સારાં વાઢકાપ તથા જોડકામ કરી, તેઓ પોતાની ક્રિયાને અપૂર્વ બતાવી શકયા છે, પરંતુ બધાય કેસોને સારા કરીજ શકતા નથી. કોઇ કોઇ વાર તો પ્રાણહાનિ પણ થઈ જાય છે. તેથી શસ્ત્રોપચાર ન કરાવવા ઇચ્છનારાઓએ પ્રાચ્યતન્ત્રનોજ આશ્રય લેવો જોઇએ, એમ, બન્ને તન્ત્રની

સરખામણી કરી, સાબિત કરી આપવાનો આ લેખનો હેતુ છે. ટૂંકમાં પ્રાચ્ય અને પાશ્ચાત્ય વ્રણચિકિત્સાની સરખામણી કરી જોતાં એ હકીકત કરબદરન્યાયવત્ સમજી શકાશે.

આયુર્વેદજ્ઞો ગડગૂમડને આમાવસ્થામાંજ અપતર્પણ, વિગેરે અગીઆર જુદી જુદી ચિકિત્સા વડે મટાડવા યત્ન કરે છે. દોષવિકૃતિ નક્કી કરી, વમન, વિરેચન, અપતર્પણ, વિમ્લાપન, વિસ્રવણ, વિગેરે, ચિકિત્સા કામે લગાડતાં બધાજ શોથ આમાવસ્થામાંજ મટી શકે છે. કેટલાક એવા વ્યાધિઓ પણ હોય છે,-દા.ત. અંતર્વિદ્રધિ-કેન્સર -જાલિન્ય, વિગેરે, જે પાકયા પછી મટવા મુસ્કેલ થઈ જાય છે, અથવા દર્દી નક્કી મરીજ જાય છે, જેમકે આંતરડાં અને બસ્તિ ઉપરનાં કેન્સરો. તેમાં વૈદ્યોએ એવા ઉપાય લેવા જોઇએ કે તે કોઇપણ પ્રકારે પાક ઉપર ચઢે નહિ. પાશ્ચાત્ય શસ્ત્રવૈદ્યો આવા વિદ્રધિઓને અપકવ દશામાંજ મટાડી શકતા નથી, કારણ, તેમની પાસે તેવી ચિકિત્સા કરવાની યોગ્ય અને જરૂરી ઔષધિઓ હોતીજ નથી. આયુર્વેદજ્ઞો વિવિધ પ્રકારની, દોષ ભેદને પારખીને કરેલી, વિવિધ ચિકિત્સા વડે દરેક રોગ સફળતા-પૂર્વક મટાડી શકે છે. પાશ્ચાત્ય ડૉક્ટરો જેને તદ્દન અસાધ્ય માને છે એવા દુંટીના વિદ્રધિ-પેરીટોનાઇટીસ-માં રોગીને પ્રથમાવસ્થામાંજ આપણે પૂર્વના વૈદ્યો બહારની અને અંદરની ઉપચાર પદ્ધતિ વડે ઘણા ખરા કેસોમાં સંપૂર્ણ આરામ કરી શકીએ છીએ. મહર્ષિ સુશ્રુતના ભાષ્યકાર પ્રાણા-ચાર્ય વૈદ્યરાજ હારાણચંદ્રે દર્શાવેલી ચિકિત્સા વડે સુશ્રુતોક્ત પદ્ધતિએ અનેક વ્રણરોગીઓને વ્રણની અપકવ દશામાં આરામ થઇ ગયાના ઘણા દાખલા આપણે જોયા છે, વધારામાં, લોહી વહેવડાવવાના માત્ર એકના એકજ ઉપાયથી કેટલાક કેસોમાં વ્રણ પાકી જતા નથી. સુશ્રુતાચાર્યે કહ્યું છે કે "एकतश्चक्रिया.सर्वाः रक्तमोक्षणमेकतः। रक्तं हि व्यम्लतां याति तच्चेनास्ति नचास्तिरुक्॥" અર્થાત્ એક બાજુ સર્વ ઉપચારપદ્ધતિ અને બીજી બાજુ લોહી વહેતું કરવાની ક્રિયા, એથી વ્રણ અપકવ દશામાં પણ શુધ્ધ થઇ જાય છે અને એમ થતાં રોગ મટે છે. પાશ્ચાત્ય ડૉક્ટરોનાં બોરીક કોમ્પ્રેસ, બેલાડોના પ્લાસ્ટર, વિગેરે ઉપચારો વડે બધા કેસોમાં

વ્રણો શાન્ત થતા નથી, ઉલટા સ્વેદાદિ વડે તે પાકીજ જાય છે તેથી આ અવસ્થામાં આયુર્વેદિક ચિકિત્સાજ ખાસ ચઢિયાતી હોવાનું સમજાય છે.

ત્યાર પછીની પક્વ દશામાં, જ્યારે દાહ, તોદ, ભેદ, વિગેરે વિવિધ વિકૃતિ વડે રોગીને અસહ્ય વેદના થાય છે, ત્યારે આયુર્વેદ જાણનાર વૈદ્ય, યોગ્ય પ્રકારે દોષ પ્રકોપને શમાવે તેવા સ્નિગ્ધ, રૂક્ષ અથવા સ્વેદક ઉપાયોથી અથવા ઠંડા કે ગરમ ઉપચાર વડે વેદના શાન્ત પડે અને વ્રણ જલદી પાકે એવા જે ઉપચારો કરી શકે છે, તેવા ઉપચારો પાશ્ચાત્ય ડૉક્ટરો કરી શકતા નથી. તેમની પધ્ધતિમાં, દોષોના ભેદ મુજબ ચિકિત્સા પધ્ધતિ નહિ હોવાના સબબે, વાત વ્રણમાં પણ બોરીક ફોમેન્ટેસ જેવા રૂક્ષ સ્વેદોપચારથી અને શ્લેષ્મિક વ્રણમાં ક્ષુમાદિ સ્નિગ્ધોપચારથી દોષ વધતાં વેદના વધે તો વધે પણ વ્રણ પાકતા ઘણી વેદના થાય તે જુદી.

પાકેલા વ્રણોમાં તો યોગ્ય ઉપચાર તરીકે સિદ્ધહસ્ત થએલા પાશ્ચાત્ય ડૉક્ટરોની શસ્ત્રોપચાર પધ્ધતિ વખાણવા લાયકજ હોય છે. ત્યારે વ્રણશુદ્ધિ માટે તો દોષ ભેદ મુજબની આયુર્વેદ ચિકિત્સા યથાર્થ હોઈ, સર્વમાન્ય પાશ્ચાત્ય શોધનપદ્ધતિ કરતાં વધારે સફળ નીવડીજ શકે. આપણી દરિદ્ર જનતાને બહોળા ખર્ચે મોંઘી ચિકિત્સા પરવડી શકે તેમ છેજ નહિ. હું માનું છું કે થોડા પ્રયત્ને, ઓછા ખર્ચે મળતાં ઘી, તેલ, મધ, વિગેરે વાપરીને આયુર્વેદજ્ઞો જેવું કામ કાઢી શકે છે, તેવું કામ પાશ્ચાત્ય ડૉક્ટરો સંશોધન કરનાર શ્રેષ્ઠ ઔષધો મેળવીને પણ કાઢી શકતા નથી. જુદાં જુદાં—સેપ્ટીક બેસીલાઇ—ચેપી જંતુઓના અવરોધમાંથી બચવા માટે જલદ દારૂ—એબ્સોલ્યુટ આલ્કોહોલ—સિવાય પાશ્ચાત્ય ડૉક્ટરો પાસે એવું કાંઇ નથી કે જે ઘી, મધ, વિગેરેને પાછાં પાડી શકે. રામાયણની કથા ઉપરથી સર્વે જાણે છે કે રાજા દશરથના દેહને તેલકૂપમાં રાખીને જેવો ને તેવો સાચવી રાખવામાં આવ્યો હતો. હાલ પણ, બ્રહ્મદેશવાસીઓ અન્ત્યેષ્ટિકર્મની રજા મળવા સારૂ મરણથી પંદર દિવસ કે તેથી વધારે સમય સુધી મૃતદેહને મધમાંજ સાચવી રાખે

છે. આથી, અહિંના ઉષ્ણપ્રધાન અનેઘણા દરિદ્ર દેશમાં સંશોધન માટે તો ઘી, મધજ ઉત્તમ મનાયાં છે. ઓછા ખર્ચે વ્રણ સંશુદ્ધિ જલદી થવા સારૂ, પ્રાચ્ય મત પ્રમાણે આ બધું પ્રત્યક્ષસિધ્ધ મનાય છે, છતાં પાશ્ચાત્ય મત પ્રમાણેના કોઇ પણ ઇલાજથી તેટલા ઓછા સમયમાં કે ઓછા ખર્ચે તેમ થઇ શકતું નથી.

શુધ્ધ થયેલો વ્રણ પોતાની મેળેજ સારો થાય છે, એટલે વ્રણ-રોપણ માટે કોઇ ખાસ ક્રમની અપેક્ષા રહેતીજ નથી. આમ વ્રણ તરી ન આવે તો શસ્ત્રોપચાર–સ્ક્રેપીંગ–કરીને તેને ખુલ્લો કરવો એમ પાશ્ચાત્ય ડૉક્ટરો કહે છે. પ્રાચ્ય મત મુજબ, સંશોધન થયા પછીજ રોપણ માટે યત્ન કરવો એવી માન્યતા છે, ઉપરાંત, દોષભેદ મુજબ હજારો રોપક યોગો હોય છે, તેમજ વ્રણને ઉત્સાદન તથા અવસાદન માટે અનેક પ્રકારની ક્રિયાપ્રક્રિયા હોય છે. તેથી, પ્રાચ્ય વૈદ્યો વ્રણ સંશોધન થયા પછી થોડાજ સમયમાં વ્રણ મટાડવામાં સફલ થઇ શકે છે. જે નાડી વ્રણ–સાઇનસ–માં પાશ્ચાત્ય ડૉક્ટરોને શસ્ત્ર વાપર્યા વિના ચાલતુંજ નથી, તેમાં પ્રાચ્ય વૈદ્યોના કેટકેટલા યોગ એવા છે કે તેઓની મદદ વડે ૨૪ કલાકમાંજ સંશોધિત થયેલો નાડીવ્રણ આપણે મટાડી શકીએ. આ કાંઇ આપણી બડાઇ નથી, પરંતુ, આયુર્વેદનો મહિમાજ એવો છે કે જેની આપણને અનેક વાર પ્રતીતિ થઈ ચૂકી છે. તદુપરાત, સુકાઇ ગયેલા વ્રણમાં પણ આયુર્વેદમાં જે વિવિધ ક્રિયાઓ દર્શાવી છે, જેવી કે–વ્રણ ગ્રંથિમાં ગ્રંથિ મટાડવી, વિવર્ણ વ્રણભૂમિમાં વર્ણ લાવવો, રૂવાં ઘસાઇ ગયાં હોય ત્યાં રૂવાં સર્જાવવાં, વિગેરે ક્રિયાઓ પાશ્ચાત્ય ડૉક્ટરોના તંત્રમાં લગભગ શરૂઆતથી તે આજ લગી જાણીતી હોય એવો પુરાવો નથી. તેથીજ, આયુર્વેદીઓની શસ્ત્રોપચાર પધ્ધતિમાં આ દરિદ્ર દેશમાં, થોડા ખર્ચમાં, વિવિધ સામગ્રીની લાવલઈજાવ કરવાની ખટપટ વગર, પરદેશથી આયાત થતાં ઔષધની કડાકૂટભરી મદદ વગર, છેદન ભેદન ચિકિત્સાનો સારો પ્રચાર થઇ શકે તેમ છે, એમ વિચારી, દેશાભિમાની વૈદ્યોએ એવો પ્રયત્ન કરવો કે આપણા દેશમાં ફરીવાર આપણી સર્વાંગ સંપૂર્ણ શસ્ત્રોપચાર પધ્ધતિનો ફેલાવો થાય.

ઔષધોપચાર વડે સારાં થઇ શકે તેવાં કેટલાંક દર્દોમાં, શસ્ત્રોપચાર કુશળતાનો મહિમા બતાવવાના અદમ્ય ઉત્સાહથી, પાશ્ચાત્ય ડૉક્ટરો કોઇ કોઇની પ્રાણહાનિ કરી બેસે છે, એ વાત થોડાક એવા દાખલા આપી સમજાવીએ. પિત્તાશ્મરી–ગોલસ્ટોન–નામનો પાશ્ચાત્યોનો વ્યાધિ શસ્ત્રોપચાર વડેજ મટે તેવો છે. આયુર્વેદજ્ઞ વૈદ્ય તો કાયચિકિત્સા વડેજ તે મટાડવા શક્તિમાન થાય છે. એ રોગ ઘણો દુઃખકર છતાં સાધ્ય મનાય છે તો ખરોજ. આપણા દેશના પ્રખ્યાત શસ્ત્રવૈદ્ય સ્વ. શ્રી. સુરેશચંદ્ર સર્વાધિકારી એ રોગ મટાડવામાં ઘણાજ કુશળ અને ઉત્તદસ્ત હતા. એમના ચમત્કારિક શસ્ત્રોપચારથી સેંકડે નેવું ટકા દર્દીઓને સારૂં થઇ જતું. હાલમાં એવા શસ્ત્રકુશળ ચિકિત્સકો નહિ હોવાથી મૃત્યુ સંખ્યા વધતી પણ હશે. જે રોગમાં અવક્રિયા થઇ મૃત્યુ નક્કી અને જીવિત સંશયગ્રસ્ત હોય તેવા કેસોમાં આયુર્વેદ શસ્ત્રસંપાત કરવાની સલાહ આપે છે. એમ ન હોય તો ચિકિત્સાને બહાને હત્યા કરવા જેવું થઈ પડે છે. આપણે આયુર્વેદિક વૈદ્યો, તો કાયચિકિત્સા વડેજ એવા રોગીઓનું દુઃખ મટાડીએ છીએ. વધ્ર–એપેન્ડીસાઇટીસ, કૃતમૂલ ગુલ્મ–ઇન્ટરનલ ટ્યુમર, વિસર્પ–એરીસીપેલાસ–આયુર્વેદિક વૈદ્યો કાયચિકિત્સા વડેજ મટાડે છે. તેમાંના પણ કેટલાક દાખલાઓમાં તો પ્રાશ્ચાત્યોના શસ્ત્રોપચાર વડે પ્રાણહાનિજ થાય છે, છતાં પણ હત્યા હત્યામાં ફેર તો છેજ. અશ્મરી–સ્ટોન, તાલુપુષ્પુટ–ટોન્સીલાઇટીસ કાયચિકિત્સા વડે મટાડી જોવા છતાં ન મટે તો શસ્ત્રોપચાર વૈદ્યોએ પણ કરવો જોઇએ. એવા કેસોમાં કાયચિકિત્સાના ઘણા પ્રયોગો હોય છે; જેઓ તે ચિકિત્સાની મદદ લે છે તે રોગમુક્ત થાય છે, પણ પાશ્ચાત્યો તો કાયચિકિત્સાને અભાવે એ કેસોમાં શસ્ત્ર ચિકિત્સાજ કરે છે. તાલુપુષ્પુટ–ટોન્સીલાઇટીસમાં તાળવાના એક ભાગપર શસ્ત્રોપચાર કરવાથી, જીવતા રહેવાનો સંશય નહિ હોય છતાં, તે જગ્યાને પાચકાગ્નિની સહાય હોવાથી, તે કાપતાં પચનક્રિયાની ખામી ઉભી થાયજ; અશ્મરી કાપતાં કદાચ પ્રાણહાનિ થઈ જાય; તેથી તે તે કેસોમાં કાયચિકિત્સાજ કરવી ઠીક પડે. રાજપસંદગી પામેલી પાશ્ચાત્ય ચિકિત્સામાં, શસ્ત્રોપચારસાધ્ય મનાતા તેમના રોગોમાં ઘણું ખરૂં આયુર્વેદજ્ઞોની ચિકિત્સા પધ્ધતિને

ઘણાજ જૂજ કેસોમાં સ્થાન મળી શકે તેમ છે. આયુર્વેદિક વૈદ્યોમાં શલ્યતન્ત્રની આલોચના કરવા જેવું અને જેટલું કાંઈ નહિ હોવાથી ઘણા બાપડા રોગીઓ પ્રાણ ત્યજે છે, પરંતુ વૈદ્યોની દવા કરતા નથી. તેથી આયુર્વેદના અધ્યાપનમાં મારા મત મુજબ શસ્ત્રતન્ત્રની ચર્ચા કરી જોવાનું સ્પષ્ટ પ્રયોજન હવે સમજાયુંજ હશે. આયુર્વેદને લગતાં જે જે રૂગ્ણાલયો હિંદભરમાં છે, તેમાં જે તે રોગોમાં કાયચિકિત્સા વડે થતા ફાયદા કે ગેરફાયદા જાણી લઇ, પ્રચાર વિગેરે કરવામાં આવેલો હોત તો આટલા વખતમાં જનતાની અતિશય શ્રધ્ધા કે જનતાનું વલણ તૈયાર કરી લેવામાં ઠીક સફળતા મળી ગઇ હોત !

વૈદ્યકતંત્રમાં બતાવેલી પદ્ધતિએ શસ્ત્રોપચાર પદ્ધતિ શીખવવામાં ૪ ચાર મુખ્ય વિભાગ રખાવા જોઇએ. ૧. કાયચિકિત્સાથી મટી શકે તેવા રોગોમાં તેની સહાય, ૨. શાલાકય વિધિમાં સહાય. ૩. કૌમાર ભૃત્યચિકિત્સામાં તેની જરૂર. ૪. શસ્ત્રસાધ્ય રોગોમાં તેની મુખ્ય આવશ્યકતા. લોહી કાઢી લેવું, ક્ષારપ્રયોગ, અગ્નિકર્મ, વિગેરે, શલ્યતંત્રમાંજ સમાઇ જાય છે. કાયચિકિત્સા વડે મટે તેવા અનેક રોગોમાં લોહી કાઢી લેવાની તાત્કાલિક જરૂર પડે છે. ખાસ કરીને, કોટના તમામ પ્રકારોમાં, ક્રોષ્ટુકશીર્ષમાં, વાતરક્ત વ્યાધિમાં, શ્લીપદની પ્રથમ અવસ્થામાં જે આજકાલ પાશ્ચાત્ય યંત્ર પરીક્ષામાંલોહીના દબાણ—બ્લેડ પ્રેશર—ના નામથી ઓળખાય છે, તેમાં, મદ, મૂર્છા, સન્યાસ આદિ લોહીના વ્યાધિમાં, લોહી કાઢી લીધા સિવાય રોગ મટવાની નક્કી આશા હોતીજ નથી. જલોદર, મૂત્ર વૃધ્ધિ, વિગેરેમાં શસ્ત્રોપચાર વડેજ ભેગું થયેલું પાણી કાઢી લેવું પડે છે. કાયચિકિત્સા ઉપરજ આધાર રાખનારા વૈદ્યો, આવા નાના નાના શસ્ત્રોપચારવિધિ નહિ જાણતા હોવાને લીધે, આવા રોગોમાં પોતાની ચિકિત્સા વડે વિશેષ લાભ બતાવી શકતા નથી. પાશ્ચાત્ય ડૉકટરો જલસ્રાવ કરવામાં નિપુણ છતાં જળસંચય રોકે એવા ઔષધોથી માહિતગાર નહિ હોવાથી સફળ થઇ શકતા નથી. ફકત કાયચિકિત્સાનોજ પ્રચાર કરનારા અગ્નિવેશ, ભેલ, વિગેરે ગ્રંથકારો પોતપોતાના ગ્રંથોમાં, કાયચિકિત્સાથી ન મટે તેવા રોગોમાં, શસ્ત્રોપચાર માટે ઉપદેશ આપી

ચૂકયા છે, એ પ્રમાણે કારણસર જલસ્ત્રાવ કરીને કાયચિકિત્સા વડેજ આપણે જલોદરના ઘણા રોગીઓને સારું કરી શકીએ છીએ. હું માનું છું કે કેટલાય જલોદરના રોગીઓ આ ચિકિત્સાપધ્ધતિ વડે પથ્ય આદિ સાચવતાં સાવધાનીથી મૃત્યુના મુખમાંથી ઉગરી જશે. માટેજ કાયચિકિત્સાપરાયણ વૈદ્યોએ જલસ્ત્રાવ આદિ શસ્ત્રોપચાર પધ્ધતિ પણ જાણવીજ જોઇએ.

શાલાકયતંત્ર જાણવાની ઇચ્છાવાળાએ શિરાછેદ સાથે દૂષિત લોહી કાઢી નાખવાની પધ્ધતિ જાણી લેવી જોઇએ, અને શલ્યતંત્રમાં કહેલાં છેદન, ભેદન, લેખન, આહરણ, સીવન, વિગેરે કાર્યો શીખી લેવાં. મહર્ષિ સુશ્રુતના કહેવા પ્રમાણે, ૬૭ નેત્રવ્યાધિ પૈકી ૪૦ વ્યાધિ શસ્ત્રોપચારથી મટે તેવા છે. દાંત, ઓઠ, તાળવું, ગળું, વિગેરેના રોગો પૈકી અનેકમાં કાંઈ ને કાંઈ શસ્ત્રોપચાર જરૂરનો થઇ પડે છે. કાન, નાક અને માથાના રોગોની ચિકિત્સામાં છેદન ભેદનની તેટલી જરૂર નથી, તોપણ શિરાછેદ અનેકમાં વપરાય છે ખરો. કોઈ કોઇમાં ક્ષારપ્રયોગથી કામ લેવાય છે. શસ્ત્રપાતથીજ શ્લૈષ્મિક લિંગ—કેટરેકટ—મટે છે. પાશ્ચાત્યતંત્રની જાણ ન હોય તોપણ, અનેક રોગોમાં, શસ્ત્રક્રિયાથી આવી સફળ ચિકિત્સા થવાથી શસ્ત્ર કુશળતામાંજ તેઓની મહત્તા આવી રહે છે. શાલાકયમાં નાના શસ્ત્રોપચારો (ઑપરેશનો) થાય છે. તેથી, થોડાકજ પ્રયાસથી શીખી લેવાય એવા છે. આમ વસ્તુસ્થિતિ હોવાથી, આયુર્વેદિક વૈદ્યો કાંઈ સારા શસ્ત્રવૈદ્ય ન થઇ શકે એવું છેજ નહિ. તેમાં પ્રવીણતા મેળવવા માટે બહુ મહેનત પડે એવું પણ કાંઇ નથી. વળી રોગીનું તેથી દુઃખ ઓછું થાય છે તેમજ કાંઈ વિશેષ પ્રકારનું નુકશાન થતું નથી. એવાં ઓપરેશન નાનાં—માઈનોર—કહેવાય છે. યોગ્ય વિદ્યાલયમાં શાલાકયતંત્ર વિષે ભાષણ તથા પ્રયોગો હંમેશ રાખવા જોઇએ; પરંતુ હિંદમાં અનેક વિદ્યાલયો હોવા છતાં કોઇ પણ જગાએ આયુર્વેદોકત શાલાકયતંત્ર વિધિપુરઃસર શીખવવામાં આવતું હોય એવું સાંભળવામાં આવતું નથી એ જાણી આપણને ઘણીજ દિલગીરી ઉપજે છે.

નેત્રરોગોમાં તિમિર નામનો વ્યાધિ ઘણો, ખાસ કરીને વિદ્યાર્થીઓમાં, ફેલાયલો મળી આવે છે. આયુર્વેદમાં તિમિરનાશક કેટકેટલા

સિધ્ધ ઉપાયો છે. શસ્ત્રોપચારથી ડરતા આયુર્વેદજ્ઞો શસ્ત્રોપચાર બરાબર કરી શકતા નથી એમ સમજી, રોગીઓ પાશ્ચાત્ય ડૉક્ટરો પાસેજ ચિકિત્સા કરાવે છે. પાશ્ચાત્યતંત્રમાં, આ વ્યાધિ માટે નેત્ર બદલી ઉપનેત્રની સહાય સિવાય બીજો કોઇ ઉપાય નથી, અને તે પણ ધીરે ધીરે રોગ વધતાં દૃષ્ટિશક્તિના નાશમાં પરિણમે છે. ઉપનેત્ર પણ રોગિષ્ટ નેત્ર જેવાં થઈ જાય છે. આથી શાલાક્યતંત્ર જાણનારે શલ્ય-તંત્રનો અભ્યાસ ખાસ કરવો ઘટે છે.

કૌમારભૃત્યમાં, મૂઢ ગર્ભ, વિગેરેમાં યંત્ર, શસ્ત્ર આદિનો વપરાશ શીખવવા યોગ્ય છતાં યોગ્ય વિદ્યાલયમાં પ્રવેશ મેળવેલા વિદ્યાર્થીઓજ તે મેળવી શકે છે. બની શકે ત્યાં સુધી, સ્ત્રીઓનેજ આ કામ શીખવવું. પાશ્ચાત્ય ડૉક્ટરો તરફનું કાંઈક વિશેષ અહિં સંક્ષેપમાં કહીશું. પાશ્ચાત્ય ડૉક્ટરો મૂઢ ગર્ભમાં સચેતન ગર્ભને પણ તોડી નાખવાનો ઉપદેશ કરે છે. વૈદ્યકમાં પ્રસૂતિને પ્રાણહાનિ થાય માટે તેમ કરવાની મના કરેલી છે. આયુર્વેદના અધ્યાપકે આ વસ્તુ ધ્યાનમાં રાખવી. આયુર્વેદમાં યોનિ વ્યાધિ માટે શસ્ત્રકર્મની મનાઇ છે. એ કાયચિકિત્સા સાધ્ય મનાય છે. પાશ્ચાત્ય ડૉક્ટરો, દવાઓ ઓછી જાણતા હોવાથી, શસ્ત્રપ્રયોગની કુશળતા આગળ કરીને શસ્ત્ર વાપરી, કોઇ કોઇ જગાએ ગર્ભાશયને પણ કાઢી નાખી, રોગી સ્ત્રીને આરામ કરવાને બદલે કોઈકને મહાવ્યાધિવાળી તો કોઇને મૃત્યુમાર્ગગામિની કરી મૂકે છે. ઢીલી પડેલી યોનિ–પ્રોલેપ્સ–પાશ્ચાત્યોની–પેસરી–બસ્તિની વડે જોઈએ તેવી સારી સ્થિતિમાં સહેલા-ઇથી લાવી શકાય છે, એમાં શંકા નથી, પરંતુ રોગને લઇને ઢીલી પડેલી યોનિ ઔષધોપચારના અભાવે બન્ધિનીના પ્રયોગમાત્રથી સારી થઇ શકેજ નહિ. આયુર્વેદમાં કલ્ક, સ્નેહ આદિના ઉપયોગથી બન્ધિની વડે ગર્ભાશયને યોગ્ય સ્થાનમાં મૂકી દેવું એવો ઉપદેશ છે. તેથી આપણે તેમનીજ બન્ધિની સાથે સ્નેહ આદિ ઔષધો વાપરી, ઘણા કેસોમાં મહામુશીબતે મટી શકે તેવા આ રોગમાં સંપૂર્ણ આરામ કરી શકીએ છીએ. રક્ત ગુલ્મ નામનો વ્યાધિ પણ કાયચિકિત્સા વડે મટે તેવો છે. તેમાં પણ શસ્ત્રકુશળ ડૉક્ટરોની અકુશળ ચિકિત્સા વડે

અનેકનાં મરણ નીપજ્યાં છે, એટલા માટે કૌમાર ભૃત્યમાં પણ આપણેજ શસ્ત્રોપચાર ચિકિત્સા કરવી જોઇએ.

શસ્ત્ર સાધ્ય વ્યાધિઓના બે પ્રકાર છે. (૧) સદ્યોવ્રણ અને (૨) શારીર વ્રણ. પહેલાં સ્વતન્ત્ર ભારતમાં લડાઈ વિગેરેમાં આયુર્વેદિક શલ્યતાન્ત્રિકોનો એક મુખ્ય વર્ગ હતો. શરશય્યાપર સૂતેલા ભિષ્મ-પિતામહને આરામ કરવા સારૂ શલ્યજ્ઞ વૈદ્યો જઇ પહોંચ્યા હતા એવી મહાભારતમાં કથા છે. યુધ્ધોમાં પેટ ચીરાઇ જાય, આંતરડાં બહાર નીકળી પડે, તેનો ઇલાજ કરવાનું હાલના પાશ્ચાત્ય તન્ત્રોમાં જેમ જોવામાં આવે છે, તેમ સૂર્યકિરણ વિગેરે વડે સંશુષ્ક, ભિન્ન ધૂલ કચરા વડે લપેડાયલા વ્રણોમાં હાલના કોઇ નવા ઇલાજ થયેલા નથી. સુશ્રુત સંહિતા-કારે તેના પણ ઇલાજ બતાવ્યા છે અને પાશ્ચાત્ય તન્ત્ર કરતાં પ્રાચ્ય શલ્ય તન્ત્ર ઉન્નત હતું એવો પ્રખ્યાત શસ્ત્રોપચારી ડૉક્ટર સર્વાં-ધિકારીનો મત હતોજ. હાલમાં તો આ પરતંત્ર દેશમાં યુધ્ધ વિગેરેની સ્વતંત્રતા નહિ હોવાથી વૈગ્રહિક શલ્યતંત્ર–વોર સર્જરી–ની સમીક્ષા કરવી નકામી છે. આકસ્મિક વિપત્તિ આવી પડે ત્યાં સદ્યોવ્રણની વિધિવત્ ચિકિત્સા વિદ્યાર્થીએ કરતાં શીખી જવું જોઇએ.

ભાંગનોડના કેસોમાં પાશ્ચાત્ય ડૉક્ટરોની કુશા–સ્પ્લીન્ટસ–પધ્ધતિ સંપૂર્ણ વ્યવસ્થિત, પ્રમાણમાં જોઇએ તેવી અને પ્રયોગમાં બંધબેસતી જણાય છે. તે વડે પાટા બાંધવાનું માફક આવે તેવું થઇ પડે છે. છતાં પણ ભાંગેલાં અસ્થિને જોડે તેવાં ઔષધોના અભાવે તેઓને જોડતાં ઘણો વખત લાગે છે. આયુર્વેદોક્ત ઔષધોની સાથે અગર પાશ્ચાત્ય કુશ પધ્ધતિ લાગુ કર્યાથી થોડાજ વખતમાં ૧ માસને સ્થાને ૭ દિવસમાંજ અસ્થિ જોડાઈ જાય, એવું ઘણા કેસોમાં આપણે પરીક્ષા કરી અનુભવેલું છે. તેથી આયુર્વેદમાં કહેલો ભગ્નસંધાનવિધિ હંમેશાં વૈદ્ય વિદ્યાલયમાં તેમજ રૂગ્ણાલયમાં પ્રયોગાત્મક રીતે નિરીક્ષણ પદ્ધતિસહ અભ્યાસક્રમમાં રાખવો જરૂરનો છે.

આગન્તુક વ્રણો પૈકી વિદ્ધ, ક્ષત, પિચ્ચિત, ઘૃષ્ટ વ્રણોની ચિકિત્સાવિધિ તાત્કાલિક અભ્યાસક્રમમાં લેવાવી જોઇએ. છિન્નભિન્ન

થયેલા વ્રણોમાં સામાન્ય ક્રમે કામ લેવું. ફકત, પાશ્ચાત્ય વિજ્ઞાનમાં શ્રદ્ધાવાળાઓ, આ મત સહન ન થઇ શકવાથી કહેશે કે આ પ્રકારની અવૈજ્ઞાનિક ક્રિયા વડે તુર્તના વ્રણો દૂષિત-સેપ્ટીક-થશે. એનો જવાબ આપણે અગાઉ આપી ચૂકયા છીએ. વ્રણ વિશુદ્ધિ માટે-એન્ટીસેપ્ટીક પ્રોસેસ-અશુદ્ધિ અટકાવવા માટે આયુર્વેદજ સૌથી સારો રસ્તો બતાવે છે. ઘી, મધથી જે અશુધ્ધિ અટકે છે તેતો આયોડીન વિગેરે હજારો બનાવટોથી અટકતી નથી. હું માનું છું કે ઘી, મધથી અશુધ્ધિ અટકાવવાની વાતનો જો સારો પ્રચાર કરવામાં આવે તો-સેપ્ટીક પોઇઝન-ચેપી વિષનો આટલો ભયંકર ફેલાવો, હંમેશ માટે જરૂર કાબુમાં આવી જાય.

૧

શારીર વ્રણચિકિત્સામાં નાનાં ઓપરેશન-માઇનોર ઓપરેશન-થી વ્યાધિ મટી જાય એવાં શસ્ત્રકર્મો, પ્રથમ સપ્રયોગ શીખી શકાય તેવી વ્યવસ્થા વડે શીખી લઇ, મોટાં શસ્ત્રકર્મો-મેજર ઓપરેશન-થી વ્યાધિ મટે તેવાં શીખવા માટે મનાઇ છતાં અવસર મળી આવ્યે શીખી લેવામાં હરકત નથી. શલ્યતન્ત્ર ખાસ શીખવાની ઇચ્છાવાળા વૈદ્યોએજ મોટાં ઓપરેશન શીખવાની તૈયારી કરવી. સામાન્ય રીતે, જો આયુર્વેદિક શસ્ત્રોપચાર પદ્ધતિમાં નાનાં ઓપરેશન કરવાની યોગ્યતા સમાઈ જાય તો જગતનું મોટું કલ્યાણ સધાય. નાના રોગોની ચિકિત્સા શસ્ત્રપ્રયોગ વડે કરતાં આવડી ગયા પછી, અર્શરોગનાં યન્ત્રો વાપરવાની નિપુણતા, ગાંઠ તથા અર્શમાં ક્ષારાગ્નિપ્રયોગ, ભગન્દર, નાડીવ્રણ વિગેરેમાં, બહારના વિદ્રધિ, સ્તનવિદ્રધિ, વિગેરેમાં, શસ્ત્રપ્રયોગકુશળતા પ્રથમ અવસર મળ્યે શીખવાં, અને લોહી કાઢી લેવાનો વિધિ ખાસ કરીને શીખી લેવો.

હાલમાં આયુર્વેદ વિધિ કોઇપણ રીતે છોડી દીધા સિવાયજ શલ્યતન્ત્રનો અભ્યાસ થવો ઘટે છે, એવો અમારો મત છે. પ્રાચ્ય મતને અનુસરી શિક્ષણમાં પાશ્ચાત્ય શારીરતન્ત્ર, રસાયન વિદ્યા, વિગેરે તન્ત્રો શિખવવાનું પ્રયોજન નથી એમ અમને તો લાગે છે. સુશ્રુત, આદિમાં શારીરતન્ત્ર સંપૂર્ણ બતાવવામાં આવેલ છે. ફક્ત તેનાજ જ્ઞાન વડે

શલ્યતન્ત્રની ચર્ચા થઇ શકે નહિ એવો મતવાદ આધાર વિનાનો છે. શારીરતન્ત્રજ નિદાન, ચિકિત્સા, વિગેરેમાં બતાવેલાં સંજ્ઞા, સ્થાન, સંસ્થાન આદિ પરિચયથીજ ઉત્પન્ન થયેલું છે. આયુર્વેદના નિદાન ભાગ તથા ચિકિત્સાવિભાગમાં જે જે અંગપ્રત્યંગો બતાવ્યાં છે તે સર્વેનાં વર્ણન સુશ્રુત આદિ ગ્રંથોમાં આવી જાય છેજ, નહિ તો નિદાન આદિ જાણનારને તેમાં ખામી માલુમ પડીજ જાત. કોઇપણ વિદ્વાનને નિદાન, વિગેરેમાં શારીરજ્ઞાનના અભાવે અધ્યયન કે અધ્યાપન માટે કાંઇ હરકત જણાતી નથી. ઘણા રાષ્ટ્રવિપ્લવોને લીધે શારીરસ્થાનના જ્ઞાનનો લોપ થયો છે એમ કહેવું એ અતિશયોક્તિ જેવું છે. સુશ્રુત સંહિતામાં જેવો અંગપ્રત્યંગ વિભાગ હાલ મળી આવે છે, તેવોજ સ્મૃતિ, પુરાણ, નાટ્ય, સંગીત આદિ શાસ્ત્રોમાં મળી આવે છે. તેથી એમ માનવાને કારણ મળે છે કે ઘણા પુરાણા જમાનાથી એજ શારીરશાસ્ત્ર વૈદ્યકમાં પ્રચલિત છે. તેઓનાજ શબછેદન જ્ઞાન વડે શરીરના જુદા જુદા ભાગો ને પ્રત્યંગોનો પરિચય, આયુર્વેદમાં શલ્ય તન્ત્ર ચર્ચા માટે સાધનભૂત થઇ પડે તેમ છે. પાશ્ચાત્ય શારીરતન્ત્રનાં હજારો નામો જાણવામાં વિદ્યાર્થીની બુદ્ધિનો નિરર્થક અપવ્યય થવા જેવું અમને તો લાગે છે. વૈદ્યક શારીર તન્ત્રનો મર્માધ્યાય, શિરાછેદાધ્યાય, જેનો પાશ્ચાત્ય શારીરતન્ત્રમાં નામ નિર્દેશ તો શું પણ ગંધ સરખાએ જણાતી નથી, તે બન્નેની સમજુતિ વિદ્યાર્થીઓને હંમેશ ઉપયોગની સમજવી. મર્મજ્ઞાન વિનાના રૂધિરાભિસરણના પ્રયોગ નહિ સમજનારથી શલ્યતન્ત્રનું શિક્ષણ લઇ શકાયજ નહિ. આયુર્વેદ શિક્ષણનાં બીનજરૂરી એવાં પાશ્ચાત્ય શારીર, ઉદ્ભિજ્જ, રસાયન, વિગેરે તન્ત્રો આયુર્વેદ સિધ્ધાન્ત વિરૂદ્ધ મતવાદ અનેક પ્રકારે ફેલાવે છે. તેથી તેમનો ફરજીયાત અભ્યાસ કરાવવો ઠીક થઈ પડશે નહિ એવી મારી દૃઢ માન્યતા છે. પોતાના તંત્રનું ફરી ફરીને અવલોકન કરી દૃઢ વિશ્વાસ સંપાદન કરેલો હોય, તેવાનેજ પરતંત્રનું અવલોકન કરવું શોભે. નહિ તો પોતાના તંત્રનું સંપૂર્ણ જ્ઞાન મેળવ્યા સિવાય પરતંત્રના આડમ્બરથી અંજાઇ જઇ પોતાના તંત્ર ઉપર દૃઢ વિશ્વાસ બેસતો નથી. તેથીજ આયુર્વેદના શલ્યશાલાક્યતંત્રનું સંપૂર્ણ અધ્યયન કરી રહીનેજ પરતંત્રનું અવલોકન કરવું યોગ્ય જણાશે.

આયુર્વેદ પધ્ધતિએ શારીરજ્ઞાન મેળવ્યા પછી, વિદ્યાર્થીએ શોણિતમોક્ષણ, શોણિતસ્થાપન, અગ્નિક્ષારપ્રયોગ, વિગેરે સમજી લેવા યત્ન કરવો. શલ્યતંત્રમાં શિરાછેદ ઘણું ખરૂં કામ પતાવી દે છે. તે સિધ્ધ ન થયું હોય તો, કાયશાલાકયતંત્રમાં કહેલા રોગો મટાડવાનું બની શકતું નથી. તો પછી શલ્યતંત્રમાં કહેલા રોગોનું તો પૂછવુંજ શું? લોહી વહેતું રોકવાના ઘણા ઉપાયો આયુર્વેદમાં બતાવેલા છે. ક્ષતે ત્યાં શિરા કાપી, ધમનીને ચીપીયા ચઢાવી, શિરામુખ બાંધવાનો પ્રયોગ આયુર્વેદમાં બતાવેલો નથી. તેમાં તો મર્મ, શિરા, સ્નાયુ, ધમની છોડીને શસ્ત્રપાત કરવાનો નિર્દેશ કર્યો છે. એ ખાસ કરીને, લોહી ઘણું વહી જાય એવા ભયને લીધે નહિ. શિરાસ્નાયુ છેદન વડે ઘણી વેદના અને ઘણી જલદી વ્રણ-ઉત્પત્તિ અને માંસકન્દ થઇ આવે છે. મર્મ કપાવાથી બેહોશપણું અથવા મરણ થઇ જાય છે, તેથીજ તે તે અંગપ્રત્યંગ જુદાં જુદાં બતાવી જુદા જુદા નિયમો શસ્ત્રસંચાર માટે આપેલા છે. પાશ્ચાત્ય ડૉકટરો તો વ્રણને મોટા, સારી રીતે ભાગ પાડેલો કરવા સારૂ, શિરા, વિગેરે કાપવાથી બે ભાગ છૂટા ન પડી જાય માટે તેઓએ શિરામુખ બાંધવા એક ખાસ યંત્ર બનાવ્યું છે. જરૂર પડયે આપણે પણ તે યંત્ર વાપરશું. બને ત્યાં સુધી શિરા આદિ છોડીનેજ શસ્ત્ર ચલાવવાનો અમારો ઉપદેશ છે.

શલ્યતંત્રના શિક્ષણમાં, અધ્યયન સાથે કર્માભ્યાસ–પ્રેકટીસ–પણ કરવી જોઇએ. આયુર્વેદમાં કર્માભ્યાસ માટે મનુષ્યશરીર ઉપર કર્માભ્યાસ કરવા કહેવામાં આવ્યું નથી. જુદાં જુદાં વેલફળ, ઉદકપૂર્ણ–આકૃતિઓ, વાળવાળાં ચામડાં, મૃતપશુ શરીર, પુસ્તકમાંની પ્રતિકૃતિ, વિગેરેથી કર્માભ્યાસ કરવો એવો ઉપદેશ છે. પાશ્ચાત્ય શિક્ષણ સંસ્થાઓમાં મનુષ્ય શરીર વડેજ કર્માભ્યાસ શીખવે છે. તે શરીર, લાંબા વખતના રોગથી પીડાએલું, માંસ તદ્દન ઓછું થઇ ગએલું, ગંધાઈ ઉઠેલું હોય, તે કરતાં તો તરતના મરેલા પશુશરીરને આપણે વધુ યોગ્ય ગણી શકીએ. વિદ્યાલય સાથે જોડેલા રૂગ્ણાલયમાં શલ્યશાલાકય વિગેરેમાં જે જે કામ કરવા જેવું હોય તે વિદ્યાર્થીની આગળ ઉપદેશ-પ્રદ બતાવવું જોઇએ. શિરાછેદ, ક્ષારાગ્નિપ્રયોગ, જળોનો સંચાર, વિગેરે,

જીવતા મનુષ્ય ઉપર વારંવાર બતાવીને કર્માભ્યાસની કુશળતાની તાલીમ આપવી. લોહી કાઢી નાખવા શૃંગ, વિગેરે, વર્તમાન યુગમાં ન વાપરતાં, તેના પ્રતિનિધિરૂપે પાશ્ચાત્યોના કપીંગ અને સકશન ઍપેરેટસ નામનાં યંત્રો કામે લગાડવાં.

આયુર્વેદનું શલ્યતંત્ર જોતાં, પાશ્ચાત્યોનાં જે શસ્ત્ર આદિ જોવામાં આવે છે તે વડે સર્વ કામ વિના હરકતે પાર પડે તેમ છે. શિરાછેદ માટે કુઠારિકા નામનું શસ્ત્ર, તેમને તેવું કામ ન પડવાથી હાલ પાશ્ચાત્યોએ દાખલ કર્યું નથી, તે કોઈ કારીગર પાસે તૈયાર કરાવવું. મેં ભોજતંત્રમાં બતાવેલા વર્ણન મુજબ કુઠારિકા બનાવરાવેલી છે, તેને અનુસરી કોઈ પણ કારીગર તે બનાવી શકે તેમ છે. આયુર્વેદમાં જે યંત્રશસ્ત્રો બતાવ્યાં છે, તેના પાશ્ચાત્યોએ કર્મકુશલતા માટે ઘણા પ્રકાર બનાવી દઈ જુદાં જુદાં અનેક અવનવાં યંત્રશસ્ત્રો તૈયાર કરાવી દીધાં છે. પોતાના અભ્યાસ વિષયમાં તે સર્વ કોઇ વાપરી શકે છે. પ્રાચ્યોનાં કોઇ કોઇ યંત્રશસ્ત્રો પાશ્ચાત્યોનાં કયાં કયાં સાથે મળતાં આવે છે, શેના શેનાથી કયું કયું કામ થઇ શકે, તે પછીથી પ્રસંગાનુસાર જણાવવામાં આવશે.

પ્રાચ્ય શલ્યતંત્રના શિક્ષણ માટે, પાશ્ચાત્ય શલ્યતાંત્રિકોની કેટકેટલી સહાયતા લેવી એનો આપણે હવે વિચાર કરીએ. શરૂઆતની યંત્રશસ્ત્રોની ઓળખ માટે તેઓનીજ સાહાય્ય યોગ્ય થશે. તેમાં પણ પ્રાચ્ય નામો વડેજ ઓળખ કરવી વધારે ઠીક થઇ પડશે. પાશ્ચાત્ય નામ વડે ઓળખ કરવાથી કાંઇ હરકત નડવાની નથી. જે વહાડકાપમાં વપરાય તેનેજ યન્ત્ર કે શસ્ત્ર કહે છે, એમ બતાવી, સમજાવી ને યથાર્થ શિક્ષણ આપી શકાય. અંગપ્રત્યંગ પ્રમાણે એકજ કામ પૂરું કરવા જુદાં જુદાં યન્ત્ર શસ્ત્રો વાપરવાં પડે છે, એ ખાસ કરીને જાણવું જોઇએ. એ પ્રમાણે, સંહિતામાં કહેલાં શસ્ત્રોના ઉપયોગમાં પારંગત થયેલા વિદ્યાર્થીઓએ પાશ્ચાત્ય વિદ્વાનોની મદદથી છેદભેદનાં કામોનો મહાવરો કરવો. શસ્ત્ર ચલાવવામાં આયુર્વેદમાં નીચેનો ક્રમ બતાવ્યો છે. શિરા, મર્મ, સ્નાયુ, ધમની છોડીને અનુલોમ ભાવે શસ્ત્ર વાપરવું, એ હંમેશ યાદ

રાખવું. શલ્યતન્ત્રોક્ત મુખ્ય કામોમાં પાશ્ચાત્યોની સહાય છોડી શકાય એવી નહિ હોવાથી, પૂર્વ અને પશ્ચિમની કાર્ય પધ્ધતિ પૈકી, આયુર્વેદ પધ્ધતિએજ કર્માભ્યાસ કરવો. પાટાપિંડીનાં કામો, પુતળાંઓ ઉપર, પ્રયોગો વડે પાશ્ચાત્ય ઉપદેશ મુજબ કરવાં, કેવળ પાશ્ચાત્યોનું અનુકરણ કરી, શસ્ત્ર ચલાવી, બીજેજ દિવસે ઉતાવળા થઇ પાટા છોડવા નહિ. પણ ત્રીજે દિવસે પાટા છોડી જોઇ, દોષભેદને લીધે, જુદા જુદા કષાયકલ્ક આદિ ઉપચાર કરી પાટા બાંધવા અને દોષ વિશેષ વિસ્તૃત થતાં બન્ધિની પરિવર્તન કરવું.

પાશ્ચાત્યોનાં જે યંત્રશસ્ત્ર આપણે લઇએ તે યોગ્ય વિધિ મુજબજ વાપરવાં. કુશયંત્ર વડે બસ્તિકર્મ કરવું. વાતવ્યાધિમાં, વિજળીના પાશ્ચાત્ય સ્વેદાગારમાં, પોતેજ તેલના માલીશ કરેલા રોગીને ઉપચાર માટે દાખલ કરવા. જલોદર અને મૂત્રવ્યાધિમાં વ્રીહિ-મુખ–ટ્રોકાર–વડે જળ કાઢી નાખી, કાયચિકિત્સા કરી, ફરી ભરાતું જળ અટકાવવું. રકતજવૃધ્ધિમાં ચોકકસપણે વ્યાધિને બરાબર ઓળખીને પછીજ લોહી કાઢી લેવું, તે સિવાય નહિ. કાયચિકિત્સા વડે મટી શકે તેવા રોગોમાં શસ્ત્ર ચલાવવાની મના કરવી એવો અમારો ઉપદેશ છે. આન્ત્રવિદ્રધિમાં આમાવસ્થામાંજ વઢાડકાપની વ્યવસ્થા કરવી. જાલિની, વિનતા, નાડીવણ, વિગેરેમાં ઔષધિપ્રયોગોથીજ રોગ મટાડવા યત્ન કરવો. કાયચિકિત્સા વડે મટવાનું દુર્ઘટ ન હોય, ત્યાં સુધી કોઇ પણ કેસમાં, શસ્ત્રકર્મની હોંશીયારી બતાવવા કોઇનું પણ મરણ નીપજા-વવાના હેતુરૂપ થઇ પડવું નહિ.

આ દેશમાં હાલ અનેક રૂગ્ણાલયો સહિત વિવિધ સામગ્રી સાથેનાં વિદ્યાલયો થયાં છે. એટલે આજ અવસરે આયુર્વેદ ચર્ચા તથા શિક્ષાનો પ્રચાર કરવાજોગ છે. આવું શુભ મુહુર્ત જતું કરીને, વિદ્યાર્થીઓને આયુર્વેદના સંશોધન કરનાર અને સુશિક્ષિત ધન્વન્તરીઓ નહિ બનાવીએ .અથવા તેની તૈયારી પણ નહિ કરીએ તો આ અપૂર્વ સર્વાંગપૂર્ણ ચિકિત્સાવિધિને દફનાવનાર આપણેજ લેખાઇશું.*

* લેખકના મૂળ સંસ્કૃત લેખનો તંત્રી ખાતા તરફથી થએલો ગુજરાતી અનુવાદ.

કેખશરૂ દોરાબજી જીલા

# પ્રાચીન દંતવિદ્યામાં એક ડોકીયું

**પશ્ચિમની આજે નવી જણાતી દંતવિદ્યા ભારતની હજારો વર્ષની જુની દંતવિદ્યાનો પૂનર્જન્મ છે.**

જેવી રીતે હિંદી તેમજ અંગ્રેજી પ્રજા બંને આંધળાની માફક એમ માને છે કે દરેક ચીજ અંગ્રેજી અને યૂરોપની બનાવેલી તે સારી અને હિંદુસ્થાનની તે ખરાબ, તેવીજ રીતે અંગ્રેજ તેમજ હિંદી દાકતરોનો એવોજ ધખારો છે કે હિંદી દવા એ તો એક જાતનું ઉંટવૈદું (Quackery) છે, પણ જેઓ અસલી હિંદી રીતભાતથી વાકેફ છે કે, જ્યારે હિંદુસ્થાન સુધરેલું હતું ત્યારે યૂરોપ એટલું જંગલી હાલતમાં હતું કે તેની પ્રજા નગ્ન હાલતમાં ફરતી હતી—તેઓનું હિંદી દવા ઉંટવૈદું છે, એમ માનવું બેહુદું લાગે છે. પ્રાચીન જમાનાની દંતવિદ્યા (Dentistry) એ, અમારી માફક બીજા ઘણાક અભ્યાસીઓનું ધ્યાન ખેંચ્યું છે, અને જ્યારે તેઓ સઘળાઓ એવા અનુમાનપર આવ્યા કે દંતવિદ્યાનું મૂળ ગ્રીસ (Greece) અને મીસર (Egypt) માં હતું, અને એ વિદ્યા તે દેશોમાં ઇ. સ. પૂર્વે ૧૫૦૦ માં શરૂ થઇ હતી, ત્યારે હાલના અભ્યાસીઓએ એ બાબદોના ઉંડા અભ્યાસ સાથ ઘણી ખંતીલી શોધખોળોથી પૂરવાર કીધું છે કે દંતવિદ્યાનું મૂળ આપણા ભારત દેશમાંજ હતું અને નહિ કે ગ્રીસ તેમજ મીસરમાં. વળી એમ પણ સાબીત થયું છે કે એ જ્ઞાન મીસર (ઇજીપ્ત) માં જાણીતું થયું, તેની સેંકડો વર્ષ આગળજ આપણા હિંદી દાક્તરો એ વિદ્યા જાણતા હતા.

## પશ્ચિમના મુલકોમાં હાલ જણાયલી દંતવિદ્યા હજારો વર્ષ પર ભારતમાં જાણીતી હતી

દંતવિદ્યાના વિષયપર આવતાં, હિંદી દંતવિદ્યાને લગતી થોડીક જાણવાજોગ હકીકત જુદાં જુદાં સાધનોપરથી અત્રે રજુ કરવી પ્રસંગોપાત થઇ પડશે. હિંદી વૈદ્યકશાસ્ત્રમાં નજર નાખતાં માલમ પડે છે કે હિંદી વૈદક ઉતરતું નથી, એટલુંજ નહિ, પણ આજે જેટલું પશ્ચિમનું વૈદક પ્રખ્યાત છે, તેટલુંજ તે પ્રખ્યાત હતું અને જે દંતવૈદું આજે માત્ર ૭૫-૧૦૦ વર્ષથી પશ્ચિમના દેશોને જાણીતું છે, તે હજારો વર્ષથી અસલી હિંદી દાક્તરોને જાણીતું હતું, અને તેઓ તેનો ખાસ અભ્યાસ પણ કરતા હતા. અસલી હિંદી વૈદક કળા એટલી પુરાતન હતી કે તે વિષયનો અભ્યાસી, મનુષ્યનું મૂળ અને પુરાતનપણું જાણી, અજાયબ થયા વિના રહે નહિ. હિંદુઓનાં શાસ્ત્ર પ્રમાણે મનુષ્યો ચાળીસ લાખ વર્ષની વાત પર ઉત્પન્ન થયા હતા, જ્યારે યૂરોપીઅન ગણત્રી પ્રમાણે માત્ર ક્રાઇસ્ટની પૂર્વે ૩૦૦૦ વર્ષ પર ઉત્પન્ન થયાં હતાં; પણ સને ૧૯૧૧ માં જ્યારથી એક ચોકકસ માથાની ખોપરી-Piltdown skull-પીલ્ટડાઉન ખોપરી હાથ લાગી ત્યારથી પ્રોફેસર કીથ-Prof. Keith-ને હાલના સર આરથર કીથે પોતાની હોંશિયારી અને બારીક તપાસથી આગલા મતની અંદર ફેરફાર કરી નાખ્યો હતો. પ્રોફેસર કીથે દાંત અને જડબાંની ઉત્પત્તિ પરથી તેમજ ભૂસ્તરવિદ્યાના પુરાવાઓ પરથી સાબિત કર્યું છે કે મનુષ્યજાત આસરે ચાળીસ લાખ વર્ષપૂર્વે ઉત્પન્ન થઇ હતી અને એવી રીતે હિંદુઓ જે ઘણાં વર્ષોથી માનતા આવ્યા છે, તેઓના મતને મજબૂત ટેકો મળ્યો.

## હિંદમાંથી દંતવિદ્યાની હસ્તી નાબુદ થવાનાં કેટલાંક કારણો

પ્રાચીન સમયની દંતવિદ્યા હિંદમાંથી કેવી રીતે નાબુદ થઇ, એ બાબે હિંદી વૈદ્યની કેટલીક તપાસ કરતાં માલમ પડે છે કે દશમા સૈકામાં મુસલમાન હુમલા વખતે હિંદી વૈદક પોતાની પૂર જાહો-

કેખશરૂ હેરાબજી જીલા

# પ્રાચીન દંતવિદ્યામાં એક ડોકીયું

**પશ્ચિમની આજે નવી જણાતી દંતવિદ્યા ભારતની હજારો વર્ષની જુની દંતવિદ્યાનો પૂનર્જન્મ છે.**

જેવી રીતે હિંદી તેમજ અંગ્રેજી પ્રજા બંને આંધળાની માફક એમ માને છે કે દરેક ચીજ અંગ્રેજી અને યૂરોપની બનાવેલી તે સારી અને હિંદુસ્થાનની તે ખરાબ, તેવીજ રીતે અંગ્રેજ તેમજ હિંદી દાકતરોનો એવોજ ધખારો છે કે હિંદી દવા એ તો એક જાતનું ઉંટવૈદું (Quackery) છે, પણ જેઓ અસલી હિંદી રીતભાતથી વાકેફ છે કે, જ્યારે હિંદુસ્થાન સુધરેલું હતું ત્યારે યૂરોપ એટલું જંગલી હાલતમાં હતું કે તેની પ્રજા નગ્ન હાલતમાં ફરતી હતી–તેઓનું હિંદી દવા ઉંટવૈદું છે, એમ માનવું બેહુદું લાગે છે. પ્રાચીન જમાનાની દંતવિદ્યા (Dentistry) એ, અમારી માફક બીજા ઘણાક અભ્યાસીઓનું ધ્યાન ખેંચ્યું છે, અને જ્યારે તેઓ સઘળાઓ એવા અનુમાનપર આવ્યા કે દંતવિદ્યાનું મૂળ ગ્રીસ (Greece) અને મીસર (Egypt) માં હતું, અને એ વિદ્યા તે દેશોમાં ઇ. સ. પૂર્વે ૧૫૦૦ માં શરૂ થઇ હતી, ત્યારે હાલના અભ્યાસીઓએ એ બાબદોના ઉંડા અભ્યાસ સાથ ઘણી ખંતીલી શોધખોળોથી પૂરવાર કીધું છે કે દંતવિદ્યાનું મૂળ આપણા ભારત દેશમાંજ હતું અને નહિ કે ગ્રીસ તેમજ મીસરમાં. વળી એમ પણ સાબીત થયું છે કે એ જ્ઞાન મીસર (ઇજીપ્ત) માં જાણીતું થયું, તેની સેંકડો વર્ષ આગળજ આપણા હિંદી દાકતરો એ વિદ્યા જાણતા હતા.

## પશ્ચિમના મુલકોમાં હાલ જણાયલી દંતવિદ્યા હજારો વર્ષ પર ભારતમાં જાણીતી હતી

દંતવિદ્યાના વિષયપર આવતાં, હિંદી દંતવિદ્યાને લગતી થોડીક જાણવાજોગ હકીકત જુદાં જુદાં સાધનોપરથી અત્રે રજુ કરવી પ્રસંગોપાત થઇ પડશે. હિંદી વૈદકશાસ્ત્રમાં નજર નાખતાં માલમ પડે છે કે હિંદી વૈદક ઉંટવૈદું નથી, એટલુંજ નહિ, પણ આજે જેટલું પશ્ચિમનું વૈદક પ્રખ્યાત છે, તેટલુંજ તે પ્રખ્યાત હતું અને જે દંતવૈદું આજે માત્ર ૭૫–૧૦૦ વર્ષથી પશ્ચિમના દેશોને જાણીતું છે, તે હજારો વર્ષથી અસલી હિંદી દાક્તરોને જાણીતું હતું, અને તેઓ તેનો ખાસ અભ્યાસ પણ કરતા હતા. અસલી હિંદી વૈદક કળા એટલી પુરાતન હતી કે તે વિષયનો અભ્યાસી, મનુષ્યનું મૂળ અને પુરાતનપણું જાણી, અજાયબ થયા વિના રહે નહિ. હિંદુઓનાં શાસ્ત્ર પ્રમાણે મનુષ્યો ચાળીસ લાખ વર્ષની વાત પર ઉત્પન્ન થયા હતા, જ્યારે યુરોપીઅન ગણત્રી પ્રમાણે માત્ર ક્રાઇસ્ટની પૂર્વે ૩૦૦૦ વર્ષ પર ઉત્પન્ન થયાં હતાં; પણ સને ૧૯૧૧ માં જ્યારથી એક ચોકકસ માથાની ખોપરી–Piltdown skull–પીલ્ટડાઉન ખોપરી હાથ લાગી ત્યારથી પ્રોફેસર કીથ–Prof. Keith–તે હાલના સર આરથર કીથે પોતાની હોંશિયારી અને બારીક તપાસથી આગલા મતની અંદર ફેરફાર કરી નાખ્યો હતો. પ્રોફેસર કીથે દાંત અને જડબાંની ઉત્પત્તિ પરથી તેમજ ભુસ્તરવિદ્યાના પુરાવાઓ પરથી સાબિત કર્યું છે કે મનુષ્યજાત આસરે ચાળીસ લાખ વર્ષપૂર્વે ઉત્પન્ન થઇ હતી અને એવી રીતે હિંદુઓ જે ઘણાં વર્ષોથી માનતા આવ્યા છે, તેઓના મતને મજબૂત ટેકો મળ્યો.

## હિંદમાંથી દંતવિદ્યાની હસ્તી નાબુદ થવાનાં કેટલાંક કારણો

પ્રાચીન સમયની દંતવિદ્યા હિંદમાંથી કેવી રીતે નાબુદ થઇ, એ બાબે હિંદી વૈદાની કેટલીક તપાસ કરતાં માલમ પડે છે કે દશમા સૈકામાં મુસલમાન હુમલા વખતે હિંદી વૈદક પોતાની પૂર જાહે-

જલાલીમાં હતું, પણ એ સદીમાં હિંદુસ્થાન દેશ પર આવેલા મુસલમાન હુમલાએ એને સખત આંચકો લગાડયો, અને ત્યાર પછી ચાલુ થયેલા મુસલમાન અમલ (૧૦૦૧–૧૭૦૩) દરમ્યાન, હિંદી વૈદાની પડતી શરૂ થઇ, કારણ કે મુસ્લીમ રાજ્યની મદદ અને ટેકો તેને મળતાં અટકી ગયાં અને સરકારી ટેકા વિના કોઈ પણ હુન્નર યા વિદ્યા સજીવન રહી શકેજ શાની? મુસ્લીમ અમલ પછી પેશ્વાનો અમલ (૧૭૧૫–૧૮૧૮) શરૂ થયો અને તે દરમ્યાન હિંદી વૈદું પાછું પગભર થવાની કોશિષ કરતું હતું. તેટલામાં પેશ્વાઓનો પરાજ્ય થયો અને અંગ્રેજી અમલ ઇ. સ. ૧૮ મી સદીથી શરૂ થયો અને અંગ્રેજોના આવ્યા પછી તો હિંદી વૈદું જે એક વખતે પ્રખ્યાત અને સંપૂર્ણ કળા હતી, તેનો છેડો આવતો ગયો, કારણ કે અંગ્રેજો આગમજથીજ બહાનું કાઢીને આવ્યા હતા, કે હિંદી વૈદક એક ઉંટવૈદું છે અને હિંદુઓનું એ કાર્ય એ એક હડહડતાં જૂઠાણાંનો ભંડાર છે.

આ મત બાંધવાનું મુખ્ય કારણ તેમનો અંગત સ્વાર્થ હતો, કારણ કે જો તેઓ હિંદી વૈદાને ઉત્તેજન આપે તો તેઓ સાથે આવેલા પશ્ચિમના દાક્તરો ભુખે મરે. તેઓને તો પોતાની સાથે લાવેલા દાક્તરોનો પ્રચાર કરવાની ખાસ ચિંતા હતી, અને તેથીજ હિંદી વૈદકને ઉંટવૈદાનું નામ આપી, પોતાના વૈદો અને રૂઢીનો પ્રચાર કર્યો અને ખાસ સંભાળ લીધી કે આ ધખારો યુરોપિયનો ઉપરાંત કેટલાક વાંદરનકલ કરનારા પરતંત્ર હિંદીઓમાં પણ ફેલાય કે જેથી તેઓ હિંદી વૈદું ધીમે ધીમે છોડી અંગ્રેજી વૈદાનો ઉપયોગ કરે. સત્તા અને સમજાવટના જોરે એમાં તેઓ ફાવ્યા અને એમ ધીમે ધીમે હિંદી વૈદું લગભગ તદન મરણ પામ્યું અને તેની સાથે સાથે અસલ દંતવિદ્યા જે તેનો એક અંગત વિભાગ હતો, તે પણ મરણ પામી અને હિંદુસ્થાન દેશમાંથી નાબુદ થઇ ગઈ; કિરતારનો ઉપકાર કે હજી કેટલાક અંગ્રેજો અને હિંદીઓ એવું ઉમદા ખમીર ધરાવતા પડેલા છે કે જેઓ હિંદી વૈદકને માન આપે છે. દેશી વૈદાં માટે ઘણાકો, જેઓનો પશ્ચિમના વૈદાંમાં સ્વાર્થ સમાયલો છે અને

જેઓ દેશી વૈદાંથી તમામ રીતે બીનમાહિતગાર છે, તેઓ કહે છે કે તે ઉટંવૈદું છે. પણ જેઓ જાણકાર છે અને આ વૈદાંનો અભ્યાસ કીધો છે, તેઓની ખાત્રી થઈ છે કે તે સ્વાર્થી આદમીઓનું કહેવું સચ્ચાઈથી તદન ઉલટું છે. જ્યારે પશ્ચિમના મુલકો છેલ્લાં ૭૫–૧૦૦ વર્ષોમાંજ દંતવિદ્યા જાણવા લાગ્યા છે ત્યારે આપણો ભારત દેશ હજારો વર્ષો આગમજ પણ એ બાબતથી માહિતગાર હતો.

હિંદુસ્થાનના ઘણા ધાર્મિક અને સામાજીક રિવાજો શાસ્ત્રીય સત્યોપર આધાર રાખે છે, જે માટે ભારત તેના ઋષિઓનું ઋણી છે. આમાંનો એક બહુજ પુરાણો રિવાજ એવો છે કે મોઢું સવારે, રાત્રે અને જમ્યા પછી સ્વચ્છ કરવુંજ જોઇએ. આ એકજ રિવાજથી, હાલનાં આગળ વધતાં આરોગ્ય શાસ્ત્રની નજરે જોતાં, સહેજે સમજી અને જોઇ શકાય છે કે એ રિવાજ પાડનારા માણસોએ ઘણા સારા વિચારથીજ આ નિયમ રાખ્યો હતો, એટલે કે હાલના સુધરેલા યુરોપીયન દેશોમાં, આરોગ્ય ખાતાંઓ તરફથી આસ્તે રહી હમણાં આ વિષે જે સૂચનાઓ બહાર પડે છે, તેવી સૂચનાઓ તો હજારો વર્ષો પહેલાં ઋષિઓએ શાસ્ત્રોમાં લખી છે અને લોકોના રિવાજમાં ઉતારી છે. આપણા પ્રાચીન ઋષિમુનિઓ જે આયુર્વેદના પ્રણેતા છે તેઓ પણ આરોગ્ય સચવાય તેવી રીતેજ વર્તવાની આપણને આજ્ઞા કરે છે અને આજનું વૈદક–એલોપથી–પણ તેઓની આ આજ્ઞાને પુષ્ટિ આપે છે. એમ હોવાથી, હિંદી વિદ્યા કેટલી ઉત્તમ તે કાળમાં વરીક હતી તેનો ખ્યાલ આપણને મળે છે અને તે સિધ્ધ કરે છે કે 'યુરોપીયન કલચર' એ તો ફક્ત બહારનું ખોખું માત્ર છે, બાકી તેનું મૂળ તો હિંદેજ તેમને પૂરૂં પાડયું છે.

## પ્રાચીન દંતવૈદાંની હાલનાં દંતવૈદાંપર અસર.

પ્રાચીન દંતવૈદાંની હાલનાં દંતવૈદાંપર કેવી અસર થઇ તે બતાવવા માટે હિંદી વૈદાંએ હાલનાં પશ્ચિમનાં વૈદાં–Western Medicine–પર શી અસર કીધી છે તે થોડે હીસ્સે તપાસવાની જરૂર છે. વૈદાંની

તવારિખ લખનારાઓ જ્યારે વૈદાંનાં મૂળ માટે બોલે છે ત્યારે હંમેશાં તેનું મૂળ ઇજીપ્ટ અને ગ્રીસમાંથી શરૂ થયલું માને છે અને હીપોક્રેટીસ –Hyppocrates–ને વૈદાંનો પિતા ગણે છે. હવે એ તો જાણીતી વાત છે કે આ હીપોક્રેટીસ અને બીજા ગ્રીક, અરબી, અને ઇજિપ્શીયન લેખકોએ પોતાનાં વૈદ્યક જ્ઞાન માટે હિંદી વૈદાંનો ઘણે દરજ્જે ઉપયોગ કીધો હતો. એટલે કે હાલનું વૈદું, જેની આ લખનારાઓએ શરૂઆત કીધી હતી, તે કાંઇજ નહિ પણ હિંદી વૈદાંનો પૂનર્જન્મ છે. જો એ સિદ્ધાંત આપણે કબુલ કરીએ તો એમ પણ સિદ્ધ થાય છે કે હાલની દંતવિદ્યા પણ પ્રાચીન દંતવિદ્યાનો પુનર્જન્મ છે.

હીરોડોટસ–Herodotus–થી ઘણો કાળ અગાઉ દેશી દંતવિદ્યાનો પ્રચાર હતો, એનો સૌથી પ્રાચીન ઉલ્લેખ ઇ. સ. ૧૫૦૦ વર્ષ અગાઉનો મળે છે. કારણ કે તે એબર્સ પૅપીરસ–Eber's Papyrus–માં જણાયલો છે, જે પશ્ચિમનાં વૈદકશાસ્ત્રમાં જૂનામાં જૂનો રૅકોર્ડ છે. દંતવિદ્યા તે વખતે હિંદી વૈદાંનો ઘણોજ અંગત ભાગ હતો, અને નહિ કે આજની માફક તદન અલાહિદો વિભાગ. અસલના વખતમાં દંતવિદ્યા જૂદો વિભાગ–speciality–નહોતી, એમ એ પરથી સાબીત થાય છે, કે કોઇપણ અસલ લખાણોમાં 'દંતવૈદ'–Dentist–જેવો શબ્દ મળતો નથી. 'શબ્દકલ્પદ્રુમ' અને 'વાચસ્પત્ય' જેવા જાણીતા સંસ્કૃત શબ્દકોશોમાં પણ એ શબ્દ જડતો નથી.

દુનિયાની સૌથી પ્રાચીન વૈદ્યક વિદ્યા તે હિંદી વિદ્યા છે અને તવારિખ ખુલ્લું જણાવે છે કે પશ્ચિમનું વૈદ્યકશાસ્ત્ર હિંદમાંથી લેવાયું છે, એ વિષેના ઉલ્લેખો–Weber–અને–Buck—નાં પુસ્તકોમાંથી મળે છે, જેઓ હિંદી વિદ્યા તરફ કાંઇ ખાસ પક્ષપાત ધરાવતા નથી. હિંદી સુશ્રુત ગ્રીક વૈદ્યક પરથી નીકળ્યું હોય એવા સંભવ વિષેની સ્ટેન્ઝલર–Stenzler–ની સૂચના પર ટીકા કરતાં ડૉ. વેબર–Dr. Weber–પોતાના History of Indian Literature નામના પુસ્તકના ૨૬૮ માં પૃષ્ઠ પર કહે છે કે "અંદરથી કોઈ પણ એવો પૂરાવો મળી શકતો નથી. એથી ઉલટું, ગ્રીક અસર નહિજ હોય

એવું સિધ્ધ કરી શકાય છે. સુશ્રુતની સાથે દરતી ભેગવી ગયલાઓના નામમાંથી કોઈ પણ નામ પરદેશી લાગતું નથી. સુશ્રુત અને બીજા લખનારાઓ વૈદકવિદ્યાની ખીલવણી કાશી અને બીજા પૂર્વ તરફના પ્રાંતોમાંથી થયલી જણાવે છે જે પ્રાંતો ગ્રીકો જોડે સંબંધમાં આવ્યા નહોતા."

બક, The Growth of Medicine from the earliest time to 1800 નામના પુસ્તકમાં, પ્રાચીન ગ્રીક વૈદું જે આજના પાશ્ચિમાત્ય વૈદાંનું ઉત્પાદક છે, તેની પર હિંદી વૈદાંની કાંઈ પણ અસર હોય એમ માનતાં અચકાય છે, પણ એનો ઇતિહાસ વધુ સિધ્ધ કરતાં એણે પોતાનો મત ફેરવ્યો છે, અને એને કહેવું પડયું છે એટલે કે, "જો કે સિધ્ધા પૂરાવા મળતા નથી, છતાં પણ એટલું તો ધારવું પડે છે કે હિંદુસ્થાન અને ગ્રીસ વચ્ચેના વેપાર દ્વારા હિંદનાં વૈદાંના કાર્યક્રમનું જ્ઞાન ગ્રીક વૈદોને પણ પહોંચ્યું છે. બીજા હાથ પર, સીકંદરના હિંદુસ્થાન પરના હુમલા પછી આ બંને દેશો વચ્ચેનો સંબંધ વધુ ગાઢ થયો અને સેંકડો વર્ષો સુધી તેવોજ ચાલુ રહ્યો. હીપોક્રેટીસ, ડાયોસકોરાઇડીસ અને ગેલનના લખાણ પ્રમાણે, આ સમયની શરૂઆતમાં હિંદી વૈદોએ ઉપયોગમાં લીધેલા ઉપચારો અને વસાણુંઓ–drugs–નો ઉપયોગ ખુદ ગ્રીક વૈદોએ પણ કરવા માંડયો."

એમ માલમ પડે છે કે દંતવિદ્યા, ખાસ વિદ્યા તરીકે, ઇજીપ્ટમાં હીરોડોટસના વખતમાં એટલે ઇ. સ. પૂર્વે પાંચમી સદી અગાઉ માન પામેલી હતી. હાલની દંતવિદ્યા એ અસલ હિંદી દંતવિધાનો પૂનર્જન્મ છે, એમ આપણે તવારિખને આધારે જોયું, પણ હવે જોઇએ કે ગ્રીક, અરબ્બી કે પરશીયન લેખકોના લેખોમાંથી કાંઇ એવું મળે છે કે જે સાબીત કરી આપે કે તે હિંદી દંતવૈદાંમાંથી ઉતાર્યું છે? પહેલાં આપણે હીપોક્રેટીસના ગ્રીક સાહિત્યની તપાસ કરીએ. તે તપાસતાં એમ માલમ પડે છે કે તેમાં એવું કાંઇપણ નથી જે અસલ હિંદી વૈદક લખાણોમાં નહિ લખાયું હોય. જ્યારે તેથી ઉલટું, હિંદી વૈદાંમાં એવી

તવારિખ લખનારાઓ જ્યારે વૈદાંનાં મૂળ માટે બોલે છે ત્યારે હંમેશાં તેનું મૂળ ઇજીપ્ટ અને ગ્રીસમાંથી શરૂ થયલું માને છે અને હીપોક્રેટીસ –Hyppocrates–ને વૈદાંનો પિતા ગણે છે. હવે એ તો જાણીતી વાત છે કે આ હીપોક્રેટીસ અને બીજા ગ્રીક, અરબ્બી, અને ઇજિપ્શીયન લેખકોએ પોતાનાં વૈદક જ્ઞાન માટે હિંદી વૈદાંનો ઘણો દરજ્જે ઉપયોગ કીધો હતો, એટલે કે હાલનું વૈદું, જેની આ લખનારાઓએ શરૂઆત કીધી હતી, તે કાંઈજ નહિ પણ હિંદી વૈદાંનો પૂનર્જન્મ છે. જો એ સિદ્ધાંત આપણે કબુલ કરીએ તો એમ પણ સિદ્ધ થાય છે કે હાલની દંતવિદ્યા પણ પ્રાચીન દંતવિદ્યાનો પૂનર્જન્મ છે.

હીરોડોટસ–Herodotus–થી ઘણો કાળ અગાઉ દેશી દંતવિદ્યાનો પ્રચાર હતો, એનો સૌથી પ્રાચીન ઉલ્લેખ ઇ. સ. ૧૫૦૦ વર્ષ અગાઉનો મળે છે. કારણ કે તે એબર્સ પૅપીરસ–Eber's Papyrus –માં જણાવેલો છે, જે પશ્ચિમનાં વૈદકશાસ્ત્રમાં જૂનામાં જૂનો રૅકોર્ડ છે. દંતવિદ્યા તે વખતે હિંદી વૈદાંનો ઘણોજ અંગત ભાગ હતો, અને નહિ કે આજની માફક તદન અલાહિદો વિભાગ. અસલના વખતમાં દંતવિદ્યા જૂદો વિભાગ–speciality–નહોતી, એમ એ પરથી સાબીત થાય છે, કે કોઇપણ અસલ લખાણોમાં 'દંતવૈદ્ય'–Dentist– જેવો શબ્દ મળતો નથી. 'શબ્દકલ્પદ્રુમ' અને 'વાચસ્પત્ય' જેવા જાણીતા સંસ્કૃત શબ્દકોશોમાં પણ એ શબ્દ જડતો નથી.

દુનિયાની સૌથી પ્રાચીન વૈદ્યક વિદ્યા તે હિંદી વિદ્યા છે અને તવારિખ ખુલ્લું જણાવે છે કે પશ્ચિમનું વૈદકશાસ્ત્ર હિંદમાંથી લેવાયું છે, એ વિષેના ઉલ્લેખો–Weber–અને–Buck––નાં પુસ્તકોમાંથી મળે છે, જેઓ હિંદી વિદ્યા તરફ કાંઇ ખાસ પક્ષપાત ધરાવતા નથી. હિંદી સુશ્રુત ગ્રીક વૈદ્યક પરથી નીકળ્યું હોય એવા સંભવ વિષેની સ્ટેન્ઝલર–Stenzler–ની સૂચના પર ટીકા કરતાં ડૉ. વેબર–Dr. Weber–પોતાના History of Indian Literature નામના પુસ્તકના ૨૬૮ માં પૃષ્ઠ પર કહે છે કે "અંદરથી કોઈ પણ એવો પૂરાવો મળી શકતો નથી. એથી ઉલટું, ગ્રીક અસર નહિજ હોય

એવું સિધ્ધ કરી શકાય છે. સુશ્રુતની સાથે હસ્તી ભોગવી ગયલાઓના નામમાંથી કોઇ પણ નામ પરદેશી લાગતું નથી. સુશ્રુત અને બીજા લખનારાઓ વૈદકવિદ્યાની ખીલવણી કાશી અને બીજા પૂર્વ તરફના પ્રાંતોમાંથી થયલી જણાવે છે જે પ્રાંતો ગ્રીકો જોડે સંબંધમાં આવ્યા નહોતા."

બક, The Growth of Medicine from the earliest time to 1800 નામના પુસ્તકમાં, પ્રાચીન ગ્રીક વૈદું જે આજના પાશ્ચિમાત્ય વૈદાંનું ઉત્પાદક છે, તેની પર હિંદી વૈદાંની કાંઈ પણ અસર હોય એમ માનતાં અચકાય છે, પણ એનો ઇતિહાસ વધુ સિધ્ધ કરતાં એણે પોતાનો મત ફેરવ્યો છે, અને એને કહેવું પડયું છે એટલે કે, "જો કે સિધ્ધા પૂરાવા મળતા નથી, છતાં પણ એટલું તો ધારવું પડે છે કે હિંદુસ્થાન અને ગ્રીસ વચ્ચેના વેપાર દ્વારા હિંદનાં વૈદાંના કાર્યક્રમનું જ્ઞાન ગ્રીક વૈદોને પણ પહોંચ્યું છે. બીજા હાથ પર, સીકંદરના હિંદુસ્થાન પરના હુમલા પછી આ બંને દેશો વચ્ચેનો સંબંધ વધુ ગાઢ થયો અને સેંકડો વર્ષો સુધી તેવોજ ચાલુ રહ્યો. હીપોક્રેટીસ, ડાયોસકોરાઇડીસ અને ગેલનના લખાણ પ્રમાણે, આ સમયની શરૂઆતમાં હિંદી વૈદોએ ઉપયોગમાં લીધેલા ઉપચારો અને વસાણુંઓ–drugs–નો ઉપયોગ ખુદ ગ્રીક વૈદોએ પણ કરવા માંડયો.'

એમ માલમ પડે છે કે દંતવિદ્યા, ખાસ વિદ્યા તરીકે, ઇજીપ્ટમાં હીરોડોટસના વખતમાં એટલે ઇ. સ. પૂર્વે પાંચમી સદી અગાઉ માન પામેલી હતી. હાલની દંતવિદ્યા એ અસલ હિંદી દંતવિદ્યાનો પૂનર્જન્મ છે, એમ આપણે તવારિખને આધારે જોયું, પણ હવે જોઇએ કે ગ્રીક, અરબ્બી કે પરશીયન લેખકોના લેખોમાંથી કાંઇ એવું મળે છે કે જે સાબીત કરી આપે કે તે હિંદી દંતવૈદાંમાંથી ઉતાર્યું છે? પહેલાં આપણે હીપોક્રેટીસના ગ્રીક સાહિત્યની તપાસ કરીએ. તે તપાસતાં એમ માલમ પડે છે કે તેમાં એવું કાંઇપણ નથી જે અસલ હિંદી વૈદક લખાણોમાં નહિ લખાયું હોય. જ્યારે તેથી ઉલટું, હિંદી વૈદાંમાં એવી

ઘણીક બાબતો છે જેવી કે મોઢાની આરોગ્યતા–oral hygiene–જે હીપોક્રેટીસના લખાણોમાં મળતી નથી.

હિંદી વૈદાંની ગ્રીક વૈદાં પરની અસર, ઉપર જણાવ્યા મુજબ અધેંમને કબુલવામાં આવે છે, છતાં પણ આ લેખક ગ્રીસ અને હિંદુસ્થાન વચ્ચેના સિદ્ધા સંબંધનો ઉલ્લેખ કરે છે, પણ હિંદી વૈદાંનો ઇજીપ્ત, ઇરાન અને અરબસ્તાનને માર્ગે થયલો ગ્રીક વૈદાં જોડેનો આડકતરો સંબંધ આ લખનાર ભૂલીજ જતો લાગે છે. હવે એટલું તો સિદ્ધ કરવામાં આવ્યું છે કે ગ્રીક વૈદાંનું જ્ઞાન ઘણું ખરૂં આ દેશો મારફતે લેવામાં આવ્યું હતું, અને આ દેશોએ તે જ્ઞાન હિંદુસ્થાનમાંથી ઉછીનું લીધું હતું. હીપોક્રેટીસ અને પીથાગોરસ, જેઓ આજના પાશ્ચિમાત્ય વૈદાંના સ્થાપક જેવા ગણાય છે, તેમનાં એ ઉછીનાં જ્ઞાન વિષે, ડૉ. વાઇઝ પોતાના પુસ્તક Hindu System of Medicine માં ઉલ્લેખ કરતાં કહે છે કે: "આ સઘળી વૈદક વિદ્યાઓ એકજ મૂળમાંથી નીકળી છે અને અસલ હીપોક્રેટીસના કુટુંબમાંથી ઉતરી આવી છે. માણસજાતના એ પ્રખ્યાત હિતચિંતકોએ પહેલાં દરદોની ખાસિયત અને ઉપચાર વિષે સમજ આપી અને પછી માણસના શરીરની જુદી જુદી વિકૃતિઓ પરથી સિદ્ધાંતો ઉપજાવ્યાં. ગ્રીક ફિલસુફોને ઇજીપ્શીઅન પંડિતોની મદદ હતી અને તેઓએ વળતામાં ઘણુંખરૂં પોતાનું જ્ઞાન પૂર્વ તરફની કોઇ ભેદી પ્રજા તરફથી મેળવ્યું હતું. ઇજીપ્તની વિજ્ઞાન સંસ્થાઓનો જ્યારે તલવારથી નાશ કરવામાં આવ્યો ત્યારે ત્યાં ગ્રીક જ્ઞાનની સ્થાપના થઈ અને તે જ્ઞાન પાછળથી પૂર્વ તરફના દેશોમાં વહેતું ગયું. ત્યાં બગદાદના ખલીફોની બાંહેધરી હેઠળ ઉદ્યોગ અને ફત્તેહથી વૈદક વિદ્યા આગળ વધી. પૂર્વ તરફથી તેને બીજી પણ મદદ મળતાં મુસલમાન વિજેતાઓ તેને પોતાની સાથે સ્પેનમાં લઇ ગયા, જ્યાંથી તે યૂરોપના બીજા ભાગોમાં ફેલાયું અને ત્યાં તેને ઘણા મહાપુરૂષોએ અપનાવી જનસમાજને ફાયદો કર્યો."

ડૉ. વાઇઝના ઉપલા ફકરામાં કહેવામાં આવ્યું છે કે 'પૂર્વ તરફના દેશોમાંથી એને વધુ મદદ મળી.' આ બીનાને ટેકો આપતાં સેરાપ્યન–Serapion–Ebu Serabi–રાઝીસ–Rhazes–Al

Rasi–અને એવીસીના–Avicenna–Ebu Sina–જેવા અરબ્બી વૈદક લેખકોના લખાણોથી તે સાચી જણાય છે. એઓ ખુલ્લું જાહેર કરી દે છે કે એમની વૈદક વિદ્યા હિંદી ઉપરથીજ ઉપજાવેલી છે. હવે જો હાલની પાશ્ચાત્ય વૈદક વિદ્યા પ્રાચીન હિંદી વૈદાંપરથી નિકળી હોય એ સત્ય સ્વીકારીએ, તો આપણે એટલું પણ સ્વીકારવું પડે કે હાલનું દંતશાસ્ત્ર પણ પ્રાચીન હિંદી દંતશાસ્ત્ર, જે વૈદક વિદ્યાનું મૂળ અંગ હતું, તેમાંથીજ નીકળેલું હોવું જોઇએ. પૂરાતન હિંદી, ગ્રીક, ઇજીપ્શીઅન અને અરબ્બી વૈદક વિદ્યાના સાહિત્યના અભ્યાસ પરથી આપણે આ અનુમાનપર આવવાથી, હવે બીજી પ્રજાઓનાં દંતશાસ્ત્રના સાહિત્ય અને હિંદી દંતવિદ્યાના સાહિત્યની વચ્ચેનો મુકાબલો તપાસીએ. બીજી પ્રજાઓનાં એવા સાહિત્યની અમારી શોધમાં નેપલ્સની યુનિવર્સિટીના ડૉ. વીનસેનઝો ગેરીની રચિત History of Dentistry નામના પુસ્તકથી અમોને ઘણી મદદ મળી. હિંદી દંતશાસ્ત્રની ગ્રીક દંતવિદ્યાની ઉપરની અસર વિષે આપણે તપાસ કરીએ તો ગ્રીક દંતશાસ્ત્રના સાહિત્યમાં હીપોક્રેટીસનાં લખાણો પ્રધાનપણે છે. એનાં લખાણો જોતાં જણાય છે કે દંતવિદ્યાને લગતા લેખોમાં એ કાંઈ ખાસ નવું કહેતો નથી, એટલુંજ નહિ પણ હિંદી મુખશુદ્ધિના આરોગ્ય વિષે હીપોક્રેટીસ લગભગ ચૂપ છે, હીપોક્રેટીસ "સ્ત્રીઓનાં દુઃખ દરદો" Diseases of Women–De Morbis Mulierum lib ii p. 666–નામના પોતાના નિબંધના બીજા પુસ્તકમાં વાસ મારતાં મોઢાં માટે એક દવા ફરમાવે છે અને પ્રમાણિકપણે તેને હિંદી ઇલાજ–Indian Medicament–ની ઉપમા આપે છે. એ સાબીત કરે છે કે આજ એનો હિંદી દંતવિદ્યા તરફનો ખુલ્લો ઋણસ્વીકાર છે. પોતાની એક બીજી ચોપડી De Affectionibus માં સુજેલા પારા–spongy gums–વિષે બોલતાં તે કહે છે કે, "પારાનો સોજો પિત્તના એકઠા થવાથી થાય છે, અને આવા બનાવોમાં થુંક ઉત્પન્ન કરનારા પદાર્થો બહુ ઉપયોગી છે, કેમકે આ ઉપાયોથી થુંકનું વહેવું ચાલુ થાય છે."

આ પિત્ત શબ્દ પ્રાચીન હિંદી વૈદાનો છે. એ તો જાણીતું જ છે કે હિંદી વૈદું વાયુ, પિત્ત અને કફ, એ ત્રણના સિધ્ધાંતની આસપાસ વણાયલું છે અને એ સિધ્ધાંત દરદોના ખુલાસા માટે પાશ્ચાત્ય વૈદાના સ્થાપક હીપોક્રેટીસે અપનાવ્યો છે. ત્યારે પારાના સોજાનું પિત્તથી થવું એ પણ તેણે અસલ હિંદી દંતવૈદા પરથીજ લીધું હોય એ તદ્દન બનવાજોગ છે. કારણ કે બરાબર તેવુંજ લખાણ અસલ હિંદી દંતવિદ્યામાંથી મળે છે કે જે લખાણો હીપોક્રેટીસની સેંકડો વર્ષ આગમજ લખવામાં આવ્યાં હતાં.

ગ્રીક સાહિત્ય પછી અરબ્બી સાહિત્યની તપાસ લઇએ. તેમાંથી પણ કાંઇ એવી સાબીતીઓ મળે છે, કે જેમ ગ્રીક વૈદક સાહિત્યમાં હીપોક્રેટીસનું નામ જાણીતું છે તેમ અરેબીયન વૈદકશાસ્ત્રમાં એવીસીના –Avicenna–નું નામ મશહુર છે. અરબ્બી વૈદકશાસ્ત્રનો અભ્યાસ કરતાં આપણને લાગે છે કે પ્રાચીન હિંદી દંતશાસ્ત્ર અને અરબ્બી શિક્ષણોની વચ્ચે બહુ સરખાપણું છે. આ સરખાપણું ખાસ કરીને સૌથી મહાન અરબ્બી વૈદક લેખક એવીસીનાનાં પુસ્તકોમાં દેખાય છે. ઉપર લખવા પ્રમાણે, હીપોક્રેટીસની માફક એવીસીનાએ પણ હિંદી દંતવિદ્યા અને હિંદી વૈદક વિદ્યાનો છુટથી ઉપયોગ કીધો છે. દાંતનું દુઃખ–Odontalgia i. e. Tooth–ache–માટે લખતાં એવીસીના લખે છે કે, "ચોક્કસ કીડાને સબબે દાંત ખવાઈ જાય છે અને તેથી દાંત દુઃખે છે." આ વિચાર એણે હિંદી દંતશાસ્ત્ર પરથી લીધેલો લાગે છે, તે લખાણોમાં દાંતના સડાને 'કૃમિદંત' કહે છે અને સમજાવ્યું છે કે એક ચોકકસ જાતના 'કૃમિ'ઓને સબબે એ સડો લાગે અને તેથી 'દાલન' એટલે દાંતનું દુઃખ થાય છે. હીપોક્રેટીસની માફક એવીસીના પણ ધારે છે, કે દાંતમાં ધ્રુજારીની લાગણી સાથેનું અત્યંત દુઃખ, દાંતનાં મૂળમાંથી પિત્તના પુષ્કળ જથ્થાને લીધે છે. હવે એ તો જગજાણીતી વાત છે કે એવીસીનાએ પોતાનું સઘળું વૈદક જ્ઞાન હિંદી વૈદાં પરથી લીધું હતું. તો અજબ થવા જેવું નથી કે ઉપર જણાવેલી બાબત પણ તેણે હિંદી દંતવિદ્યા પરથી લીધી હોય. એવીસીનાનાં લખાણોમાંથી બીજી પણ બાબતો એવી મળે છે કે જે પૂરવાર

કરે છે કે એણે પોતાનું દંતવિદ્યાનું જ્ઞાન અસલ હિંદી દંતવિદ્યા પરથી સંપાદન કીધું હતું. અમોએ ઉપર કહ્યું તેમ આ પણ હિંદી દંતશાસ્ત્રમાં જણાવેલો વિચાર છે. હિંદી વૈદક વિદ્યામાંથી બીજા વિચારોની સાથે એ લોકોએ આ વિચાર પણ છુટથી લીધો હશે. આ જાણીતા અરબ્બી દાક્તર એવીસીના ઉપર, Dental Cosmos નામના અમેરિકાના એક જાણીતા માસિકના સને ૧૯૧૫ ના જુન માસના અંકમાં, Dental Medicines of Dioscorides નામના લેખમાં પેનસીલવેન્યા યુનિવર્સિટીના પ્રખ્યાત દાક્તર હરમન પ્રીંઝે નમોજે હુમલો કીધો છે, અને એવીસીનાને શબ્દચોર-plagiarist ની હલકી ઉપમા આપી છે, કારણ કે ડૉ. પ્રીંઝ એમ ધારે છે કે એવીસીનાએ ડાયેસકોરાઇડીસનાં લખાણોમાંથી ગુપચુપ ઉતારો કરી લીધો છે; કારણ કે એ બંનેના લખાણમાં ઘણું મળતાપણું છે. પણ ડૉ. પ્રીંઝ જાણતા નહિ હશે અને જાણતા હશે તો ભુલી ગએલા લાગે છે કે એ બંનેનાં લખાણોના મળતાપણાનું કારણ એ છે કે, એક બીજાની જાણ વગર, એ બંને જણે અસલ હિંદી વૈદાંમાંથી પોતાનાં લખાણો ઉતાર્યાં છે.

અબુલ કાસીસ–Abulcasis–Abulcasem–chalaf–ben–Abbas નામના બીજા જાણીતા અરબ્બી વૈદક લખનાર લખે છે કે "જો લોહી બંધ કરવાના ઉપચારો કારગત ન લાગે તો એવા દાંતોને સોનેરી અથવા રૂપેરી તારથી બાંધવા લાભકારક છે." દાંતને બાંધવાની આ પ્રથા, કદાચ, અબુલકાસીસે હિંદી પરથી લીધી હોવી જોઇએ. કારણ કે ઢીલા દાંતોને આવી રીતે બાંધવાનું સદીઓ પહેલાંનું હિંદમાં ચાલુ હતું અને હાલ પણ હિંદી ઝવેરીઓ તેમ કરે છે, જો કે આ ક્રિયા વૈદોના હાથમાંથી ઝવેરીઓના હાથમાં કેમ ગઇ તે સમજવું મુશ્કેલ છે. દરદીઓના મોઢામાં અમોએ ઘણીવાર આ કામ જોયું છે, અને એક વેળાની પ્રખ્યાત દંતકળાની નિશાની તરીકે અમોએ આ કામને હમેશાં વખાણ્યું છે. આવી રીતે સોનેરી તારથી બાંધેલાં નીચલા જડબાના આગલા ૭ દાંતોનો નમુનો પેરીસમાં લુવરમાં મળે છે. ડૉ. ગેઇલોરડોટ–Dr. Gaillordot–જેઓ Revan's

Mission de Phenicie ના એક સભાસદ છે, તેમણે આ નમુનો સઇદા–The Ancient Sidon of old Phoenicia–અસલ ફિનિસ્યાનું સિદોન–ના કબ્રસ્તાનમાંથી મેળવ્યો હતો. એની નોંધ આપણને ડૉ. ગેરીનીની History of Dentistryના ૨૯ મા પૃષ્ઠપર મળે છે. અમારા મત પ્રમાણે આ નમુનો ફિનિસ્યનોની દંતકળા ઉપર હિંદની અસરની એક સાબીતી છે. આ અસર કદાચ સીધી રીતે ફિનિસ્યનોપર થઇ હોય, પણ ચોક્કસપણે તો ઇજીપ્શીયનો મારફતેજ થયેલી છે, કારણ કે ફિનિસ્યનોનાં જીવન અને રિવાજોપર ઇજીપ્તે ખરેખર મોટી અસર ફેલાવી છે.

## પરદેશીઓએ હિંદની વિદ્યા લુંટી

હિંદમાં હજારો વર્ષ પહેલાં દંતવિદ્યાનું વિજ્ઞાન બહોળું ફેલાયલું હતું. પ્રાચીન કાળમાં હિંદુસ્થાન આખી દુનિયામાં સર્વશ્રેષ્ઠ દેશ હતો. હિંદ પરદેશીઓના હાથમાં પરાધીન થયા પછી તેની અનેક વિદ્યાઓના અસ્ત થવા સાથે દાંતને લગતી વિદ્યા પણ નાશ પામી. રાજ્યાશ્રય વગર કોઇ પણ વિદ્યા સજીવન રહી શકે નહિ. હિંદે પોતાનો રાજઅમલ ખોયો અને તે સાથે રાજ્યકર્તાઓનો આશ્રય પણ ખોયો અને વિદ્યાઓની ડુબાડુબ થઇ. વળી ઉપર જણાવેલી સઘળી બાબતો પરથી જણાય છે કે હાલની દંતવિદ્યા એ હિંદનીજ પ્રાચીન દંતવિદ્યાનો પૂનર્જન્મ છે, અને દંતવિદ્યાની જન્મભૂમિ જેમ સાધારણ રીતે ધારવામાં આવે છે તેમ ઇજીપ્ટ અને ગ્રીસ નહિ પણ આપણો ભારત દેશજ છે, અને હિંદ દેશ એ દંતવિદ્યામાં ઇજિપ્ટ અને ગ્રીસ કરતાં હજારો વર્ષ આગમજ પ્રવીણ હતો એમ ખુલ્લેખુલ્લું સાબીત થાય છે.

આપણા ધંધાના વડીલો અને મુરબ્બીઓ જેવા પુરૂષો તરફ આપણે બેદરકાર રહેવું જોઇએ નહિ, કારણ કે તેઓએ બનાવેલા ધોરી રસ્તા પર આપણે ચાલીએ છીએ, તે માટે આપણે તેમની મહેનત તરફ ઉપકારવૃત્તિથી જોવું જોઇએ, અને આ રસ્તામાં નવા નવા સુધારાઓ દાખલ કરી એક સુંદર અને માનભરેલો ધંધો આપણા વારસો માટે છોડી જવો જોઇએ.

સુંદરલાલ નાથાલાલ જોષી

# આયુર્વેદ અને વિજ્ઞાન

## બન્નેયના મતે સગોત્ર સંબંધ અનિષ્ટ છે

ચરક સંહિતાના શારીર સ્થાનના બીજા અધ્યાયના પ્રારંભમાંજ "अथातोऽतुल्य गोत्रीयं शारीरं व्याख्यास्यामः ॥ १ ॥ इति ह स्माह भगवानात्रेयः ॥ २ ॥" આ વચનો આવે છે. ત્યાર બાદ મહર્ષિ અગ્નિવેશે ભગવાન આત્રેયને કરેલા પ્રશ્નમાં અતુલ્ય ગોત્રવાળાં સ્ત્રી પુરૂષોએ દાંપત્ય ધર્મમાં જોડાવું ઇષ્ટ છે એ મર્મપૂર્વક પ્રશ્નની શરૂઆત કરી છે. અગ્નિવેશનો પ્રશ્ન નીચે પ્રમાણે શરૂ થાય છે :—

"अतुल्य गोत्रस्य रजः क्षयान्ते रहो विसृष्टं मिथुनी कृतस्य ॥
किंस्याचतुष्पात्प्रभवं च षड्भ्यो यत्स्त्रीषु गर्भत्वमुपैति पुंसः ॥ ३ ॥

હે ભગવન્, રજો ધર્મ આવી ગયા બાદ એકાન્તમાં અતુલ્ય ગોત્રીય પુરૂષની સાથે રમણ કરવાથી ૭ વસ્તુઓમાંથી એવી કઇ ચતુષ્પાદાત્મક વસ્તુ સ્ત્રીમાં ગર્ભત્વને પામે છે?"

### શ્રી ચક્રપાણિદત્તની સ્પષ્ટતા

શ્રી ચક્રપાણિદત્ત પોતાની ટીકામાં સ્પષ્ટ જણાવે છે કે (अतुल्य गोत्रस्येति क्रिया अतुल्य गोत्रस्य पुंसः। तुल्य गोत्रीयके हि मैथुनेऽधर्मो भवति धर्मशास्त्रेषु निषिद्धत्वात् ।) તુલ્ય ગોત્રીય સ્ત્રી પુરૂષના સંબંધથી અધર્મ થાય છે. ધર્મશાસ્ત્રોમાં આ વસ્તુ નિષિદ્ધ માનેલી છે.

## ધર્મશાસ્ત્રની દૃષ્ટિ

ભગવાન્ યાજ્ઞવલ્ક્ય આ સંબંધમાં નીચે પ્રમાણે આજ્ઞા કરે છે :

अविप्लुत ब्रह्मचर्यो लक्षण्यां स्त्रियमुद्वहेत् ॥
अनन्यपूर्विकां कान्तामसपिण्डां यवीयसीम् ॥
अरोगिणीं भ्रातृमतीमसमानार्षगोत्रजाम् ॥

અખંડિત બ્રહ્મચર્ય જેનું છે એવા બ્રહ્મચારીએ,

- अ સારાં લક્ષણવાળી,
- ब કેવળ કુમારી,
- क અસપિંડા,
- ड પોતાના કરતાં નાની,
- ई નીરોગી,
- फ જેને ભાઇઓ છે એવી,
- ग અસમાન આર્ષગોત્રમાં ઉત્પન્ન થએલી,

એવી કન્યા સાથે વિવાહ કરી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો. અસપિંડાનો અર્થ (समानः एकः पिंडः पिंडदान क्रिया **मूलपुरुषशरीरं वा यस्यां न** सा, सा, तां असपिंडाम्) સમાન પિંડદાન ક્રિયા જેઓમાં લાગુ ન પડતી હોય અથવા મૂલ પુરૂષ જેમનો એક ન હોય તે. આ સાપિંડય માતૃપક્ષે પાંચ પેઢી પછી અને પિતૃપક્ષે સાત પેઢી પછી નિવૃત્ત થાય છે. પરંતુ આર્ષગોત્રવાળાંઓએ તો ગોત્ર જાળવવુંજ જોઇએ. સગોત્ર વિવાહ આર્ષગોત્રવાળાંઓ માટે નિષિદ્ધ છે. જેમને આર્ષગોત્ર નથી તેમણે સાપિંડય ભેદ તો જાળવવોજ.

સાપિંડયનો સંબંધ સગોત્રની ચર્ચાના અંગનો હોવાથી તેને સંક્ષિપ્તમાં અત્રે આપી પતાવીશું. જે જે જ્ઞાતિઓમાં કે જનકુળોમાં આર્ષગોત્રો નથી, તેમજ જે જે જ્ઞાતિઓમાં આર્ષગોત્રો હોવા છતાં ગોત્રભંગની કુપ્રથા પડી ગઈ છે તે જ્ઞાતિઓ અને જનકુળોમાં સાપિંડય તો જાળવવુંજ ઘટે છે. સુપ્રજનન, સુસંવર્ધન કે આનુવંશીય લક્ષણ શાસ્ત્રની સૂક્ષ્મ વૈજ્ઞાનિક દૃષ્ટિએ આ ઉપદેશ કેટલો હિતકર છે તે "જેનેટીક્સ", "હેરીડિટી", "યુજેનિક્સ" નામનાં નવ્યશાસ્ત્રોના મર્મજ્ઞો

સારી પેઠે સમજી શકશે. ધર્મશાસ્ત્રોએ નિષિદ્ધ માનેલા સંબંધો ત્યજવાથી એકજ લોહીદ્વારા ભાવિ પ્રજામાં ઉતરી આવતાં અનેક અનિષ્ટ લક્ષણો અને વ્યાધિઓની પરંપરાથી બચી શકાય છે, એટલુંજ નહિ પરંતુ પ્રજાતંતુને વિશુધ્ધ સ્વરૂપે અવિચ્છિન્ન રક્ષી શકાય છે.

## (અ) પિતાના પક્ષની સાપિંડયની ગણના

| | | |
|---|---|---|
| ૧ પરણનાર વ્યક્તિ. | | આ રીતે સાત પેઢીમાં ૧૬×૨=૩૨ દંપતી થાય છે.—અ |
| ૨ પરણનારનાં માતાપિતા. | | |
| ૩ પરણનારના પિતાનાં માતાપિતા | —૧ | |
| ૪ તે બન્નેનાં માતાપિતા | —૨ | |
| ૫ તે પ્રત્યેકનાં માતાપિતા | —૪ | |
| ૬ તે પ્રત્યેકનાં માતાપિતા | —૮ | |
| ૭ તે પ્રત્યેકનાં માતાપિતા | —૧૬ | |

(બ) ૧ પરણનારના પિતાનાં માતાપિતા = એક દંપતી.

| | |
|---|---|
| ૨ આ દંપતીનાં પુત્ર અને કન્યા | —૧ |
| ૩ તે બન્નેનાં પુત્ર અને કન્યા | —૨ |
| ૪ તે પ્રત્યેકનાં પુત્ર અને કન્યા | —૪ |
| ૫ તે પ્રત્યેકનાં પુત્ર અને કન્યા | —૮ |
| ૬ તે પ્રત્યેકનાં પુત્ર અને કન્યા | —૧૬ |
| ૭ તે પ્રત્યેકનાં પુત્ર અને કન્યા | —૩૨ |

એની રીતે પિતાના વંશમાં એક દંપતીથી સાત પેઢીમાં ૬૩ કન્યાઓ થાય છે. તેને ઉપર (અ) કહેલાં ૩૨ દંપતીએ ગુણવાથી ૬૩ × ૩૨=૨૦૧૬ કન્યાઓ પિતૃકુળમાં સાપિંડયવતી છે.

---

ચરોતર પ્રદેશમાં સાપિંડય સંબંધ સમજવાની એક ઉત્તમ પ્રણાલિના અવશેષરૂપે એકજ "કુટુંબની" જુદી જુદી દીકરીઓને "રૂપિયા વહેંચવાનો" રિવાજ ચાલુ છે, એમ વૃધ્ધોની વાતચીત ઉપરથી સમજાય છે કુટુંબ એટલે Family Stock ના અર્થમા શબ્દ વપરાયો છે. પાટીદાર કુટુંબોમાં લગ્નપ્રસંગે તેમજ મરણપ્રસંગે આ પ્રકારે રૂપિયાની વહેંચણી થાય છે.

(क) માતૃપક્ષના સાપિંડયની ગણના.

| | |
|---|---|
| ૧ પરણનાર<br>૨ તેની માતા<br>૩ માતાનાં માતાપિતા<br>૪ તે દરેકનાં માતાપિતા<br>૫ તે દરેકનાં માતાપિતા | એવી રીતે માતાના કુળમાં પાંચ પેઢીમાં સાત દંપતી થાય છે.–(क) |

(ख) (૧) ઉપરના (क) વિભાગમાં દર્શાવેલું એક દંપતી–
(૨) તેનાં પુત્ર અને કન્યા—(૧)
(૩) તે પ્રત્યેકનાં પુત્ર અને કન્યા—(૨)
(૪) તે પ્રત્યેકનાં પુત્ર અને કન્યા—(૪)
(૫) તે પ્રત્યેકનાં પુત્ર અને કન્યા—(૮)

આવી રીતે માતૃવંશમાં એક દંપતીથી પાંચ પેઢીમાં ૧૫ કન્યાઓ થાય છે, તેને ઉપર જણાવેલી (क) સાત દંપતીએ ગુણવાથી ૧૫×૭=૧૦૫ કન્યા માતૃકુળમાં સાપિંડયવાળી છે.

ઉપર મુજબ બન્ને કુળમાંથી એકંદર ૨૦૧૬+૧૦૫=૨૧૨૧ કન્યાઓ પરસ્પર સાપિંડયવતી છે. તે દરેકને વિવાહ કર્મમાં વર્જ્ય ગણેલી છે. આધુનિક જીવવિદ્યાવિશારદોએ સુપ્રજનન, સુસંવર્દ્ધન અને આનુવંશીય લક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ વિચારવા જેવો આ સુંદર પ્રશ્ન છે. આર્ય સ્મૃતિકારોની આર્ષદૃષ્ટિ કેવી વેધક અને પારગામી હતી તે આ ઉપરથી સમજાશે.

સાપિંડયમાં સમાન ગોત્રીય લોહીનો અંશ વિશેષતઃ પ્રવર્તતો હોવાથી આનુવંશીય ગુણલક્ષણ વિકાસમાં તે બાધક છે, સાધક નથી. આથીજ સાપિંડયની માતૃપક્ષે પાંચ અને પિતૃપક્ષે સાત પેઢીની મર્યાદા ઉપર દર્શાવ્યા મુજબ બાંધી છે.

## સગોત્ર સંબંધ અનિષ્ટ શાથી? વૈજ્ઞાનિક દૃષ્ટિ

પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો વનસ્પતિ અને પ્રાણીઓ ઉપર સગોત્ર સંબંધ (Breeding between individuals of the same

stock i. e. inbreeding) અર્થાત્ એકજ વર્ગની ઘણા નિકટ સંબંધવાળી વનસ્પતિઓ તેમજ તેવાં પ્રાણીઓ વચ્ચે સંબંધ કરાવી જોયે છે. ઘણા પ્રયોગો બાદ તેઓ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે સગોત્ર સંબંધ–inbreeding–ઇષ્ટ નથી.

સગોત્ર સંબંધથી નીચેનાં દુષ્પરિણામો આવે છે એમ વિજ્ઞાન કહે છે:—

(૧) Deterioration ઉત્તરોત્તર વિનાશ,
(૨) Diminished resistence to disease રોગોની સામે થવાની શક્તિનો ક્રમે ક્રમે થતો અભાવ, અને–
(૩) Sterility–વંધ્યત્વ.

## હાલની બન્ને બાજુ : વૈજ્ઞાનિક પ્રયોગો : તુલનાત્મક નિર્ણય

સગોત્ર સંબંધથી હાનિ નથી થતી એમ સૂચવતા દાખલાઓ :–

(૧) ડૉ. હેલન કીંગે ધોળા ઉંદરોની ચાળીશ પેઢી સુધી એકજ લોહીના સંબંધો બંધાવી ૨૦,૦૦૦ ઉંદરો ઉત્પન્ન કરાવ્યા. પરિણામે સંતતિ કદમાં મોટી અને શક્તિશાળી નીવડી.

(૨) કેસલ નામના વિદ્વાને ડ્રોસોફિલા નામની મક્ષિકાના સંબંધમાં સગોત્ર સંબંધોથી તેમની ફળદ્રુપતામાં કશોય વાંધો આવતો નથી એવો નિર્ણય બાંધ્યો છે.

(૩) હોરનાડે નામના વિદ્વાને વીંડસરમાં ઇ. સ. ૧૮૬૨ માં ન્યુ ઝીલેન્ડથી લાવવામાં આવેલાં એક હરણ અને બે હરિણીઓના સંબંધથી પ્રજોત્પત્તિ કરાવી જોઇ. આજ તેમનું ટોળું ૨૦.૦૦૦ ની સંખ્યા સુધી વધી ગયું છે. સંતતિનો ઘટાડો નથી જણાયો.

### સામે પક્ષે

(૧) ડાર્વીને દશ વર્ષ સુધી "મોર્નીંગ ગ્લોરીઝ" નામની પુષ્પવતી વનસ્પતિ ઉપર પ્રયોગો કર્યા. આ છોડના વાવેતરના તેણે બે

વિભાગ કર્યા. એક ભાગને સ્વયં ફલિત (self-pollinated) થવા દીધો. બીજા વિભાગને વિગોત્ર સંબંધથી ફલિત (cross pollinated) થવા દીધો. બન્ને જાતના છોડમાંથી કયો ઉત્કૃષ્ટ નીવડે છે તેનું ધોરણ તેણે (અ) છોડની જીવનશક્તિ જેમાં વધારે દીઠી અને (બ) પથરાવાની શક્તિ જેમાં વધારે દીઠી તે ઉપર રાખ્યું. આ શક્તિ વિગોત્ર સંબંધમાં વધુ પ્રકટીકૃત હોઇ, વિગોત્ર સંબંધની તુલનામાં સગોત્ર સંબંધનું શક્તિ પ્રમાણ ૧૦૦:૫૩ હતું. આથી તેણે નિશ્ચય કર્યો કે વિગોત્ર સંબંધજ ઇષ્ટ છે.

(૨) **રીઝેમા બોસ** (Ritzema-Bos) નામના વિદ્વાને ઉંદરમાં એકજ લોહીના સગોત્ર સંબંધો (inbred) વીસ પેઢી સુધી કરાવી જોયા. પરિણામે સંતતિની સંખ્યાનું પરિણામ પહેલી દશ પેઢી બાદ બીજી દશ પેઢીમાં **લગભગ અર્ધોઅર્ધ ઘટવા માંડયું.**

(૩) **વેઇઝમેને** (Weismann) ઉંદરો ઉપર, ઉપર પ્રમાણેજ, ઉંદરોની ઓગણત્રીસ પેઢી સુધી પ્રયોગ નાણી જોયો. **પરિણામ ઉપર મુજબજ ઘટાડામાં આવ્યું.**

(૪) **શલ** નામના વિદ્વાનને "ઇન્ડીયન કોર્ન" સંબંધમાં **સગોત્ર સંબંધથી નુકશાનજ માલુમ પડયું છે.**

(૫) અમેરિકામાં "લેગ્યોર્ન" નામનાં પ્રાણીઓના સંબંધમા **સગોત્ર સંબંધી નુંકશાનજ માલુમ પડયું છે.**

અમે ઉપર pros and cons–ઢાલની બન્ને બાજુ–પ્રશ્નની યોગ્ય છણવટ પૂરતી રજુ કરી છે. સગોત્ર સંબંધની તરફેણ અને વિરોધના દાખલાઓ ટાંકયા છે.

આ ઉપરથી શું નિર્ણય બાંધવો? આવાં પરસ્પર વિરોધાત્મક પરિણામોથી શું સમન્વય સાધવો?

આપણામાં પણ श्रुतयो विभिन्नाः स्मृतयो विभिन्नाः। नैको ऋषिर्यस्य मतं प्रमाणम् કહી ગુંચવાડામાં પડેલા વિદ્વાનોના વિસંવાદી પોકારો

નથી સંભળાતા ? છતાં તેને માટે પણ નિર્ણાયક સિધ્ધાન્તો શાસ્ત્રકારોએ સંભાળપૂર્વક રજુ કરી એવા ગુંચવાડા દૂર કર્યા છે.

પ્રસ્તુત વિષયમાં પણ નિર્ણાયક સિદ્ધાન્તોની જરૂર છે અને વિદ્વાનોએ તેવા નિર્ણાયક સિદ્ધાન્તો આપ્યા પણ છે.

ઉપસ્થિત પ્રશ્નનો નિર્ણય નીચેની ચર્ચામાંથી મળશે. યાહુદીઓ, મુસલમાનો અને રોમનોમાં અમુક હદ સુધી સગોત્ર વિવાહની તેમનાં ધર્મશાસ્ત્રથી મનાઇ કરવામાં આવી છે. જ્યારે ઇરાનીઓ, ગ્રીકો, ચીનીશીયનો અને આરબોમાં સગોત્ર સંબંધો ખૂબ ચાલુ છે, હિન્દુઓમાં તદ્દન નિષેધ છે..

ત્યારે સમજવું શું ? આધુનિક વિજ્ઞાન આ પ્રશ્નનો શું નિર્ણય આપે છે ?

## વૈજ્ઞાનિક નિર્ણય

વિજ્ઞાન કહે છે કે વિગોત્ર સંબંધોથી અનિષ્ટ લક્ષણો દબાઇ જઇ શ્રેષ્ઠ લક્ષણોજ બહાર આવે છે અને તેથી તે જાતિ જગતને વધુ કલ્યાણકારી બને છે.

સગોત્ર સંબંધમાં બન્ને પક્ષની નબળાઇઓ, બન્ને પક્ષનાં અનિષ્ટ લક્ષણો પણ—પૂરતા પ્રમાણમાં પ્રકટ થાય છે અને તેથીજ સમસ્ત જાતિને હાનિકારક છે.

મેંડેલનો સિધ્ધાન્ત આ વસ્તુ સ્પષ્ટપણે કહે છે :—

"The consequences of inbreeding as shown by the working of Mendelian laws is that latent or recessive characters tend to become homozygous and so brought to the surface, while out-crossing brings about the formation of heterozygous traits which mask recessive characters and render them ineffective."

—*Walter*

આનો ભાવાર્થ ઉપરના ફકરામાં આવી ગયો છે.

આ ઉપરથી સાપિંડ્ય સંબંધો કેમ નિષિધ્ધ ગણ્યા છે તેનો પણ ખ્યાલ આવશે. સાપિંડ્ય અને સગોત્ર સંબંધો આર્ય વિચારકોએ ઉંડી વૈજ્ઞાનિક દૃષ્ટિ–શાસ્ત્રદૃષ્ટિથી કેવળ નિષિધ્ધ માન્યા છે.

આધુનિક આનુવંશીય લક્ષણશાસ્ત્ર, સુસંવર્ધનશાસ્ત્ર, સુપ્રજનન શાસ્ત્ર જેવાં નવ્યશાસ્ત્રોની વિચારસરણિ આશ્ચર્યકારક રીતે આર્ય વિચારસરણિને અનુકૂળ બનતી આવી છે.

આનુવંશીય લક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં સગોત્ર સંબંધોમાં પરિણામે કેવળ ગુણોજ–Dominant–બહાર પડતા રહે છે એમ નથી બનતું. **ઘણા પ્રસંગોમાં આનષ્ટ ગુણલક્ષણો બહાર પડી આખા વંશની કારકિર્દીને બદલી નાખે છે.** ગુણલક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ કેવળ ગુણ પ્રકટન વૃત્તિ–શકિત સગોત્ર સંબંધમાં રહેતી નથી. બીજી બધીય દૃષ્ટિઓમાં નુકશાન હોય કે ન હોય; પરંતુ, આ દૃષ્ટિએ તો સ્પષ્ટ રીતે નુકશાન છેજ.

ઓસબોર્ન કહે છે કે, "To know the worst as well as the best in heridity, to preserve and select the best–these are the most essential forces in the future evolution of human Society."

—*Osborn.*

"વંશધનમાં જળવાઇ રહેલાં ઉત્કૃષ્ટ અને નિકૃષ્ટ બન્ને તત્ત્વોને જાણી લેવાં અને તેમાંથી ઉત્કૃષ્ટ તત્ત્વોને શોધી શોધીને તેનું સંરક્ષણ કરવું એજ માનવ સમાજના ભાવિ વિકાસમાં કામમાં આવતાં મહત્વનાં બળો છે."

આર્યોના "સંસ્કારો"માં પણ આજ રહસ્ય રહેલું છે.

એચ. વોલટર કહે છે કે–"Race preservation, not self-preservation is the first law of nature."

"નૈસર્ગિક દૃષ્ટિએ આત્મરક્ષા કરતાં "જાતિરક્ષા" વધુ મહત્વની છે."

આનુવંશીયલક્ષણશાસ્ત્રના વિદ્વાનોમાં પ્રો. એચ. વોલ્ટરનું સ્થાન ઉંચું છે. આ વિદ્વાન સગોત્ર સંબંધ અનિષ્ટ છે એમ માને છે અને તેના સમર્થનમાં સ્પષ્ટ રીતે કહે છે કે :

"Cousin-marriages, although producing a high percentage of defects, do not necessarily produce undesirable traits. They simply bring out latent or recessive characters for the reason that under these conditions defect meets defect instead of the opposite normal condition which would dominate the defect and cause it not to appear.

"Since a recessive trait may be properly regarded as the absence of a positive dominant character, it more frequently stands for an undesirable feature than otherwise. Thus it comes about that inbreeding, by combining negative features, may "produce" a defective strain.

"Out crossing always increases heterozygous combinations in the germ-plasm and covers up undesirable recessive traits through the introduction of additional dominant traits. In-breeding, on the contrary, tends to simplify the germplasm, that is to make it more homozygous, and so to bring recessive defects to the surface."

ભાવાર્થ : પિતરાઇઓ વચ્ચે (સપિંડી અને સગોત્રીય જનો વચ્ચે) લગ્ન સંબંધ એટલા માટે નિષિદ્ધ છે કે તેવા સંબંધોમાં ગુપ્ત રહેલાં અનિષ્ટ લક્ષણો બન્ને તરફથી સમાન રીતે બહાર આવે છે. પરિણામે એ લક્ષણોની અનિષ્ટતા સ્ત્રીબીજ કે પુંબીજમાં દાખલ થઇ પેઢીઓગત એક નુકશાનકારક લક્ષણ પરંપરા ચાલુ રહે એવો સંભવ ઉભો થાય છે. એકજ લોહીનાં નિકટનાં સંબંધીઓમાં—જેમકે, પિતરાઇ ભાઇ બ્હેનોમાં પણ—આ પ્રકારનું અનિષ્ટ તત્વ રહે છેજ. વિગોત્ર સંબંધથી એવાં અનિષ્ટ લક્ષણો દબાઇ જઇ બન્ને પક્ષે જે શ્રેષ્ઠ હોય તેજ લક્ષણ પ્રકટ બને છે અને એ રીતે ઘણે ભાગે વારસામાં ઇષ્ટ લક્ષણોજ ઉતરે છે."

આ ઉપરથી સ્પષ્ટ થશે કે સપિંડ અને સગોત્ર વિવાહો (inbreeding) આર્ષ દૃષ્ટિએ જે અનિષ્ટ મનાયાં છે તે સહેતુક છે અને માનવજાતિને માટે કેવળ હિતપ્રદ છે. ઇતિ શમ્



ભવાનરાવ પંડિત પ્રતિનિધિ

# સૂર્ય નમસ્કાર

આ જમાનામાં આપણી જિંદગી ઘણી ટાપટીપીઆ થઇ પડી છે. મનુષ્ય જ્યારે જંગલી અવસ્થામાં હતો ત્યારે બળતે બપોરે કે કકડતી ટાઢમાં અથવા મૂશળધાર વર્ષતા વરસાદમાં ઠેકઠેકાણે ખોરાકની શોધમાં જતો અને શ્રમ–શારીરિક શ્રમ–એટલો બધો તો વેઠતો કે કોઈ કોઇ વાર અનેક દિવસો ભૂખે કાઢવા પડે છતાં શારીરિક શ્રમ કરવામાં તે પાછો પડતો નહિ. આથી તે સહનશીલ, મુશ્કેલીઓનો સામનો કરવામાં સમર્થ અને તંદુરસ્ત બનતો. પરંતુ, હવે તો ઘણાખરા લોકોને પોતપોતાનું કામ, ઘરની શીળી છાંયમાં, શારીરિક શ્રમ વિના, ખુરશી ટેબલ પર કરવા મળે છે, તેમજ તમામ બજારૂ આપ લે પૈસા વડે થઇ શકે છે, એટલે ખોરાક મેળવવા ઘર બહાર દોડાદોડ કરવી પડતી નથી. આમ એક પ્રકારે આપણું જીવન આરામભર્યું તેમજ બીજે પ્રકારે આળસભર્યું બન્યું છે.

શ્રી કૃષ્ણ પરમાત્માએ ગીતામાં કહ્યું છે કે મનુષ્યોને દુન્યવી સુખાકારી માટે પાંચ બાબતો–યોગ્ય ખોરાક, યોગ્ય વ્યાયામ, યોગ્ય કામકાજ, યોગ્ય બુદ્ધિ અને પૂરતો આરામ જોઇએ જ છે. આ કહેવાતા સુધરેલા જમાનામાં યોગ્ય ખોરાક એટલે શું, તે લોકોને સમજવું મુશ્કેલ થઇ પડ્યું છે. આપણા સ્વાદ છેક બગડી ગયા છે. શું, ક્યારે, કેમ, કેટલી વાર ખાવું તે આપણે જાણતાજ નથી. જો કે આ એક તદ્દન જુદોજ વિષય છે છતાં તેની આછી પાતળી રૂપરેખા અહિં આપી શકાય. આપણને અમુક વખતે કુદરતી ભૂખ લાગી હોય અથવા નહિ લાગી હોય છતાં ખા. ખા. કરવાની ટેવજ પડી ગઇ છે. જઠર

આપણે ખાઇએ તે લેવા અને પચાવવા તૈયાર હોય યા નહિં છતાં ઠરાવેલો વખત થયો કે આપણે દાબી દાબીને ખોરાક ઠાંસે જઇએ છીએ ! કેમકે, એ પ્રમાણે, એટલે વાગ્યે ખાવાની માત્ર રૂઢી પડી ગયેલી છે. મુંબઇગરા અથવા બીજા મોટાં શહેરોમાં વસતા, અને ટ્રેન કે ટ્રામનો ઉપયોગ કરતા લોકોના મોટા ભાગને પૂછીશું તો જણાશે કે સાચી રૂચી કે ભૂખ એ કઈ વસ્તુ છે, તે તેઓ ભાગ્યેજ સમજતા હશે ! તેજ પ્રમાણે, આપણે અનેકવાર અનેક કુપથ્ય ખોરાક ખાઇએ છીએ. આપણે શાકભાજી વધારે આગળ પડતા મસાલા અને મરચાં નાખી બગાડીએ છીએ. ભાત અને ઘઉં આપણે છડી, ચાળીને તથા સંચે દળાવીને, કસ વિનાનાં કરી ખાઇએ છીએ. સંભાર અને મરચાં આપણા શરીરને નુકશાનકારક છે. આપણો ખોરાક ખાસ બનાવટવાળા કુકરમાં વરાળથી રાંધવો જોઇએ કે જેથી ખોરાકનાં ઉપયોગી તત્વ જળવાઈ રહે. તેજ પ્રમાણે, આપણે ભૂખ્યા થયા છીએ એમ જણાય ત્યારેજ આપણે ખાવું જોઇએ. આ એકજ નિયમ નહિ પાળવાથી બંધકોષ અને અપચાથી આપણે બિમાર પડીએ છીએ.

હાલના સુધરેલ મનુષ્યો અપવાસને જુના જમાનાની માન્યતા બલ્કે ધર્માંધતા જેવુંજ કંઇક જાણે છે. પરંતુ, તેઓ સમજતા નથી કે ઉપવાસ અને ધર્મને ભાગ્યેજ કાંઇ સંબંધ હોઇ શકે ! ઉપવાસ તો આંતરડાંને આરામ આપવા માટે છે ! અલબત્ત, ચાલુ જમાનાની, ઉપવાસને મિજબાની જેવું કરી નાખવાની પ્રણાલી તદ્દન અયોગ્ય, બલ્કે ખાઉધરાપણાનીજ નિશાની છે ! અપવાસ એટલે માત્ર પાણી પીવા સિવાય કાંઇપણ ખાવુંજ નહિ તે. જઠરને તો દિન રાતનો શ્રમ પડે છે. આપણે જ્યારે કામ કરતા હોઇએ ત્યારે અલબત શરીરના બધા ભાગોને કામ પડે છે. પણ રાત્રે જ્યારે શરીરના બધા ભાગ મગજ સાથે સર્વ પ્રકારની વિશ્રાંતિ લે છે અને મગજ પણ આરામ લઇ રહ્યું હોય છે, ત્યારે જઠરને તો જાગૃત રહી પોતાની નોકરી બજાવ્યેજ રાખવી પડે છે. માટેજ તેને પખવાડીએ એકવારનો આરામ મળવો ઘટે છે.

ખુલ્લી હવા, તડકો, અને યોગ્ય કસરત સારા આરોગ્ય માટે ચોક્કસ જરૂરનાં છે ખરાં. મુંબાઇ જેવાં ભરચક વસ્તીવાળાં શહેરોમાં

સામાન્ય મનુષ્યો તો આકાશ પણ ભાગ્યેજ જોવા પામે છે. એટલે, ખૂલ્લી હવા દરેકને મળવાની તો વાતજ ક્યાંથી ? પરંતુ ગામડાંમાં પણ આ કુદરતી બક્ષિસનો લાભ બહુ થોડા લોકોજ લે છે. ઘણાજ થોડા લોકો ખૂલ્લી હવાનો લાભ સમજે છે. તડકાની પણ એવીજ વાત છે. હાલના સુધરેલા કહેવાતા મનુષ્યનું વલણુજ એવા પ્રકારનું છે કે તે પોતાને બને ત્યાં સુધી લગભગ નખશિખ ઢાંકવા ઢબૂડવા તૈયાર રહે છે. પરંતુ વિજ્ઞાને તડકાના ફાયદા ખૂલ્લા કર્યા છે—સમજાવ્યા છે—, એટલેજ તો જર્મની અને અમેરિકામાં એવાં મંડળો રચાયાં છે કે જેના સભ્યો નગ્નાવસ્થામાંજ રહે છે. આ અતિક્રમને બાજુએ રાખીએ પણ આખી સૃષ્ટિ, વનસ્પતિ. પક્ષીઓ, વિગેરે તડકાથી પુષ્કળ ફાયદા મેળવે છે, અને આખો દિવસ તડકે કામ કરતા ગ્રામ્યજનો, વજ્રકાય બનેલા, આપણે ક્યાં નથી જોતા ?

હવે વ્યાયામની જરૂર તો દરેક મનુષ્યને, બલ્કે સુધરેલા મનુષ્યને તો,—કલાકના કલાક સુધી ઓરડીમાં ગોંધાઇ રહી ખૂરશી, ટેબલ પર કામ કરતા રહેવાથી—વધારે આવશ્યક છે. મનુષ્ય, શરીરના સંવર્ધન, ખીલવટ અને ટકાવ માટે જે ખોરાક લે છે તે સારી રીતે પચે અને પચીને લોહી તૈયાર થાય એ જરૂરી છે. હવે પાચનતંત્ર અને આંતરડાં સારી રીતે કામ કરી શકે, તે માટે તેમને થોડાક આંચકા અને ગતિ મળવાં જરૂરી છે. વૈદકીય વિજ્ઞાન આપણને કહે છે કે હૃદય અને ફેફ્સાં, જઠર અને મગજ તથા કરોડરજ્જુ, એમ ત્રણ મુખ્ય ભાગ શરીર રચનામાં ચમત્કારિક ભાગ ભજવે છે અને તેમને ત્રણેયને પૂરતી ગતિ મળે તેવો વ્યાયામ મનુષ્યે કરવો એ અતિ આવશ્યક છે.

છાતી પહોળી કરવાના સેન્ડોના વ્યાયામ અને શરીર સંવર્ધનની મુલરની કસરતો અમે કરી જોઇ છે. એક પ્રખ્યાત પંજાબી પહેલવાન પાસે કુસ્તીના દાવ પણ અમે શીખ્યા છીએ. પરંતુ ૩૯ વર્ષની ઉમરથી આજ સુધી એટલે કે છેલ્લાં ૨૯ વર્ષ સતત, એક પણ દિવસના રોકાણ સિવાય સૂર્ય નમસ્કારનો વ્યાયામ, અમે કરેલ છે, અને અમે એવા નિર્ણય ઉપર આવ્યા છીએ કે સૂર્ય નમસ્કાર એ વિશ્વવ્યાપી કસરતોમાંનો એક સૌથી વધુ સુપરિણામવાળો વ્યાયામ છે અને તમામ

વયની તમામ વ્યકિતઓ, તમામ સમયે અને તમામ સ્થળે, કોઇ પણ જાતની સાધન સામગ્રીની જરા સરખી પણ મદદ સિવાય, ઇચ્છા મુજબ તે વ્યાયામ કરી શકે છે. ઉપરની મુખ્ય બાબતો ઉપર, આ વ્યાયામની ઉપયોગિતા અવલંબી રહેલ છે અને તે બીજી કોઇ પૌર્વાત્ય કે પાશ્ચાત્ય વ્યાયામ પદ્ધતિ સાથે સરખાવી શકાય તેમ છેજ નહિ. અમારા પધ્ધતિસરના સૂર્ય નમસ્કારના વ્યાયામમાં દશ જુદાં જુદાં આસનો યુકિત પુરઃસર ગોઠવેલાં છે, તેથી શરીરના ત્રણેય મુખ્ય ભાગોને જોઇતી કસરત મળી રહે છે. બીજા બધા વ્યાયામ કરતાં સૂર્ય નમસ્કારના વ્યાયામની વિશેષતા એ છે કે મનુષ્ય તેની ઉમર અને બળ મુજબ, તેને માફક આવે તેવી અને તેટલી રીતે, તે કરી શકે છે. વ્યાયામ લીધા પછી ઉત્સાહી લાગણી ઉત્પન્ન કરે તેજ ખરો વ્યાયામ. ફૂટબૉલ કે ક્રિકેટને આ નિયમ લાગુ કરીએ તો થોડાજ રમનારા તેનો આનંદ લઇ શકે, જ્યારે બીજા બાકીનાને તો માત્ર દૂરથી જોવાનોજ હોય છે. વળી જેઓ સૌથી આગળ વધીને રમે જાય છે તે થોડાજ વખતમાં કંટાળીને, થાકીને હાંફવા માંડે છે. પરંતુ સૂર્ય નમસ્કાર તો શરીરથી લઇ શકાય તેટલાજ પ્રમાણમાં મનુષ્ય લઇ શકે છે. વળી, અમારી સૂર્ય નમસ્કારની ખાસ પ્રણાલીમાં તો બીજાક્ષરો સાથે કેટલાક મંત્રો બોલવાના હોય છે. જેથી બે નમસ્કારની વચ્ચે આપોઆપ જોઇતો આરામ પણ મળી રહે છે. ઉપરાંત, શરીરના કેટલાક ભાગને ચડકાવ પણ આપે છે, જેથી પધ્ધતિસરના સૂર્ય નમસ્કારના બીજાક્ષર અને મંત્રો સાથેના વ્યાયામ, કોઇપણ મનુષ્ય ૨૦ થી ૨૫ મિનિટમાં ૧૦૦ થી વધુ વાર કરી શકેજ નહિ. આટલો વ્યાયામ સામાન્ય બળવાળા મનુષ્યને યોગ્ય થઇ પડે અને એટલો વ્યાયામ કરતાં તેને થાક પણ જણાય નહિ.

હવે અમે એમ કહેવા નથી માંગતા કે એટલો સંતોષ આપનાર બીજા કોઇ વ્યાયામના પ્રયોગો છેજ નહિ! પરંતુ વીસમી સદીના મનુષ્યની અશક્તિઓ ધ્યાનમાં લેતાં અમે હિંમતથી કહી શકીએ કે સૂર્ય નમસ્કારનો વ્યાયામ એકલોજ તેને સરળ થઇ પડે તેમ છે. દાખલા તરીકે, ફરવા જવું એ પણ એક સારો વ્યાયામ છે. પરંતુ, પુરતા વ્યાયામ

માટે મનુષ્યે ૮ માઇલ ફરવું જોઇએ અને તેટલું ફરવા સારું બબ્બે કલાક જાય. સામાન્ય મનુષ્ય એટલો વખત ફાજલ પાડી શકે પણ નહિ. વળી બધી ઋતુઓમાં એ વ્યાયામ લઇ શકાય પણ નહિ. ઘોડેસ્વારી પણ એટલીજ સારી કસરત છે પણ દરેક માણસ ઘોડો લાવે પણ ક્યાંથી? પરંતુ ૯ થી ૯૦ વર્ષની ઉમરની કોઇપણ વ્યક્તિ, સ્ત્રી હો યા પુરૂષ, સૂર્ય નમસ્કાર પોતપોતાની શક્તિ મુજબ લઈ શકે છે. ૬ × ૩ ચોરસ ફુટની નાની સરખી ખુલ્લી જગા તેને માટે પૂરતી ગણાય. બીજી રમતો કે વ્યાયામ બધી ઋતુઓમાં અને વયમાં લઇ શકાતાં નથી.

વરસાદમાં તમે ફુટબૉલ કે ટેનિસ રમી શકો નહિ; પરંતુ તમે તમારી ઓરડીમાં બારીઓ વાસી દઇને, વરસતા વરસાદમાં પણ, સૂર્યનમસ્કાર કરી શકો. વયોવૃદ્ધ સ્ત્રી કે પુરૂષ મેદાની રમતો રમી શકે નહિ, પરંતુ રસોડામાં તો ઘરડી ડોશી પણ નમસ્કાર કરી શકે. પૂનાની એક કૉલેજના પ્રિન્સીપાલનાં ઘરડાં માજી અમારા પરિચયમાં આવ્યાં ત્યારથીજ સંધિવાને લઈ પથારીવશ રહેતાં. અમારા સૂર્ય નમસ્કારને લગતા સાહિત્યના વાંચન પછીથી તેમણે ગૂપચૂપ સૂર્ય નમસ્કાર કરવા શરૂ કરી દીધા. સૌની અજાયબી વચ્ચે, માત્ર ૭ માસ જેટલી થોડી સરખી મુદતમાં, ડોશી પગપાળે સિંહગઢ ચઢયાં! છેલ્લાં ૩૦ વર્ષના અમારા સૂર્ય નમસ્કારના મહાવરાને લઈ અમને સામાન્ય ખાંસી કે તાવની બિમારી પણ થઇ નથી. મારો સૌથી જ્યેષ્ટ પુત્ર, ઇગ્લાંડના ૪ વર્ષના તેના વસવાટ દરમ્યાન, એક પણ દિવસ સૂર્ય નમસ્કાર લીધા વિના રહ્યો નથી અને તેનું શરીરસૌષ્ઠવ જુના જમાનાના પહેલવાનો જેવુંજ છે. મુંબઇ યુનિવર્સિટીનો તે બી. એ. (ઑનર્સ) છે, ઑક્સફર્ડનો બી. એ. થઇ બેરીસ્ટર થયો છે. ઇગ્લાંડ હતો ત્યારે તેણે મને એક વાર લખેલું કે બાબા! મારી આસપાસના તમામ ઇન્ફ્લુએન્ઝાથી બિમાર અને પથારી વશ છે. પણ મને કાંઇ હરકત નથી, હું તો સાજો તાજો છું. કારણ હું સૂર્ય નમસ્કાર કદિ ચૂકતો નથી!' મારી પૌત્રી બર્મિંગહામની એક કૉલેજમાં અભ્યાસ કરે છે. તેણે એક પત્રમાં લખ્યું છે કે તેની આસપાસની તમામ સાહેલીઓ બરફ પડવાથી ખાંસી અને તાવથી બિમાર હતી, પણ પોતે સૂર્ય નમસ્કાર લેતી હોવાથી સાજી તાજી હતી. મારી

દિકરીઓ પણ શરીર સૌષ્ઠવમાં હૃષ્ટપુષ્ટ છે કેમકે તેઓ બિનચૂક સૂર્ય નમસ્કાર કર્યે જાય છે. અમે આગગાડીમાં, આગબોટમાં કે કોઇ પણ જગાએ આ વ્યાયામ ચૂકતા નથી. અમારી ગઇ યૂરોપયાત્રામાં એક વાર પણ અમે સૂર્ય નમસ્કાર ચૂકયા નથી અને એ વ્યાયામની ઉત્તમતાની ખાત્રી થવાથી અમારા રાજ્યની તમામ શાળાઓમાં અમે તે કસરત ફરજીઆત દાખલ કરી છે. અમારા બાળકો તો સૂર્ય નમસ્કાર કર્યા સિવાય દૂધ કે મલાઇનો નાસ્તો પણ લેતાં નથી.

આ વ્યાયામના ફાયદા અનેક ગણા છે. મનુષ્યને તે તંદુરસ્ત અને દૃઢ બનાવે છે એ તો દેખીતો ફાયદોજ છે. પરંતુ એ વ્યાયામની આધ્યાત્મિક ઉપયોગીતા પણ છેજ. દેખાતા પ્રકાશમય દેવની એ પૂજા છે. સૂર્ય એ સૌથી પ્રથમ અધ્યક્ષ દેવ ગણાય છે. એના વડે સજીવ–નિર્જીવ સૃષ્ટિ ઉભી છે. એ ન હોય તો કાંઇએ ન હોય! એ વિચાર આપણને વિશ્વપિતા પાસે નમ્ર બનાવે છે, અને નમસ્કાર મંત્રો, આપણી બુધ્ધિને આગળ વધારી, તેને સંપૂર્ણતાએ પહોંચાડવા તેને પ્રાર્થના કરવા રૂપે છે. ઉપરાંત, મંત્રો અને બીજાક્ષરો સ્વર નળીને વધુ તંદુરસ્ત બનાવે છે કેમકે તે જઠરમાંથી શરૂ થઈ સ્વર નળી આગળ કાંઇક સંચાર સાધે છે. આ વ્યાયામનો આધ્યાત્મિક ફાયદો એ છે કે એ વ્યાયામ લેનાર પવિત્ર વિચારવાળો અને કદિ અપવિત્ર ચીજ નહિ ખાનાર થાય છે. પવિત્રતા માટેનો તે શોખ ઉત્પન્ન કરે છે. અમે એ વ્યાયામમાં યોગ્ય શ્વાસોચ્છ્વાસની ક્રિયા પણ દાખલ કરેલી હોવાથી તે ફેફસાંને મજબૂત બનાવે છે. એટલા માટેજ અમેરિકાથી એક ગૃહસ્થે અમને લખ્યું હતું કે આ વ્યાયામ બીજા કોઇ પણ વ્યાયામ કરતાં ખ્રિસ્તી ધર્મના મત મુજબ વધુ ખ્રિસ્તગુણમય છે.

હિંદમાં આપણે દિનપરદિન શરીર સૌષ્ઠવ ગૂમાવતા જઇએ છીએ. આર્થિક સ્થિતિમાં આપણે છેક નાદાર બની ગયેલા જેવા છીએ. બુધ્ધિ બળમાં પણ આપણી કક્ષા ઘણી ઉંચી નથી તો પછી, બીજું કાંઇ નહિ તો આપણાં બાળકોને સારૂં શરીર આપી, શા માટે તેમને રોજની તીવ્રતર થતી, જીવનની રસાકસીમાં ઉતરવા સમર્થ ન બનાવવાં?*

* લેખકના મૂળ અંગ્રેજી લેખનો તંત્રીખાતા તરફથી થએલો ગુજરાતી અનુવાદ.

ધીરેન્દ્રનાથ રાય

# ત્રિદોષવાદ

## [પ્રથમ દૃષ્ટિબિંદુ]

આયુર્વેદનો મૂળ આધારજ, બીજા શબ્દોમાં કહીએ તો આયુર્વેદનો સાચો પાયો, ત્રિદોષ, વાયુ, પિત્ત અને કફના સિદ્ધાન્ત ઉપર રચાએલો છે. દરેક સમજણા હિંદુને વાયુ, પિત્ત અને કફ વિષે આછી આછી માહિતી હોય છેજ; એ પરિભાષાથી તેઓ પરંપરાથી વાકેફ હોય છે એટલુંજ નહિ પણ સામાન્ય વાતચીતમાં પણ તેઓ એ શબ્દો વાપરે છે. પરંતુ, મોટા ભાગના દાખલાઓમાં જનતાના આમવર્ગની સમજ વૈજ્ઞાનિક અને વૈદ્યક સિદ્ધાન્તથી તદ્દન નિરાળી છે.

હિંદુ વૈદ્યક શાસ્ત્રના ઇન્દ્રિયવિજ્ઞાનમાં સૌથી મહત્વનું ઇન્દ્રિય-વિજ્ઞાન વાયુ, પિત્ત અને કફ ત્રિપુટીનું છે. આયુર્વેદની આછી આછી સમજણવાળા મનુષ્યના જાણવામાં પણ એ પારિભાષિક શબ્દો અનેક વાર આવી ચૂક્યા હશે. વાયુ, પિત્ત અને કફની ખાસિયતો અને જૂદા જૂદા ગુણધર્મો—સમ અને વિષમ બન્ને અવસ્થા પરત્વેના—વિષે આયુર્વેદિક સાહિત્યમાં અનેક અવતરણો નોંધાઇ આવેલાં મળી આવે છે. પરંતુ એ ત્રણેય પદાર્થોના મૂળભૂત સ્વભાવ વિષે ચોકકસ નિર્ણય ઉપર આવી શકાય એવાં પ્રમાણભૂત પ્રત્યક્ષ ઉદાહરણો આપણને શોધ્યાં જડતાં નથી. આવી પરિસ્થિતિમાં આપણે માત્ર એટલુંજ કરી શકીએ કે ચરક, સુશ્રુત, વાગ્ભટ અને બીજા ગ્રંથકારોના મૂળ ગ્રંથોને સરખાવી તથા વૈદ્યકીય કક્ષાની બહારનાં પ્રમાણોથી મળી આવતી વિશેષ માહિતી ઉમેરી એક કાલ્પનિક સમર્થન ઘડી કાઢીએ. છતાં પણ, આયુર્વેદના અભ્યાસમાં આપણને શ્રી ગણેશાય નમ.થી તે ઇતિશ્રી સુધી

વાયુ, પિત્ત અને કફ વિષે વારંવાર કાંઈને કાંઈ સમજવાનું આવ્યાજ કરશે. તે ત્રણેયની યોગ્ય સમજણ વગર, આયુર્વેદિક ચિકિત્સા પદ્ધતિ મુજબ, રોગના સફળ ઉપચાર કરવાની સિદ્ધિ છેક અશક્યજ છે. માટેજ એ વિષયનો વધુ ઝીણવટથી અભ્યાસ કરવાની અને વાયુ, પિત્ત અને કફનાં લક્ષણો વિષે બૌદ્ધિક સમજૂતી ઉપર આવી શકાય એવી સંપૂર્ણ ચર્ચાપરંપરા ગોઠવવાની અતિ અગત્ય સકારણ છે.

હવે તો દરેક વૈદ્યક શાસ્ત્રને ગળતું આધારભૂત પદાર્થ વિજ્ઞાન શાસ્ત્ર હોય છે અને હાલના પાશ્ચાત્ય વૈદ્યક શાસ્ત્રને હાલના પદાર્થ વિજ્ઞાન તથા રસાયન શાસ્ત્રોનો આધાર છેજ. હિંદુ વૈદ્યક શાસ્ત્ર પણ તેજ પ્રમાણે, પુરાતન મહર્ષિઓને સહજ સુલભ પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રના આધાર ઉપરજ રચાએલું છે. તેથીજ આયુર્વેદને સંપૂર્ણ સમજવા માટે પુરાતન મહર્ષિઓના સમયના ભૌતિક વિજ્ઞાન વિષેનો આપણને કાંઈક ખ્યાલ હોવો જરૂરનો છે. આ સિદ્ધાંતને આયુર્વેદજ્ઞો પદાર્થોના પંચભૌતિકવાદ તરીકે ઓળખે–ઓળખાવે છે. આજના આવા સંક્ષિપ્ત પ્રવચનમાં પંચભૌતિક વાદને ઝીણવટથી છણવાની મારી શક્તિ તો નથીજ. એ કાર્ય તો, મદ્રાસ યુનિવર્સિટીએ હાલ તુર્ત પોતાના સર જગદિશચંદ્ર વસુ પારિતોષિક તરીકે પસંદ કરેલા, મારા નિબંધમાં મેં યથાયોગ્ય સિધ્ધ કરી રાખ્યું છે અને આપને સહર્ષ જણાવવા રજા લઉં છું કે તે હાલમાં છાપખાનામાંથી પસાર થઇ થોડાજ વખતમાં આપ સર્વની સેવામાં પુસ્તકાકારે રજુ થશે.

મહર્ષિ ચરક કહે છે કે આયુર્વેદ માટે તો તમામ પદાર્થો પંચભૌતિક સમજવામાં આવેલ છે. सर्वद्रव्यं पाञ्चभौतिकमस्मिन्नर्थे (ચ. સં. ૧. ૨૬. ૧૧) ચક્રપાણીની ટીકા મુજબ अस्मिन्नर्थे એટલે अस्मिन् तन्त्रे– એટલે કે આ સંદર્ભમાં, શરીર પંચભૌતિક છે. પણ એ પંચભૌતિક શરીર સાથે જન્મથી મૃત્યુ પર્યંત વાયુ, પિત્ત અને કફની ત્રિપુટી જોડાયલી છે. શરીર પંચભૂતથી ઉત્પન્ન થયેલું છે, અને તેમ છતાં પણ શરીરની ઉત્પત્તિનું આદિ કારણ વાયુ, પિત્ત અને કફ છે. (वातपित्त श्लेष्माण एव देह संभव हेतवः–સુશ્રુત સૂત્રસ્થાન–૨૧.)

આ પ્રકારની વાયુ, પિત્ત અને કફમાંથી શરીરની ઉત્પત્તિ થવા વિષેની સમજ, આયુર્વેદની લાક્ષણિક સમજુતી છે અને એ મૌલિક સિધ્ધાંત વડેજ હિંદુ તત્વજ્ઞાનની હરકોઈ બીજી માન્યતાથી આયુર્વેદ જુદો પડે છે.

અત્રે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે, કે જો પંચભૌતિક વાદથી સર્વ પ્રશ્નો ઉકેલી શકાતા હતા તો આયુર્વેદમાં આ ત્રિપુટી દાખલ કરવાની શી જરૂર પડી? એ ત્રણ તત્વોને અલગ અલગ તત્વો તરીકે સ્વીકારવાની ઉપયોગીતા શી છે? શું ખરેખર તેઓ અલગ છે? એટલે કે પંચભૂતથી તદ્દન નિરાળા છે?

આયુર્વેદનું કર્તવ્ય એવડું છે. તંદુરસ્ત વ્યકિતનું આરોગ્ય સાચવવું અને રોગીને રોગમુક્ત કરવો. પંચભૂતોના સમ પ્રમાણમાં કાંઇક ન્યૂનાધિકતા રોગની ઉત્પત્તિનું કારણ બને છે, કેમકે શરીર સમ પ્રમાણથીજ ઉત્પન્ન થયેલું છે. પરંતુ આ ન્યૂનાધિક્ય અસંખ્ય પ્રકારે થઈ શકે છે અને અસંખ્ય પ્રકારના રોગોનું આદિકારણ બને છે. બીજી બાજુએ, પંચભૌતિક પદાર્થોના પણ વિવિધ, નિરાળા અને અસંખ્ય પ્રકારો છે. તેથી આપણે અમુક પ્રકારના રોગને દૂર કરવા અમુક પ્રકારનો પદાર્થ પસંદ કરી શકીએ એ નિશ્ચિત છે, કારણ કે, શરીરમાંના પંચભૂતોના કોઇ વિષમ પ્રમાણ માટે આપણે કોઇ અમુક પદાર્થ એવો શોધી શકીએ જેમાં તેનાથી વિરૂદ્ધ પ્રમાણ સમાએલું હોય. આવા પ્રકારનો પદાર્થ ઔષધિ તરીકે વાપરવાથી સમ પ્રમાણ લાવી શારીરિક આરોગ્ય સિધ્ધ કરી શકાય. આ પ્રમાણે આપણે સમજી શકીએ કે આ વિશ્વમાં એવો કોઇ પણ પદાર્થ નથી કે જે ઔષધ તરીકે ન વાપરી શકાય. આપણે એક પ્રત્યક્ષ દાખલો લઇએ. માનો કે લોહી વિષમ-દૂષિત થયેલું છે. હવે લોહી પંચભૌતિક છે. સમજો કે લોહી=પૃથિવી ૧ ભાગ + આપ ૩ ભાગ + તેજસ્ ૪ ભાગ + વાયુ ૧ ભાગ + આકાશ ૧ ભાગનું બનેલું છે. એક અથવા બીજા કારણે આ પ્રમાણ સમને બદલે વિષમ થયું છે અને તેજસ્ ૨ ભાગ અનેઆપ ૫ ભાગ થવાથી, પરિણામે લોહી દૂષિત થયું છે. ફરીથી ધારીએ કે લોહ=પૃથિવી ૪ ભાગ + આપ

૧ ભાગ + તેજ ૪ ભાગ + વાયુ ૧ ભાગ + આકાશ ૧ ભાગ છે. જો આપણે લોહીને દૂષિત રક્તનો રોગ મટાડવા વાપરીએ તો તેજસ તત્ત્વ વધારશે અને પૃથિવી તત્ત્વનો વધારો આપ તત્ત્વને ઘટાડશે અને આ પ્રમાણે ભૂતોનું સમ પ્રમાણ પુનઃસ્થાપિત કરી લોહી સુધારી દેશે.

સિધ્ધાંત રૂપે તો ઉપરનો દાખલો બરોબર છે. પરંતુ, વ્યવહારમાં ભૂતોની સમતાવિષમતાવાળાં પ્રમાણો શરીરમાં થયે જાય છે તે નક્કી કરવાનું કાર્ય તદ્દન અશક્ય છે. ઉપરાંત, જે અસંખ્ય આડકતરાં કારણોથી રોગોત્પત્તિ થાય છે તે નક્કી કરવાં એ પણ લગભગ અશક્ય જેવું છે. તેથી આયુર્વેદજ્ઞોએ એક વધારે સહેલી રીત પસંદ કરી છે. તેઓએ માન્યું કે શરીર દોષ, ધાતુ અને મલનું બનેલું છે. दोषधातुमलमूलं हि शरीरम्। સુશ્રુત સં. ૧. ૧૫. ૩ (જુઓ અ. ઙ ૧. ૧૧) દોષ ત્રણ પ્રકારના છે, વાયુ, પિત્ત અને કફ. તેમના સંપર્ક સિવાય કોઈપણ રોગ સંભવતો નથી. વાસ્તવિક રીતે તેઓ રોગના પ્રત્યક્ષ કારણરૂપે છે. વાયુ, પિત્ત અને કફ એ શરીરની ઉત્પત્તિ, સંરક્ષણ અને વિનાશનાં મૂળભૂત કારણો છે.

હવે વાયુ, પિત્ત અને કફનો ગમે તે અર્થ થતો હોય, પરંતુ વૈશેષિક દર્શનના ૬ પદાર્થોમાં તેમનો સમાવેશ થવોજ જોઇએ, જેવા કેઃ— દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય. નહિ તો હિંદુ મહર્ષિઓના ભૌતિક વિજ્ઞાનનો સમસ્ત પાયો, જેના ઉપર આયુર્વેદજ્ઞોની પસંદગી ઉતરી છે, તે તૂટી પડે. હિંદુ તત્ત્વજ્ઞાનમાં દર્શાવેલી સામાન્ય, વિશેષ અને સમવાયની વ્યાખ્યાએ મુજબ, તેમજ ચરક સંહિતામાં (સૂ. અ. ૧) જણાવ્યા મુજબ, આપણને સમજાશે કે ત્રિદોષનો તેમાં સમાવેશ થઇ શકે તેમ નથી. વળી, આપ સર્વે જાણો છો તેમ, વાયુ, પિત્ત અને કફના અમુક ચોક્કસ ગુણો અને કર્મો નક્કી થએલાં છે. તેથી તેઓ ગુણો થઇ શકે નહિ કેમકે ગુણમાં બીજા ગુણો હોઈ શકેજ નહિ. તેજ કારણે ત્રિદોષ એ કર્મ પણ હોઇ શકે નહિ. એટલે તેઓ દ્રવ્ય હોવાંજ જોઇએ. દ્રવ્યો નવ પ્રકારનાં છે. પાંચ પંચભૂતો, આત્મા, મન,

કાળ ને અવકાશ, એટલે છેવટે બાકી રહેનાં પંચભૂતોની સાથે આપણે ત્રિદોષોનો સમાવેશ કરવાનો રહે છે.

વાયુ, પિત્ત અને કફ એ અલગ તત્ત્વો નથી, પણ તેમનો સમાવેશ અથવા મળતાપણું પંચતત્ત્વો પૈકીના એક કે બીજા તત્ત્વ સાથે છે, એમ સામાન્ય રીતે કહેવું બરાબર નહિ થાય–કારણ કે મહર્ષિ કણાદ, ગૌતમ અને બીજાઓએ પંચભૂતો વિષે પુષ્કળ વિવેચન કરેલું છે; જો કે વાયુ શબ્દ દરેક જણે લીધો છે, છતાં પિત્ત અને કફ વિષે તો આછો સરખો પણ નિર્દેશ કોઇએ કર્યો જણાતો નથી.

વળી, પિત્તમાં તેજસ્ તત્ત્વના ખાસ ગુણ હોવાથી–એટલે કે સ્પર્શમાં ગરમ જણાવાથી–તેને તેજસ્ તત્ત્વમાં ગણવું એમ કહેવું યોગ્ય ગણાશે નહિ. તેજ પ્રમાણે, કફમાં આપ તત્ત્વના સામાન્ય ગુણ હોવાથી તેને આપ તત્ત્વથી જુદું માનવું યોગ્ય થશે નહિ. કેમકે આયુર્વેદના વાયુમાં, કણાદના વૈશિષિક વાયુ તત્ત્વને કાંઇક મળતા આવતા ગુણો હોવા છતાં, તેને વાયુનુંજ નામ આપવામાં આવ્યું છે અને તેને જુદા પારિભાષિક શબ્દથી ઓળખવામાં આવેલ નથી, તો પછી, પિત્ત અને કફ, તેજ અને આપ તત્ત્વને મળતા આવતા હોવા છતાં, તેમને બન્નેને ઓળખાવવા માટે નવી પરિભાષા શા માટે વાપરવી?

આપણે જોયું છે તેમ આયુર્વેદ માટે તમામ પદાર્થોને પંચભૌતિક ગણવામાં આવ્યા છે. કારણ કે, શરીરમાંનું પિત્ત, ગરમી અને પાચનક્રિયા ઉપર અસર કરે છે અને તેજસ તત્ત્વવાળા પદાર્થોનો પણ ધર્મ તેવોજ હોય છે, તેથી સુશ્રુતાચાર્યે તેને તૈજસ્ અર્થાત તેજ તત્ત્વના ગુણવાળું ગણાવ્યું છે. પરંતુ તે ફક્ત તેજસજ નથી; પિત્ત, એ શરીરનાં આદ્ય નૈસર્ગિક કારણોનાં સંમિશ્રણ વડે ઉત્પન્ન થયેલો એક પદાર્થ છે, જેમાં 'તેજસભૂત વિધુ પ્રમાણમાં મળી આવે છે. તેથી ચરક સંહિતાની ટીકામાં ગંગાધર કહે છે કેઃ–

पित्तं शरीरात्मक तेजप्रधान पंचभूत विकारात्मकम् तेजस्वरूपम-ग्निसंगम् (ચ. સ. ૧. ૧.) તેજસ્ સિવાયનાં બાકીનાં ૪ ભૂતોના સંસ-

ગંથી પિત્તમાં પોતાના કેટલાક જુદા ગુણો (તેજસ્‌ના સામાન્ય ગુણોથી વધારે) જેવા કે દ્રવત્વ, કટુત્વ, ચલત્વ, વિગેરે મળી આવે છે. આ કારણે અને શરીરમાંના તેના વિશેષ પ્રકારના સ્વરૂપને લઇ, શરીરના આ તેજમ્‌ કિંવા અગ્નિ સ્વરૂપને નવું લાક્ષણિક નામ આપવામાં આવ્યું છે, જેવી રીતે બહારની ચમકને લઈ કણાદ મુનિએ તેજસ્‌ પદાર્થમાં ગણી લીધેલું સોનું, તેજસ્‌ તત્ત્વ છતાં, જુદા ઉપનામથી ઓળખાવવામાં આવેલું છે, તે રીતે તેજ પ્રમાણે શરીરમાંનું કફ અથવા શ્લેષ્મ તત્ત્વ પંચભૂતોના સંસર્ગથી બનેલું એક જુદું તત્ત્વ છે, જેમાં જલભૂત વધુ પ્રમાણમાં છે. कफः शारीरात्मक सोमप्रधान पंचभूत विकार विशेषः (ચરક. સૂત્ર. ખં. ૧.)

આપ, ભેજ અને ચીકાશવાળા ગુણોને મળતા ધર્મવાળું હોવાને લીધે, તેને જલીય અથવા આપ્ય કહી શકાય. પરંતુ બીજાં ૪ ભૂતોના સંસર્ગને લઇ, તેમાં નવા અને જુદાજ પ્રકારના ગુણધર્મો હોવાને લીધે, તેમજ શરીરમાં તેનું જુદાજ પ્રકારનું સ્વરૂપ હોવાથી, તેને કફ એવું જુદું નામ આપવામાં આવ્યું છે. તેજ પ્રમાણે જલ નામનો પદાર્થ જુદાં જુદાં કારણો અને જુદા જુદા પદાર્થોના સંસર્ગથી જુદાં સ્વરૂપો ધારણ કરતાં જુદાં નામો વડે ઓળખાય છે જેમકે તુષાર (ગર)—હીમ (ઝાકળ) અને કરકાઃ (કરા—બરફ) વિગેરે.

અત્રે એક ગુંચવાડાભર્યો પ્રશ્ન એવો લાવી શકાય કે પિત્ત અને કફની પેઠે શરીરમાંના વાયુને પણ પંચભૌતિક ગણી શકાય, તો પછી આગલા બેની પેઠે તેને જુદુંજ નામ કેમ આપવામાં આવતું નથી. ઉલટું તેને તો બન્ને શાસ્ત્રોમાં સર્વસંમાન્ય વાયુ એવા જગજાહેર નામેજ કેમ ઓળખાવવામાં આવે છે ?

અમે ભારપૂર્વક કહી શકીએ કે શરીરમાંનો વાયુ એ વાયુભૂત-પ્રધાન પંચભૌતિક તત્ત્વ તો છેજ. વાતાવરણમાંની હવા પણ પંચ-ભૌતિક ગણાય છે. આપણા રોજના અનુભવે આપણે હવાને પૃથિવી, પાણીનાં રજકણો, તેજસ્વરૂપે સૂર્યકિરણો અને સર્વવ્યાપી આકાશ સાથે સંકલિત જોઇએ છીએ, છતાં પણ હવા અદૃશ્ય તો

રહેલ છે. કારણ કે બીજાં ૪ ભૂતો એવી સૂક્ષ્મ પૃથક્કરણીય સ્થિતિમાં હોય છે કે તેઓ હવા સાથે ભળ્યા છતાં હવાને ઘન અને લાક્ષણિક સ્વરૂપ આપી શકતાં નથી. એમ તો લગભગ દરેક વાયુ અદૃશ્ય હોય છે અને એકથી બીજો પરખી શકાય એવું નોખું સ્વરૂપ કોઇનુંએ હોતું નથી. પ્રાચીન હિંદુ શાસ્ત્રીઓએ જુદા જુદા પ્રકારના વાયુઓ જણાવ્યા નથી. તેઓ તો માત્ર એક વાયુ સ્વરૂપનેજ ઓળખતા હતા અને તેથી કોઇ પણ વાષ્પાત્મક પદાર્થને તે વાયુ તરીકેજ ઓળખતા. વાતાવરણમાંની હવા જે વાષ્પાત્મક પદાર્થનું સર્વસંમાન્ય સ્વરૂપ છે તેને માત્ર એક વાયુ રૂપેજ તેઓ ઓળખતા અને તેઓ એમ સમજતા કે તે એક પંચભૌતિક પદાર્થ છે અને તેમાં વાયુભૂત પ્રધાન અંશે રહેલું છે. આયુર્વેદજ્ઞોએ પણ, જ્યારે તેમણે શરીર માટે વાયુ વિષેની ચર્ચા સ્વીકારી ત્યારે એજ ભૂમિકા પસંદ કરી. શરીરનો વાયુ પંચભૂતોના સંસર્ગ વડે બનેલું એક મિશ્રણ છે, જેમાં વાયુભૂત પ્રાધાન્ય ધરાવે છે અને બીજાં ચાર ભૂતો અતિ સૂક્ષ્મ પ્રમાણમાં છે. શરીરના વાયુને બહારની હવાથી જૂદો ઓળખાવવા કોઇ ખાસ સ્વરૂપ નથી અને તેથી તે વાયુ એવા પારિભાષિક શબ્દ વડેજ ઓળખવામાં આવ્યો છે. સુશ્રુતાચાર્યના સૂચવ્યા મુજબ બહારની હવાજ શરીરમાંના વાયુના કારણરૂપે છે. "वायोरात्मैवात्मा" (સુશ્રુત સં. ૧-૪૨-૫) શરીરનો વાયુ, એક રીતે કહીએ તો, વાયુભૂતનું નવું સ્વરૂપજ છે. ગંગાધર પણ કહે છે કે वायुः शरीरात्मकेषु पंचसु भूतेषु यद् द्वितीयंभूतं तत्परिणाम विशेषः स एव (ચરક સૂ. ૧.)

અહીં આપણે સ્પષ્ટ દર્શાવવું જોઇશે કે શરીરમાંનો વાયુ અને અને બહારની હવા, એ બન્ને, વાયુ એવા પારિભાષિક શબ્દ વડે ઓળખવામાં આવે છે. આયુર્વેદજ્ઞોએ તે બન્નેનો તફાવત પ્રથમ સ્પષ્ટ દર્શાવ્યો હતો. જુઓ ચરક સંહિતા (સૂત્ર ૧૨) જ્યાં વાયુનું નીચે મુજબ વર્ગીકરણ કરવામાં આવેલું છે. (૧) શરીરચર, શરીરની અંદર અને બહાર વ્યાપ્તિ ભોગવતો અને (૨) બહિશ્ચર, બહાર વહેતો. બહારની હવા કરતાં શરીરમાંના વાયુની ક્રિયા તદ્દન અલગ પ્રકારની છે અને

શરીરચર અને બહિશ્ચર વાયુની જુદી જુદી ક્રિયાઓ વિષે ચરક મહર્ષિએ અલગ અલગ સ્પષ્ટીકરણ કરેલ છે.

## શરીરની ઉત્પત્તિ, સંરક્ષણ અને વિનાશના કારણરૂપે ત્રિદોષવાદનું સમર્થન.

હવે આપણે એવા નિર્ણય ઉપર આવી પહોંચ્યા છીએ કે પિત્ત અને કફને જુદાં પારિભાષિક નામો વડે ઓળખવામાં આવે છે, કારણ તેઓ શરીરના બીજા પદાર્થોના સંસર્ગમાં આવી નવાં સ્વરૂપો ધારણ કરે છે. આમ હોવા છતાં તેઓ તેજસ્ અને આપ તત્ત્વનાં ક્રમાનુસાર પર્યાય સ્વરૂપોજ છે અને તેથી તે બન્ને તેજસ્ અને આપ ભૂતોમાં, શરીરના પ્રાથમિક પંચમહાભૂત પૈકીના બે તરીકે સમાવેશ થવા યોગ્ય છે. વાયુ પણ, આપણે કહી ગયા તેમ, શરીરના પાંચ ઘટકો પૈકીના એક ભૂત વાયુમાં સમાવેશ થવા યોગ્ય છે. સંક્ષેપમાં, શરીરમાંના વાત–પિત્ત–કફ, એ ત્રણે, વાયુ, તેજસ્ અને આપ ભૂતનાં અમુક વિશિષ્ટ સ્વરૂપોજ છે.

આ ત્રણ પદાર્થો શરીરની ઉત્પત્તિ, સંરક્ષણ અને વિનાશના કારણભૂત છે એવું આપણા રોજંદા અનુભવ વડે અનુમાન કરી શકીએ. હિંદુ તત્વજ્ઞાનીઓના પ્રખ્યાત ઘડાના ઉદાહરણનોજ આપણે દાખલો લઇએ. તેને પુરેપુરો તૈયાર કરવાને આપણે માટી પલાળવા પાણી, સુકવવા માટે તથા તેને નિભાડામાં પકવવા માટે હવા અને પકવવા માટે અને રંગ બદલવા માટે અગ્નિની સહાય લેવી પડે છે. એક છોડની ઉત્પત્તિ માટે કુદરતને પણ આ ત્રણેય તત્ત્વોની સહાય લેવી પડે છે. પાણી વગર છોડ સુકાઇ જાય, હવા વગર તે ઉગીજ શકે નહિ. ચરક મહર્ષિ કહે છે કે બહારની હવા છોડનો કણગો ફૂટવાના કારણ રૂપ છે. (ચ. સં. ૧–૧૨–૮૭) અગ્નિ અથવા તેજસ્ વિના પાંદડાંનો અને ફૂલ ફળનો રંગ આવી શકશે નહિ, તેજ પ્રમાણે ફલિત ગર્ભબીજમાંથી મનુષ્ય પ્રાણીની ઉત્પત્તિ, ગર્ભપોષણ અને સ ાંગ સંપૂર્ણ બાળક રૂપેની ઉત્પત્તિ, કફ રૂપી આપ તત્ત્વ, પિત્તરૂપી અગ્નિ તત્ત્વ અને શરીરમાંના વાયુરૂપી હવા તત્ત્વની સહાય વડેજ થઇ શકે છે.

વળી વાયુ શરીરની ઉત્પત્તિ માટે જરૂરનો છે એ તેની સર્વતોમુખગતિના કારણે સ્પષ્ટ સમજી શકાય તેમ છે. એ શક્તિ વડેજ તે વીર્યના પુંબીજને રજના સ્ત્રીબીજ સાથે સંમિશ્ર કરી શકે છે. વાયુનીજ શક્તિ વડે ફલિત રજોબીજમાંથી અંકુર ઉત્પન્ન થઇ, તેનીજ અદ્ભુત શક્તિ વડે ગર્ભને અમુક નિશ્ચિત પ્રકારનું સ્વરૂપ પ્રાપ્ત થઇ, સંપૂર્ણ બાળસ્વરૂપે તેનું સંવર્ધન થયે જાય છે.

સ્પર્શેન્દ્રિયની શક્તિ પણ વાયુસંપ્રેરિત હોય છે.

શરીરમાં પચનક્રિયા હંમેશ ચાલ્યા કરે છે, કારણ પચનક્રિયા વિના કાંઇપણ ફેરફાર થઈ શકે નહિ. પણ પચનક્રિયા અગ્નિના સંસર્ગ વિના થઇ શકે નહિ. અગ્નિ આપી શકે એવું એકજ તત્ત્વ તેજસ્ તત્ત્વ છે. એટલે પિત્ત સ્વરૂપી તેજસ્ તત્ત્વ વિના શરીરની ઉત્પત્તિ સંભવતી નથી.

દર્શનશક્તિ પણ તેજસ્ તત્ત્વ વડે તે એટલે કે શરીરમાંના પિત્ત તત્ત્વ વડેજ ઉપજેલી હોય છે.

હવે કફ વિષે આપણે સમજી શકીએ કે કોઈ એક ભેજવાળા પ્રવાહી તત્ત્વ વિના, તેજોગ્નિ સ્વરૂપી પિત્તના પ્રભાવે, શરીર ભસ્મવત્ થઇ જાય. એટલે શરીરને હૃષ્ટપુષ્ટ રાખવા સારૂ કફની આપણને અતિ અગત્ય છેજ.

શરીરમાંની સ્વાદશક્તિ પણ આપ તત્ત્વ સંપ્રેરિત હોય છે. કફ અથવા રૂપાન્તર પામેલ આપસ્તત્, શરીરના જુદા જુદા ભાગોને એક સાથે જોડી, આખું શરીર નિર્માણ કરવામાં અતિ અગત્યનું તત્ત્વ છે. શરીરમાં ગરમી ટકાવવા માટે તેજસ્તત્ત્વ પિત્ત હોય છેજ અને હંમેશ ગતિમાન્ વાયુ, સર્વતોમુખીશક્તિ વડે, શરીરનાં જુદાં જુદાં રન્ધ્રોને યોગ્ય ક્રિયાન્વિત રાખી, બીજાં બે તત્ત્વોને શરીરમાં દિશાસૂચન કરી માર્ગગામી કરે છે.

આ પ્રમાણે આપણે ચોક્કસ નિર્ણય ઉપર આવીએ છીએ કે વાયુ, પિત્ત અને કફ સિવાય શરીરની ઉત્પત્તિ સંભવતીજ નથી.

હવે ત્રિદોષ શરીર સંવર્ધન માટે જરૂરના છે એ હકીકત સુશ્રુત જણાવે છે—શરીરમાં ત્રિદોષનું સમપ્રમાણ સચવાય ત્યાં સુધી શરીર ટકી રહે છે. (સુશ્રુત સં. ૧–૨૧–૩) બાળકના જન્મ અગાઉ, ગર્ભસ્થ બાળક માતાના લોહીમાંથી પોષણ મેળવતું. જન્મ પછી તો તેને પોતાની સ્વતંત્ર ક્રિયા શરૂ કરવી પડે છે.

ત્યાર પછી શ્વાસોચ્છ્વાસ અને શારીરિક ક્રિયાઓની ગતિનું સુકાન વાયુ કબજે કરે છે. શરીરમાંનાં પાચન થએલ પ્રવાહીઓ, લોહી અને બીજી ધાતુઓને સ્વતંત્ર ગતિ હોતી નથી. તેથી વાયુ સર્વને શરીરમાં ગતિસંચાર આપીએક ધાતુથી બીજી ધાતુને પોષણ આપવાનું કાર્ય સિદ્ધ કરે છે અને એ પ્રમાણે આખા શરીરની પુષ્ટિ સાધે છે.

પિત્ત પચન થએલ પ્રવાહીનું લોહી બનાવે છે, બુદ્ધિ અને યાદદાસ્તને સતેજ રાખે છે, શરીરની ગરમી સાચવે છે અને આખા શરીરને યોગ્ય વ્યવસ્થામાં રાખે છે.

કફ શરીરને હૃષ્ટપુષ્ટ રાખે છે, શરીરના જુદા જુદા સાંધાઓને સંયોજિત રાખે છે, તેમને દૃઢ કરે છે, હૃદયને મજબૂત બનાવે છે અને એવી બીજી પોષક ક્રિયાઓ સાધી શરીર સંરક્ષણ કરે છે.

વળી ક્ષુધા તૃષા વડે, શારીરિક અને માનસિક વ્યાયામ વડે, શારીરિક ધાતુઓના નિરંતર ચાલતા વિપ્લવ વડે, મલશોધન, પ્રસ્વેદ, મૂત્ર, પુરિષાદિ પ્રક્રિયા વડે, શરીર હંમેશ ઘસાતું જાય છે. આ ઘસારો ખોરાક વડે પ્રથમથીજ પૂરો પાડવામાં આવે છે. ખોરાકનું જ્યારે યોગ્ય પચન થાય છે, ત્યારે તે શરીરની જુદી જુદી ધાતુઓને પુષ્ટ કરવા માટે તથા મલશુદ્ધિ માટે જઈ શરીરનું પ્રમાણ સાચવે છે. પરંતુ પચનક્રિયા યોગ્ય રીતે થવા સારૂ વાયુ, પિત્ત અને કફ તેમનો અગત્યનો ભાગ ભજવેજ છે.

જેવી રીતે સામાન્ય અગ્નિ, હવા અને પાણીની મદદથી ખોરાક પકાવી શકે છે, તેવી રીતે શરીરમાંનો અગ્નિ, એટલે કે પિત્ત, આપણે આરોગેલો કોઈપણ ખોરાક વાયુ અને કફની મદદ વડે પચાવી શકે છે.

ખોરાકના કોઇપણ પદાર્થને આપણા મોઢામાં વાયુની મદદ વિના રાખી શકીએ નહિ એ સહજ સમજી શકાય તેવી બાબત છે. કારણ કે, શ્વાસને લીધા સિવાય કોઇપણ વ્યક્તિ માત્ર જીભની મદદથી મોઢામાં ખોરાક રાખી શકે નહિ. વાયુજ ખોરાકને અન્ન નળીદ્વારા નીચે ઉતારે છે અને જઠર સુધી પહોંચાડે છે. આ હકીકત આપણે સમજી શકીએ તેવી છે. જો તમે મોંઢાની બખોલમાંથી હવા બહાર કાઢી નાખો તો પછી તમે અલબત કોઇપણ વસ્તુ ગળી શકો નહિ. ખોરાક નીચે ઉતારવા સારૂ તમારે શ્વાસ લેવોજ પડે છે. વાયુ, શરીરની અંદરની ગરમીને સતેજ રાખવામાં મદદ કરે છે, એ આપણે આગળ કહી ગયા છીએ. કફ, શરીરમાં પાણીનો ભાગ ભજવી, નક્કર ખોરાકને છૂટો પાડી તેને ભીંજવે છે, જેથી પિત્ત તેના ઉપર પોતાની અસર સહેલાઇથી કરી શકે.

આ એક પચનક્રિયાનુંજ એકલું ઉદાહરણ આપણને સ્પષ્ટ ખાત્રી આપી શકે છે કે ત્રિદોષ એ શરીર સંરક્ષણનું સાધન છે.

શરીરની સમતાવાળી સ્થિતિમાં જે કાંઇ શરીર સંરક્ષણ કરી શકે છે, તેજ શરીરની વિષમ પ્રમાણવાળી સ્થિતિમાં વિનાશનું કારણ બની શકે છે, એ હવે સ્પષ્ટ સમજી શકાશે. જ્યારે કારણ યોગ્ય કાર્યશક્તિથી રહિત હોય ત્યારે કાર્ય પણ સત્વહીન હોવાનુંજ, અર્થાત્ તે નાશ પામવાનુંજ. આ પ્રમાણે વાયુ, પિત્ત અને કફ શરીર વિનાશનાં કારણ થઇ શકે છે એ વાત હવે નિશ્ચિત થઇજ ચૂકી છે.

## પૃથિવી અને આકાશભૂતોને કેમ કારણભૂત માનવામાં આવ્યાં નથી?

આપણે સાબિત કરી ચૂકયા કે વાયુ, તેજસ્ અને આપભૂતો, તેમના વાયુ, પિત્ત અને કફનાં લાક્ષણિક સ્વરૂપે શરીરની ઉત્પત્તિ, સંવર્ધન અને વિનાશનાં કારણો બની શકે છે. પરંતુ આ ત્રણ તત્ત્વો સિવાય, પૃથિવી અને આકાશ તત્ત્વ પણ શરીરની ઉત્પત્તિનાં કાર્યસાધક તો છેજ. તો પછી ત્રિદોષ વિષેના સિદ્ધાંત ઘડતાં શા માટે એ બન્નેને બાકાત રાખવામાં આવ્યાં છે?

સુશ્રુતાચાર્ય, જુદી જુદી પ્રકૃતિઓનું વર્ણન આપતાં કહે છે કે 'કેટલાક આચાર્યોના મત મુજબ પંચભૂતો પ્રમાણે પ્રકૃતિઓનું વર્ગીકરણ કરવામાં આવેલું છે. ત્રણ પ્રકારની પ્રકૃતિઓ, વાયુ, તેજસ્ અને આપ ભૂતો મુજબ, વાત પિત્ત અને કફને મળતીજ આવે છે. પૃથિવી પ્રકૃતિનાં મનુષ્યો સ્થૂલકાય, ઘણાજ દૃઢ બાંધાવાળાં અને ક્ષમાશીલ સ્વભાવવાળાં હોય છે. આકાશ પ્રકૃતિનાં મનુષ્યો દીર્ઘજીવી, નાક, કાનનાં લાંબા રન્ધ્ર-વાળાં, કદાવર અને પવિત્ર જીવન ગાળનારાં હોય છે.' (સુ સં. ૩-૪-૮૦.)

આ પ્રમાણે આપણે જોઇએ છીએ કે પૃથિવી અને આકાશ ભૂતો શરીરની ઉત્પત્તિનાંજ કારણો છે, એટલુંજ નહિ, પરંતુ મૌલિક પ્રકૃતિને લગતા ફેરફાર ઘડવામાં પણ સાધનભૂત થઇ શકે તેમ છે. પરંતુ આ બે અને પેલાં ત્રણના જૂથમાં એવો તફાવત છે કે વાયુ, આપ અને તેજસ્‌ની પેઠે પૃથિવી ને આકાશ તત્ત્વોને પોતાની સ્વતંત્ર ક્રિયા હોઇ શકતી નથી, અને તેથી, તેઓ બન્ને કોઇ રોગનાં પ્રત્યક્ષ કારણો ઠરી શકતાં નથી. એ બેની ક્રિયા માત્ર બીજાં ત્રણ પૈકી ગમે તે એકની સાથે સંસર્ગ સાધીને પ્રવર્તી શકે. બીજી તરફ વાયુ, પિત્ત અને કફ, એકેક થઇને પણ કોઇ પણ પદાર્થથી સ્વતંત્ર રીતે કાંઇક અસર નીપજાવી શકે.

વાયુ, પિત્ત અને કફ, એ દરેક જુદાં જુદાં નિદાનો વડે, એટલે કે અવ્યવસ્થાનાં કારણો વડે છિન્નભિન્ન થઇ શકે અને એ અવ્યવસ્થા બીજાં-ઓની અવ્યવસ્થા થયા વિના તેઓમાંના એકને માટે સ્વતંત્ર નિર્માણ થઇ શકે. શરીરના પાર્થિવ ભાગો તો, વાયુ, પિત્ત અને કફ પૈકી ગમે તે એક વિકૃત થયે વિપરીત અસર પામે છે, તેથી પૃથિવી શરીરનું એક ઘટક હોવા છતાં, બલકે મુખ્ય આધાર હોવા છતાં, તેની ગણના એક દોષ તરીકે કરવામાં આવતી નથી, કારણ કે શરીરના સંરક્ષણ અને વિનાશ થવામાં તેનો કોઇ સ્વતંત્ર ફાળો છેજ નહિ.

તેજ પ્રમાણે, આપણે આકાશ અથવા પરમાણુઓ વચ્ચેની ખાલી જગ્યા, સૌથી નક્કર અને સઘન પત્થરમાં પણ હોવાનું સ્વીકારવું પડે, કારણ કે તે સિવાય બે પદાર્થો વચ્ચે થતી રાસાયનિક ક્રિયાની (દાખલા

તરીકે પથ્થરના બે પરમાણુઓ વચ્ચેની અસર માનો) અસર સંભવતીજ નથી. છતા પણ, આકાશને તેની સ્વતંત્ર ક્રિયા છેજ નહિ. વળી આકાશ, વાયુની પેઠે જુદા જુદા ઘટકોનું બનેલું હોતું નથી એટલે આકાશમાં વિષમતા અથવા વિકૃતિ થવી સંભવતી નથી અને તેથી બીજા પદાર્થોનો નાશ કે વિકૃતિ આકાશ વડે થવી શક્ય નથી.

આપણે તેથી એવા નિર્ણય ઉપર આવીએ છીએ કે શરીરનો વિનાશ થવામાં પૃથિવી કે આકાશ તત્ત્વની કાંઇ પણ અસર થઇ શકતી નથી.

આ કારણે આયુર્વેદજ્ઞોએ માત્ર ત્રણજ દોષો સિધ્ધાંતરૂપે નક્કી કર્યાં છે. વાયુ, પિત્ત અને કફ જે વાયુ, તેજસ અને આપ એવા ત્રણ ભૂતોને મળતા જણાયા છે.

ઉપરના વિવેચનથી, વાયુ, પિત્ત અને કફના ગુણધર્મો વિષે આપણને કાંઇક ખ્યાલ આવે છે, કે વાયુ એ એક પ્રકારનો હવા જેવો પદાર્થ છે, પિત્ત એ કાંઇક અગ્નિ જેવા ગુણધર્મવાળો, જલદ તેજાબ જેવો પદાર્થ છે અને કફ જલના ગુણધર્મવાળો, કાંઇક પાતળો, પારદર્શક મુરબ્બા જેવો ઘટક પદાર્થ છે. આ હકીકત સુશ્રુતાચાર્યના तत्रवायुरात्मैवात्मा, पित्तमाग्नेयम् श्लेष्मा सौम्य इति (સુશ્રુત સૂત્ર ખં. ૪૨) વડે સ્પષ્ટ સમજી શકાય છે. છતાં પણ વૃધ્ધ વાગ્ભટાચાર્ય એમ માને છે કે વાયુ એ વાયુ અને આકાશ ભૂતો વડે ઉત્પન્ન થયેલો, પિત્ત એ આગ્નેય અને શ્લેષ્મ એ આપ અને પૃથિવી ભૂતોમાંથી ઉદ્દભવેલા પદાર્થો છે. वाय्वाकाश धातुभ्यां वायु। आग्नेयं पित्तम्। अप्पृथिवीभ्यां श्लेष्मा (અષ્ટાંગ સંગ્રહ સૂત્ર અ. ૨૦). આ ઉપરથી વાયુ, પિત્ત અને કફ ત્રણેય પંચભૌતિકો છે, છતાં વાયુ, ખાસ કરીને હવા જેવા પદાર્થનું આકાશ તત્ત્વની થોડીક માત્રા વડે સંઘટિત થયેલું તત્ત્વ છે. પિત્ત, ખાસ કરીને ગરમી આપતું અને પચનક્રિયાની શક્તિ ધરાવતું તત્ત્વ હોવાથી તેને તૈજસ્ અથવા આગ્નેય માનવામાં આવે છે. કફમાં તો ખાસ કરીને આપ અને પૃથિવી તત્ત્વો સાથે મુકાબલો કરતા ગુણધર્મો હોય છેજ.

આ ઉપરથી એટલું તો જોઇ શકાશેજ કે વાયુ, પિત્ત અને કફ, એ હાલની વૈજ્ઞાનિક પરિભાષામાં જેને દ્રવ્ય કહેવામાં આવે છે એવા પદાર્થરૂપ છે. ચરકાચાર્યે તો શરીરમાંના સમપ્રમાણવાળા પિત્ત અને કફની માત્રા પણ જણાવી દીધી છે અને તે ૫ અને ૬ અંજલી જેટલી અનુક્રમે કહેવામાં આવે છે.

વાયુ વિષે હવે થોડુંક વિવેચન કરીએ. હાલના અનેક ગ્રંથકારોએ વાયુનું એક બલ તરીકે વર્ણન કર્યું છે. કેટલાકે પ્રાણબળ અથવા જીવનબળ તરીકે વર્ણવ્યું છે. હું આ વિષે સાફ સાફ નિષેધ કરવા તૈયાર છું. વાયુ એ બલ છેજ નહિ. એ તો સરળ સાદું એક તત્ત્વજ છે. મહર્ષિ ચરક કહે છે કે વાયુ આપણું જીવન છે. વાયુ આપણું બળ છે. વાયુજ શરીરને નિરામય રાખે છે અને વાયુજ દરેક વસ્તુને નિયમમાં રાખે છે. (સૂત્ર પ્ર. ૧૨ અને ચિકિત્સા પ્ર. ૨૮) સુશ્રુતાચાર્ય પણ કહે છે કે વાયુ સર્વવ્યાપી છે અને વાયુજ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું આદિ કારણ છે. (નિદાન પ્ર. ૧) આ વણે સમજી શકીએ કે આ વર્ણન વાતાવરણની હવા પરત્વેનું હોવું જોઇએ. આપણે જ્યારે શ્વાસ લઇએ છીએ ત્યારે તે શરીરમાં પ્રવેશ કરે છે. શરીરમાં ઉત્પન્ન થતો એક બીજો વાયુ આંતરડામાં ચાલતી પચન ક્રિયામાં તૈયાર થાય છે. આ બન્ને વાયુ એકમેક થઇ શરીરમાં વાયુરૂપી ધાતુ પૈદા કરે છે. આ ધાતુરૂપ વાયુ, શરીરની આદ્ય ઉત્પત્તિનું સાધન બનનાર મૂળ વાયુભૂતને પોષણ આપે છે. માતાના વાયુધાતુ વડે ગર્ભના આ મૂળ વાયુંનું ગર્ભાવસ્થામાં પોષણ થાય છે. ઉપરોક્ત બન્ને પ્રકારના વાયુ, એક બીજા સાથે વાદ્યના સંવાદી સૂરની પેઠે મળી જઇને શરીર સંરક્ષણ સાધે છે. કારણ કે બહારની હવા વિના આપણે જીવી શકીએ નહિ એ વાત ચોકખી છે. બીજી બાજુ, બહારની હવા આપણે ગમે તેટલી લઇએ, છતાં શરીરની અંદરના વાયુની નવી ઉત્પત્તિની સહાય વિના–આપણે ખોરાક લઇએ નહિ તો તે સહાય મળવી મુશ્કેલ હોવાથી– આપણે ઝાઝો વખત જીવતા રહી શકીએ નહિ. આ પ્રમાણે વાયુધાતુ, એ બહારના વાયુ ને શરીરની અંદરના વાયુના સંમિશ્રણથી બનતો

હોવાથી, એ વાયુમાં કાંઇ નવીન પ્રકારના, અને હિંદુ વિજ્ઞાનશાસ્ત્રીઓના મહત્તત્ત્વના અર્થાત્ વાતાવરણની હવાના સામાન્ય ગુણોથી નિરાળા ગુણોવાળું તત્ત્વ હોવું જોઇએ એ તદ્દન શક્ય છે.

શરીરમાંના વાયુ અને બહિર્વાયુ વચ્ચે નિરંતર મળતાપણું છેજ એ ચરક સિધ્ધાંતના અભ્યાસથી પણ સ્પષ્ટ સમજાય છે, કેમકે શરીરમાંના વાયુના સમપ્રમાણ તથા વિષમ પ્રમાણની અસરોનું વર્ણન તેમાં આપવામાં આવેલ છે. સાથે સાથે, બહારના વાયુના સમ અને વિષમ ગુણધર્મો પણ તેમાં નિર્દિષ્ટ કરેલા છે. (ચરક સૂત્ર અ. ૧૨) ચરક સંહિતાના આ પ્રકરણમાં આપવામાં આવેલ આ ચર્ચા ઉપરથી આપણે નિશ્ચયપૂર્વક માની શકીએ કે અંદરનો વાયુ અર્થાત્ શરીરનો વાયુધાતુ હવાના સર્વગુણ સાથે સામ્ય ધરાવે છે, એટલે કલ્પનાના કોઇ પણ એકાન્તિક પ્રદેશમાં તેને બળ કે વેગ-'ફોર્સ'-કહી શકાય તેમ નથી. અંગ્રેજી વિજ્ઞાન સાહિત્યમાં 'ફોર્સ'-શબ્દ અમુક નિશ્ચિતાર્થ દર્શાવે છે. બળ પદાર્થ વડે સંપ્રેરિત થાય છે. જ્ઞાનતંતુકોશમાંથી તેનો લાક્ષણિક થડકો કે તેટલુંજ લાક્ષણિક બળ ઉદ્ભવે છે અને જ્ઞાનતંતુ વાટે નિશ્ચિત સ્થાને પહોંચે છે અને એટલેજ જ્ઞાનતંતુકોશ અને તેનો લાક્ષણિક થડકો કે બળ એ બે તદ્દન જુદી અને એક બીજાથી નિરાળી વસ્તુઓ છે. આ કારણથી જેઓ વાયુને જ્ઞાનતંતુના બળ કે થડકા તરીકે ઓળખાવવા માગે છે તેઓ તે બળ અને બળના ઉદ્ભવકર્તા વચ્ચે ગુંચવાય છે અને ભૂલ કરે છે.

વાયુ, પિત્ત અને કફના વિવિધ ગુણધર્મ, તેમના વિભાગ, શરીરમાં તેમનાં સ્થાન, વિગેરે વિષે મેં મારા પુસ્તકમાં સંપૂર્ણ વિગત આપી છે. તમે સર્વ વિદ્વાનો તે જાણો છો એટલે અત્રે મારે તે વિષે લંબાણથી વિવેચન કરવાનું રહેતું નથી.

હવે એક પ્રશ્ન એવો પૂછવામાં આવે છે કે ત્રણેય દોષો પદાર્થરૂપે છે તો આપણે તેમને શરીરમાં પ્રત્યક્ષ જોઇ વા જાણી શકીએ? મારૂં એવું દૃઢ માનવું છે કે આયુર્વેદજ્ઞો ત્રિધાતુને પ્રત્યક્ષ જોયા સિવાય પણ

આન્તર્દષ્ટિ વડે તેમને જાણી શકતા હતા. ઝીણવટભર્યાં અવલોકન અને સ્પષ્ટ તર્કશક્તિ વડે, જીવિત અને મૃત શરીરની સંપૂર્ણ તપાસ વડે તેઓએ વાયુ, પિત્ત અને કફ વિષેની તદ્દન સ્પષ્ટ અને નિશ્ચિત સમજુતિ મેળવી લીધી હતી, નહિ તો પદાર્થવિજ્ઞાન તથા રસાયનશાસ્ત્રની દૃષ્ટિએ, ત્રિધાતુની વિવિધ ગુણધર્મોની માહિતી (જેવી કે રંગ, ગંધ, સ્વાદ, ક્રિયા, શક્તિ, વિગેરે વિષેની) તેઓ કેવી રીતે દર્શાવી શકત?

પાશ્ચાત્ય વૈદ્યક શાસ્ત્રથી માહિતગાર વિદ્વાનોના લાભાર્થે, શરીરમાંનાં કોઇ તત્ત્વો જે હાલના શરીર શાસ્ત્રીઓના જાણવામાં હોય અને વાયુ, પિત્ત અને કફને ગુણધર્મો વડે લગભગ મળતા આવે, તે તત્ત્વો શોધવાનું મને મન છે, પણ આપને શરૂઆતથીજ ચેતવણી આપવી જોઇએ કે જુના વિચારોને નવા સાથે મેળવવાની કોશિષ કરવી હરહંમેશ ફાયદાકારક નથી. કોઇ કોઇ વાર તે ચોક્કસ ગેરસમજ ઉભી કરે છે. વાયુ, પિત્ત અને કફ હાલના કોઈ પણ જાણીતા પદાર્થ સાથે કદીપણ તદ્દન મળતા કે બરાબરી કરતા હોઈ શકે નહિ. કારણ કે જુના વૈદ્યોની ચિકિત્સા પધ્ધતિ હાલના વૈજ્ઞાનિકોથી તદ્દન નિરાળી હતી. ઉપરાંત, પદાર્થ તરીકેના ગુણધર્મને બાજુએ રાખીએ તો ત્રિદોષોમાં કોઇ બીજેજ ઉત્કૃષ્ટ પ્રકારનો ગુણ મળી આવે છે, કારણ તેમની અને સાંખ્ય શાસ્ત્રમાં કહેલા સત્વ, રજસ્ અને તમસ્ ગુણો વચ્ચે સંબંધ રહેલો છે.

હાલના વિજ્ઞાન મુજબ દુનિયામાં ૯૨ પ્રકારનાં મૂળ દ્રવ્યો મળી આવે છે. એ પૈકીનાં બે કે ત્રણ દ્રવ્યોના વિવિધ પ્રમાણના સંસર્ગથી આપણી આસપાસ મળી આવતા અસંખ્ય પ્રકારના પદાર્થો ઉત્પન્ન થએલા હોય છે. હિંદુ પદાર્થવિજ્ઞાન મુજબ પંચમહાભૂતોના વિવિધ પ્રમાણના સંસર્ગથી સર્વભૌતિક પદાર્થો થયેલા જણાય છે. શરીર પણ પંચભૌતિક છે. શરીરનો મુખ્ય આધાર પૃથિવીભૂત છે. શરીરમાંનો વાયુ ધાતુ વાયવ્ય છે, પિત્ત તૈજસ્ અને કફ આપ્ય છે. આકાશ આખા શરીરની અંદર વ્યાપી રહેલું છે. હાલનું ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્ર કહે છે કે શરીરમાં ૨૦ મૂળ દ્રવ્યો મળી આવે છે. શરીર પંચતત્ત્વોનું બનેલું છે.

નત્રિલ દ્રવ્યો (C. O. H. N. S.), તૈલી પદાર્થો (C. O. H.), પાણી (H. O.), ખનિજક્ષારો (Fe, Ca, K, Na વગેરે) અને કાર્બોદિત પદાર્થો, ઉપરાંત સૂર્યની શક્તિમાંથી મુખ્યત્વે મળતો શક્તિ સંદર્ભ. વળી શરીર જુદા જુદા પ્રાણકોશોનું બનેલું છે, અને એક કોશમાંથી અનેક અવનવા કોશો થયે જાય છે. આયુર્વેદ મુજબ તો શરીર દોષ, ધાતુ અને મળનું બનેલું છે, અને ધાતુઓમાંથી ધાતુઓ રચાતી જાય છે. (દોષ, ધાતુ અને મળ એ સર્વે, શરીરને સમપ્રમાણમાં રાખે ત્યાં સુધી ધાતુઓજ ગણવાનાં છે)

હવે કોશ શાના બને છે, તે જોઇએ. જીવાણુઓના એક પ્રકારના ઘણા અટપટા દ્રવ્યના તે બને છે. જીવનશકિત વ્યકત કરવા જીવાણુ પાણીથી ભીંજાએલો હોવો જોઇએ (કફ?), પ્રાણવાયુના સંસર્ગવાળો હોવો જોઇએ (વાયુ?) અને સૂર્યની ગરમીથી અમુક અંશની માત્રામાં તપતો હોવો જોઇએ (પિત્ત?). શરીરમાં કોશો સર્વત્ર મળી આવે છે, અને તેજ પ્રમાણે વાયુ, પિત્ત અને કફ મળે છે. તેથી આપણે વાયુ, પિત્ત અને કફ તો કોશમાંજ શોધવા રહ્યા, એટલે કે જીવાણુમાંજ. સજીવ જીવાણુના અણુએ અણુની રાસાયનિક ઘટના આપણને વ્યકત થઇ નથી, કેમકે જીવાણુનું પૃથક્કરણ કરવા જતાં તે નિર્જીવ થઇ રહે છે, અને સાદા દ્રવ્ય સ્વરૂપે છિન્ન ભિન્ન દશામાં આવી રહે છે. તે નિર્જીવ જીવાણુ માત્ર નત્રિલ દ્રવ્યજ આપી શકે છે.

નત્રિલ દ્રવ્યો–પ્રોટીન્સ–જીવાણુમાં હોવાં જરૂરનાં છે. તેઓ જીવાત્માના અંતરંગ દર્શન સાથે બીજા કોઇ પણ નક્કર સિદ્ધાંત કરતાં વધુ સંકળાએલા છે. તેમના સિવાય સજીવ પદાર્થનું અવલોકન મળવું કદી શકય નથી અને કાર્બોદિત, તૈલી, ખનિજ ક્ષાર કે પાણી, વિગેરે પદાર્થોમાં એકલામાં કે એકમેકના સંસર્ગમાં પણ સજીવ પદાર્થનું અવલોકન સંભવતું નથી. નત્રિલ દ્રવ્યો હંમેશાં ચીકણાં ઘટ્ટ હોય છે–colloid. ચીકણા ઘટ્ટ પદાર્થોનું બીજા કોઈ સાથે–solution–વાસ્તવિક ચોકખું સંમિશ્રણ બનતું નથી, પણ કોઇ પણ પ્રવાહીમાં તે ઝીણા ઝીણા અંશ અથવા રજકણો, જે પ્રવાહીમાં ઓગળી શકતા નથી, તેનું

એક પ્રકારનું ચાટણ–લેહ–emulsion–બની રહે છે. આવા પ્રકારનું સંમિશ્રિત લેહ–Gel–કહેવાય છે, પરંતુ એથીયે વધુ ઝીણું રજકણો-વાળાં ઘટ્ટ ચીકણા પદાર્થ પણ મળી આવે છે અને તેમના ગુણધર્મો પણ જુદાજ હોય છે. એમને–Sols–કહેવામાં આવે છે. સજીવ જીવાણુ, એ ખરૂં કહીએ તો–Sol–ને ઘણે અંશે મળતા આવતા હશે.

હું ધારૂં છું કે સજીવ જીવાણુના નત્રિલ તત્વમાં, જેને આપણે આયુર્વેદમાં કફ કહીએ છીએ તે પદાર્થ બહુધા હશેજ.

કોશોમાં બુદ્દબુદ્દ–enzymes–થઇ આવે છે. કોશ ઠરી ગએલા હોય છે અને તેમને ખાંડીને ભૂકો પણ કરી શકાય. આમ થવાથી બુદ્દબુદ્દ છુટા પડે છે અને યોગ્ય માત્રામાં ગરમી મળતાં તેઓ તેમની હંમેશની ક્રિયાશકિતઓ વ્યકત કરશેજ. બધા કોશોમાં બુદ્દબુદ્દ હોય છેજ એટલે તેઓ કોશોના જીવાણુઓમાં અથવા કોશમાં રહેલાં દ્રવ્યોમાં શકય તે ફેરફારો રચવામાં મધ્યસ્થ રહી શરીર સંવર્ધનના પોષણ કાર્યમાં અગત્યનો ભાગ ભજવે છે, એ નિઃસંશય છે. આ પ્રમાણે કોશજીવનની મર્યાદામાં તેઓ સેન્દ્રિય ફેરફાર રચ્યાંજ કરે છે. ત્યારે શું પિત્ત એ કોશનું બુદ્દબુદ્દ બનાવનારૂં, રચનારૂં દ્રવ્ય હશે કે ?

આ નવાઇભર્યા કોશસમૂહમાંનો દરેક કોશ અટપટી રાસાયનિક ક્રિયાપ્રક્રિયાનું કેન્દ્ર હોય છે, તેનું સ્વરૂપ, અર્ધપ્રવાહી અને ઘટ્ટ ચીકાશ-વાળું હોય છે. પદાર્થવિજ્ઞાન અને રસાયનશાસ્ત્રના નિયમો પરત્વેની ક્રિયાપરંપરા વડે તે હંમેશ તૂટે છે અને ફરી રચાતો જાય છે, અને આ ક્રિયાપ્રક્રિયા સાથે પુનરૂત્પત્તિ અને વિશિષ્ટ પ્રકારની અનુકૂળ હીલચાલ વડે એકબીજા સાથે સહકારિતા સાચવે છે.

બીજી એક વાત એવી છે કે, કોશ એ ભૌતિક (શ્લેષ્મિક ?), રાસાયનિક (પૈત્તિક ?) અને જીવનીય (વાતિક ?) શકિતઓનું વિકાસ-ગૃહ છે અને જીવનની બધી મહત્વની બાબતો એક કોશજીવનમાંથી સામાન્ય રીતે મળી આવે છે. આ શકિતઓ ઓછાવત્તા પ્રમાણમાં એક કેન્દ્ર–nucleus–વડે ગતિમાન અને નિયમબદ્ધ થાય છે. જો કોશને

એવી રીતે જુદા પાડવામાં આવે કે એક ભાગમાં કેન્દ્ર રહે તથા બીજા ભાગમાં કેન્દ્ર ન રહે તો બીજો ભાગ જરૂર મરી જશે. પરંતુ પહેલો ભાગ જીવંત રહેશે અને તે મોટો થઇ પૂર્વવત્ પોતાનું કાર્ય કરતો રહેશે.

તેથી એ વાત તો ચોક્કસ છે કે કોશના કેન્દ્રમાં આયુર્વેદમાં કહેલા વાયુધાતુનો કાંઇક ગુણધર્મ હોવો જોઇએ. કેન્દ્રમાં રહેલો વાયુજ કોશને તોડીને તેની વિભાગ ક્ષમતામાં મદદ કરે છે. જીવાણુઓની ગતિમાં આ અગમ્ય વાયુતત્ત્વ કારણભૂત છે. જ્ઞાનતંતુઓના કોશોમાંની જ્ઞાનતંતુઓની ક્રિયાપ્રક્રિયાને વ્યવસ્થિત નિયમમાં રાખી જે ગતિસંચાર સાધે છે તે પણ આ વાયુજ છે.

અતિ ઘણા શક્તિશાળી સૂક્ષ્મદર્શક યંત્રના વપરાશ સાથે સજીવ-કોશોનું દિવસોના દિવસો સુધી સૂક્ષ્મતમ અવલોકન કરવાનું શકય બન્યું છે. કોણ જાણે છે કે કોશવિજ્ઞાનના ઝડપી પ્રચાર સાથે અને કોશની ગુહ્યતમ ક્રિયાપ્રક્રિયાના વધતા જતા જ્ઞાન સાથે ભવિષ્યમાં વાયુ, પિત્ત અને કફના ગુણધર્મ વિષે આપણે આખરે કોઇ નિશ્ચિત જ્ઞાન મેળવી પણ શકીએ.

છતાં પણ મને કહેવા દ્યો કે વિજ્ઞાનશાસ્ત્રની શક્તિ મર્યાદિત છે. સર ઑલિવર લૉજે કહ્યું છે કે "જ્યારે આપણે છેવટનાં મૂળ તત્ત્વો ઉપર આવીએ છીએ ત્યારે વિજ્ઞાન મૌન ધારણ કરે છે. આપણે આધિભૌતિક પ્રશ્નોથી ગુંચવાઇ ગયા હોઇએ અને તેનું કાંઇ નિરાકરણ શોધવા માગીએ તો આપણે તત્ત્વજ્ઞાન અને ધર્મ તરફ દૃષ્ટિ દોરવવી જોઇએ અને વિજ્ઞાન તરફથી વાળી લેવી જોઇએ."

જીવનનાં રહસ્યો સમજાવવા માટે ભૌતિક અવલોકન બિલકુલ પર્યાપ્ત નથી એ વાત આયુર્વેદજ્ઞો લાંબા સમયથી જાણતા આવ્યા છે. તેથીજ ચરકસંહિતામાં જીવનના પ્રશ્નો સાથે તત્ત્વજ્ઞાનના પણ પ્રશ્નો વિસ્તારથી ચર્ચવામાં આવેલા છે. આયુર્વેદ તો જીવનના પ્રશ્નોની જીવન, મન અને આત્માની એકતારૂપેજ વ્યાખ્યા કરે છે.

ઉપરની હકીકતથી એટલું તો સ્પષ્ટ સમજાય છે કે વાયુ, પિત્ત અને કફ એટલે શરીરમાંના સામાન્ય વાયુ, પિત્ત અને કફ, જે આયુર્વેદ નહિ જાણનાર લોકો ભૂલથી માની લે છે તે નથીજ. કોશ એ સૂક્ષ્મદર્શક યંત્રથી જોઇ શકાય એવો પદાર્થ છે. આપણી ખુલ્લી આંખે આપણે તે જોઇ શકીએજ નહિ. આપણે જે જોઇએ છીએ તે તો કોશોનો એક સમુહમાત્ર છે. જે કફ કે પિત્ત શરીરમાંની બહાર આવે છે તે તો નિર્જીવ કોશોનો એક જથ્થોજ છે. તેમાં તો સાત્મીભૂત, કફ અને પિત્ત હોય છે. પિત્ત અને કફ જ્યારે વાયુ સાથે સજીવાવસ્થામાં હોય છે ત્યારે હંમેશ બલવત્તમ હોય છે. તેમની ક્રિયાપ્રક્રિયા એ તો સજીવ માનવશરીર બનેલા વિવિધ કોશોનીજ ક્રિયાપ્રક્રિયા છે. વાયુ, પિત્ત અને કફની વ્યક્ત ક્રિયાઓ વડેજ આપણને શરીરમાં તેમની હસ્તીનું ભાન થાય છે.

આપણને વારંવાર પાશ્ચાત્ય ચિકિત્સકો તેમજ હાલના આયુર્વેદાધ્યાપકો કહે છે કે હાલની વૈજ્ઞાનિક દૃષ્ટિએ આપણે હિંદુ વૈદ્યકશાસ્ત્રનો અભ્યાસ કરવો જોઇએ. આયુર્વેદના દરેક વિદ્યાર્થીએ શારીરશાસ્ત્રનાં મૂળ તત્ત્વોનો અભ્યાસ કરવો ઉપયોગી નહિ થાય એમ હું કહેતોજ નથી. સુશ્રુતાચાર્ય કહે છે કે માનવશરીરરચનાનું સંપૂર્ણ જ્ઞાન નિપુણ શસ્ત્રવૈદ્ય થનારે અવશ્ય સિદ્ધ કરવું જોઇએ, પરંતુ ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્ર વિષે શું? પાશ્ચાત્ય ચિકિત્સાપદ્ધતિનું ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્ર હિંદુ વૈદ્યકશાસ્ત્રથી તદ્દન નિરાળું છે. કેમકે હિંદુ વૈદ્યકમાં તો વાયુ, પિત્ત અને કફને લગતું વિજ્ઞાન આપવામાં આવ્યું છે. કોઇપણ ચિકિત્સાપદ્ધતિને અનુસરી ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્રનો અભ્યાસ કરવો ખાસ જરૂરી છે, બલ્કે તે પધ્ધત્તિ મુજબ રોગનિદાનશાસ્ત્રનો અભ્યાસ કર્યો હોય તોજ રોગ પરિચર્યામાં સફળતા મળે, તેથી હિંદુ વૈદ્યકશાસ્ત્ર મુજબ ચિકિત્સા કરનારે તો ત્રિદોષ સમજવા ખાસ કાળજી લેવીજ જોઇએ. પણ ત્રિદોષ સમજવા હાલની વૈજ્ઞાનિક પધ્ધતિ વડે પ્રયત્ન કરવો એ તદ્દન નિરર્થક છે. વાયુ, પિત્ત અને કફ વિષે જુના જમાનાના આયુર્વેદજ્ઞોએ આપણને જે કાંઈ કહ્યું હોય તે પુરેપુરૂં સમજવા, તેમણે દર્શાવેલી દૃષ્ટિએ આપણે જોઇ જવું રહ્યું. આ કાર્ય ઘણું અઘરૂં છે. આયુર્વેદ શીખતી વખતે મને પોતાને

પણ એવી મુશ્કેલી નડી હતી. બચપણથી આપણે પાશ્ચાત્ય વિચારોમાં ડુબેલા હોવાથી—હાલના વૈજ્ઞાનિક વિચારોથી મગજ ખીચોખીચ ભરાઈ ગયેલું હોવાથી—આપણી જ્ઞાનદૃષ્ટિ ઉન્માર્ગગામી થઇ ગયેલી હોય છે. જૂના આયુર્વેદજ્ઞો અને હિંદુ તત્ત્વજ્ઞોનાં નિશાસ્ત્રવચનો અગમ્ય જણાય છે, અને તેમનાં લખાણોના ખરેખરા અર્થ આપણે સમજી શકતા નથી. આ પ્રકારની મુશ્કેલીને લઇને નવા જમાનાના આપણે વાયુ, પિત્ત અને કફ વિષે મહર્ષિ ચરક, સુશ્રુત કે વાગ્ભટ જે સમજી શકતા તે બિલકુલ સમજી શકતા નથી. આમાં આયુર્વેદવિદ્યાનો મુદ્દલ દોષ નથી, દોષ માત્ર આપણોજ છે. તેથી હું તો આપણી ટીકા કરનાર લોકોને કહીશ કે "આયુર્વેદને તમે હાલના આયુર્વેદિક ચિકિત્સકોને જોઇ વગોવશો નહિ." એમ તો મીશન કૉલેજના એક યુરોપિયન પ્રોફેસરે પણ એક વાર અમને કહ્યું હતું કે, "ખ્રિસ્તી ધર્મને તેના હાલના અનુયાયીઓને જોઇ વગોવશો નહિ."

આયુર્વેદ સામે એવો પણ આક્ષેપ વારંવાર કરવામાં આવે છે કે તે વૈજ્ઞાનિક નથી. આવો આક્ષેપ આયુર્વેદ વિષે કાંઈ પણ જાણ્યા સિવાયજ કરવામાં આવે છે. એ આક્ષેપ ખોટો ઠરાવી શકાય તેવી પુષ્કળ સાબિતી હું આગળ આપી ચૂક્યો છું. પદાર્થના પંચભૌતિક સિધ્ધાંતના પાયા ઉપર વાયુ, પિત્ત અને કફના ક્રમિક સિધ્ધાંતને કેવી રીતે ખીલવવામાં આવ્યો છે તે પણ હું બતાવી રહ્યો છું. એક વાર આયુર્વેદજ્ઞોએ એ સિધ્ધાંત સ્વીકાર્યો, ત્યાર પછી તો તેમણે શરીરની તમામ ક્રિયાઓ, વાયુ, પિત્ત અને કફની પરિભાષામાં બતાવવાનીજ હતી તે સ્વાભાવિકજ છે. આ હકીકત વિસ્તારપૂર્વક બતાવી, આયુર્વેદનું ઇન્દ્રિયવિજ્ઞાન અને રોગનિદાન તેઓએ રચ્યાં છે, જે વડે તેઓ રોગની સાચેસાચી પરખ કરી શકે. માત્ર એટલુંજ નહિ, માનવશરીરનાં વિવિધ દર્દોની સારવાર માટે તેઓએ વિવિધ ઔષધો શોધી રાખ્યાં છે અને આ પ્રમાણે ત્રિદોષનો સિધ્ધાંત સમજાવી, દઈ, ક્રમિક ન્યાયે અનેક વનસ્પતિ, ખનિજ અને પ્રાણીજ ઔષધિઓના ગુણધર્મો શોધી કાઢી, વાયુ, પિત્ત અને કફ ઉપર તેમની ખાસ અસર

તેઓએ સમજાવી રાખી છે. તેટલા માટે આયુર્વેદમાં દરેક પ્રકારના ખોરાક અને ઔષધના ગુણધર્મોનું વાયુ, પિત્ત અને કફને અનુસરતું વર્ણન આપવામાં આવેલું છે. અને દરેક પદાર્થનું, રસ, વજર્ય અને વિપાકરૂપે અને ષડ્રસ અને ત્રિદોષના પરસ્પર સંબંધ વિષે તેઓએ વિવેચન કર્યું છે.

વૈદ્યકશાસ્ત્ર ગણિતશાસ્ત્ર જેવું સંપૂર્ણ શાસ્ત્ર થઇ શકે નહિ. તે તો પ્રયોગાત્મકશાસ્ત્ર છે અને તેથી થોડે ઘણે ભાગે તે પ્રયોગાત્મક રહેવાનુંજ. વૈદ્યે સજીવ માનવશરીર સાથે કામ લેવાનું છે. સાથે સાથે તેની વિવિધ ગુંચવણભરી રચના અને સ્વચ્છંદી વર્તાવ સાથે પણ કામ પાડવાનું છે. તેથી છેવટે, પોતાના પ્રયોગો માટે માનવવિષય ઉપર અને નહિ કે કોઇ ઉતરતા પ્રાણી ઉપર પ્રયોગો આદરવાના છે. તેથી સૌથી છેલ્લે રૂગ્ણાલયમાંનો પ્રાયોગિક અભ્યાસ ખાસ જરૂરનો છે. એ રીતેજ આયુર્વેદની ઉત્તમતા સિધ્ધ થઇ શકે છે. જુના જમાનાના આયુર્વેદજ્ઞોએ વાયુ, પિત્ત અને કફથી રચાયલા માનવશરીર ઉપર ઔષધિઓના ગુણધર્મોથી થતી અસરની નોંધ અસંખ્ય રૂગ્ણશય્યાઓના પ્રયોગો પછીજ કરી હતી. કારણ કે તેમને પોતાની શોધખોળ માટે વિશાળ ક્ષેત્ર અને વિપુલ સમય હતો. આયુર્વેદમાં આપણે જે શીખીએ છીએ તે થોડાંક વર્ષો કે દશકાઓના અનુભવ ઉપરથી નક્કી કરેલાં પરિણામો નથી. તે તો સૈકાઓના સૈકાઓનો પ્રાયોગિક વિજ્ઞાનનો એક વિશાળ સંગ્રહ છે. આયુર્વેદની શ્રેષ્ઠતા, માત્ર એકાદ અમોઘ જડીબુટી જેવા ઔષધ ઉપર નહિ, પરંતુ તે દવાનો વાયુ, પિત્ત અને કફના સિધ્ધાંત મુજબ યોગ્ય ઉપયોગ કરવામાં છે. હવે તો જરૂરની વાત એટલી છે કે ત્રિદોષના વિષયમાં ઉંડું અવગાહન કરવું અને તે પણ હાલના વિજ્ઞાનની રીતે અંધપરંપરાન્યાયે નહિ, પરંતુ જુના આયુર્વેદજ્ઞોની પધ્ધતિને ઉત્કૃષ્ટ ભૂમિકા ઉપર લાવીને કરવું જોઇએ. કારણ કે એ પ્રકારેજ વાયુ, પિત્ત અને કફનો ખરો અર્થ આપણે જાણી શકીએ.*

---

* હુપી (કર્ણાટક) માં ભરાયેલા ત્રિદોષ સંમેલનના (૨૬ ડિસેમ્બર ૧૯૩૬) પ્રમુખ તરીકેના મૂળ અંગ્રેજી ભાષણનો તંત્રીખાતા તરફથી થએલો ગુજરાતી અનુવાદ. જગ્યાબચાવ માટે પ્રારંભિક વિવેકવાક્યો છોડી દેવામાં આવ્યા છે.

મણિશંકર પોપટલાલ ભટ્ટ

# ત્રિદોષવાદ

## [બીજું દષ્ટિબિંદુ]

સૌથી અગસ્થાન વૈદક વિષયમાં છે, તે ત્રિદોષ સિદ્ધાંત વિષે લેખ લખવો તે સર્વથી મુશ્કિલ કામ છે. થોડાં વર્ષો પહેલાં તો પરદેશી કેળવણીથી રંગાયેલા દાક્તરો અને આપણા વૈદો વચ્ચે જ્યારે ચર્ચા ચાલતી ત્યારે ત્રિદોષવાદ માટે "એવું કાંઈ છે નહિ" એમ દાક્તરો કહેતા, અને આપણા વૈદો એમ માની બેસતા, એવાં પ્રમાણ જડે છે ખરાં, પણ ધગશવાળા વૈદોએ ને મમતાળુ દાક્તરોએ એને સમજવા, સમજાવવા પ્રયત્નો કર્યા કર્યા.

આંતરસ્ત્રાવી ગ્રંથીઓ–ડક્ટલેસ ગ્લેન્ડસ–ને તેના સ્ત્રાવો શરીરની રચના વિગેરેમાં અગત્યનો ભાગ ભજવે છે, તે જ્યારે વધુ પ્રકાશમાં આવ્યું, ત્યારે પણ તે વાત–હુમરલ થીઅરી–ત્રિદોષસિધ્ધાંતને વધુ અનુકૂળ લાગી. ત્રિદોષવાદ ને પંચમહાભૂતને શાસ્ત્રીય તો ઠરાવવાં રહ્યાં, કેમકે તેના પર આયુર્વેદનો પાયો છે. આયુર્વેદને શાસ્ત્રીય ઠરાવતાં તેનો તો મોટો પાયો છે. ખરૂં જોતાં એલોપેથી યાને દાક્તરી વિદ્યામાં ત્રિદોષ સિધ્ધાંત જેવો કોઈ સમૃદ્ધ સિધ્ધાંત સ્થાપિત થયેલો જાણવામાં નથી જણાતો, અને એટલા દોષે એમની ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્રના અને વિકૃતેન્દ્રિયવિજ્ઞાન શાસ્ત્રના ગ્રંથોમાં ઘણી કડીઓ ખુટતી માલમ પડે છે. તમે જ્યારે એ વિષયોનું એક પુસ્તક વાંચો ને મનન કરો, તો બબ્બે ચચ્ચાર પાનાં વાંચતાં, "આ કેમ સમજાતું નથી, આની શોધ કેમ પુરી થઈ નથી." એવાં વાક્યો કે ભાવ માલુમ પડશે. જો ત્યાં આયુર્વેદ–

ત્રિદોષવાદ લાગુ કરશો તો તે સમજવાં સહેલાં પડશે, અથવા કાંઇક ખામી છે એમ જણાયા કરશે. એલોપેથીમાં જંતુવાદ, વીટામીનવાદ, ઓરગેનોથીરપી, ક્રોમોથીરપી, વિગેરે વૈદકનાં મુખ્ય અંગો સ્વતંત્ર રીતેજ વર્તતાં જણાય છે. રોગ થવાની સર્વસાધારણ કે વ્યાપક ભાવના નથી.

આપણે ત્યાં **રોગની આવી વ્યાપક ભાવના, તે "વાત-પિત્ત-કફ" થીયરી.** આ થીયરી યુનાનમાં ગઇ, અને યુનાનીઓ તે માને છે. તે "થીયરી" ન સમજાતાં પરદેશી વૈદો આપમેળે પ્રયોગોથી "નવું શાસ્ત્ર" સર્જવા માંડયા.

આમ છતાં વાતપિત્તકફની થીયરી પરદેશી હવે ઘટાવવી રહી. વાયુનો, વૈદકીય દૃષ્ટિએ, "નર્વસ સીસ્ટમ" અર્થ થયો છે. વાયુના રોગો નર્વસ સીસ્ટમના રોગોને મળતા થાય છે. પેટમાં વા વછુટ થતાં પવનને-"અપાન"ને-વાયુ થવાનો મુખ્ય પ્રકાર માનવાની ભુલ થયેલી છે. પણ વાયુ એટલે Cell force પ્રાણ; ને વાયુતંત્ર એટલે "નર્વસ સીસ્ટમ" એમ છેલ્લો મત છે. પછી બીજી વાત પિત્તની આવી. પિત્ત એટલે સરકયુલેટરી સીસ્ટમ અને કફ એટલે લીમ્ફેટીક સીસ્ટમ એમ માનવામાં પહેલ કરવામાં આવી, જો કે આ દલીલ સર્વવ્યાપક ન હતી. શ્રી. અમૃતલાલભાઇ પટ્ટણી કહેતા કે વાયુ જેમ નર્વસ સીસ્ટ-મમાં છે, તેમ પિત્ત ને કફનાં સેંટરો કે તંતુઓ તેમાં હોવાં જોઇએ.

વસ્તુતઃ આ અર્થ એવો વ્યાપક હોવો જોઇએ કે વાયુ, પિત્ત અને કફનાં સ્થાનો ને ગુણધર્મોનો એમાં સમાવેશ થઇ જતો હોવો જોઇએ, તેમજ સ્થૂલ પિત્ત અને સ્થૂલ કફ બનાવનાર ને ધારણ કરનાર, અવયવો તથા સ્રોતોને ધારણ કરનાર અને તેના ઉપર કાબુ રાખનાર હોવો જોઇએ. રસ, રક્ત, વિગેરે સાત ધાતુઓને પેદા કરનાર આ ત્રણ છુપાં બળો છે, જે ધાતુઓને ટકાવે છે અને તેમાં ઓતપ્રોત છે. કોઇપણ નીરોગી અવયવમાં એકલો કફ, કે એકલો પિત્ત કે એકલો વાયુ જણાતો નથી, પણ તેઓ ત્રણે ઓછાવત્તા પ્રમાણમાં હોય છે.

આ ત્રણ શકિતઓમાં વાયુ સ્વતંત્ર મનાયો છે વાયુ તંત્ર યંત્ર ધરઃ (ચરક સૂત્રસ્થાન વાતકલા કલીય અધ્યાય) પણ તેને કફ અને પિત્તના

સહકાર વડે નિભાવ કરવો પડે છે. આ ત્રિદોષ થીયરી, ચિન્હોથી વૈદો સમજે છે. છતાં એની એલોપેથીની જેવીજ શાસ્ત્રીય ઢબે સમજાવટ થાય, એ વધુ સારૂં છે. વાયુ એટલે મધ્યનાડીમંડળ એમ તેનાં કાર્યોથી સમજાય છે. विसर्गादान विक्षेपैः सोमस्दर्यानिला यथा, धारयन्ति जगद्देहं कफपित्तानिलास्तथा।" (સુશ્રુત સૂત્ર. ૮ અધ્યાય)

વાયુનું મુખ્ય કામ વિક્ષેપ; विक्षेप. = शीतोष्णादीनां त्रिविध प्रकारेण પ્રેરણં (ડલ્લન ટીકા, સુશ્રુત), ધાતુઓ ને ધાતુઓ ધારણ કરનાર યંત્રોને ગતિમાન રાખવાં, મીકેનીક કામ સાધવામાં પ્રેરણા કરવી તે. ઠંડી ગરમીને યથાયોગ્ય સ્વરૂપમાં વ્યવસ્થિત રાખવી, એ કામ. મધ્યસ્થ નાડી તંત્ર બજાવે છે. તે કંડકટીવીટી-વાહક શકિત, वाति इति वायु વહી જાય-લઇ જાય તે, "वागतौ."

જ્યારે પિત્ત અધિક પ્રમાણમાં બને તો પિત્તને વહન કરી ગરમીનાં ચિન્હો બતાવે અને કફ વધેલો હોય ત્યારે ગુરૂતા, વિગેરે ચિન્હો બતાવી આપે. આ નાડીતંત્રમાં કફની સ્નિગ્ધતા અને પિત્તની વિજળી શકિત રહેલી છે. આ બેમાં એકનો કે બન્ને ગુણોનો ક્ષય થતાં "વાયુ"નાં ચિન્હો ને રોગો થાય છે.

વાયુના આવા ૮૦ રોગો ગણાવ્યા છે. ન્યુરેસ્થેનીઆ, ધ્રુજવુ, કોઇ અવયવનું ઘસાઇ જવું, ટુટી જવું-લુખા પડી જવું, એ વાયુના ફેરફારો છે. એકલા પ્રાણવાયુ-ઓકસીજન-થી પણ આ નાડીતંત્ર રૂપી દેહ વાયુને પોષણ મળવાનો પૂરો સંભવ છે.

પિત્ત એટલે ઉષ્ણતાપ્રધાન દેહતત્વ, જેમ જગતમાં સૂર્ય છે, તેમ પિત્ત સૂર્યના પ્રતિનિધિરૂપે દેહમાં છે. આ વિજળીક તત્ત્વનું પિંગલા નાડી વહન કરે છે, જો કે સામાન્ય રીતે તો તે ઓછુંવત્તું આખા દેહમાં વ્યાપેલું છે. પિત્ત પદાર્થ પણ છે અને શકિત પણ છે. તેનું સૂક્ષ્મ સ્વરૂપ સકલ નાડીઓ અને માંસપેશીઓમાં જણાયા કરે છે.

---

૧ મધ્યનાડી મંડળ = સેંટ્રલ નર્વસ સીસ્ટમ = મગજ ને કરોડરજ્જુ.

૨ ઓટોનોમિક નર્વસ સીસ્ટમ = મનોવહસ્રોતમા ઇડા (પેરાસીમ્પેથેટીક) અને પિંગલા (સીમ્પેથેટીક) સમાયેલી છે.

પિંગલા નાડી તે "સીમ્પેથેટીક નર્વસ સીસ્ટમ અને તેની ઉપર પણ દોર ચલાવનાર મગજમાં સાધક પિત્તનાં કેંદ્રો આવે છે, જે વાઝોમોટર એરીયા-વાઝોમોટર સેંટર તરીકે, હીટરેગ્યુલેટીંગ સેંટર (ગરમી નિયામક) ઓળખાય છે.

આ પિત્તપ્રધાન આદમીઓની લાગણી અતિ કોમળ હોય છે, એટલે તેમનાં દીલમાં દયા, ક્રોધ કે ધિક્કાર એવી કોઇ પણ લાગણી, જલદી વસી જાય છે અને આવી લાગણી ચાલી પણ જલદી જાય છે.

તેનું કાર્ય આદાન છે. આદાન એટલે લેવું. દેહ ધાતુઓને ઉપયોગમાં લેવા, કામ કરવું, ચૈતન્ય શકિત વાપરવી, તે છે, દેહમાં ગરમી પેદા કરવી અને ટકાવી રાખવી, દેહને તેજ આપવું અને પચન-પાચન કરવું, તે છે.

શરીરનાં જે જે અવયવો-ઓરગન્સ-ઉપર આપણો સ્વત: કાબુ નથી, તે તે ભાગને બે જાતના નાડીતંતુઓ સીમ્પેથેટીક (પિંગલા) અને પેરેસીમ્પેથેટીક (ઇડા) જોડાયલાં છે. આ બે તંતુઓનાં કાર્યો એકબીજાથી વિરૂધ્ધ હોય છે. આ શોધ શ્રી. ગારકેલ અને શ્રી. લેંગલે સાહેબોએ કરેલી છે.

શ્રી. ગારકેલ કહે છે કે સીમ્પેથેટીક કે તેજોધર્મી (એકસીલીરેટર) નાડીઓ કેટાબોલિક (ઉષ્મકૃત=આદાન કરનાર) છે. કેમકે સર્વ સાધારણ કામ કરવાની પ્રવૃતિ, અને એવી પ્રવૃતિનો વધારો (જનરલ ઇન્ક્રીઝ ઓફ વર્ક) અને એવી ઉત્પન્ન થતી શકિતનો ઉપયોગ (યુટીલીઝેશન ઓફ એનર્જી), એવાં બધાં શરીરનાં કામો સાથે તેને સંબંધ છે.

અને પેરાસીમ્પેથેટીક સમૂહ એનાબોલિક-પોષક-ગણાય છે. કેમકે શરીર આરામ લેતું હોય ત્યારે જે ક્રિયાઓ ચાલે છે, તેની સાથે તેને વધુ ગાઢો સંબંધ છે,-as it is more intimately concerned with processes which take place during bodily rest. જ્યારે આ હકીકત છે ત્યારે એમ કહેવું બહેતર છે કે સીમ્પેથેટીક આજના કામ માટે પૂરતી જોગવાઇ કરે છે

અને પેરાસીમ્પેથેટીક આવતી કાલ માટે જોગવાઇ કરે છે. જેમકે પિત્ત ચાલુ એનર્જી છે, ને કફમાં પેદા થનાર પિત્ત આવતી કાલની એનર્જી છે. એક, એકટીવ એનર્જી કે ડાયનેમીક એનર્જી પેદા કરે છે. બીજું કફ, પોટેન્શ્યલ કે લેટન્ટ એનર્જી છે, જે રૂપાંતરે એકટીવ એનર્જી થાય છે. કફ અને પિત્ત પદાર્થો, દેખાવે જુદા છતાં, શક્તિરૂપે રૂપાંતર પામી શકે છે. દાખલા તરીકે હૃદયનું ઉદાહરણ લો, તો એમ બતાવી શકાય કે, શારીરિક તાલીમ, જે હૃદયની પેશીની દક્ષતા (મસ્કયુલર એફીશ્યન્સી) વધારે છે, તે પેરાસીમ્પેથેટીકનું કાર્ય છે.

Process of physical training which promotes muscular efficieney of heart increases parasympathetic activity, but during the performance of exercise, the sympathetic action is increased while parasympathetic action is decreased. શરીરને પોષણ કરવું એ કફનો ગુણ છે. શાંતિના સમયને કફ વધારનાર, પોષક અને મેદને વધારનાર કહ્યો છે.

કહ્યું છે કે "अचिंतनात् च कार्याणां ध्रुवं संतर्पणेन च, स्वप्न प्रसंगाच्च नरो वराह इव पुष्यति (ચરક. અધ્યાય ૨૧). કોઇપણ કામની ચિંતા કે વસવસો મનમાં નહિ લાવવાથી, સંતર્પણ કરનાર પદાર્થો સાકર, ઘી, અંજીર, દરાખ વિગેરે લેવાથી, અને આરામ કે નિદ્રાના સેવનથી માણસ, ડુક્કરની જેમ પોષાય છે. આરામના વખતમાં કફનો સંચય કરવાનું કામ ચાલે છે. શરીરનો બાંધો સુધારીને વધારનાર ક્રિયાઓ પણ કફક્રિયાઓ છે, ને તે ધડા નાડી સાથે સંબંધ રાખે છે. કસરત કરવાથી હૃદય જેવાં અવયવો શકિતશાળી થાય કે પોષાય તે કફકાર્ય અને કસરત કરતાં, ગરમી પેદા કરવામાં અને કામ કરવામાં જેટલી ઉર્જા (એનર્જી) થાય એ પિત્તક્રિયા ચાલે છે એમ કહેવાય છે. જેમ હૃદયને કુદરતી આરામ આપો ત્યારે પણ એક જાતનો શ્રમ ઝરે છે. તે શ્રમમાં બીજા જોશથી થડકા લેતા હૃદયને મૂકો તો તે હૃદય પણ આરામ લેવા માંડે છે, એ વાત અનુભવીઓ લખે છે. માણસ ગુસ્સે થાય છે ત્યારે તેના

લોહીમાં એક જાતનું કાળરૂપી ઝેર ઉત્પન્ન થાય છે. તે માણસના લોહીનું ઇન્જેક્શન બીજા માણસને આપતાં દર્દી મરી ગયાના પણ દાખલા બન્યા છે.

શરીરનાં અવયવોની સીમ્પેથેટીક, શરીરને જરૂરિયાતો પુરી પાડવા વર્તન ચલાવવા ગોઠવે છે. Sympathetic may be looked upon as adopting the body to the needs of muscular activity. જેમકે–હાર્ટબીટ વધારવાનું, બ્લડ પ્રેશર વધારવાનું, મહાસ્રોત (એલીમેંટરી કેનાલ) ની પ્રવૃત્તિ બંધ પાડી* દેવાનું અને ગ્લુકોઝને ચલિત† કરવાનું છે.

તે ઉપરાંત સીમ્પેથેટીક મસ્કયુલર કામ માટેની કેપેસીટી (ઉર્જા) વધારે છે, કીકીને પહોળી કરે છે, શ્વાસનલિકાને પહોળી કરે છે, રક્તનલિકાઓને સંકોચે છે, પરસેવો લાવે છે અને વાળને ઉભા કરે છે.

ઇડા–(ચંદ્ર નાડી–પેરાસીમ્પેથેટીક)–નું કાર્ય, જેમકે કેટલુંક વેગસ દ્વારા હૃદયને ધીમું કરે છે અને મહાસ્રોતની મોટરૂ‡ અને સાવક –સીક્રીટરી–શક્તિઓને ઉત્તેજન આપવાનું છે અને તે સંબંધીની ગાંઠો (glands) ને કાર્યશીલ બનાવવાનું છે.

એડ્રીનલીન§ અને એસીટીલકોલીન$ (acetylcholine) જે શરીરમાં પેદા થાય છે, તે શરીરની ક્રિયાઓની સાધકતામાં ઘણાં અગત્યનાં છે અને ખરેખર એવા પુરાવા વધતા જાય છે કે સીમ્પેથેટીક અને પેરાસીમ્પેથેટીક પોતપોતાનાં ઇષ્ટ કાર્યો, આવા પદાર્થો ઝરાવીને, તેઓની માર્ફત કરે છે. આ પદાર્થો તે તે જ્ઞાનતંતુઓના છેડા (નર્વ એન્ડીન્ગ્સ

---

* જ્યારે બીજે પ્રવૃત્તિ કરવાની હોય ત્યારે આંતરડાં ને હોજરીમાં પ્રવૃત્તિ બંધ કરે છે. † કચેળમાં સાકર રહે છે, તે સાકર વાઝોમોટર કેંદ્ર ઉશ્કેરાય ત્યારે લોહીમાં વધુ પ્રમાણમાં જવા માંડે છે. ને વાઝોમોટર કેંદ્ર સ્વસ્થ હોય ત્યારે જોઇતા પ્રમાણમાંજ જાય છે. ‡ કફનો સ્રાવ, ને કફસ્થાનોનાં કાર્યો માટે જોઇતી ગતિશક્તિ ઇડાના કાબુમાં છે. § એડ્રીનલીન = પિત્ત જાતનું દ્રવ્ય. $ એસીટીલકોલીન, કફ જાતનું દ્રવ્ય.

Nerve-endings) માંથી ઝરે છે. (જુઓ ૧૦૨ પાનું, હેલીબર્ટન) જ્યારે રક્તનલિકાઓ, નાડીઓના કાબુ દ્વારા સંકોચાય છે, ત્યારે એક પદાર્થ પેદા થાય છે, જે હૃદય પર એડ્રીનલીન જેવું કાર્ય કરે છે. (૧૦૩ પાનું, હેલીબર્ટન) આ પિત્તનું કેંદ્ર બ્રહ્મહૃદયમાં છે.‖ સાધક પિત્ત ત્યાં છે. આ વાસોમોટર પ્રદેશ પોતાના હુકમ પિંગલા નાડી માર્ફત યકૃત, વિગેરે ઠેકાણે મોકલે છે.

ગ્લીકનીઝમ ઓફ મેટાબોલાઇઝેશન-સંવહન ક્રિયા—જેમકે લીવર-માંથી આખા શરીરમાં સાકરને વહેવરાવવી અને બીજા ધાતુઓને શક્તિ ઉત્પન્ન કરવા વહેવરાવવા, તે સીમ્પેથેટીકના કાબુમાં છે, અને આના કેટલાક પુરાવા છે. ૪થું વેંટ્રીકલ છેદવાથી પિસાબમાં સાકર જવા માંડે છે, અને તે ચોથા વેંટ્રીકલ અને લીવર વચ્ચેની સીમ્પેથેટીકને કાપી નાંખતા સાકર બંધ થાય છે. એટલે ૪થા વેંટ્રીકલમાં આ સંસ્થાનું મુખ્યસ્થાન "સાધકપિત્ત" હોય એમ જણાય છે. ટુંકમાં પિત્ત એટલે દેહની વીજળી, તેનાં કેંદ્રો, ૪થું વેંટ્રીકલ, સીમ્પેથેટીક કે પિંગલા નાડી, મોઢાના થુંકથી માંડીને લીવરનું પિત્ત, પેંક્રીઆઝનું પાચકપિત્ત તથા શર્કરાપાચક પિત્ત (ઇન્સ્યુલીન), આંતરડાનો પાચકરસ (સકસ એન્ટેરીકસ), હોજરીનાં પાચક રસ, દેહમાં ચાલતી ક્રિયાનું સંચાલન કરનાર આધારભૂત ગરમી, પરસેવા અને શ્વાસોચ્છ્વાસ માર્ફત નિકળતી ગરમી, એ બધાં છે. તેના ધર્મ—આદાનધર્મ—વધી જાય તો કફનો તેટલા પ્રમાણમાં ક્ષય થાય છે. रागपक्ति ओजतेज मेधाउष्माकृत पित्तं पंचधा विभक्तं अग्निकर्मणा अनुग्रहं करोति। લોહીને રંગ આપનાર હિમોગ્લોબીન, પિત્તપ્રધાન છે. પાચન કરનાર હોજરી, વિગેરેના રસો ને ધાતુઓમાંના અંતરજિઓ (enzymes) જે ધાતુઓનાં રૂપાંતર કરવા સમર્થ હોય છે, ઉર્ફ તેમજ માંસ તંતુઓ, પ્રત્યક્ષ દેખાતી વીજળી, અને શરીરની ગરમી—એ પિત્તનાં અંશો છે.

पित्तं तीक्ष्णं द्रवं पूतिनीलं पीतं तथैव।
उष्णं कटुरसं चैव विदग्धं चाम्लमेव च॥

પિત્ત તીક્ષ્ણ છે, રાઇ કે મરી જેવું, દ્રવ—liquid, પ્રવાહી,

‖ બ્રહ્મહૃદય, ફોર્થ વેંટ્રીકલ ઓફ બ્રેઇન

**like liquid fire or flowing electricity,** ને રંગે નીલું કે પીળું છે. સ્વભાવે ગરમ છે, તીખું અને બગડે ત્યારે ખાટું છે.

આંખમાં જે રોશની છે, તેને આલોચક પિત્ત કહેલ છે તે છેલ્લા દર્શનપટલ (રેટીની)માં રહેલું છે ને રંગીન કણોરૂપે ત્યાં છવાયલું છે. કૅમેરાની માફક તે દૃશ્ય વસ્તુના ફોટાનું ભાન કરાવી મગજને દૃષ્ટિ નાડી માર્ફત મોકલાવે છે. ચામડીમાં રહેલું ભ્રાજક પિત્ત દેહમાં સુંદરતા અને ચામડીનો રંગ બતાવે છે. ચામડી પર ચોપડેલા લેપ, મલમ, વિગેરે જો પોષક ગુણવાળા, જેમકે ઘી હોય તો તે પચાવવાથી ભ્રાજક અગ્નિ વધુ બળવાન બની સુંદરતા વધે છે.

કફ એટલે પોષણ આપનાર પદાર્થ. તે ઘન (સોલીડ) હોય છે કે સાંદ્ર-semisolid-હોય છે. પરંતુ નિરંતર થોડું ઘણું પિત્ત તો તેમાં હોય છે, એટલે જરા પ્રવાહી પણ કલ્પી શકવામાં હરકત નથી. મોઢાના થુંકનો કાંઇક અંશ, રસ (લીમ્ફ), લોહીમાંનું સીરમ, મગજ-માંનો સેરીબ્રો સ્પાઇનલ ફ્લ્યુઇડ, હોજરીમાંનો રસ*, લીમ્ફેટીક ગ્લાંડ્ઝ ને રસાયનીઓ, સાંધામાં ને કલાઓમાં રહેલાં ચીકાશદાર તેલો, હાડકામાં રહેલી મજ્જા, ચરબી, વીર્ય, મગજ ને કરોડના તંતુઓ, ગુર્દા અને છડા નાડી, આ બધાં કફધર્મી છે. કફનું કામ ઇંદ્રિયોને તર્પણ-પોષણ આપવાનું છે. જેમ જલમાં અગ્નિ છે, તેમ કફમાં જોઇતી ગરમી રહેલી છે. છતાં કફ શરીરને ઠંડું રાખનાર દ્રવ્ય (પ્રીન્સીપલ) છે. તેનામાં પોટેન્સ્યલ એનર્જી-છુપું તેજ રહેલું છે, ને જ્યારે જોઇએ ત્યારે તેમાંથી ગરમી પેદા થઇ શકે છે. જેમ ઘી ગરમી પેદા કરે છે એમ કહીએ છીએ તેમ. એટલે ઉર્જા પેદા કરવાનું તે સારું બળતણ (fuel) છે, છતાં તે ગરમ નથી, તે પર્યાય છે અને તેને પરિણામે પિત્તક્રિયા ચાલી શકે છે. જેથી શરીરનું ઍન્જીન ચાલે છે. જ્યાં જ્યાં કોઇ અવયવ (organ) કામ કરે છે, મહેનત ચાલે છે, વીજળી દેખાય છે, ત્યાં પિત્તક્રિયા ચાલે છે. જ્યાં જ્યાં પોષણ મળે છે, શાંતિ ભોગવાય છે, વજન વધે છે, ઉંઘ આવે છે, આરામ મળે છે કે કોઇ અવયવમાં સમાર-કામ (રીપેર) થાય છે, ત્યાં કફ કાર્ય ચાલે છે.†

---

* હોજરીના રસમાં કફગુણ ને પિત્તગુણ સાથે હોય છે. † આ લેખ માટે શ્રી. હેલીબર્ટન રચિત રીઝીઓલોજીના ગ્રંથનો આધાર પણ લીધો છે.

અજ્ઞાત

# ત્રિદોષવાદ

## [ત્રીજું દૃષ્ટિબિંદુ]

### થોડાક વિચારણીય મુદ્દાઓ

૧. મનુષ્યશરીર વિવિધ પ્રકારના અસંખ્ય કોશોનું બનેલું છે. આ કોશો વિવિધ ક્રિયા કરી રહ્યા છે.

૨. કોશો સિવાય, ભૌતિક પરમાણુઓના મોટા જથ્થાઓમાં સંખ્યાવધિ રજકણોથી શરીર ભરપૂર છે જે થોડાં ઘણાં વ્યવસ્થિત થઇ કોશરચના કરી રહ્યાં છે અને તેમને વિવિધ પ્રકારની ક્રિયાઓ માટે શક્તિઓ પૂરી પાડે છે.

૩. વળી શરીરમાં બીજા પ્રકારનાં રજકણો અથવા ભૌતિક પરમાણુઓના જથ્થા છે જે કોશોની ક્રિયાઓ વડે ઉત્પન્ન થાય છે અથવા કોશો વિચ્છિન્ન પડતાં રચાયે જાય છે.

૪. આ પ્રમાણે શરીર ત્રણ પ્રકારના ભૌતિક પરમાણુઓનું બનેલું છે. (૧) શરીરમાં દાખલ થતા ખોરાકમાંથી ઉત્પન્ન થતા પરમાણુઓ, જેઓ શરીરઘટનાની વિવિધ કોશરચના કરવા માટે તૈયાર રહે છે તે, અર્થાત્ પોષક ક્રિયા વડે–એનાબોલીઝમ–ઉત્પન્ન થતાં પરમાણુઓ (૨) જે ભૌતિક પરમાણુઓ આખા શરીરના અંશેઅંશના કોશ બને છે અને તેમની સ્વનિયત ક્રિયાપ્રક્રિયામાં ભાગ લે છે તે અને (૩) જે ભૌતિક પરમાણુઓના જથ્થાની આખા શરીરના જુદા જુદા કોશોની ક્રિયાપ્રક્રિયામાંથી અને તેમની વિચ્છિન્નતામાંથી જન્મે છે, અર્થાત્ શરીરમાં થતા ત્રોટક ફેરફારો–કેટાબોલીઝમ–માંથી તૈયાર થાય છે અને શરીરમાંથી બહાર નીકળી જવા તૈયાર હોય છે.

૫. પ્રથમવર્ગના પરમાણુઓને આયુર્વેદનો, દોષો કહે છે, બીજાને ધાતુ અને ત્રીજાને મળ કહે છે. તેઓ કહે છે કે શરીર આ ત્રણ પ્રકારના પદાર્થોનું બનેલું છે.

૬. જો પ્રથમવર્ગના પદાર્થ શરીરને યોગ્ય પ્રમાણમાં અને ઉત્તમ પ્રકારના મળે તો શારીરિક આરોગ્ય ઉત્તમ પ્રકારનું રહે. તે પ્રકાર કે પ્રમાણમાં જો કોઇ ન્યૂનાધિકતા થઇ તો શરીર રોગિષ્ટ અથવા રોગનો ભોગ થઈ પડે.

૭. પ્રથમ વર્ગના પરમાણુ કે પદાર્થનો જથ્થો (દોષો) શરીરમાં સર્વત્ર વ્યાપેલા હોય છે. યોગ્ય ગુણ પ્રમાણમાં (સામ્યાવસ્થા) માં તે હશે તો શરીર નીરોગી અને ન્યૂનાધિકતા (વિકૃતાવસ્થા) હશે તો રોગનો હુમલો થવાનોજ.

૮. આ પ્રથમ વર્ગના પરમાણુઓ કે વ્યવસ્થિત રજકણોનું —દોષો—નું આયુર્વેદ ગ્રંથ પ્રણેતાઓ ત્રણ વર્ગોમાં વર્ગીકરણ કરે છે. અ—ઉચ્ચતમ વ્યવસ્થાવાળા અને સ્થિરપ્રાય નહિ એવા, અર્થાત્ વિદ્યુતના જેવા ચપળ પદાર્થો, જે મગજ, સ્નાયુ અને મજ્જાતંતુના કોશોનું ઘડતર કરે છે અને બુદ્ધિ, લાગણી અને ગતિનું તંત્ર વ્યક્ત કરવામાં ભાગ લે છે. બ—ઉચ્ચતર વ્યવસ્થાવાળા પરંતુ જરા ઓછા ચલાયમાન, અર્થાત્ રાસાયનિક શક્તિવાળા પદાર્થો જે ગ્રંથિઓના કોશની ઘટના કરે છે; ઉપરાંત, પાચનક્રિયાના રસો વહેવડાવી વપરાઇ ગયેલા કોશોને ઓગાળી એકરસ કરી શકે છે અને ક—ઉંચ્ચ વ્યવસ્થાવાળા અને વધુ સ્થિરપ્રાય પદાર્થો, જે હાડકાં અને તેની સાથે સંકળાયલા સ્નાયુઓના કોશો રચી શરીરના વધુ નિશ્ચળ ભાગોની ઘટનામાં ભાગ લે છે.

૯. આ ભૌતિક પદાર્થો ત્રણ પ્રકારના (દોષો) છે જે શરીરના દરેક ભાગમાં હસ્તી ધરાવે છે અને યોગ્ય ગુણપ્રમાણમાં રહી આરોગ્ય બક્ષે છે અને વિકૃતાવસ્થામાં રોગ લાવે છે.

૧૦. આ પ્રમાણે શારીરિક રોગનાં અથવા માનવ શરીરની વિવિધ બિમારીઓનાં મૂળ કારણ, શરીરમાં રહેલા આ ભૌતિક પદાર્થોની વિકૃતાવસ્થામાંથી હંમેશ મળી આવશે.

૧૧. ભૌતિક પદાર્થો અથવા વ્યવસ્થિત પરમાણુઓના જથ્થાના પ્રકારને अ, व, क એવાં અનુક્રમે નામ આપીએ અથવા આયુર્વેદપ્રણેતાઓ મુજબ વાત, પિત્ત અને કફ કહીએ તો નભી શકે, કેમકે વાત એ ઉચ્ચ ગતિ બતાવે છે, પિત્ત એ રાસાયનિક–બુદ્‌બુદ્ લાવનારી ક્રિયા બતાવે છે અને કફ દૃઢતા અથવા તુલનાત્મક અચલતા વ્યક્ત કરે છે.

આટલો તો સિદ્ધાંત થયો. હવે ચાલુ વ્યવહારમાં આપણે તેની ઉપયોગિતાનું અવલોકન કરીએ.

૧. બધા રોગ કે બિમારી આણનાર સ્થિતિ શરીર ઘટનાની વિકૃતાવસ્થામાંથી ઉદ્‌ભવે છે.

૩. ઘટનાની વિકૃતાવસ્થા, શરીરમાં નિરૂપયોગી પદાર્થોના જમાવ, જેને આયુર્વેદમાં મળ સંચય કહેવામાં આવે છે તેથી ઉત્પન્ન થાય છે, અથવા શરીરના વિભાગના કોશોની, એટલે કે આયુર્વેદમાં કહેવામાં આવે છે તે ધાતુની વિક્રિયાથી થાય છે.

૪. પરંતુ આ બન્ને પ્રકારની શારીરિક વિક્રિયા, આયુર્વેદ પધ્ધતિ મુજબ, શારીરિક ઘટનાનાં દ્રવ્યોમાં રહેલ વધઘટ કે ગુણાવગુણ (આયુર્વેદ પ્રણેતાઓ કહેલી દોષોની વિકૃતાવસ્થા) ઉપર અવલંબે છે.

૨. બહારનાં દ્રવ્યો, શરીરમાં દાખલ થઇ રોગ કે બિમારી આણનાર પરિસ્થિતિ અમુક સંજોગોમા ઘડી શકે, પરંતુ તેનો દેખાવ કે ખીલવણી શારીરિક વિક્રિયા ઉપર આધાર રાખે છે.

૫. તેથી દરેક રોગની ચિકિત્સા માટે આયુર્વેદ પધ્ધતિ દોષોની વિકૃતાવસ્થાની યોગ્ય પુનર્ઘટના ઉપરજ મુખ્યત્વે ધ્યાન દોરે છે.

૬. શરીરના જે કોઇ અમુક ભાગને લગતી ચિકિત્સા કરવાની હોય છે, તે ખાસ તેજ જગ્યાએ થતાં દુઃખ દર્દમાં આરામ આપવા માટેજ હોય છે. જેમકે બરફ, પોટીસ, ફોડ ઉઠાડવું, શસ્ત્રક્રિયા, મૂત્ર-નલિકા અથવા સીરીંજના ઉપયોગ, જેથી તાત્કાળીક અને ખાસ જરૂરી આરામ મળી શકે, પરંતુ મુખ્ય લક્ષ તો મૂળ કારણને દૂર કરવા એટલે કે દોષોની વિકૃતાવસ્થા તરફજ દોરવાનું હોય છે.

૭. રોગી શરીરને થતી અસરોના અવલોકન ઉપરથી દોષોની વિકૃતાવસ્થા જાણી શકાય; આયુર્વેદ પ્રણેતાઓએ તેનો સૂક્ષ્મતર અભ્યાસ

કરી વિસ્તારથી નોંધ લીધી છે. તેઓ આ અસરોને ત્રણ ભાગમાં વહેંચી નાખે છે, જે દરેક એક એક દોષને આધીન હોય છે.

૮. દરેક રોગને, તેમાં રહેલા શારીર વિભાગને લગતી ઇન્દ્રિયાદિકની વિક્રિયા ઉપરથી નામ આપવામાં આવે છે, અને તેનું સંપૂર્ણ જ્ઞાન તે વિભાગની ઇન્દ્રિયાદિક વિક્રિયાને લગતી ચિકિત્સાનો નિર્દેશ કરી શકે, પરંતુ તે વિક્રિયા સાથે દોષ વિક્રિયાનાં પણ કેટલાંક ચિન્હો મળી આવશે અથવા તેથી વધુ દોષોની વિક્રિયા દર્શાવશે, જે રોગ ઉત્પન્ન થવાના મૂળ કારણરૂપે હશે. આયુર્વેદ પ્રણેતાઓ તે બાબત ઉપર ખાસ ધ્યાન આપવા વૈદ્યને સૂચન કરે છે.

૯. દોષ શરીરને મળતી ખોરાકની વિવિધ વાનિઓમાંથી ઉત્પન્ન થાય છે અને આયુર્વેદ પ્રણેતાઓ ખોરાકની દરેક વાનિ એક કે બીજા દોષ પર શી અસર કરે છે તે સ્પષ્ટ નોંધે છે. આ ઉપરથી પથ્યા પથ્ય વિચારપૂર્વક ગોઠવવાની ઉપયોગિતા સ્પષ્ટ થાય છે.

૧૦. ઔષધિવિજ્ઞાનની દરેક દરેક વસ્તુ, તેની દોષો પરત્વેની વિવિધ ક્રિયા વિક્રિયા મુજબ નોંધાઇ, રોગમાં જે દોષ વિકૃતિ પામ્યા હોય, તદનુસાર દરેક રોગની ચિકિત્સામાં આપવામાં આવે છે.

૧૧. આ પ્રમાણે રોગવિજ્ઞાન અને પથ્યાપથ્યની ગોઠવણ આયુર્વેદ ચિકિત્સામાં અતિ મહત્વની છે અને વૈદકીય ચિકિત્સા માટે ઔષધિની પસંદગી, ત્રિદોષ સિદ્ધાન્ત ઉપરજ અવલંબે છે, અને મોટા રુગ્ણાલયમાં જૂદા જૂદા અનુભવ પરત્વે સૌહાર્દશાળી અને ઝીણવટભરી તપાસથી એ વિદ્યાનું અનુશીલન થવું જોઇએ. આ પ્રમાણે મહર્ષિઓના અનુભવોમાં સત્યશોધન, ખામી સુધારણા અને નિરૂપયોગી તત્વનો પરિત્યાગ નવીન અને સંભાળપૂર્વકની શોધમુજબ થઇ શકે છે.*

---

* ૧. લેખકના મૂળ અંગ્રેજી લેખનો તંત્રીખાતા તરફથી થએલો ગુજરાતી અનુવાદ.

૨. આ લેખ સ્વ. ડૉ. મોરેશ્વર ગોપાળ દેશમુખ તરફથી મારા પિતા ઉપર નિગાહ અને ચર્ચા માટે મોકલવામાં આવ્યો હતો. ૧૯૨૯ માં મારે હાથ આવતાં, મેં તે 'આરોગ્ય'માં અંગ્રેજી ભાષામાંજ પ્રસિધ્ધ કર્યો હતો. આ ચર્ચામાં તે રસપ્રદ બનશે તેમ મારી ખાત્રી હોવાથી આજે ગુજરાતીમાં રજુ કરાવું છું. તેના લેખકની લાભ બાબત કંઇ પત્તો લાગ્યો નથી એ ખેદજનક છે.—પ્રતાપકુમાર વૈદ્ય.

ગોપીનાથ ગુપ્ત

*Vitthalbhjee Ramjee*

# આયુર્વેદિક નેચરોપથી

એક દૃષ્ટિએ તો આયુર્વેદ શબ્દ અત્યન્ત વિશાળ અને અર્થસૂચક છે. સર્વ ચિકિત્સા પધ્ધતિઓ તથા શરીર સંરક્ષણ અને સંવર્ધન શાસ્ત્રોનો એમાં સમાવેશ થઇ જાય છે, પરંતુ આ લેખમાં 'આયુર્વેદ' શબ્દ મેં ફક્ત એ આયુર્વેદને માટે વાપર્યો છે જે વેદ સંહિતાની પેઠે અનાદિ છે, જેના સૌથી પહેલા આચાર્ય શ્રી બ્રહ્માજી હતા, મહર્ષિ આત્રેય તથા ભગવાન ધનવન્તરી આદિ મહર્ષિઓએ પોત પોતાની સંહિતાઓ મારફત જેનો પ્રચાર આપણામાં ફેલાવ્યો હતો અને જે હિન્દુસ્તાનનો આયુર્વેદ-ભારતીય આયુર્વેદ-એ નામથી પ્રખ્યાત છે.

નેચરોપથી-અથવા નૈસર્ગિક ઉપચાર પધ્ધતિ-એ નામથી હાલમાં અનેક ચિકિત્સા પધ્ધતિઓ ચાલુ વપરાશમાં છે. પરંતુ જ્યાં સુધી મારા જાણવામાં છે ત્યાં સુધી કોઇ પધ્ધતિમાં કુદરતી ઉપચારોની અવ્યાપ્તિ કે અતિ વ્યાપ્તિનો બાધ ન નડે એવી પરિભાષા ઘડાઈ નથી કે જેને કસોટી રૂપ માનીને કોઇ પણ પધ્ધતિને માટે આપણે એવો નિર્ણય કરી શકીએ કે તેમાં કેટલી નૈસર્ગિકતા છે? તો પણ નેચરોપાથ કહેવાતા ચિકિત્સકોના વ્યવહારથી એ તો સ્પષ્ટ થાય છે કે જે પધ્ધતિઓમાં દવા ખવરાવ્યા વિના ઉપચાર થાય છે તેને તેઓ 'નૈસર્ગિક' તરીકે ઓળખાવે છે.

સૌથી પ્રથમ તો આપણે તેઓના આવા વિશ્વાસની તપાસ કરવાની છે અને જોવાનું છે કે તેમાં કેટલું સત્ય સમાએલું છે.

સંસારમાં એવો કોઈ પદાર્થ નથી કે જે ઔષધ ન હોય. પાણી, માટી, હવા, પત્થર, વનસ્પતિ, ધાતુઓ, ઝેર, ઝેરી પ્રાણી, વિગેરે સર્વે ઔષધિઓ છે.

સૌમાં કોઇ ને કોઇ ગુણ હાજર હશે, કોઈ ને કોઇ શારીરિક વિકારને શમાવવાની શકિત હશે. તો પછી નેચરોપથીના ઇજારદારો અમુક થોડા પદાર્થોને ઔષધ તરીકે ગ્રાહ્ય અને બીજા મોટા ભાગને ત્યાજ્ય શાથી સમજે છે?

જો એમ કહેવામાં આવે કે નૈસર્ગિક ઉપચારોમાં ફક્ત નૈસર્ગિક અથવા પ્રાકૃતિક દ્રવ્યોજ ઉપયોગમાં લેવાય છે તો પછી કહેનારને એવો કોઇ પદાર્થ બતાવવા કહેવું કે જે નૈસર્ગિક ન હોય. નેચરોપાથ સામાન્ય માટીનો ઉપયોગ છૂટે હાથે કરે છે તો પછી તેઓએ મુલતાની માટી, ગેરૂ, ચાક, પલાળેલી અરમની, વિગેરેને ત્યાજ્ય સમજવાં નહિ કેમકે એ બધા માટીઓના પ્રકારજ છે.

નેચરોપાથ ફલોના અત્યન્ત પક્ષપાતી હોય છે. પરંતુ જ્યારે તેઓ નારંગી, કેળાં, ખજુર, વિગેરેનો વપરાશ કરે છે, ત્યારે ઇન્દ્રાયણનું ફળ, કરેલી, વિગેરે ફળોને શા માટે ત્યાજ્ય માને છે? ધારો કે તેઓ એમ કહે કે જે ફળો મનુષ્ય આરોગ્યાવસ્થામાં વાપરી શકે તેજ રોગી અવસ્થામાં વાપરે, પણ આ તો ભયંકર ભૂલ છે. સર્વ પદાર્થોના ત્રણ પ્રકાર છે. किंचिद्दोष प्रशमनं किंचिद्धातु प्रदूषणम्। स्वस्थवृत्तौ मतं किंचित्त्रिविधं द्रव्य मुच्यते॥ અર્થાત્ કોઇ દ્રવ્ય શરીરમાં વિકાર ઉત્પન્ન કરે છે, કોઇ શારીરિક વિકારનો નાશ કરે છે અને કોઇ આરોગ્ય સ્થિર રાખી શકે છે. જે દ્રવ્યો આરોગ્ય સ્થિર કરે છે તે આરોગ્યાવસ્થામાં વાપરવાં અને વિકાર ઉત્પન્ન કરનારાં દ્રવ્યો હંમેશને માટે વપરાશમાંથી દૂર કરવાં.

આપણા નિત્ય વપરાશનાં ફળોની પસંદગી અમે બે દૃષ્ટિએ કરી છે, એક સ્વાદની દૃષ્ટિએ, બીજી દ્રવ્યગુણ ઉપર વિચાર કરીને. તેમાં બીજું કારણજ વધારે મહત્વનું છે, એટલે કે આપણા નિત્ય વપરાશમાં

આવતાં ફળોની આરોગ્ય બક્ષવાની શકિતના કારણેજ નેચરોપાથ તેમની જોર શોરથી સીફારસ કરે છે. જો આમ બાબત છે તો ફળોની પેઠે બીજા પદાર્થો અને નિત્ય વપરાશમાં ન આવનારાં ફળોના ગુણુ પ્રભાવની પણ પરીક્ષા આપણે કેમ ન કરવી? પરીક્ષા કર્યા પછી જે પદાર્થ ઉપયોગી સિધ્ધ થાય તે ગ્રહણ કરી બીજા વર્જ્ય ગણવા.

આ પરીક્ષા ભારતીય મહર્ષિઓએ કોઈ પણ દેશના વિજ્ઞાન-શાસ્ત્રીઓથી વધારે સારી રીતે અને વધારે સંખ્યાના પદાર્થોની કરી છે અને એજ કારણે આયુર્વેદનો ઔષધિ ભંડાર સર્વ ચિકિત્સા પદ્ધતિ-ઓમાં વિશાળ, બલ્કે અત્યંત વિશાળ છે. જે વિદ્વાન આયુર્વેદની ઔષધિઓને અપ્રાકૃતિક સમજે છે તેઓ ખરી રીતે જોતાં એક મોટો અન્યાય કરે છે. તેઓનું કર્તવ્ય છે કે તેઓ આયુર્વેદનાં ઔષધોની પરીક્ષા કરે અને તેમાં આયુર્વેદમાં કહેલા ગુણો ન મળી આવે અને સર્વ પ્રકારે તેમાં અવગૃણો ને અવગુણોજ સાબીત થાય તો બેશક તેનો ત્યાગ કરે. પરંતુ પરીક્ષા કરતાં સંસારની કોઇ પણ વસ્તુ એવી નહિ મળે કે જે માત્ર લાભદાયકજ હોય અથવા સર્વ પ્રકારે નુકશાનકારકજ હોય. સર્વ પદાર્થ અમુક અમુક ખાસ અવસ્થામાં લાભ યા નુકશાન કરનાર મળી આવે છે. જન સમાજનાં પ્રિય ફળો, કેળાં, નારંગી, દાડમ, વિગેરે, સર્વ ઋતુઓમાં, સર્વ માણસોને, સર્વ અવસ્થાઓમાં, એક સરખાં લાભદાયક કે નુકશાનકારક નથી હોતાં. તેથીજ ચિકિત્સા-શાસ્ત્રમાં કોઇ પણ પદાર્થને ત્યાજ્ય સમજવો એ ભયંકર ભૂલ માન-વામાં આવી છે. સર્વ પદાર્થ પોત પોતાના સમય પરત્વે લાભદાયક સિધ્ધ થાય છે, તેટલાજ માટે તો મહર્ષિ આત્રેયે કહ્યું છે કે योग मासांतुयो विद्याद्देशकालो पपादितम्। पुरुषं पुरुषं वीक्ष्य स विज्ञेयो भिषकतमः॥ એટલે કે જે વૈદ્ય પ્રત્યેક દર્દીની જુદી જુદી તપાસ કરી, દેશકાલને અનુસરી ઔષધિઓ વાપરી જાણે છે તેજ સર્વશ્રેષ્ઠ વૈદ્ય થઇ શકે છે. ખરી રીતે જોતાં નેચરોપથીના પાશ્ચાત્ય આચાર્યોને ખબર પણ નથી કે ભારતીય આયુર્વેદશાસ્ત્રીઓએ કેવી ઉત્તમ રીતે હજારો દ્રવ્યોની ગુણ પરીક્ષા કરી છે અને તેમની પ્રયોગવિધિ કેવી નૈસર્ગિક છે. તેઓને તો

ફક્ત એલોપથીની સિદ્ધાન્તરહિત ચિકિત્સાપદ્ધતિનો કડવો અનુભવ થયેલો છે અને તેનાજ આધાર ઉપર તેઓ ઔષધ વડે કરવાની ચિકિત્સાઓનો નિષેધ કરે છે. તેમનાજ સુરમાં સુર મેળવીને ભારતીય વિદ્વાનો અને નેતાઓ પણ આયુર્વેદિક ચિકિત્સાઓને અપ્રાકૃતિક ઠરાવતાં અચકાતા નથી. આ એક મોટા દુઃખની વાત છે અને હું તો તેને લાંબા સમયની માનસિક ગુલામીનુંજ પરિણામ કહીશ.

આ વિવેચન કરીને મેં એ બાબત સિદ્ધ કરી છે કે ગુણ અવ-ગુણનું વિવેચન કરીને યુકિતપૂર્વક યથાવસર વાપરેલો કોઇપણ પદાર્થ નુકશાનકારક થઈ શકતો નથી. સર્વ પદાર્થ ઔષધોપયોગી છે અને માત્ર ઔષધો વપરાય છે અથવા જરૂર પડતાં ઔષધો વપરાય છે એવા કારણે કોઇપણ ચિકિત્સાપધ્ધતિને આપણે અપ્રાકૃતિક નહિ કહી શકીએ. योगादपि विषं तीक्ष्णमुत्तमं भेषजं भवेत् । भेषजं चापि दुर्युक्तं तीक्ष्णं संपद्यते विषम्॥ નેચરોપાથ કહેવાતા ચિકિત્સકો થોડાક દ્રવ્યોનોજ પ્રયોગ કરે છે, તેનું એક મુખ્ય કારણ એ છે કે તેઓને બીજાં દ્રવ્યોના ગુણદોષોનું જ્ઞાનજ નથી. હું નકકી માનું છું કે જો તેઓ આયુર્વેદનો અભ્યાસ કરે તો પોતાની ચિકિત્સાપધ્ધતિમાં બીજાં ઘણાં ઔષધિ દ્રવ્યોનો સમાવેશ કરી લેશે. પરંતુ જો થોડાંક દ્રવ્યોથી કાર્યસિધ્ધ થઇ શકતી હોય તો અધિક દ્રવ્યો લેવાની કોઇ જરૂર નથી અને આયુર્વેદ તે મતથી વિરૂધ્ધ નથી, પરંતુ જેટલાં વધુ દ્રવ્યોના ગુણદોષનું જ્ઞાન હોય તેટલું વધારે સારૂં. પ્રકૃતિનો કોઇ પદાર્થ નિરૂપયોગી છેજ નહિ. જે ચિકિત્સા પ્રણાલીઓ હઠપૂર્વક થોડાક પદાર્થો સિવાય બીજી સમસ્ત પ્રકૃતિની સંપત્તિને નિરૂપયોગી સમજે છે તે પ્રકૃતિનો અનાદર કરે છે અને વાસ્તવિક પ્રાકૃતિક ચિકિત્સા જેવું કદી કરી શકતી નથી. હવે પાઠકો પોતાની મેળેજ વિચારી શકશે કે આયુર્વેદ નૈસર્ગિક ચિકિત્સાપધ્ધતિ છે કે નહિ?

હવે આપણે એ જોવાનું છે કે આયુર્વેદ પધ્ધતિ દ્વારા ઔષધિ દ્રવ્યોનો પ્રયોગ નૈસર્ગિક નિયમોને અનુકૂલ છે કે પ્રતિકૂલ! આયુર્વેદનો સિદ્ધાન્ત છે કે કોઈ પણ દ્રવ્યનો ઉપયોગ કર્યા પહેલાં રોગીના શરીરની પ્રકૃતિ તપાસો, તેના બલની પરીક્ષા કરો, રોગની પ્રકૃતિ જુઓ, તથા

ઔષધની પ્રકૃતિ જુઓ ક્ષણભરને માટે પણ પ્રકૃતિ ભૂલતો નહિ આશ્ચર્યની વાત છે કે જે આયુર્વેદ પગને પગને અને ક્ષણે ક્ષણે પ્રકૃતિનુ સ્મરણ કરે છે, જે હમેશ પ્રકૃતિ સાથે રહે છે તેને આપણાજ દેશના કેટલાકના માણસો અપ્રાકૃતિક કહી દે છે! અને જે ચિકિત્સાઓ રોગી રોગ, દેશ, કાલ વગેરે કોઈ પ્રકારની પ્રકૃતિ ઉપર ધ્યાન આપ્યા વિના જે આવે તેને ઉપવાસ, જે પૂછે તેને ખરિત, કે કાચા ચણા ચાવવાની સલાહ આપે છે તેને નેચરોપથી માને છે! આ બુધ્ધિનુ દેવાળુ નહિ તો બીજુ શુ? પાશ્ચાત્ય વિચારકો ઔષધિ પ્રયોગવાળી ચિકિત્સાઓને અપ્રાકૃતિક કહે તો ઠીક પણ છે કેમકે તેમને ત્યા આયુર્વેદ જેવી પ્રકૃતિ-ભક્ત કોઇ ચિકિત્સાપ્રણાલી છે પણ નહિ! પરતુ જેઓ જાણે છે કે પ્રકૃતિને ખોળે તો આયુર્વેદનો પ્રાદુર્ભાવ હમેશ પ્રકૃતિની સમીપ રહેનારા ઋષિઓ દ્વારા થયો છે તેઓ પણ આયુર્વેદને અપ્રાકૃતિક કહે તો તેમને માટે એ શરમાવનારી વાત છે.

આયુર્વેદ તો એટલે સુધી માને છે કે જે પ્રકૃતિ શરીરની બહાર છે તેજ શરીરની અદર છે જે પ્રાકૃતિક નિયમ શરીરની બહાર કાર્ય કરે છે તેજ શરીરની અદર પણ કાર્ય કરે છે "यावन्तो भावा अस्मिंल्लोके तावन्त पुरुषे, यावन्त पुरुषे तावन्तो लोके इति बुधास्त्वेन द्रष्टु अभि सम्मिहन्ते ॥" બાહ્ય જગતમા સૂર્ય, ચન્દ્ર, અને વાયુ એ ત્રણ પદાર્થ સર્વથી અધિક મહત્વવાળી છે સસારના સુખદુખ એમના આશ્રયે છે. વખતસર યોગ્ય પ્રમાણમા વરસાદ થવો, અન્ન આદિની ઉત્પત્તિ, પાણી, જનની શુદ્ધિ, વનસ્પતિઓની શક્તિ, વિગેરે સસારની બધી ક્રિયાઓ, મુખ્યત્વે એમના આધાર પર છે, તેજ પ્રકારે આપણા શરીરમા પણ પિત્ત, કફ અને વાયુ એ ત્રણ મુખ્ય પદાર્થ છે. તેઓ પ્રકૃતિ મુજબ રહે ત્યા સુધી શરીર સ્વસ્થ રહે છે અને તેઓ વિકૃત થતા રોગ શરીર પર આક્રમણ કરે છે પિત્તમા સૂર્યના, કફમા ચદ્રમાના અને વાતમા વાયુના ગુણ વધુ પ્રમાણમા રહે છે સૂર્યના કિરણોનો શરીર સાથે વધુ સપર્ક થવાથી પિત્ત વધે છે ચદ્રમાના કિરણો પિત્તની તીવ્રતા ઓછી કરીને કફને વધારે છે વાયુના અધિક સમાગમથી શરીરમા વાત વધે છે

अध्यात्मलोका वातार्केन्दुभिः। पीड्यते धार्यते चैव विकृता विकृतैस्तया ॥ (ચ. ચિ. અ. ૨૬. ૨૮૯.)

આ તો એમના પ્રત્યક્ષ સમાગમની વાત થઇ પણ એમના પરોક્ષ રૂપથી શરીરમાં એમના પરમાણુઓ કેવી રીતે પહોંચે છે, એની પણ પરીક્ષા અને તપાસ ઋષિઓએ સારી રીતે કરી રાખી છે. એમણે બતાવી આપ્યું છે કે સંસારના દરેક પદાર્થમાં કોઇ કોઇ સ્વાદ કે રસ અવશ્ય મળી આવે છે. એ રસોની સંખ્યા છ–૬–છે. મધુર, ખાટો, ખારો, કડવો, તીખો, તુરો. સંસારના કોઇપણ પદાર્થની પરીક્ષા કરી જોવાથી તેમાં આ ૬ રસોમાંનો કોઈ એક રસ અવશ્ય મળી આવશે. એકજ પદાર્થમાં અનેક રસ પણ હોઇ શકે છે, પરંતુ આ ૬ રસની બહારનો કોઇ રસ નહિ હોય. એ રસોમાંથી

| | | | |
|---|---|---|---|
| *મધુર રસમાં | ચંદ્રમા અને જલના | ગુણ વધુ પ્રમાણમાં | |
| ખાટા ,, | અગ્નિ કે સૂર્યના | ,, | |
| ખારા ,, | અગ્નિ અને પાણી કે ચંદ્રના | ,, | |
| કડવા ,, | અગ્નિ અને વાયુના | ,, | |
| તીખા ,, | વાયુના | ,, | |
| તુરા ,, | વાયુના | ,, | હોય છે. |

*तेषां षण्णां रसानां सोमगुणातिरेकान्मधुरः।
पृथिव्यग्नि भुयिष्ठत्वादम्लः।
सलिलाग्नि भूयिष्ठत्वाद् लवणः।
वाय्वाग्नि भुयिष्ठत्वात् कटुकः।
वाय्वाकाशातिरिक्तत्वात् तिक्तः।
पवन पृथिवि व्यतिरेकात्कषायः। —चरक

અહીં મૂલ પાઠમાં અગ્નિ અને સલિલ–પાણી મહાભૂતોનાં નામ આવ્યાં છે તેના સ્થાને ઉપર મેં સૂર્ય અને ચન્દ્રનાં નામ લખ્યાં છે. ખરી રીતે જોતાં સૂર્ય ચન્દ્ર પણ પાંચ ભૌતિક પદાર્થ છે, જેમાં ક્રમે ક્રમે અગ્નિ અને જલની પ્રધાનતા હોય છે. જેથી અગ્નિતત્વનું સ્થાન સૂર્ય અને જલતત્ત્વનું સ્થાન ચન્દ્રમા સમજી શકાય તેમ છે.

આ રસોના ગુણધર્મ જુદા પાડવાનાં સત્યની પરીક્ષા કરવી હોય તો સહજમાં થઈ શકે છે. જુઓ, મધુર પદાર્થના સેવનથી શરીરની ગરમી શાન્ત થાય છે અને કફ અથવા ઠંડક વધે છે. ઠંડક એ ચંદ્રમાનો મુખ્ય ગુણ છે. ખાટા પદાર્થના સેવનથી પાચન કરનાર અગ્નિ વધે છે. તીખા, કડવા કે તુરા પદાર્થોના સેવનથી શરીરમાં વાયુ વધી જાય છે. ઉપરાંત, બીજા અનેક પ્રકારે પરીક્ષા કરી શકાય છે. પરંતુ અહીં ફક્ત ઇશારો કરી આપવો એટલુંજ બસ થશે

આ વિવેચનથી આપણે સહેલાઇથી સમજી શકીએ કે સોમ (ચંદ્રમા) નો ગુણ વધારનાર કફની અને મધુર રસની સરખામણી વધુ પ્રમાણમાં થઇ શકે છે. તેજ પ્રમાણે સૂર્યનો ગુણ વધારનાર પિત્તની ખાટા રસ સાથેની અને વાતની તીખા અને તુરા રસ સાથેની વધુ સમતા છે. આયુર્વેદનો સિધ્ધાન્ત છે કે सर्वदा सर्वभावाना सामान्यं वृद्धि कारणम् । ह्रास हेतुर्विशेपश्च...... ॥ અર્થાત્, સામાન્ય ભાવ એક બીજાનો વધારો કરે છે, અને વિપરીત ભાવ ઘટાડો કરે છે. તેથીજ મધુર રસથી કફની, ખાટા રસથી પિત્તની તથા તીખા અને તુરા રસથી વાયુની વૃદ્ધિ થવી એ સહજ સિદ્ધ છે.

રસોની અને શારીરિક વાત, પિત્ત અને કફની ઉત્પત્તિમાં પૃથ્વી, આકાશ, વિગેરે તત્વો સહાયક છે. તેથીજ આ સમતા અને વિષમતામાં એ બન્નેના ગુણો ભૂલવા જોઇએ નહિ.

આ સિદ્ધાન્તથી આપણે ચિકિત્સાશાસ્ત્રની ચાવી આપી ચૂકયા છીએ. એના આધાર ઉપર આપણે સહેલાઇથી અનુમાન કરી શકીએ છીએ કે શરીરના કોઇ દોષનો વધારો થયો હોય તે ઘટાડવા તથા સમતામાં લાવવા સારૂ આપણે કયા રસવાળા પદાર્થોનું સેવન કરવું જોઇએ.

હવે પાઠકગણ વિચાર કરે કે આયુર્વેદિક ચિકિત્સાસિદ્ધાન્ત પ્રકૃતિની સાથે કેટલો ઘનિષ્ટ સંબંધ ધરાવે છે. જરા નિષ્પક્ષપાતપણે કહીએ તો શું એમ નથી સમજાતું કે ખરી રીતે જોતાં આયુર્વેદિક

ચિકિત્સા નૈસર્ગિક અને સૌથી વધુ પૂર્ણપણે નૈસર્ગિક છે? પ્રકૃતિની સાથે આટલી સામ્યતા બીજી કોઇ ચિકિત્સાપ્રણાલીમાં છેજ કયાં?

મોટા ભાગના નેચરોપાથ ડૉક્ટરોનો સર્વમાન્ય સિધ્ધાન્ત છે કે શરીરમાં વિજાતીય પદાર્થો ભેગા થવાથીજ રોગ ઉત્પન્ન થાય છે અને તે વિજાતીય દ્રવ્યોને કાઢી નાખવાથી ફરી આરોગ્ય મળી શકે છે, પરંતુ આ એક ભયંકર ભૂલ છે. ખરી રીતે જોતાં, જેવી રીતે શરીરમાં વિજાતીય દ્રવ્યો એકઠાં થવાથી રોગ ઉત્પન્ન થાય છે, તેવીજ રીતે શારીરિક ધાતુઓનો નાશ થવાથી યા ઘટાડો થવાથી પણ રોગ ઉત્પન્ન થાય છે. ધાતુઓનો ઘટાડો શરીરમાં દોષ (વિજાતીય દ્રવ્યો) એકઠાં થવાથી, કોઈ વાર ઘણી મહેનત લેવાથી, જરૂરી પોષણના અભાવથી અથવા રકતસ્રાવ આદિ બહારનાં કારણોથી પણ થઇ શકે છે. અનેક વાર રોગ ઉત્પન્ન કર્યા પછી દોષ શરીરમાં ઘર કરી બેસે છે અને અનેક વાર પોતાની મેળે, પ્રકૃતિની સહાયતાથી અથવા ઉપચાર કરવાથી નાશ પામે છે, અથવા દૂર થાય છે, જેવી રીતે કોઇ યંત્રમાં કોઇ બહારનો પદાર્થ દાખલ થતાં કોઇ પુરજાને તોડી તેની વ્યવસ્થા નષ્ટભ્રષ્ટ કરી નાખે અને તે પછી તે બહાર નીકળી જાય. બેશક, યંત્રના બગાડનું કારણ તે બહારનો પદાર્થ છે અને તે યંત્રને બગાડયા પછી કાયમ અંદર રહ્યાજ કરે એ સંભવિત નથી. તેજ પ્રમાણે વિજાતીય દ્રવ્યો રોગ ઉત્પન્ન કર્યા પછી શરીરમાં રહે છે પણ ખરાં અને નથી પણ રહેતાં. તેથીજ દરેક રોગમાં ચિકિત્સા કરીને પહેલાં એ તપાસવું જરૂરી છે કે હાલમાં રોગીના શરીરમાં વિજાતીય પદાર્થ હાજર છે કે નથી. જો શરીરમાં દોષ સંચય ન હોય તો પછી દોષો કાઢી નાખવાના પ્રયત્ન કરવા સર્વથી નિરર્થકજ નહિ બલ્કે હાનિકારક પણ થશે. પોષણનો અભાવ, વિગેરે કારણે ધાતુક્ષય થવાની દશામાં તો શરીરશોધન–દોષનિષ્કાસનની ચેષ્ટા કરવી સંપૂર્ણ મૂર્ખતા છે. આ પ્રમાણે જો રોગોત્પત્તિનાં બે કારણો–દોષસંચય અને ધાતુક્ષય–થયાં તો ચિકિત્સાના પણ બે પ્રકાર હોવાજ જોઇએ. એક દોષહરણ અને બીજો ધાતુવર્ધન. જે ચિકિત્સાપધ્ધતિએ આ બે પ્રકારના ભેદની મહત્તાને સમાનરૂપે સ્વીકારી હોય તેજ નૈસર્ગિક પ્રણાલી થઇ શકે છે.

આયુર્વેદના વિદ્યાર્થીઓ પણ આ વાત સારી રીતે જાણે છે કે આયુર્વેદિક ચિકિત્સાના બે મુખ્ય ભાગ છેઃ એક લંઘન અને બીજો બૃંહન. દોષસંચયમાં લંઘન ઉપયોગી છે અને ધાતુક્ષયમાં બૃંહન ચિકિત્સા ઉપયોગી થઈ પડે છે. આ બે ભાગ સ્વીકાર્યા વિના કોઈ ચિકિત્સા પૂર્ણ થઈ શકતી નથી.

આયુર્વેદમાં લંઘનનું સાધન પણ કેવળ એક ઉપવાસ જ નથી, પરંતુ રોગી અને રોગના બળ મુજબ હલકું ભોજન, વિગેરે અનેક ઉપાયો સૂચવેલા છે, જેમાં ઉપવાસનો પણ સમાવેશ થાય છે. તેનો ઉપયોગ જરૂર પ્રમાણે કરવામાં આવે છે.

નેચરોપાથ કહેવાતા ડૉક્ટરો ઔષધચિકિત્સા ઉપર એક મોટો આક્ષેપ એવો કરે છે કે ઔષધ વડે રોગ દબાઈ જાય છે પણ મૂળથી રોગ નાશ પામતો નથી. પરંતુ આયુર્વેદિક ચિકિત્સા પર આવા પ્રકારનું લાંછન લગાડવું એ તેમનું પોતાનું અજ્ઞાન ઉઘાડું પાડવા બરાબર છે. રોગોને મૂળથી શરીર બહાર કાઢવાનું અભિમાન કરનારા એ નેચરોપાથ ડૉક્ટરો જરા કાન ખુલ્લા કરી સાંભળે તો આયુર્વેદ ખુલ્લે ખુલ્લું કહે છે કે दोषाः कदाचित्कुप्यन्ति जितालंघन पाचनैः । जिताः संशोधनैर्येतु न तेषां पुनरुद्भवः ॥ અર્થાત્, લંઘન, પાચન, આદિ વડે જીતાએલા દોષ ફરી કોપી ઉઠવાનો ભય રહે છે, પરંતુ શરીરસંશોધન વડે નાશ પામેલા રોગ ફરી હુમલો કરી શકતા નથી. નેચરોપાથ જે ઉપવાસને શરીર શોધનના મહાન્ સાધન તરીકે માને છે તેને આયુર્વેદ પણ સ્પષ્ટ શબ્દોમાં અપૂર્ણ જાહેર કરી આપે છે. આયુર્વેદ તો એથી પણ વધારે સંશોધન કરવાનો પક્ષપાત કરે છે. એટલે તો આયુર્વેદની શોધન વિધિ રોગીને મરણાસન્ન બનાવનારી નહિ, પરંતુ સ્વાભાવિક રીતે શરીરના અંગપ્રત્યંગથી, નસ-નસથી, રોમે રોમેથી, અને રોમરોમથી, સુખપૂર્વક દોષોને બહાર કાઢનાર વિધિ છે.

આપણા શરીરમાં મુખ, મલમૂત્રદ્વારો, નાસિકા અને રોમકૂપ પણ એવાં છિદ્રો છે કે જે દ્વારા દોષ બહાર આવે છે. આયુર્વેદ આ બધાં

દ્વારોથી મલને બહાર કાઢવાના વિધિનો ઉપદેશ આપે છે, અને એવું પણ બતાવે છે કે કયા દ્વારથી કયા પ્રકારનો મલ સરલતાથી દૂર થઈ શકે છે. આયુર્વેદોક્ત પંચકર્મ પદ્ધતિનું ઉપરચોટીયા એક વાર નિરીક્ષણ કરી જઈ કોઈ એવું કહેવાની હિંમત નહિ કરે કે આયુર્વેદિક ચિકિત્સા રોગોને દબાવે છે. નિષ્પક્ષપાત વ્યક્તિ તો એમ કહ્યા વગર નહિ રહે કે **આયુર્વેદના જેવી રોગોને મૂળથી કાઢી નાખનારી બીજી કોઈ પદ્ધતિ છેજ નહિ.**

કહેવા પુરતું તો કોઈ ગમે તે કહે, કોઈની જીભ પકડી રખાતી નથી. નેચરોપાથ કહેવાતા લોકો ઔષધ ચિકિત્સાને પેટ ભરીને ગાળો આપે છે. ભલે ખુશીથી તેઓ આપ્યા કરે. કોણ તેમને રોકી શકે છે ? પણ તેમની વાતો સાંભળનાર તથા તેમનાં પુસ્તકો વાંચનાર જડસુ ન હોય તો તેમને એકવાર પૂછે તો ખરા કે શું બધા પ્રકારની ઔષધિઓની ચિકિત્સા રોગને દબાવનારી હોય છે? શું તેમને આયુર્વેદિક પધ્ધતિનો થોડો ઘણો અનુભવ તથા તેના સિદ્ધાન્તોની કાંઇ માહિતી છે? શું તેઓની પાસે એવું કોઈ પ્રમાણ પણ છે કે ઔષધ ચિકિત્સા વડે રોગ દબાઇ જાય છે અને નેચરોપથીની ચિકિત્સા વડે મૂળથી રોગ નાશ પામે છે? જે ચિકિત્સા રોગોને દબાવે છે અને બીજા રોગોની ઉત્પત્તિનું કારણ બને છે તેને તો આયુર્વેદિક ચિકિત્સાજ કહી શકાય નહિ. प्रयोगः शमयेद्व्याधि योऽन्यमन्यमुदीरयेत्। नासौ विशुद्धः शुद्धस्तु शमयेद्यो न कोपयेत् ॥

નેચરોપાથ ડૉકટરોને તેમની ચિકિત્સા વડે સ્વસ્થ થએલા રોગીઓની વિશાળ ગાથાઓ અભિમાનપૂર્વક પ્રકટ કરવાનું એક પ્રકારનું વ્યસન થઇ પડયું છે અને એ ગાથાઓનેજ તેઓ પોતાની ચિકિત્સાની સફળતાના પ્રમાણ તરીકે સમજે છે. પરંતુ તેઓ એ બાબતનો વિચાર પણ કરતા નથી કે આ પ્રકારનાં ઉદાહરણો તો સૌથી સારી કે ઉતરતી દરેક પદ્ધતિ પાસે હાજર હોય છે. આયુર્વેદિક ચિકિત્સા વડે તો નિરાશ થએલા હજારો રોગી રોજ જીવિતલાભ મેળવે છે. ફેર માત્ર એટલોજ કે વૈદ્યોને એવા પ્રકારે જાહેરાત મેળવવાનો

લોભ કે શોખ હોતો નથી અથવા તેઓ તેમ કરે પણ શા માટે? તેમને માટે તો આવી અનેક વાત રોજ મળી આવે. વૈદ્યો તો એ સમજેજ છે કે ભયંકર રોગોને મૂળથી મટાડવા એ તો આયુર્વેદનું સામાન્ય કર્તવ્ય છે. તે વિષે અભિમાન કરવું કે વાજાં વગડાવવાં એ બીનજરૂરી છે.

નેચરોપાથ, વૈદ્યો અને ડૉક્ટરોને લુંટારા કહે છે. પણ જરા તેઓ પોતાના હૃદય પર હાથ રાખી જૂએ કે તેમની નાની નાની ચોપડીઓ કેટલી મોંઘી હોય છે. સામાન્યમાં સામાન્ય સલાહ આપવાની તેઓ કેટલી મોટી મોટી ફી લે છે?

આયુર્વેદમાં એવા સેંકડો ઉપાયો છે જે વડે માત્ર પાણી, માટી, ઘઉં, આદિ અનાજ, સાધારણ ઘાસ, દૂધ, ઘી, છાશ, દહીં, મધ, વિગેરે રોજ કામમાં આવનાર અને સાધારણ સર્વ સ્થળે મળી શકે તેવા પદાર્થો, સાથે સાથે ઉપવાસ, વ્યાયામ, બસ્તિકર્મ, જલધારા પ્રયોગ, વિગેરે સામાન્ય કાર્યો વડે પણ ભયંકરમાં ભયંકર રોગ મૂળથી મટાડી શકાય છે. છતાં પણ કોઇ આયુર્વેદને નૈસર્ગિક ઉપચાર પધ્ધતિ તરીકે ન માને તો તેની મરજી.

# પરેજી

મારા ''ઘરગથ્થુ વૈદક'' (સંવત ૧૯૮૯)ના પ્રવેશકમાં 'વૈદ્યની પરેજી' વિષે નીચે પ્રમાણે લખ્યું છેઃ—

''સમાજમાં 'વૈદ્યની પરેજી'ની ભારે બીક જોવામાં આવે છે. વૈદ્યની દવા સાથે ખાવા પીવાની પરેજી હોયજ એમ લોકો માની બેઠા છે. આ વિષે કંઈક સુધારો કરવો અત્રે આવશ્યક ધાર્યો છે. જેમ ઘણી વસ્તુઓમાં સાપ ગયા અને લીસોટા રહ્યા જેવું થયું છે તેમ આમાં પણ થયું છે. આહારની મદદથી રોગો મટાડતા એ પ્રાચીન વૈદ્યોની પ્રણાલિકાનો આજે અજબ વિપર્યાસ થઈ ગયો છે. ચરકે સ્પષ્ટ કહ્યું છે કે ઘણા ખરા રોગોનું કારણ 'અહિત આહાર' છે એટલે દરદી આવે અને અમુક રોગ અમુક કારણોથી થયો છે એમ સમજી લઈ વૈદ્ય તેને અમુક ખાવું, અમુક ન ખાવું એમ સૂચના આપતો. પરંતુ અત્યારના કેટલાક વૈદ્યો વગર સમજ્યે પરેજી પળાવતા જોવામાં આવે છે. પરેજી રોગની હોય, નહિ કે દવાઓની. "એક બાજુ મારી દવા ને બીજી બાજુ તારાં લાકડાં હો! માટે સાચવજે. હિમત હોય તો દવા ખાજે." આવા વૈદ્યોનો જમાનો ઝટ પૂરો થાય એ ઇચ્છવા યોગ્ય છે. સોમલ, તાંબું, હરિતાલ વિગેરે ભસ્મો વાપરનારા અતિશય પરેજી પળાવે છે, તેમાં પણ કંઇ તથ્ય જોવામાં આવતું નથી. પરેજીનો સાધારણ અર્થ એ છે કે રોગમાં અમુક પથ્યાપથ્ય તરફ ધ્યાન આપવું. ઇત્યાદિ—''

પરેજી સંબંધી કેટલાક સામાન્ય નિયમો નીચે મુજબ મૂકી શકાય ખરા :—

(૧) વ્યાધિની પ્રથમાવસ્થા—એક્યુટ સ્ટેજ—માં ખાસ ખોરાકની યોજના થઇ શકે. વ્યાધિની જીર્ણાવસ્થા—ક્રોનીક—માં જે આહાર અથવા જે ખાદ્ય પદાર્થો શરીરને નુકશાનકારક જણાય તે આપવા બંધ કરવા જોઇએ.

(૨) દરદીને કયો ખોરાક રૂચે છે–ભાવે છે અને કયો ખોરાક તેને માફક આવે છે તે સમજીનેજ પરેજીની યોજના થઇ શકે.

(૩) અમુક પદાર્થ આપવાથી નુકશાનજ થશે–થાય છે એમ જો લાગે તોજ તે ખાદ્ય પદાર્થ બંધ કરવો.

(૪) વ્યાધિગ્રસ્ત માણસને શું ખાવું ગમે છે તે તરફ ખાસ ધ્યાન દેવું યોગ્ય છે. હીપોક્રેટીસ કહે છે કે "અમુક ખાદ્ય પદાર્થ દરદી માટે હિતાવહ હોય પરંતુ તે દરદીને ગમતોજ ન હોય તો તે આપવા કરતાં, ખોરાક ભલે અલ્પ હિતાવહ હોય પરંતુ જો તે દરદીને રૂચતો હોય તો તેજ આપવો." સીડનહામ કહે છે કે "દરદીની રૂચિ અને લાગણી (જો તે ખુબજ નુકશાનકારક હોય તો જૂદી વાત છે.) તરફ ખાસ ધ્યાન આપવું જોઇએ. ચિકિત્સાના સંદિગ્ધ અને ભ્રામક નિયમો કરતાં તો દરદીની રૂચિ વિશેષ ધ્યાનાર્હ છે."

(૫) અહિત ખોરાક લેતો હોય તો તે એકદમ બંધ ન કરતાં ક્રમશઃ ઓછો કરવો અને હિતનું સેવન કરાવવું હોય તો પણ ક્રમશઃ કરાવવું જોઇએ. ચરક કહે છે કે उचितादहिताद्धीमान्क्रमशो विरमेन्नरः, हितं क्रमेण सेवेत क्रमश्चात्रोपदिश्यते । प्रक्षेपापचये ताभ्यां क्रमः पादांशिको भवेत् ॥ (ચરક. સૂ. સ્થા. અ. ૭,) અહિતનો ત્યાગ અને હિતનું સેવન ક્રમશઃ ધીરે ધીરે થવું જોઇએ.

(૬) જે આહારયોજના કરવામાં આવી હોય તે ઘડીએ ઘડીએ ફેરવવી ન જોઇએ. કોઠો અમુક પદાર્થોથી ટેવાતાં અમુક વખત લાગે છે એ ધ્યાન આપવું.

(૭) સ્વસ્થ હાલતમાં દરદીનો આહાર કેટલો અને કયી જાતનો હતો તેમજ તેની વ્યાયામશક્તિ કેટલી હતી તેના બરાબર જ્ઞાન વિના પરેજીની યોજના ન કરવી જોઇએ.

આપણે આ શાંત વિચારણા માગતા વિષયને વિશદ બનાવવા થોડાક રોગો લઇશું. સૌ પ્રથમ રોગનો રાજા જ્વર જોઇએ. જ્વરની ચરકોક્ત ચિકિત્સા મને શાસ્ત્રીય લાગે છે.

તે ચિકિત્સા ગમે તેટલી શાસ્ત્રીય હોય પરંતુ નવીન જ્ઞાનની જેને ઝાંખી થએલી છે તેના મનનું સમાધાન તેથી થતું નથી. જ્વરમાં લંઘન કરાવવું એ જ્વરની પ્રથમાવસ્થા માટે ઠીક છે અને આપણેજ નહિ પરંતુ ઓગણીસમી સદીના આરંભકાળ સુધી યુરોપમાં પણ જ્વરમાં લંઘન રામબાણ ગણાતું હતું. ઓગણીસમી સદીના વચગાળામાં ગ્રેવ્ઝ નામના વિદ્વાને આ લંઘનવાદની સામે પોતાનો પ્રબલ અવાજ ઉઠાવ્યો અને ત્યાર પછીથી આ વાદનું જોર વધતું ચાલ્યું, એટલે સુધી કે હવે તો "ફીડીંગ ફીવર્સ" એટલે કે લંઘનને બદલે તર્પણવાદ અસ્તિત્વમાં આવ્યો છે. આ વિચારોથી અભિજ્ઞ આજનો ચિકિત્સક વર્ગ લંઘનવાદ પર શંકાની દૃષ્ટિથી જુએ તો નવાઇ નહિ.

જ્વરમાં પોષણ આપવું જોઇએ એવું ગ્રેવ્ઝે નક્કી કર્યું, એટલે પછી તેના પછીના વિવિધ શોધકોએ ગ્રેવ્ઝના મંતવ્યને પોતાનાં નિરીક્ષણોથી પુષ્ટ કર્યું અને ખોરાક આપવાથી તાવ વધતો નથી અને સારી અવસ્થામાં જેમ ખોરાક પચી જાય છે તેમ જ્વરવાળી અવસ્થામાં પણ ખોરાક પચી જાય છે એમ પૂરવાર થયું.

ખોરાક તાવમાં આપી શકાય એમ એક વાર નક્કી થયું એટલે હવે 'તો તાવમાં કેવો આહાર આપવો જોઇએ?' એ સ્વાભાવિક પ્રશ્ન ઉઠયો. જ્વરમાં નત્રિલ–વિશિષ્ટ કોષસમૂહો (નાઇટ્રોજન કન્ટેઇનીંગ ટીસ્યુઝ) નો નાશ થાય છે ત્યારે સ્નેહ અને કર્બોદિત ઉપર નહિ જેવીજ અસર થાય છે, એમ પ્રત્યક્ષ અને અનુમાનથી નક્કી કરવામાં આવ્યું છે. તો આથી તો આહારમાં નત્રિલ (પ્રોટિન) વિશેષ આપવું એ પૂરવાર થાય. પરંતુ નત્રિલ વિશેષ આપવાથી ટોક્સીન્સ–ઝેરી તત્ત્વો–ઉલટાં લોહીમાં વધે છે એ તો આપણે સારી રીતે જાણીએ છીએ. નત્રિલ આહારનો વિપાક અમ્લ–એસીડ ફોર્મીંગ–છે અને અમ્લવિપાક જ્વરમાં અહિતકર મનાય છે.

ત્યારે નત્રિલ વિશિષ્ટ તંતુઓનો નાશ અટકાવવા માટે નત્રિલ આહાર આપવાની નહિ પણ નત્રિલને બચાવે એવો આહાર–પ્રોટીન

સ્પેરર–તો કર્બોદિત અને સ્નેહજ છે. જ્વરમાં સ્નેહવાળા પદાર્થો તો દરદીને ભાવતાજ નથી એ સુવિદિત છે–એથી ઘૃણા ઉપજે છે. તો પછી હવે એ નિર્ણય પર આવવું પડે છે કે જ્વરવાળાને કર્બોદિત પદાર્થો આપવા જોઇએ. ચરકની પેયાઓ કર્બોદિત દ્રવ્યોનીજ છે. કર્બોદિત પદાર્થો સાથે દીપન પાચન દવાઓની પેયાઓ ચરકની વિશેષતા છે.

તાવવાળાને પ્રવાહી ખોરાકજ આપવો જોઇએ એ આપણે સૌ સારી રીતે જાણીએ છીએ, કારણ કે તૃષાકુલ દરદીની તરસ એથી શાંત થાય છે. તાવમાં લાલાસ્રાવનો હ્રાસ થયો હોય છે, રૂચિ નષ્ટ થઈ ગઇ હોય છે, ચાવવાનું આ સ્થિતિમાં ગમતું નથી આથી પ્રવાહી ખોરાકજ જ્વરમાં આપવો જોઇએ વળી એથી (પ્રવાહી ખોરાકથી) શરીરના કોષોને પાણી પણ મળે છે અને જ્વરમાં તેની ખાસ જરૂર હોય છે. દૂધ સૌથી સાદો, સુપાચ્ય પ્રવાહી ખોરાક છે. ચાર પાઇન્ટ (પાંચશેર દૂધ) દૂધ ૧૭૦૦ કેલોરીઝ જેટલી ઉષ્માશક્તિ આપી શકે છે. આટલો ખોરાક શરીર માટે પૂરતો તો નથીજ પરંતુ પથારીવશ દરદી માટે તે ઠીક ગણાય ખરો. દૂધમાં ચૂનાનું પાણી કે સોડા અથવા બીજું સોડા એસીડ જયમ ઉભરો લાવે એવું–એફરવેસીંગ–પાણી નાખીને અપાય. જો દરદી એથી કંટાળતો હોય તો તેમાં કેસર, જાવંત્રી ઇત્યાદિ સુગંધી પદાર્થો નાખીને આપવું, અથવા કંડી કોપી અથવા કેરેમલ અથવા મૉલ્ટ ઍક્ષ્ટ્રેક્ટ નાખી આપવું. દૂધ ઉલટી કે ઝાડા કરે તો તેને પેપ્ટોનાઇઝડ કરીને આપવું જોઇએ અથવા સોડા સાઇટ્રેટ નાખી આપવું. મગનો યૂષ આટલોજ સરસ છે.

જો દૂધ ૩ પાઇન્ટથી ઓછું આખા દિવસમાં લેવાય તો શરીરને યોગ્ય પોષણ ન મળતાં તેને ઘસારો લાગે. આવે વખતે દૂધને વિશેષ પોષક બનાવવા તેમાં પ્લાઝ્મન (plasmon) જેવી નત્રિલ બનાવટ નાંખીને અથવા થોડો સ્નેહ નાખીને આપવું. પરંતુ સ્નેહ જ્વરમાં જલદીથી પચતું નથી એટલે સ્નેહ કરતાં કર્બોદિત (દુગ્ધશર્કરા, શર્કરા ઇત્યાદિ) કંઇક નાંખીને આપવું હિતાવહ છે. શ્રીક નામના વિદ્વાને તો

તાવમાં ખાંડની અગત્યપર ઠીક ઠીક ભાર મૂક્યો છે. ખાંડ કરતાં આરારૂટ, ઓટનો આટો, મકાઈનો લોટ વિગેરે નાખીને કાંજી બનાવવી એ વધુ હિતાવહ છે. આ જગાએ બેંન્જર્સ, નેસલ્સ અથવા મૉલ્ટેડ મિલ્ક (દૂધ) ઠીક કામમાં આવી શકે. ઘણા દરદીઓને મૉલ્ટ એક્ષ્ટ્રેક્ટની ઉમેરણી રૂચે પણ છે. આ બધું વારાફરતી ઉપયોગમાં લેવાથી દરદીની રૂચિ પણ જળવાઇ રહેશે. દૂધ ન ભાવતું હોય તેને માટે મગનું પાણી અતિ હિતાવહ છે.

દૂધ ઉપરાંત માંસરસ,* બીફ–ટી ઇત્યાદિ પ્રાણિજ પદાર્થો આખા દિવસમાં ૧ થી ૧॥ શેર જેટલાં અપાય તો તે પણ ઠીક. પરંતુ આ ખોરાક કેવળ ક્ષુધાવર્ધક છે (ઘણા ખરા માંસરસો ક્ષુધાવર્ધક છે), યોગ્ય પોષણ આપનાર નથી. અતિસાર હોય તો આ વધુ ન અપાય.

બીફ જ્યુસીઝ (ગૌમાંસના રસો) જ્વરમાં ઉપયોગી નથી પણ બંધ કરવા યોગ્ય છે. ઇંડાની સફેદી પાણીમાં રવૈયાથી બરાબર ભાંગી નાંખીને તે પ્રવાહી આપવાથી, જે તાવમાં ઉલટીઓ થતી હોય અને કંઇપણ ખવાતું ન હોય તેમાં ઘણીજ સરસ છે. ત્રિદોષજ્વરમાં પણ આ ઉત્તમ છે.†

જ્વરમાં ઠંડું પાણી ઉત્તમ પીણું છે. પરંતુ પાણી એક સામટું બહુ ન આપતાં થોડું થોડું વારંવાર આપવું અને દરદીએ તે sip–ચૂસવું જોઇએ. બહુ સોડાવોટર, લેમોનેડ જેવાં પીણાં બંધ કરવાં; બહુ ગેસ પેટમાં જવાથી પેટનો આફરો થવાનો સંભવ રહે છે. દૂધમાં લેમોનેડ, દુગ્ધ–શર્કરા કે બાદશાહી ચા જેવાં પીણાં ઉમેરીને આપવાં હિતાવહ છે.

---

* यावल्लघुत्वमशनं दद्यान्मांसरसेन तु।
बलं ह्यलं निग्रहाय दोषाणां बलकृच्च तत्॥

† सितितुकुटिकाण्डजलजं पानान्मस्यादप्यञ्जनाच्च।
दुःसाधनसन्निपातः प्रबलोऽप्याश्वेव शममेति॥
भैषज्य रत्नावलि (ज्वराधिकारे)

સુરાપાન*—જ્વરમાં મદ્ય આપવું કે નહિ એ વિષે ઘણો વાદ-વિવાદ થયો છે, પરંતુ હીપોક્રીટમે મદ્યની ખાસ ભલામણ કરી છે અને આ આજ સુધી પ્રચલિત પણ છે.

સુરા હૃદયને ઉત્તેજિત કરે છે, ચામડીમાં રહેલાં રક્તસ્થાનકો —સરફેસ બ્લડ વેસલ્સ—નાં મુખ વિસ્તૃત થાય છે એટલે ઉત્તાપને શાંત કહે છે. સુરા પોતે જાને શકિત—એનર્જી—નું ઉદ્દગમ સ્થાન છે, શરીરના ઘસારાને—ટીસ્યુ વેસ્ટ—તે ઓછો કરે છે. ખાસ કરીને સ્નેહનો હ્રાસ અટકાવે છે. આ બધાં કારણોને લઇને મદ્ય તાવમાં ઉપયોગી નિવડવા સંભવ છે પરંતુ એનો અવિચારી—અમર્યાદિ ઉપયોગ ભયાવહ છે. નીચેનાં લક્ષણોવાળા જ્વરમાં એ અપાય :—

(૧) ૧૨૦ ઉપર નાડીના ધબકારા હોય, નાડીનો વેગ ઘણા વખત સુધી કાયમ રહે. રક્તાભિસરણ કમી થાય, નાડી અનિયમિત, ધીમી પડતી જાય તો.

(૨) જરાપણ આંખ ન મીંચાતી હોય અને પરિણામે નાડીઓને થાક—નર્વસ એકઝોશ્રન—લાગ્યો હોય તો, તંદ્રામાં, લવારામાં, કંપી કંપીને જાગતો હોય તેમાં સુરા આપવી હિતાવહ છે.

(૩) પાચકશકિતનો સમૂળગો નાશ થયો હોય (ખાવા પર રૂચિ જરાપણ થતી ન હોય), અતિસાર હોય, જીભ સૂકી પડતી જાય તો મદ્ય આપવું.

(૪) સાધારણ રીતે સ્થિતિ ખરાબ હોય તેવા; તદ્દન દુર્બળ, શ્રમિત, વૃદ્ધ અને મદ્યપાન કરનારાઓને મદ્ય આપવું.

---

* स्रोतसां शोधनं जीर्णे दीपनं लघु रोचनम् ।
हर्षणं प्रीणनं बल्यं भयशोकश्रमापहम् ॥
प्रागल्भ्य वीर्यप्रतिभा तुष्टिपुष्टि बलप्रदम् ।
सात्विकैः विधिवद्युक्तया पीतं स्यादमृतं यथा ॥
(चरक सू. स्था. अ. २७.)

(૫) એક સરખો સખત તાપ રહેતો હોય તો.

બ્રાન્ડી, વ્હીસ્કી, સ્ટાઉટઃ બધાંજ આ માટે સરસ છે. આપણા સારા આસવો પણ ચાલી શકે.

૦ાા ઔંસ યા ૧ ઔંસ મદ્ય બમણા પાણીમાં મેળવીને દર બે ત્રણ યા ચાર કલાકે દરદીનું દરદ, બલ અને મદ્ય શી અસર કરે છે તે બરાબર જોઇને આપવું. નાડીની ગતિ ધીમી અને એકસરખી થાય, ચામડી અને જીભ લુખ્ખાં પડ્યાં હોય તે રસમય–મોઈસ્ટ–બને, ભૂખ ઠીક ઉઘડે, દરદી શાંત અને બાહોશ લાગે ત્યાં સુધી મદ્ય આપવું. મદ્ય સ્રોતોને ખુલ્લા કરી સપ્ત ધાતુઓને પોષે છે*

ટાઇફોઇડમાં અત્યાર સુધી લંઘનપદ્ધતિ પર ખૂબ ભાર મૂકવામાં આવતો. આ તાવમાં આંતરડાંમાં ચાંદાં પડે છે એટલે જરાપણ કઠિન આહાર ન આપવો એવી અત્યાર સુધી સખ્ત પરેજી પળાવવામાં આવતી. આ સખત પરેજી મેં ઘણાને પળાવી છે અને મને હવે એમ લાગે છે કે આ રોગમાં અતિ લંઘન હિતાવહ નથી. દરદીને દૂધ, છાસ અને મોસંબીના રસ ઉપર રાખવાનો ચાલ હતો. પરંતુ હવે આવી સખત પરેજી પળાવવા સામે સખત વિરોધ ઉઠાવવામાં આવ્યો છે. આંતરડાંમાંથી ખોરાક શેષાંત્રક (ઇલીયમ) સુધી પહોંચે છે. ત્યાં સુધીમાં તો આહાર બરાબર દ્રવસ્વરૂપમાં આવી ગયો હોય છે એટલે ચાંદાં પડે છે એ શેષાંત્રકના ભાગમાં તો આખરે પ્રવાહી ખાદ્ય રસજ પહોંચે છે. અતિલંઘનવાદ સામે હમણાં અતિતર્પણવાદનો પ્રબલ વાદ ચાલ્યો છે. આનો પ્રખર પ્રચારક રશિયાનો–Bushuyez–બુશુયેઝ નામનો વિદ્વાન છે. એણે ટાઇફોઇડના દરદી માટે જે ખોરાક સૂચવ્યો છે તે જોઇને તો આપણને આશ્ચર્યજ થાય છે. આપણા કરતાં, સાધારણ રીતે, એ લોકો વિશેષ ખાય છે—

* યક્ષ્મોની ચિકિત્સામાં ચરક કહે છે કે "મદ્ય તીક્ષ્ણ, ઉષ્ણ, વિશદ અને સૂક્ષ્મ હોવાથી દોષોથી રૂંધાઈ ગયેલાં સ્રોતોનાં મુખોને જોરથી ખોલી નાખે છે અને આમ રસ્તો કર્યા પછી સાત ધાતુઓને પોષણ મળવાનું શરૂ થાય છે અને ધાતુઓને પોષણ મળવાથી શોષ શાંત થઇ જાય છે.

ઘણી વખત ખાય છે. પરંતુ ટાઇફૉઇડ જેવા દરદીને માટે નિમ્નલિખિત આહાર જોઇને આપણી તો મતિજ મૂંઝાઇ જાય છે :—

| | |
|---|---|
| સવારે ૭ વાગે | ચા અને રૉલ.* |
| ,, ૮ ,, | ઓટ, બાર્લી કે ઘઉંની કાંજી ૧૪ ઔંસ. |
| ,, ૯ ,, | ૧ યા ૨ બાફેલાં ઈંડાં. |
| ,, ૧૦ થી ૧૧ વાગ્યામાં | ૧ કપ દૂધ, રૉલ, અર્ધું કટલેટ અને બાફેલા માંસનો એક ટુકડો. |
| બપોરે ૧૨ થી ૧૨॥ | સૂપનો એક કટોરો અને થોડીક જૅલી. |
| ,, ૩ વાગે | ચા અને રૉલ. |
| ,, ૬ વાગે | સૂપનો એક પ્યાલો, મરઘીનો એકાદ ટુકડો અને મીલ્ક પુડિંગ. |
| રાત્રે ૮ વાગે | રૉલ અને દૂધ. |

રાત વખતે પણ દૂધ, ચા, કૉફી અનેક વખત આપી શકાય.

"૩૧૮ કેસોમાં આ આહારનો અમલ કરવામાં આવ્યો હતો અને મૃત્યુપ્રમાણ ફક્ત ૮·૨ ટકાજ આવ્યું હતું. આ આહાર પર રાખવામાં આવતાં એક પણ કેસ રક્તસ્રાવ–હેમોરેજ (જે ટાઇફૉઇડમાં ગંભીર લક્ષણ મનાય છે) થી મૃત્યુ પામ્યાનો બન્યો નથી, અને જૂની લંઘનપદ્ધતિ પર જે દરદીઓને રાખવામાં આવ્યા હતા તેના કરતાં આ અતિ ઉદાર આહાર પર રાખેલા દરદીઓની સાધારણ સ્થિતિ ઘણીજ સરસ રહી હતી. બધા દરદીઓને પથારીમાં બેસવા દેવામાં આવતા હતા જ્યારે કેટલાક તો થોડું થોડું ઉઠીને ચાલતા પણ હતા."‡

આ આહારના સમર્થકો ઓછા નથી. ટાઇફૉઇડની મૃત્યુસંખ્યા આ આહારથી ઘણી ઓછી થઇ છે એમ ઈંગ્લંડ, ફ્રાન્સ, રશિયા,

---

* આનો અર્થ મને આવડતો નથી (પાંઉ જેવીજ બનાવટ છે–પ્ર.)

‡ ફુડ ઍન્ડ ધ પ્રિન્સિપલ્સ ઑફ ડાયેટેટિક્સ–હચિન્સન અને મીટરામ કૃત આવૃત્તિ ૮ મી–આ પુસ્તક વાચતા મને આ લખવાની સ્ફુરણા થઇ છે.

અમેરિકા, જપાન વિગેરે દેશોના વિદ્વાનો જણાવે છે. અતિલંઘનથી દરદી તદ્દન અશક્ત થઈ જતો અને એને પરિણામે હૃદયદૌર્બલ્ય આવતું. અશક્તિને પરિણામે દરદીને સારો થતાં વાર લાગતી અને સારો થયા પછી પણ અશક્તિ ખૂબ વખત સુધી ટકતી. આ આહારથી પરિણામ ઘણાં સારાં આવ્યાં છે.

ન્યુમોનિયામાં મધ આપવાથી સારાં પરિણામ જણાયાં છે.

મારો આ લેખ લખવાનો હેતુ આપણે વૈદ્યોએ પરેજી—કોઇ પણ રોગમાં કેવી યોજવી જોઇએ એ તરફ ધ્યાન ખેંચવાનો છે. આહારશાસ્ત્રે ઘણી પ્રગતિ કરી છે—હજી કરી રહ્યું છે. આહારશાસ્ત્રની મદદ સિવાય પરેજીનું માહાત્મ્ય આપણાથી ઠીક નજ સમજી શકાય. ચરક અને સુશ્રુતના જ્વર પ્રકરણમાં તેમજ અન્ય રોગોમાં જે આહાર યોજના છે તે ઘણીજ સુંદર છે પરંતુ આ જમાનામાં આપણને એને વળગી રહે પાલવે એમ નથી. અર્ક, નિમ્બ, વિગેરેનાં શાકો આપણે નથીજ ખાવાના. ઘણી વનસ્પતિઓ આપણે ઓળખી પણ શકતા નથી આશા છે કે પ્રગતિશીલ વૈદ્યો આહારશાસ્ત્ર તરફ લક્ષ્ય આપશે અને વૈદ્યોની પરેજી—જેની પાછળ શાસ્ત્રીયતા નહિ પણ પરંપરાગતતા છે—વિષે વૈદ્યો પોતેજ વિચાર કરતા થશે.

ચરકે ચિકિત્સાસ્થાનના ૨૦ મા અધ્યાયના અંત ભાગમાં આ વિષે ઘણી ઉપયોગી સૂચનાઓ કરેલી છે તે તરફ ધ્યાન આપવાની જરૂર છે.

પરેજીના નિયમોનું અક્ષરશઃ પાલન શક્ય નથી. એ તો દિશાસૂચન માત્ર છે. દરદીની પ્રતિક્ષણ બદલાતી જતી સ્થિતિ નજરમાં રાખવી પડે છે. ગમે તેવું પથ્ય ખાદ્ય હોય પરંતુ તે માફક નથી આવતું; બીજું ઓછું પથ્ય એવું ખાદ્ય યોજવું પડે છે. सातत्यात् स्वाद्वभावाद्वा पथ्यं द्वेष्यत्वमागतम् । कल्पना विधिभिस्तैस्तैः प्रियत्वं गमयेत्पुनः ॥ એકને એક જાતનો ખોરાક સતત ચાલુ રાખવાથી, ખોરાકને બરાબર પકાવતાં ન આવડતું હોય તો સ્વાદના અભાવથી, જો

પથ્ય ખોરાક પણ દરદીને માફક ન આવતો હોય તો વિવિધ જાતની કલ્પનાથી તે ખોરાક દરદીને રૂચે-પ્રિય લાગે એવો બનાવીને આપવો જોઇએ. આ નિયમ લક્ષમાં રાખીને મેધાવી વૈદ્ય આહારશાસ્ત્રના જ્ઞાનની મદદથી ઘણા ફેરફારો આહારમાં કરી શકે. દૂધના અનેક જાતના ખાદ્યપદાર્થો અત્યારે તૈયાર મળે છે. તે બધા ઓછાવત્તા પોષણપ્રદ પદાર્થો છે. આપણે દરદીઓના ઉપયોગમાં એને લઇ શકીએ.

ગમે તેવું અપથ્ય ખાદ્ય દરદી ખાતો હોય તો તે એકદમ ન છોડાવતાં-ક્રમશઃ છોડાવવું અને લાંબા વખતથી જે અપથ્ય પણ સાત્મ્ય થઇ ગયું હોય અને આ સાત્મ્ય થયેલું અપથ્ય દરદ વખતે અહિતકર લાગતું હોય તો પણ આ તરફ લાંબા વખતની ટેવથી એ સાત્મ્ય થયેલું છે, તે વિગેરે-ધ્યાન આપવું જોઇએ. औचित्यादस्य यत्सात्म्यं देशस्य पुरुषस्य च। अपथ्यमपि नैकान्तात्तत्त्यजंल्लभते सुखम्॥*—(ચરક.)

અંતે હચીન્સન અને મોટરામના મનનીય ગ્રન્થમાંથી નીચેનો ફકરો ટાંકીને આ લેખ બંધ કરૂં છું:—

"Put not your faith in printed dietaries or indeed in any general formularies. Above all, remember that the patient has larger and better opportunities of observation than the doctor, and, if he is a person of ordinary intelligence and self control he should be trusted. The doctor who attempts to dictate as an oracle in the matter of diet is like Lord Foppington's boot-maker, who insisted that he knew better than his client whether or not the shoe pinched." P. 576

હાંસોટ, તા. ૪-૬-૧૯૩૭

* જાદવજીભાઇવાળી ચરકની નવી આવૃત્તિમાં આ ઉપર સરસ ટીકા છે તે વાંચવા ભલામણ છે.

મનીન્દ્ર કુમાર મુખર્જી

# પિત્તાશ્મરીમાં કાકિલાક્ષનો ઉપયોગ

હાલમાં પિત્તાશ્મરીનો રોગ ઘણો પ્રચલિત થઇ પડયો છે, અગાઉ તે જૂજ પ્રમાણમાં હતો. તે એટલો તીવ્ર વેદનાભર્યો રોગ છે કે દર્દી મગજની સમતા ખોઇ બેસે છે અને ધ્રુસકે રડયા કરે છે. આયુર્વેદજ્ઞો એને સારી પેઠે સમજે છે. આયુર્વેદિક ચિકિત્સાપધ્ધતિ વડે તે સંતોષકારક રીતે સારો થઇ શકે છે. કાકિલાક્ષ-હાઇગ્રોફીલા-સ્પાઇનોઝા-અથવા ઇક્ષુરાકના સામાન્ય વપરાશથી આ રોગ કાબુમાં આવી શકે છે.

પિત્તાશ્મરીને પિત્તકોશાશ્મરી એવું સંજ્ઞાદર્શક નામ આયુર્વેદમાં અપાયલું છે. અંગ્રેજી વૈદ્યક મુજબ આપણે તેને પિત્તાશ્મરી—ગોલસ્ટોન—કહી શકીએ. પિત્તકોશાશ્મરી કે પિત્તાશ્મરીને, પિત્તશૂળ માનવા જેવી ભૂલ કરવી નહિ, કારણ તે એક જુદાજ પ્રકારનો રોગ છે અને તેમાં પથરી હોતીજ નથી, માત્ર પિત્તપ્રકોપથી એક પ્રકારનું દર્દ (ચૂંક) આવ્યા કરે છે.

આ દર્દની આવી ભૂલભરી ગેરસમજ માત્ર એટલેથીજ અટકતી નથી, પરંતુ પિત્તાશ્મરીની નિશ્ચિત ઓળખ એ એક કઠિન કાર્ય થઈ પડયું છે. કેમકે પરિણામશૂલ, વૃક્કશૂલ—રીનલ કોલીક—આન્ત્રક્ષત (ડ્યુઓડીનલ અલ્સર), યકૃતાર્બુદ અને યકૃત કર્કર (ટ્યુમર ઓર કેન્સર ઇન ધી લીવર), વિગેરેમાં પણ એવાજ પ્રકારનું દર્દ જણાય છે. આથી પિતાશ્મરીને કારણે શસ્ત્રક્રિયા કરવાનું નક્કી કરવું મુશ્કેલીભર્યું થઇ પડે છે. "ક્ષ"કિરણોથી તૈયાર કરેલી પ્રતિકૃતિમાં પણ પથરી સ્પષ્ટ

જણાતી નથી. આવી નાસીપાસીમાં કરેલો ખર્ચ નકામો થઇ પડે છે, કેમકે પથરી હજી તૈયાર થતી હોય છે અથવા તો સ્પષ્ટ જણાય નહિ એટલા ઉંડાણમાં બાઝી હોય છે. જુદે જુદે સમયે લીધેલી પ્રતિકૃતિઓ પણ કોઈ નિશ્ચિત સૂચન કરી શકતી નથી. આથી શસ્ત્રક્રિયા કરવાનું કાર્ય એક સાહસ ખેડવા જેવું થઈ પડે છે, સિવાય કે વૈદ્યકીય સલાહકાર મંડળ તરફથી પથરીનોજ નિશ્ચિત પ્રકાર નક્કી થાય નહિ. આથી ખાસ સાવચેતીપૂર્વક રોગનિદાન વડે પિતાશ્મરી નક્કી કરી લેવી જોઇએ. ભળતોજ રોગ સમજી ભુલપૂર્વક કરેલી સારવાર એ સામાન્ય ગેરસમજ કરતાં વધુ નુકસાનકારક થઇ પડે છે. પરંતુ એક અનિશ્ચિત દર્દ માટે શસ્ત્રક્રિયા કરવી તે તો ભુલનો ભયંકર ભોગ વહોરી લેવા બરાબર છે. આ વિષે તો પુષ્કળ વિચાર કરવાની જરૂર છે. તેથી આ રોગમાં ખાસ કરીને ઇક્ષુરકનો ક્ષાર દરેક વૈદ્યે વાપરી જોવો જોઇએ અને ત્યાર પછીજ બીજી ગુંચવણભરી ઉપચારપધ્ધતિ અજમાવવી જોઇએ અથવા **ઔષધસાધ્ય દર્દ નથી** એવો નિર્ણય કરવો જોઇએ.

આ દર્દ ખરેખર બિપદ્મોહકર દર્દજ છે.

આ દર્દ થવાનાં કારણો નીચે મુજબનાં સમજાવી શકાય. વાયુપ્રકોપનાં તમામ કારણો આ રોગનાં મૂળ કારણો થઇ શકે. પિત્તકોપમાંથી આ વાયુપ્રકોપ પિત્તરસ ઝરતો અટકાવે છે. આથી ભેગું થયેલું પિત્ત જામી જઇ પત્થર જેવું સખ્ત થઇ જાય છે. આથી પિત્તાશય કઠણ, મોટું અને દાહમય જણાય છે. વાયુપ્રકોપનાં કારણો આયુર્વેદજ્ઞો સમજી શકે છે અને તેથી થયેલ સંપ્રાપ્તિ સહુને સુગમ છે. વાયુ તો શકિતસંચારનું મૂળ સાધન છે. તેના વડે શરીરની સઘળી ક્રિયાઓ પ્રગતિમાન રહે છે. તેની મદદ વગર પિત્ત કે કફ કાંઇ કાર્ય સાધી શકતાં નથી. આ રોગની અગમચેતીભરી ચેતવણી જમણી બાજુની પાંસળીઓની નીચેના ભાગમાં કાંઇક વધતું જતું ભારેપણું, ક્ષુધાનાશ, બંધકોશ અને નબળાઇથી શરૂ થાય છે. ચૂંક તો છેલ્લે માલુમ પડે છે કે જ્યારે ખરેખર રોગની શંકા સમજમાં આવે છે. મુખ્ય ચિહ્નોમાં તો પિત્તાશયથી શરૂ થતું શૂળ આગળ પાછળ, ઉપર નીચે, બરડા,

ખભા અને દુંટી સુધી થતું જણાય છે. ઉલટી પણ સાથે જણાય છે. પિત્તાશયની નળીનું મુખ વિકાસ પામતાં પથરી આંતરડાંના શરૂ ભાગમાં ઉતરે છે. દર્દીને વારંવાર આંકડી આવે છે જેથી તે મૂર્છાવશ અને મૃત્યુશરણ થઈ જાય છે.

તીવ્ર વેદનાનાં ચિહ્નો નીચે મુજબ છે: દર્દી દુઃખથી આડોઅવળો ફરે છે, દાંત કચડે છે, દર્દવાળો ભાગ દબાવે છે, તેને ટાઢ ચડે છે, પુષ્કળ પરસેવો નીકળે છે ને વારંવાર વમન કરે છે, પેશાબે જાય છે, થાકે છે, તરફડે થાય છે. કોઇ કોઇ વાર તે મૂર્છામાં પડી રહે છે.

### રોગનાં કેટલાંક લક્ષણો

૧. સ્ત્રીઓને આ દર્દ વધુ પ્રમાણમાં થતું જોવામાં આવે છે. ૩૦ વર્ષ ઉપરની સ્ત્રીઓને એના વિશેષ હુમલા સહન કરવા પડે છે. વંધ્યા કરતાં બાળબચ્ચાંવાળી સ્ત્રીઓને આ દર્દ વધુ થાય છે. જેઓ તંગ પોષાક પહેરે છે તેઓ શરીરના છાતીથી પેટના ભાગને બંધનમાં નાખી ઉદર પટલની હીલચાલને અને પિત્તાશયના ઝરતા રસને અજાણ્યે અટકાવે છે, કિંવા તે કાર્યને સરળતાપૂર્વક થતું અટકાવે છે. ગરમ પ્રદેશની સ્ત્રીઓના સાદા ઢીલા પોષાકથી તો આ દર્દ સ્ત્રીઓને ભાગ્યેજ થવું જોઇએ. જેથી આગળના જમાનામાં આ દર્દ સ્ત્રીઓને થતું જણાતું નહોતું. આગલા જમાનાના લોકોમાં અજુગતી નુકસાનકારક રહેણીકરણી અને સ્ત્રીઓને પાશ્ચાત્ય ઢબની ઢીંગલીઓ બનાવવાની પ્રથા નહોતી. તેઓને સાદાઇજ પ્રિય હતી. આથી ચાલુ જમાનાની પુખ્ત ઉમરની સ્ત્રીઓ તેમની શરીરશક્તિઓના ઘસારા સાથે આ દર્દમાં સપડાઇ જાય છે તે સ્વાભાવિકજ છે.

૨. દર્દની આંકડી ઉપડીને અટકે છે અને વળી ફરી આવે છે ને થોડા થોડા દિવસે ચાલુ–બંધ થતી રહી દુઃખ આપે છે.

૩. કમળો થયેલો જણાય છે, જે પિત્તાશયમાં પથરી રોકાઇ જવાથી થાય છે. પથરી નિશ્ચિત કરવાનું આ એક સાધન થઇ પડે છે.

૪. કોઇક વાર છૂટી પડેલી પથરી આંતરડાંમાં ઉતરી તેના કાર્યને રોકે છે. આ ભયંકર સ્થિતિમાં શસ્ત્રક્રિયા કર્યા સિવાય છૂટકો નથી.

ખોટી શસ્ત્રક્રિયા કરી અણધાર્યું મોત નોતરવા જેવી પરિસ્થિતિમાંથી બચવા ખાસ અગમચેતી રાખવી ઘટે છે. હોંશિયાર વયોવૃધ્ધ શસ્ત્રવૈદ્યોએ પણ આ દર્દનો નિર્ણય કરવામાં ગંભીર ભૂલો કરેલી છે.

**પથરી થયેલી હોવામાં કેટલાંક માર્ગદર્શક ચિહ્નો.**

૧. લાંબે ગાળે આંકડી આવ્યા કરે અને તીવ્રતામાં વધારો થતો જણાય.

૨. થોડી થોડી વારે ઉલટી થાય, ખોરાક, પિત્ત સાથે ઉલટીમાં બહાર આવે અને કદિક ઉલટી બંધ પડે.

૩. દર્દ ચાલુ હોય ત્યારે આંખે પીળાશ આવે. દર્દી ફિક્કો, લોહી વગરનો, સામાન્ય રીતે કમળાના દર્દી જેવો જણાય.

૪. અમ્લવિપાક, અરૂચિ, ખોરાક ભાવે નહિ.

૫. શરીરમાં દાહ જણાયા કરે.

૬. કમકમાટ

૭. માથું દુઃખ્યા કરે.

વાયુવૈગુણ્યથી અજીર્ણ હંમેશ થાય છે. પિત્તાશ્મરીનું વાયુવૈગુણ્ય એ અભ્યન્તર કે સંનિકૃષ્ટ (અંદરનું અથવા નજીકનું) નિદાન છે એ આપણે અગાઉ દર્શાવી ચૂક્યા છીએ. અથવા એક અજીર્ણ માત્રથી પણ આ દર્દ શરૂ થઇ શકે છે.

કોકિલાક્ષ એ પુષ્કળ પ્રમાણમાં મળી આવતી વનસ્પતિ છે. ખૂલ્લાં ખેતરો, ભેજવાળી જમીન, અને તળાવની પાળ ઉપર એ મળી આવે છે. તે (ક્ષુપ) કાંટાળો છે. તેને ભૂરાં ફૂલ આવે છે. લાંબા પાન હોય છે. યૂનાનીમાં એને તાલમખાના કહે છે. ખેડુત એને ઓળખે છે. તેમજ વનસ્પતિશોધકો પણ તેના જાણકાર હોય છે.

ઇક્ષુરક તેની પિત્તાશય ઉપરની ક્રિયા માટે જાણીતું છે. તે પિત્તાશયની યોગ્ય ક્રિયા શરૂ કરી તેને ચિરસ્થાયી બનાવે છે. સ્વરસ કરતાં ક્ષાર તરીકે તે વધુ ફાયદો કરે છે. સુશ્રુતે કહેલી પાલીપક્ષારની પ્રસ્તુતિ વિધિ પ્રમાણે આ ક્ષાર બનાવવામાં આવે છે. કોઇ કોઇ વૈદ્યશાસ્ત્રીઓ કોકિલાક્ષની રાખમાંથી અન્તર્ધુમ વિધિ પ્રમાણે તેનો ક્ષાર કરવાની

તરફેણમાં છે. પરંતુ આ પદ્ધતિએ મળેલા અંગાર વડે ક્ષાર બનાવવો લગભગ અશક્ય છે. વિષ્ણુપદામૃત (પ્રાણવાયુ)ના નિરંતર સ્વતંત્ર પૂરવટાવાળી ખુલ્લી જગ્યામાં કોકિલાક્ષની દહનક્રિયા પણ સંતોષ-કારક પરિણામ આપી શકે.

મહર્ષિ સુશ્રુતાચાર્યની સૂચના મુજબ, આ ઔષધિ, મધ્યાવ-સ્થામાં જ્યારે તેની શક્તિ સંપૂર્ણ ખીલેલી હોય ત્યારે સંગ્રહિત કરવી જોઇએ.

જમ્યા પછી ઠંડા પાણી સાથે આ ક્ષાર ૬ થી ૧૨ ગ્રેન લેવાનો છે. ૧૫ દિવસના સેવનથી તેના ઉત્તમ ગુણ જણાઇ આવે છે. પિત્તા-શયનું હદ બહારનું વધવું અને પથરીની આંકડી, એ બન્ને ચિહ્નો નરમ પડે છે. પિત્તાશયની તમામ પ્રકારની અવ્યવસ્થામાં આ ક્ષાર દિવ્યૌ-ષધિની ગરજ સારે છે. શરીરની પીળાશ દૂર કરે છે, ચ્હેરાની ફિક્કાશ દૂર થાય છે. થોડાંક વધુ અઠવાડિયાંના વપરાશથી પથરી ઓગળી જઇ દર્દી શસ્ત્રક્રિયાના સંકટમાંથી આબાદ બચી જાય છે. પહેલેજ દિવસે, પિત્તાશયકોશ ઉત્તેજીત થાય છે. પિત ઝરવાની ક્રિયા ચાલુ થાય છે. શરૂઆતમાં, કદાચ થોડીક ઉલટી થાય પણ તે થોડાજ દિવસમાં શાન્ત પડે છે. પેશાબમાં તથા ઝાડામાં કમળાનાં ચિન્હો જણાતાં બંધ થાય છે. જાણે કોઈ જાદુઇ લાકડીથી દર્દ છૂમંતર થઇ ગયું હોય તેમ લાગે છે. આ ક્ષારમાં કોઇ પણ ઝેરી અસર જરા પણ નથી, તેની આ લેખકને ખાત્રી છે.

આ દવાના વપરાશ દરમિયાન સખ્ત પરહેજી પળાવી જોઇએ. પિત્તાશયને જેમ બને તેમ ઓછો શ્રમ પડે અને આરામ મળે એ હેતુ તરફ ધ્યાન રાખવું. વળી, શરીરને જોઇતું પોષણ બરાબર મળી રહે તેવી ગોઠવણ પણ રહેવી જોઇએ. વનસ્પતિ–ખોરાક, શાકભાજી વધુ પ્રમાણમાં વપરાવાં જોઇએ. નત્રિલ પદાર્થો પિત્તાશય અને મૂત્રાશયની ક્રિયા વધારે છે, તેથી માંસ, માખણ, તેલ વિગેરે વાપરવાં પણ તે ઘણાજ થોડા પ્રમાણમાં વપરાવાં જોઇએ. ફળો થોડાંક પ્રમાણમાં લેવાં જરૂરનાં છે. થોડે થોડે આંતરે પાણી પીતા રહેવાથી પિત્તસ્રાવને મદદ થશે.

કેશવરાય હરજીવન ભટ્ટ

# સન્ધિગત વાતરોગ

**આ** બેકારીના જમાનામાં ઘણાખરાને પોતાના નિર્વાહનો આધાર યંત્રવત નોકરી અગર તો રોજીંદા કામ ઉપર હોય છે. આવી સ્થિતિમાં આ રોગ આક્રમણ કરે છે ત્યારે ઇનસાન બહુ કફોડી સ્થિતિમાં મૂકાઇ જાય છે. કારણ કે "રૂમેટીઝમ" માણસને પોતાનું રોજીંદું કામ કરતો બંધ કરી દે છે. આથી આ રોગ વૈદ્યકીય દૃષ્ટિએ જેટલો રસપ્રદ છે, તેના કરતાં પણ વિશેષ કરકસરની દૃષ્ટિએ મહત્વનો હોઇ, તેને માટે બે શબ્દ લખવા પ્રેરાઉં છું.

પ્રથમ તાવના હુમલાથી દર્દી સમજી શકતો નથી કે આ પ્રમાણે શાથી થાય છે પરંતુ જ્યારે ક્રમશઃ તાવ વધવા માંડે છે, નાડી જલદ બને છે, જીભ ઉપર છારી વળે છે, તૃષા લાગે છે, ઝાડો કબજ રહે છે, પેસાબ લાલ રંગ–હાઇ કલર્ડ–પકડે છે; ખભો, ઘુંટણ ને કોણીના હાડકામાં અસહ્ય વેદના થાય છે અને હલન ચલન પણ થઇ શકતું નથી, ત્યારે દર્દી આ રોગની ભયંકરતા સમજી જાય છે. આયુર્વેદજ્ઞો આ રોગને આમવાત ને પાશ્ચાત્ય વિદ્વાનો 'રૂમેટીઝમ" કહે છે. જ્યારે જનસમાજ આ રોગને 'સન્ધિગત વાતરોગ' નામથી ઓળખે છે. अंगमर्दोऽरुचिस्तृष्णा आलस्यं गौरवं ज्वरः। स्तब्धं च कुरुते गात्रमामवातः स उच्यते ॥ ઇત્યાદિ લક્ષણો ઉપરથી આમવાત ને રૂમેટીઝમનું સામ્ય જણાઇ આવે છે. જો કે બિરાદર મણીભાઇએ "વૈદ્ય કલ્પતરૂ" મે–૧૯૩૭ ના અંકમાં આમવાતને "ગાઉટ" સાથે સરખાવવાનો યત્ન કર્યો છે. તેમનો આશય ગાઉટ (નજલો) ને વાતરક્તથી જૂદો પાડી, વાતરક્તને બીજા કોઈ રોગ સાથે સરખાવવા ફાજલ રાખવાનો છે. શ્રી. મણીભાઇનું યુવાન માનસ છે,

શોધક દૃષ્ટિ છે, અધ્યયનશીલ સ્વભાવ છે. એટલે કંઇક નવું ઉપજાવી કાઢશે. પરંતુ આપણે તે ચર્ચામાં નહિ ઉતરતાં આમવાત (સંધિવા–રૂમેટીઝમ)ને આપણી દૃષ્ટિથીજ જોઇશું. "ગાઉટ" (નજલો) એ "મેટાબોલીઝમ"નું દર્દ છે. અને આમવાત એ પોષણ કાર્યની વિકૃતિથી થનારા રોગ જેવો છે, તેમ ઘડીભર માની લઇએ તો પણ આમવાત એ ગાઉટ છે તેમ સિધ્ધ થઇ શકતું નથી. કારણ કે આયુર્વેદજ્ઞોની નિદાનપ્રણાલી પાશ્ચાત્ય વિદ્વાનોની પધ્ધતિથી ભિન્ન પ્રકારની છે. એટલે આયુર્વેદના ઘણા ખરા રોગોમાં વિરુદ્ધાહાર વિહાર ઉપર ભાર મૂકેલો છે. અને જૂઓ આમવાતમાં પણઃ—

> * विरुद्धाहार चेष्टाम्यां मंदाग्नेर्† निश्चलस्य च।
> स्निग्ध भुक्तवतोह्यन्नं व्यायाम कुर्वतस्तथा॥
> वायुना प्रेरितो ह्यामः श्लेष्मस्थानं प्रधावति।
> तेनात्यर्थं विदग्धोऽसौ धमनीः प्रतिपद्यते॥
> वातपित्तकफै भूर्योदूषितः सोऽन्नजोरसः।
> स्रोतांस्यभिष्यन्दयति नानावर्णोऽति पिच्छिल.॥

વિરૂધ્ધ આહાર વિહાર કરનારનો, મંદાગ્નિવાળાનો, કસરત ન કરનારનો, આમ (કાચો રસ) વાયુથી પ્રેરણા પામી કફસ્થાન, મોટા સાંધા વિગેરેમાં જાય છે, ને ત્યાં વાયુથી બગડી ધમનીઓમાં જાય છે. અને પછી તે વાત, પિત્ત, કફથી વધારે દુષ્ટ થઇ બધા માર્ગોને પુરી દે છે. લોહીમાં લેકટીક એસીડ વધે છે, અને તેથી સાંધા પકડે છે. વિરૂધ્ધ આહારવિહારથી રકતવિકાર થાય છે. અને આમવાત (રૂમેટીઝમ)નું મૂળ કારણ રકતવિકાર છે.

ડૉ. એન. આર. સેનગુપ્તા, એમ. ડી. નું કથન છે કે :—

"પહેલાં એમ મનાતું કે રોગોના ઉત્પાદક જંતુઓ છે. આજે એમ મનાય છે કે રસગ્રંથીઓ (endocrines))માં ગરબડ થવાથી રોગો થાય છે. આવતી કાલે કદાચ એમ પણ કહેવાશે કે "આલ્કેલીનીટી" (ક્ષારત્વ) નો ફેરફાર બધા રોગોમાં

* impropriety of food and of conduct † bad appetite

કારણભૂત છે. આવી રીતે આપણે આપણા વિચાર વારંવાર બદલ્યા કરીએ છીએ, ત્યારે આયુર્વેદે તો ૨૫૮ ને સીધું કહી દીધું છે કે રોગો થવામાં વિરુધ્ધ આહાર-વિહાર કારણભૂત હોય છે. એટલે विरुद्धाहार चेष्टाम्यां ૨૦૬ ઉપરથી आमवात ને ગાઉટ (gout—જુઓ) કહેવાનો પરવાનો મળી જતો નથી. કારણ કે એકલા "ગાઉટ"માંજ નહિ પણ અનેક રોગોમાં વિરૂદ્ધાહાર વિહાર કારણભૂત હોય છે"

ઉલટું આમવાતમાં (Rheumatism) પ્રથમ સાંધા પકડાય છે. જ્યારે "ગાઉટ" પ્રથમ અંગુઠામાં ને પછી ન્હાના સાંધામાં ફેલાય છે. ગાઉટમાં હાથપગ હલાવી શકાય છે ત્યારે આમવાત-રૂમેટીઝમમાં હલન ચલન થઇ શકતું નથી અને સ્તબ્ધ થઇ જાય છે. એટલે નીચેના શબ્દો "રૂમેટીઝમ"ને વધારે લાગુ પડે છે.

*युगवत्कुपितावेतौ त्रिकसंधि प्रवेशकौ । स्तब्धं च कुरुते गात्रम् आमवातः स उच्यते ॥* અને હવે તેના સમર્થનમાં વ્હીલર અને પીલીઅમ જેકનાં વચનો સરખાવો :—

The rheumatic pain begins in one of the larger joints, usually the knees, wrists or ankles. જ્યારે "ગાઉટ"માં The small joints of the toes and fingers are most often affected.

આ ઉપરથી આમવાતનું સામ્ય રૂમેટીઝમ તરફ વધારે ઢળે છે. "રૂમેટીઝમ"માં તાવનું સ્વરૂપ વિશેષત: હોય છે. તાવ ૧૦૧° થી ૧૦૫° સુધી જાય છે અને Salicylate (સોડી. સેલીસીલેટ) આપવામાં ન આવ્યું હોય તો તાવ નવથી દસ દિવસ સુધી રહે છે. જ્યારે "ગાઉટ"માં તાવનું જોર તેટલું હોતું નથી. નિદાનકાર માધવ પણ आलस्यं गौरवं ज्वर ઇત્યાદિ વચનોથી ઉપરની બાબતનું સમર્થન કરે છે અને સર ફ્રેડ્રીક ટેલર ગાઉટ બાબત લખતાં આ બાબતને ટેકો આપે છે કે :—

There is generally a history of many previous invasions of single joints, and less fever or sweating than in rheumatism.

स कष्टः सर्व रोगाणां यदा प्रकुपितो भवेत् ।
हस्त पाद शिरो गुल्फ त्रिक जानूरु सन्धिषु ॥
करोति सरुजं शोथं यत्रः दोषः प्रपद्यते ।
स देशो रुजतेऽत्यर्थं व्याविद्ध इव वृश्चिकैः ॥
जनयेत्सोऽग्नि दौर्बल्यं प्रसेकारुचि गौरवम् ।
उत्साह हानिं वैरस्यं दाहं च बहुमूत्रताम् ॥
कुक्षौ कठिनतां शूलं तथा निद्राविपर्ययम् ।
तृट् छर्दि भ्रम मुर्च्छांश्च हृदग्रहं विड्विबन्धताम् ॥

(આમવાત નિદાન)

(૧) મ્હેં શરૂઆતમાં જણાવ્યું તેમ આ રોગને પ્રકોપ બીજા રોગો કરતાં વધારે કષ્ટદાયી હોય છે. (૨) હાથ પગ, મસ્તક, ઘુંટી, ત્રિક, ઘુંટણ ને સાથળના સાંધામાં પીડા ને સોજો આવે છે અને વીંછીના ડંખ જેવી વેદના થાય છે. (૩) જઠરાગ્નિ મંદ પડે છે, અરૂચિ થાય છે. (૪) મ્હોંમાંથી પાણી છૂટે છે. (૫) હૃદયનું ગૌરવ થાય છે, ઉત્સાહ મંદ થાય છે. (૬) મ્હોં બેસ્વાદ રહે છે, દાહ થાય છે. (૭) પેસાબમાં વધારો થાય છે, કુક્ષિ કઠણ થાય છે, ઉંઘ આવતી નથી. (૮) "જ્યારે તાવનું જોર વધે છે ત્યારે" તૃષા, ઉલટી ને ચક્કર આવે છે ને દર્દી બેભાન થાય છે. (૯) હૃદયનાં દર્દ થાય છે. (૧૦) ઝાડાની કબજીયત રહે છે.

હવે ઉપરનાં લક્ષણો "રૂમેટીઝમ" સાથે સરખાવોઃ—

(૧) શરૂઆતમાં જણાવ્યું તેમ આ રોગ બીજા રોગ કરતાં કષ્ટકારક હોય છે.

(૨) A joint attacked by rheumatic pain is swollen, red, hot, tender to touch, and painful. The swelling is most manifest in the knee, ankle and in the wrist etc.

(૩) The appetite is bad. અને તેથી મંદાગ્નિ ને અરૂચિ રહે.

(૪) ટૉન્સીલાઇટીસ અને ફેરીન્જાઇટીસ હોય જેથી મ્હોંમાંથી પાણી છૂટે.

(૫) હૃદયમાં એન્ડોકાર્ડાઇટીસ, પેરીકાર્ડાઇટીસ ને પ્લુરસી વિગેરે થાય, જેથી હૃદયનું ગૌરવ થાય અને ઉત્સાહમંદ રહે.

(૬) Bad appetite ને લઇને મ્હોં બેસ્વાદ રહે અને દાહ થાય.

(૭) પેસાબ લાલ રંગનો ઉતરે ને તેમાં (Acidity) અમ્લતા વધે. દર્દીને દર્દના કારણે સણકા આવે અને ઉંઘ આવે નહિ.

(૮) When the temperature exceeds 107° the patient becomes semi-comatose or even quite comatose.

(૯) નં. ૫ માં જણાવ્યા પ્રમાણેનાં હૃદયનાં દર્દ થાય જેથી આ રોગમાં હૃદયની ખાસ સંભાળ રાખવાની જરૂર છે.

(૧૦) The bowels are constipated.

રૂમેટીઝમ એકયુટ ને ક્રોનીક તેમ બે ભેદ છે. ઓચીંતા તાવ સાથે સાંધા પકડાઈ જાય તેને એકયુટ (તિક્ષ્ણ) કહે છે અને "એકયુટ રૂમેટીઝમ" થઈ ગયા પછી ઘણી વાર સાંધાઓમાં કે બીજે ક્યારેક ક્યારેક દર્દ થયા કરે છે અને તે દવાથી જલદી કાબુમાં આવતું નથી તેને "ક્રોનીક રૂમેટીઝમ" કહે છે.

## આ રોગ ન થાય તે માટે શું કરવું ?

શરદીથી હંમેશા સાવચેત રહેવું. નાક ને ગળાની સંપૂર્ણ સંભાળ રાખવી. ટૉન્સીલ્સ કે બીજી ગ્રંથીઓ (Tonsils and *adenoids*) જો દૂર કરવા જેવું જણાય તો દૂર કરવી. ભીની જગ્યાએ રહેવાની કે ન્હાવાની ટેવ છોડી દેવી. બાળકોને ભીને કપડે રહેવા દેવા નહિ. દહીં, આંબલી, ગોળ, દારૂ, સાકર, અડદ, ભારે ખાણાં-પીણાં ને કઠોળ ખાવાં નહિ તથા રાત્રીનું જાગરણ કરવું નહિ.

અટાણ બીલકુલ ન ખાવી. આહાર વિહારમાં નિયમિત રહેવું. શરબતો વિગેરે પીણાંને બદલે સૉડાવૉટરનો ઉપયોગ કરવો.

## દર્દ થયા પછી શું કરવું ?

દર્દીને સંપૂર્ણ આરામ આપવો. શરદી બીલકુલ ન લાગે તેમ કરવું. ગરમ વસ્ત્ર પહેરાવવાં ને ઓઢાડવાં. સાંધાઓનું બહારના આઘાતોથી રક્ષણ કરવું, દુઃખતા ભાગને ફ્લાલિનથી કે કૉટન–વૂલથી લપેટી રાખવો. ખોરાક સાદો ને હલકો આપવો. મગનું ઓસામણ, દૂધ, ચોખા, મગની દાળની ખીચડી, સાબુ ચોખાની કાંજી, વિગેરે આપી શકાય. પાણીને બદલે સૉડાવૉટર ને જવના પાણીનો છૂટથી ઉપયોગ કરવો. કારેલાંનું બાફેલું શાક તથા સરગવાની શીંગોનું શાક આપવું. દસ્ત સાફ આવે છે કે નહિ તે ખાસ ધ્યાનમાં રાખવું. દર્દ અટકાવવાનાં તથા થવાનાં જે કારણો બતાવ્યાં તે ખાસ લક્ષમાં રાખવાં.

શરૂઆતમા ચોકખું દીવેલ અદીભાર, સુંઠના ઉકાળામાં અથવા તો સુંઠ નાખેલી ચ્હા સાથે લેવું. આ દર્દની ખાસ દવા તો સૉડિયમ સૅલિસિલેટ છે અને તે અદ્‌ભુત કામ આપે છે. જો દર્દનો હુમલો સખ્ત હોય તો શરૂઆતમાં દસ ગ્રેન બબ્બે કલાકે જ્યાં સુધી દર્દ કમતી ન થાય ત્યાં સુધી આપવું અને ત્યાર બાદ ચચ્ચાર કલાકે તાવ –temperature–ઓછો ન થાય ત્યાં સુધી આપવું. જેમ દર્દનું પ્રમાણ ઘટતું જાય તેમ દવાનું પ્રમાણ ઘટાડતા જવું અને સર્વ પરિસ્થિતિનો બરાબર અભ્યાસ કરી બુદ્ધિપૂર્વક ઔષધ આપવું. આ દવા શરૂ કર્યા પછી બીજા ઉપદ્રવો થવાનો સંભવ ઓછો રહે છે.

મહાયોગરાજ ગુગ્ગુળ તથા મહારાસ્નાદિ ક્વાથ આ દર્દમાં સારી અસર કરે છે. સવારમાં વહેલાં તે ક્વાથનો અદીભાર ઉકાળો તૈયાર કરી અંદર દીવેલ નાંખી પી જવું અને સવાર, સાંજ મહાયોગરાજ ગુગ્ગુળની મગ જેવડી બે ગોળીઓ દૂધ સાથે લેવી. જો સાથે શીલાજીતયુક્ત ચંદ્રપ્રભા લેવામાં આવે તો ઘણો સારો ફાયદો બતાવશે.

જો પરમીઓ કે ચાંદી (Gonorrhoea and Syphilis) અગાઉ થયેલ હોય તો કરીયાતાની ચા (Infu–chireta) સાથે પોટાસ–આયોડાઇડ આપવુ દવા લાંબો સમય ચાલુ રાખવી. લસણની કળીઓ ઘીમા તળીને ખાવાથી ઘણો ફાયદો કરે છે. કેટલાક લોકો લસણની કળી રાત્રે છાશમા પલાળી રાખી સવારે તેને સાફ કરી વાટી, પછી તેમા અજમો, જીરૂં, સુંઠ, પીપર, મરી, સેકેલી હીંગ, સંચળ ને સીંધાલુણ તે સર્વનુ સમાન ચૂર્ણ લસણથી પાચમા ભાગનુ લઈ, પુંકર મૂળના ક્વાથ સાથે અર્ધો અર્ધો તોલો લે છે. કળથી સ્વેદલ હોવાથી તેની રાબ પીવાથી પણ ફાયદો થાય છે.

રાસ્ના, ગરમાળાનો ગોળ, દેવદાર, ગોખરૂ પુષ્કર મૂળ, સુંઠ સાગેડી, હરડે એ આઠ વસ્તુનો સમાન ભાગે બનાવેલો ક્વાથ અચ્છું કામ કરી બતાવે છે

સ્થાનિક લગાડવા માટે લીની બેલેડોના, લીની મેથીલીસેલ, (Lini. of methyl salicylate). લીની કેમ્ફર, લીનીમેન્ટ પોટ. આયોડાઇડ, લીની ટર્પેનટાઇન ઇત્યાદિ ઠીક કામ આપે છે. મહા-નારાયણ તેલ અને વિષગર્ભ તેલ પણ સારૂં કામ આપે છે લીની બેલેડોના વિગેરે લીનીમેન્ટ લગાડ્યા પછી સાધા ઉપર રૂ મૂકી તેને લપેટી દેવો, ખુલ્લો રાખવો નહિ. આ ચોળવાની દવાઓ ઝેરી હોય છે, જેથી તેનો સંભાળપૂર્વક ઉપયોગ કરવો એક દર્દીને મેં લાંબી ટ્રીટમેન્ટ આપ્યા પછી છેવટે એક પગના ઘુંટણનો સોજો રહી ગયેલો, જે આખરે "આયોડેક્સ"નો મલમ લગાડવાથી દૂર થયો હતો. દર્દીને સાધામા બહુજ દર્દ થતુ હોય ત્યારે ધીમા શેકથી રાહત મળે છે. દરદ

---

यवा कुलत्था श्यामाका कोद्रवा रक्तशालयः।
वास्तुक शिग्रु वर्षाभू कारवेल्लपटोलकम् ॥
आर्द्रकं तप्तनीरं च लशुन तक्रसंस्कृतम्।
जाङ्गलाना तथा मांसं सामवात गद हितम् ॥

(આમવાત ચિકિત્સા)

મટયા પછી પણ દરદીને કૉડ લીવર ઑઇલ, લોહ, માખણ વિગેરે જેવાં ટૉનિક આપવાં જોઇએ અથવા તો મહાયોગરાજ કે ચંદ્રપ્રભા નં. ૧ ચાલુ રાખવાં જોઇએ.

## કેટલાક અનુભવો

આજથી બરાબર આઠ વર્ષ પહેલાંની એ વાત છે. એક દર્દીને હાથ પગના સાંધા તદ્દન જલાઇ ગયેલા તેવી સ્થિતિમાં ગાડામાં નાખીને બહારગામથી મ્હારી પાસે લાવેલા. દર્દી તદ્દન પથારીવશ હતો. તેનામાં હાથ પગ હલાવવાની બીલકુલ શક્તિ ન્હોતી. આવી સ્થિતિમાં દવાથી શી અસર થાય છે તે દરરોજ જોઇ શકાય તે ઉદ્દેશથી મ્હેં તેને ગામમાં રોકાવાનું સૂચન કર્યું.

શરૂઆતમાં ચોકખું દીવેલ (Castor oil) અઢી રૂપીઆભાર, સુંઠ નાખેલી ચ્હા સાથે આપેલું અને પછી બે ત્રણ દિવસે આપતો. પીવામાં પાણીને બદલે "સોડાવૉટર"નો છૂટથી ઉપયોગ કરવા સૂચન કર્યું હતું. દરરોજ સ્હવારે બે તોલા મહારાસ્નાદિ ક્વાથનો ઉકાળો અને મહાયોગરાજ ગુગ્ગુળ આપતો. ઉગતી જુવાનીના જોમમાં સુખી સાહેબને પરમીઓ (Gonorrhoea) થયેલો તેવી મ્હને શંકા હતી, જેથી કરીયાતાની ચ્હા (Infu-chireta) સાથે "પોટાસ-આયોડાઇડ" આપતો. ચોળવા માટે લીની. કેમ્ફર ઍમોનેટેડ તથા મહાનારાયણ તેલ આપવામાં આવતું. જ્યારે સાંધા ઉપર લીની. બેલેડોના લગાડી પાટો બાંધવામાં આવતો. દર્દીને ખાવામાં દૂધ, ચ્હા, કૉફી, મગનું ઓસામણ ને સોડા ઇત્યાદિ આપવામાં આવતું. લગભગ બાર દિવસે દર્દીને ઠીક ઠીક અસર થવા લાગી. બરાબર એક માસે પોતાને ઘેર જઇ શકે તેવું થયું. ત્યાર પછી સ્હેજસાજ દુઃખાવા માટે ઉપર જણાવેલી દવાઓ ચોળવા માટે આપવામાં આવી હતી અને શરીરમાં અમ્લતા (Acidity) ન વધે તે જાતના ખોરાકની છૂટ આપવામાં આવી હતી તેમજ માખણનો છૂટથી ઉપયોગ કરવા સૂચવ્યું હતું. ત્યાર બાદ તે દર્દનો હુમલો તેને ફરી થયો નથી.

એક વખત એક દશ વર્ષના બાળ ને રાનીએ અચાન- સાધા પકડાએના માલુમ પડના અને રહનાગના મ્હને મોનારી જતા temp 104° માલુમ પડયુ, જેને Sodium Salicylate-સોડી સેલીસીનેની ટ્રીટમેન્ટ ઉપર રાખેનો અને ચોળના માટે Lini Terbinth આપનામા આવતુ હતુ ખોરાકમા મોસબી, દૂધ, ચ્હા ટોશી, બાર્લી પર્ન વિગેરે આપનામા આનતુ દર્દીના ફેફસા સડો વાળના હોવાથી તેમજ નબળાઇ ખૂબ વધારે જણાતી હોનાથી કોઇક વાર Brandy આપવામા આવતી દર્દીને સપૂર્ણ આરામ આપનાની ફરજ પાડવામા આની હતી દસ્ત સાફ લાનવા Paraffin અથવા તો Castor oil આપનામા આ યુ હતુ છાતીએ તથા સાધા ઉપર ' એન્ટીફ્લોજેસ્ટાઇન લગાડવાનો નિયમ રાખ્યો હતો બગાનર આઠમે દિવસે ટેમ્પરેચર નોર્મલ થયુ હતુ અને પદરમે દિનસે દર્દીને સપૂર્ણ આરામ થયો દર્દ મટયા પછી લોહશિનાજીતયુ ત ચદ્રાભા તથા મહાયોગરાજ ગુગ્ગુળનુ સેનન ચાલનાનુ રાખ્યુ હતુ

ઉપરના બે દાખના વાચ ને માર્ગદર્શક થાન ને ઉદ્દેશથી આપ્યા છે બાકી તો "નેચરન મેનીસીનેટ સપૂર્ણ આરામ અસાધારણ તન મન ને ધનથી સારનાર સાદો ખોરાક ફ્રુટ ગુનગુણ દૂધ વિગેરે અને નિનમિત દસ્ત દર્દીને આનામ આપનામા મોટો ભાગ ભજવે છે

અતુલ બિહારી દત્ત

# હિંદમાં માનસિક રોગો

"મનુષ્યનું માનસખરેર બેબિલોનનાં ભયંકર કમકમાટી ઉપજાવતાં ખરેરા કરતાં એ વધુ બિહામણું છે" એ કહેતી અક્ષરશઃ સાચી છે. આપણા લક્ષાવધિ રોગ અને નબળાઇઓમાં માનસિક રોગ અથવા માનસિક નબળાઈ ઘણીજ હતાશ કરનાર નબળાઇઓમાંની એક છે એમ કહેવામાં હવે બે મત છેજ નહિ, બલ્કે આપણો આખોએ સમાજ આજે આ પતનકારી રોગની મજબૂત પકડમાં જકડાયેલો છે, અગર જો નિર્વિલંબે યોગ્ય પગલાં નહિ લેવાય તો પરિણામે હિંદી જનતાની વધતી જતી બેહાલીજ આગળ આવી ખડી થશે એમાં સંશય નથી.

સને ૧૯૩૧ ની ખાનેશુમારી ઉપરથી જણાયું છે કે હિંદભરમાં એકંદર ૧,૨૦,૩૦૪ થી વધુ ગાંડા મનુષ્યો હયાત છે. એ ઉપરથી દર લાખ માણસો પૈકી ૩.૪ આવે છે આમ છેલ્લા ત્રણ દશકાના આંકડા જોતાં હિંદની પ્રજાના ચાલુ વધારા ઉપર ગાંડા માણસોની સંખ્યા વધતીજ જાય છે.

બારીક તપાસ ઉપરથી એમ જણાયું છે કે જે લોકો વધુ નશાબાજ હોય છે કિંવા આળસુ જીંદગી ગુજારે છે અથવા વધુ પડતા માનસિક બોજા તળે રહે છે, તેમનામાં ગાંડપણ વધુ સહેલાઇથી વિકાસ પામતો ફેલાવ મેળવી શકે છે. જેઓ સખ્ત મહેનત કરે છે કિંવા ખૂલ્લા પ્રકાશ અને હવામાં વધુ વખત કાઢે છે તેઓ એ રોગની ઝડપમાંથી વધુ બચી શકે છે.

હજુ સ્થળે સ્ત્રીઓને ઓછો માનસિક શ્રમ હોવાથી પુરૂષોજ વધુ રોગના ભોગ થઇ પડેલા માલૂમ આવે છે. વય પ્રમાણે પણ રોગનુ પ્રમાણ ઓછુવત્તુ જણાય છે. પુરૂષોમા ૨૫ થી ૩૫ અને સ્ત્રીઓમા ૨૦ થી ૩૫ વર્ષની ઉમરમા ગાડપણના વધુ કેસો જોવામા આવે છે એ વખતમા વધારે સાંસારિક ચિન્તાઓ, માનસિક ઉશ્કેરાટ અને કેટલાક સામર્ગિક રોગની ઝપટ ઉપરાંત સ્ત્રીઓની પ્રસવ પછીની નિર્બળ હાલત પણ રોગનો ફેલાવો કરવામા સાધનભૂત નિવડે છે

વળી આવા કેસોમા શારીરિક નિર્બળતા વિનાની પરિપૂર્ણ માનસ-નિર્બળતા વારંવાર સામાન્ય રીતે જોવામા આવે છે પરંતુ જો મન આવી અવ્યવસ્થિત અને વ્યગ્ર સ્થિતિમા હોય તો માત્ર સારી શારીરિક સંપત્તિજ કાંઇ મનુષ્ય તરીકે તેને સર્વ કાર્ય સારી રીતે બજાવવા શકિતમાન્ કરી શકતી નથી પરંતુ અજબ જેવી વાત તો એ છે કે આપણા લોક આ બાબત ઉપર પૂરતુ ધ્યાન કે વિચાર આપી શકતા નથી શારીરિક રોગો માટે તો અસંખ્ય ખાનગી દવાખાના પણ ખુલ્યા છે કે સ્થપાયા છે પરંતુ માનસિક રોગો મગજના, જો કે એ ભયભરેલી રીતે વધતા જાય છે છતા, કાંઇ નુજ જેવા થોડાક ઉપાયોજ યોજવામા આવેલ છે.

દુનીઆના બીજા દેશોની સરખામણીમા હિંદ પાસે ખરેખર પોતાના ગાંડા માણસો માટે નુજ જેવુ જ સાધન છે એમા સંશય નથી હિંદ પાસે ૧,૨૦ ૩૦૪ ગાંડા માટે ફકત ૧૮ ગાંડાખાનાઓ છે અને તેમા વધારેમા વધારે સખ્યામા એ ગણીએ તો માત્ર ૧૧,૦૪૦ દર્દીઓ માટેજ સવડ હોઈ, પ્રાતવાર ગણીએ તો એથી એ વધુ અસંતોષકારક પરિસ્થિતિ છે. બંગાળ પ્રાંત એ-લો એક પ્રકારે સૌથી જૂદોજ પડે છે મુબઇમા ૧૨,૬૪૫ દર્દી વચ્ચે પાચ ગાંડાખાનાઓ છે મદ્રાસમા ૧૮,૨૭૧ દર્દીમા ત્રણ ગાંડાખાનાઓ છે, જ્યારે બગાળમા એ બદકિસ્મતી દર્દીઓ માટે એકપણ ગાંડાખાનુ નથી, જો કે ત્યા ૨૨,૪૦૨ ગાંડા દર્દીઓ છે! એટલે કે હિંદના કુલ એકદર ગાંડાઓની એકપચમાંશ સખ્યા બગાળમા છે!

અતુલ બિહારી દત્ત

# હિંદમાં માનસિક રોગો

"મનુષ્યનું માનસખંડેર બેબિલોનનાં ભયંકર કમકમાટી ઉપજાવતાં ખંડેરો કરતાં એ વધુ બિહામણું છે" એ કહેતી અક્ષરશઃ સાચી છે. આપણા લક્ષાવધિ રોગ અને નબળાઈઓમાં માનસિક રોગ અથવા માનસિક નબળાઈ ઘણીજ હતાશ કરનાર નબળાઈઓમાંની એક છે એમ કહેવામાં હવે બે મત છેજ નહિ, બલ્કે આપણો આખોએ સમાજ આજે આ પતનકારી રોગની મજબૂત પકડમાં જકડાયેલો છે, અગર જો નિર્વિલંબે યોગ્ય પગલાં નહિ લેવાય તો પરિણામે હિંદી જનતાની વધતી જતી બેહાલીજ આગળ આવી ખડી થશે એમાં સંશય નથી.

સને ૧૯૩૧ ની ખાનેશુમારી ઉપરથી જણાયું છે કે હિંદભરમાં એકંદર ૧,૨૦,૩૦૪ થી વધુ ગાંડા મનુષ્યો હયાત છે. એ ઉપરથી દર લાખ માણસો પૈકી ૩.૪ આવે છે આમ છેલ્લા ત્રણ દશકાના આંકડા જોતાં હિંદની પ્રજાના ચાલુ વધારા ઉપર ગાંડા માણસોની સંખ્યા વધતીજ જાય છે.

બારીક તપાસ ઉપરથી એમ જણાયું છે કે જે લોકો વધુ નશાબાજ હોય છે કિંવા આળસુ જીંદગી ગુજારે છે અથવા વધુ પડતા માનસિક બોજા તળે રહે છે, તેમનામાં ગાંડપણ વધુ સહેલાઈથી વિકાસ પામતો ફેલાવ મેળવી શકે છે. જેઓ સખ્ત મહેનત કરે છે કિંવા ખૂલ્લા પ્રકાશ અને હવામાં વધુ વખત કાઢે છે તેઓ એ રોગની ઝડપમાંથી વધુ બચી શકે છે.

કેટલેક સ્થળે સ્ત્રીઓને ગોઝારો માનસિક શ્રમ હોવાથી પુરુષોજ વધુ રોગના ભોગ થઈ પડેલા મળી આવે છે. એ પ્રમાણે પણ રોગનું પ્રમાણ ઓછુંવત્તુ જણાય છે. પુરુષોમાં ૨૫ થી ૩૫ અને સ્ત્રીઓમાં ૨૦ થી ૩૫ વર્ષની ઉમરમાં ગાંડપણના વધુ કેસો જોવામાં આવે છે. એ વખતમાં વધારે સાંસારિક ચિન્તાઓ, માનસિક ઉશ્કેરાટ અને કેટલાક સામાજિક રોગની ઝપટ ઉપરાંત સ્ત્રીઓની પ્રસૂત પછીની નિર્બળ હાલત પણ રોગનો ફેલાવો કરવામાં સાધનભૂત નિવડે છે.

વળી આવા કેસોમાં શારીરિક નિર્બળતા વિનાની પરિપૂર્ણ માનસ-નિર્બળતા વારંવાર સામાન્ય રીતે જોવામાં આવે છે. પરંતુ જો મન આવી અવ્યવસ્થિત અને અસ્થિર સ્થિતિમાં હોય તો માનવ સારી શારીરિક સંપત્તિ છતાં મનુષ્ય તરીકે તેને સર્વે કાર્ય સારી રીતે બજાવવા શક્તિમાન્ કરી શકતી નથી. પરંતુ અજબ જેવી વાત તો એ છે કે આપણા લોક આ બાબત ઉપર પૂરતું ધ્યાન કે વિચાર આપી શક્યા નથી. શારીરિક રોગો માટે તો અસંખ્ય ખાનગી દવાખાના પણ ખુલ્યા કે કે સ્થપાયા છે પરંતુ માનસિક રોગો મગજના, જો કે એ ભયભરેલી રીતે વધતા જાય છે છતાં, બહુ જુજ જેવા ચોક્કસ ઉપાયોજ યોજવામાં આવેલ છે.

દુનીઆના બીજા દેશોની સરખામણીમાં હિંદ પાસે ખરેખર પોતાના ગાંડા માણસો માટે જૂજ જેવું જ સાધન છે એમાં સંશય નથી. હિંદ પાસે ૧,૨૦ ૩૦૪ ગાંડા માટે ફક્ત ૧૮ રુગ્ણાલયો છે અને તેમાં વધારેમાં વધારે સંખ્યામાં એ ગણીએ તો માત્ર ૧૧,૦૪૦ દર્દીઓ માટેજ સવડ હોઈ, પ્રાંતવાર ગણીએ તો એથી એ વધુ અસંતોષકારક પરિસ્થિતિ છે. બંગાળ પ્રાંત એકલો એક પ્રકારે સૌથી જુદોજ પડે છે. મુંબાઈમાં ૧૨ ૬૪૫ દર્દી વચ્ચે પાંચ રુગ્ણાલયો છે. મદ્રાસમાં ૧૮ ૨૭૧ દર્દીમાં ત્રણ રુગ્ણાલયો છે, જ્યારે બંગાળમાં એ બદકિસ્મતી દર્દીઓ માટે એકપણ રુગ્ણાલય નથી. જો કે ત્યાં ૨૨,૪૦૨ ગાંડા દર્દીઓ છે! એટલે કે હિંદના કુલ એકંદર ગાંડાઓની એકપંચમાંશ સંખ્યા બંગાળમાં છે!

આયુર્વેદિક અષ્ટાંગ માર્ગ એકંદર માનવદર્દો માટેની એક વિશાળ અને વ્યવસ્થિત પદ્ધતિ છે. આયુર્વેદ નૈતિક અને આધ્યાત્મિક આરોગ્ય શાસ્ત્રને પણ પોતાની યોજનામાંથી બાકાત રાખતું નથી, અને જણાવે છે કે સત્વ, રજસ્ અને તમસ્‌ની વિષમ સ્થિતિમાંથીજ માનસરોગોની ઉત્પત્તિ થાય છે. માનસવિકૃતિની સંપૂર્ણ અને પધ્ધતિસરની તપાસ પશ્ચિમમાં શરૂ થઇ નથી. આપણાં રસાયનો અને વાજીકરણો હાલની શોધખોળના વિષય થઈ પડયા છે કારણ કે તેને પાશ્ચાત્ય ડૉકટરો નવજીવન અને શક્તિસંજીવનને નામે ઓળખે છે. આયુર્વેદમાં માનસ-અધ:પાતના પણ ખાસ ઉત્તમોત્તમ ઉપાયો દર્શાવ્યા છે, પરંતુ ખેદની વાત તો એ છે કે ગાંડાં માટેનાં લગભગ ૧૮ રુગ્ણાલયો છે છતાં તે પૈકી એક પણ રુગ્ણાલય આયુર્વેદિક પદ્ધતિએ ચિકિત્સા કરનારું છેજ નહિ.

હવે બંગાળા જેવા મોટા પ્રાન્તની જરૂરીઆતને પહોંચી વળવા અને આયુર્વેદની નિ:શંક અને ચઢીઆતી સફળતા પૂરવાર કરવા એક ગાંડપણનું રુગ્ણાલય ૨૦ બિછાના સાથેનું (જે તરતજ ૫૦ બિછાના સુધી સ્ત્રીપુરૂષ દર્દીઓ માટેનું મારે કરી લેવું પડયું હતું) ઉઘાડવામાં આવ્યું હતું. રોગીઓ માત્ર પ્રાન્તમાંજ એટલા વધ્યા નહોતા પણ પ્રાન્ત બહારથી એ આવ્યા હતા. આથી વધારે બિછાનાં ઉમેરવાની જરૂરીઆત જણાઇ અને તે પૂરવા પગલાં લેવાઇ રહ્યાં છે. સાથે સાથે મારે જણાવવુ પડે છે કે ઢાકા અને બેહરામપુરનાં સરકારી ગાંડપણનાં રુગ્ણાલયો તો હવે બંધ થઇ ગયાં છે અને બંગાળ સરકાર હવે રાંચી (બિહાર પ્રાન્ત) ના માનસ રુગ્ણાલયને મદદ આપે છે, પરંતુ સામાન્ય અને ગરીબ જનતાને સ્પષ્ટ કારણે તેનો લાભ મળી શકે એમ છેજ નહિ.

હવે મારા થોડાક અનુભવો સંક્ષેપમાં આપવા અસ્થાને નહિ ગણાય. માનસરોગોની ચિકિત્સામાં ઔષધો વારંવાર આનુષંગિક ભાગ ભજવે છે એમ નથી. માનસ ઉપચારપધ્ધતિ જેને સાઇકીક થિરેપી–Psychic therapy–કહેવામાં આવે છે, તે રોગીની સારવાર માટે ઉત્તમ નિવડે છે. નીચે પ્રમાણેની યોજના અને કાર્યપધ્ધતિ ઉત્તમ સફળતા આપનાર જણાઇ છે.

(૧) અપરિચિત વાતાવરણ, (૨) નિયમિત જીવનચર્યા, (૩) ઉંઘનો સમય વધારવો, (૪) બંધકોશ થવા દેવો નહિ, (૫) ખોરાક માટે સુરૂચિ જાગૃત કરવી, (૬) વ્યક્તિગત રૂચિ અને ઇચ્છાઓને આરોગ્ય સાચવવામાં અનુકૂળતા રહે તેવી રીતે સંતોષવી, (૭) સુવ્યવસ્થિત રમતગમતો, સામાજીક વાર્તાલાપ, ખુલ્લી હવામાં ફરવા જવું અને આમોદપ્રમોદમાં ભાગ લેવડાવવો, (૮) વ્યવસ્થાપક તરફથી માયાળુ અને મૈત્રીભર્યું વર્તન.

ઉપરોક્ત દિશાસૂચન પછી આ ભયંકર રોગનાં મૂળ કારણો શોધી કાઢવા વૈદ્યે સકારણ પ્રતિજ્ઞારી રાખી મનુષ્યના માનસખંડેરની યોગ્ય મરામત (પુનર્ઘટના) હાથ ધરવી રહી. આ રહ્યાં તે કારણો :—

(૧) આનુવંશિક કારણે સેંકડે ૩૦ ટકા દર્દીઓ ગાંડા થાય છે પણ તે તો માત્ર કિશોરાવસ્થા સુધીજ. (૨) ટાઇફોઈડ, લાંબી મુદતના ટાઢિયા તાવ, જુના અને શરીરને ક્ષીણ કરતા વ્યાધિઓ. (૩) દારૂ અને કેફી પીણાંનો હદ બહારનો ઉપયોગ. (૪) જનનેંદ્રિયના રોગો. (૫) માનસિક આઘાતો. (૬) મર્મ સ્થાનો ઉપર ચોટ લાગી થએલા આઘાત. (૭) વાયુનું દર્દ. (૮) આધ્યાત્મિક લાગણી. (૯) એકાન્તિક વિચારોમાં ગરકાવ થવું. (૧૦) એકાન્તિક એકલવાયી જીંદગી, અંધારી કોટડીમાં એકલા પૂરવાની શિક્ષા. (૧૧) હદ ઉપરાંતના શારીરિક અને માનસિક શ્રમ. (૧૨) ખોપરીની અંદરના પડના વિદ્રધ્ન, વિગેરે.

આયુર્વેદમાં ગાંડપણની ચિકિત્સા અને જ્ઞાનેંદ્રિયવિજ્ઞાનને લગતું સુંદર વર્ણન આપેલું છે અને બીજી ચિકિત્સાપદ્ધતિઓએ માનસિક અવ્યવસ્થાનાં જુદાં જુદાં ચિન્હો, મહાન આયુર્વેદિક શાસ્ત્રમાં બારીકાઇથી દર્શાવ્યા પ્રમાણે શીખી લેવાં જોઇએ.

અવલોકનમાં લેવાએલા કેસો ઉપરથી રસિક અભ્યાસ માટેની ઘણી સુંદર તક મળી રહે છે. એક યુવાન (એમ. બી.) (M. B.) ડૉક્ટર જે વૈદ્યકીય ધંધો નહોતા કરતા તેમને એક વાર વિશ્વવિજેતા રાજા થવાની ઇચ્છા થઇ આવી અને તેમણે દુનિયામાં નજરે પડતી

તમામ સારી વસ્તુઓ પોતાની કાયદેસરની માલેકીની હોય તેમ વર્તવા માંડયું. આથી સમાજમાં તેમનું વર્તન હંમેશને માટે અસહ્ય થઇ પડયું. તેમને અનેક ઉપચારો કર્યા પછી આયુર્વેદનો આશ્રય લેવો પડયો. પુરેપુરા નવ માસની ચિકિત્સા પછી હવે તે પોતાનો વૈદ્યકીય ધંધો સારી કમાણી કરીને ચલાવે છે. અતિશય ગુસ્સાભર્યા ગાંડપણના કેસો ચિકિત્સાથી સહેલાઇથી સુધારી શકાય છે, જો કે એની પ્રારંભિક ચિકિત્સા ઘણી સખ્તાઇથી અજમાવવી પડે છે. દાખલા તરીકે, સાંકળો અને દોરડાથી દર્દીને બાંધવો પડે છે અને દર્દી તેમ કરવા જતાં ગુસ્સે પણ થાય છે. પરંતુ આ પ્રમાણે કોઇના પણ સહવાસ વગરની, મિત્રો અને સગાંવહાલાંથી એકલવાઇ અંધારકોટડીની જીંદગી, ગંભીર અને ફાયદાકારક માનસિક પરીણામ લાવે છે, જે છેવટે માનસિક સમતા સ્થિર કરે છે. કોઇપણ દરદીને સારો થએલો જાહેર કરવામાં વૈદે ખુબજ સંભાળ રાખવી જોઇએ, કારણ કે રોગીઓ ઢોંગ કરીને વૈદને છેતરી પાડે છે. તેથી ફરી ગાંડપણ આવે નહિ એવી વૈદને ખાત્રી થાય ત્યાં સુધી સગાંવહાલાંઓએ દરદીને માનસ રૂગ્ણાલયમાંજ રહેવા દેવો અને તેની માનસિક અને વૈદ્યકીય સારવાર તો વૈદની સલાહપૂર્વક રૂગ્ણાલયમાંથી છુટયા પછી પણ જારી રાખવી.

ચાલીસ વરસ ઉપરાંતની એક સ્ત્રીના કેસમાં એમ બન્યું હતું કે તેને ગમે તેની સાથે ખીજવાઇ જવાની, ગાળો દેવાની, કટુ શબ્દો કહેવાની, બિભત્સ ભાષા વાપરવાની અને હંમેશ કટકટ કરવાની, અદેખાઇ કરવાની, ધણી વ્યભિચારી છે એવો વહેમ રાખવાની, જેની તેની સાથે મારફાડ કરવાની અને ગરમ મીજાજમાં રહેવાની ટેવ પડી હતી. તેને માત્ર થોડા વખતનાજ ઉપચારથી ઘણો ફાયદો જણાયો—જાણે તેનો એકદમ સ્વભાવ બદલાઇ ગયો હોય અને સંપૂર્ણ નવી જીંદગી ધારણ કરી હોય. તે શાન્ત, ચપળ, ડાહી અને ઉપરના તમામ દુર્ગુણથી પર થઈ ગઇ, પરંતુ તેનો દિલગીર ચહેરો અને શાન્ત સ્વભાવ, માત્ર તોફાન પહેલાંના શાન્ત વાતાવરણ જેવું હતું. જો કે તેના મગજના થોડાક ઢીલા પડી ગએલા પેચ બંધબેસતા

થયા હતા, તો પણ એક નવોજ મહત્વનો અને ગુંચવણભર્યો માનસ-તંત્રનો વિભાગ જે રેગિષ્ટ હતો તેના ઉપર એકાએક વિપરીત અસર થઇ આવી અને તેણે એક ભયંકર આ મઘાત કરવાનું વલણ અખત્યાર કર્યું. હવે તો તેની ચિકિત્સા કરવી મુશ્કેલ થઈ પડી. ઉંઘ લાવવાના બધા ઉપાયો તદ્દન નિષ્ફળ ગયા અને તેને વશ તો ગખીજ શી રીતે શકાય ? તે આત્મઘાત કરે એવા એક પણ પ્રકારનું સાધન તેની પાસે મોજુદ નહોતું, પણ તેણીએ વિચાર કરી શોધી કાઢ્યું આની રીતે દેખીતા સુધારા પાછળ ઘણા ભયભીત કેસો છુપાઇ રહ્યા હોય છે, કારણ કે એવો સુધારો ઉતાવળે આણેલોજ હોય છે

માનસરોગની અસખ્ય વિવિધતાઓ હોય છે જુગુપ્સાભર્યા કેનો ઉપરાત માનસિક ખામીઓ અને ગાંડપણના પ્રસંગે પણ હોય છે. લલચાવનારી જાહેરાતો વડે સફળતા આપનાર સાધન તરીકે બજારૂ દવાઓનો પ્રચાર કરવામા આવે છે. પરંતુ દરેક કેસમા જુદી જુદી સારવાર કરવી પડે છે ભાગ્યેજ બે કેસ એકસરખા મળી આવે છે માટે ઉપચાર કરતા પહેલા કુશળ વૈદની સલાહ લેવીજ જોઇએ. ઘણીવાર બજારૂ દવા કરી થાકેલાઓ મળી આવે છે, અને તેઓનો કેસ તદ્દન બગડી ગયો હોય છે. તેથી એકાએક ચમત્કારિક ફાયદો થવાની કોઇએ આશા રાખવીજ નહિ ગાંડપણ વિષે આયુર્વેદમા સંશોધન માટે વિશાળ વણખેડ્યુ ક્ષેત્ર પડ્યું છે આપણા દેશમા આવા માનસરોગીઓ માટે આયુર્વેદિક અશક્તાશ્રમો સ્થપાય અને તેના કલ્યાણકારી અભ્યાસ માટે યોજના થાય તો ઘણું સારૂ

રામચંદ્ર કૃષ્ણરાવ વાલ્વેકર

# આયુર્વેદમાં માનસિક રોગો

પાશ્ચાત્ય દેશોમાંથી માનસિક રોગો વિષે ઘણા બખાળા સાંભળવામાં આવે છે, કે મગજની નબળાઇ, જ્ઞાનતંતુનીનબળાઇ, વિગેરે રોગો, માનસશાસ્ત્ર અને માનસપૃથક્કરણશાસ્ત્રના જ્ઞાન સાથે વધતા ચાલ્યા છે. એ શાસ્ત્રવિદો અને એમના અનુયાયીઓ પોતપોતાની શોધનો જબરો ઉહાપોહ જમાવે અને ધર્મ બદલી નવો સ્વીકારનારની પેઠે તેને ચુસ્તપણે અથવા એકમાર્ગીપણે વળગી રહે એ દેખીતું છે. વાત એટલે સુધી વધી ગઇ છે કે ફ્રુડ, જંગ, એલ્ડર અને બીજા તત્ત્વવિદોનાં નામ લગભગ દરેક કેળવાયેલા શિષ્ટ મનાતા સજ્જનોને મોંઢે નિત્ય વપરાશમાં આવતા જોઇએ છીએ. પછી ભલે તેઓ એ તત્ત્વવિદોના સિદ્ધાન્તોને માનતા હોય વા નહિ. અતિશય ઉત્સાહનું જોમ ઓસર્યા પછી હાલ ઘણા એ શોધખોળ કરનાર મળી આવશે કે જેઓ માનસિક ધારાઓ અને તેના શરીર સાથેના સંબંધ વિષે અવનવી કૃત્તેહથી સ્પષ્ટ અને સચોટ સમજાતિ આપવા સારૂ શક્ય તે તમામ પ્રયત્નો કરી શક્યા હોય.

માનસપૃથક્કરણશાસ્ત્રે એક વસ્તુ એવી સિધ્ધ કરી છે કે, મનની અમુક અનુકૂળ સ્થિતિમાં શરીર ઉપર અસર કરવાની મનની સબળ સત્તા છે અને તે વસ્તુ લેશ માત્ર પણ વાદગ્રસ્ત નથી. વળી શારીરિક અને ઇન્દ્રિયોની ક્રિયાપ્રક્રિયાને અસર કરે તેવી ઔષધિઓ વડે, માનસિક રોગોની ચિકિત્સા કરવાની પધ્ધતિ કેવળ વિફલ નિવડે છે, એવું પણ એજ શાસ્ત્રથી તેઓ સાબીત કરી શક્યા છે. દાખલા

તરીકે હિસ્ટીરીઆને લગના બધા જ્વરમાં, તાવ ઉતારનારી દવાઓ તદ્દન નકામી થઇ પડે છે. જ્ઞાનતંતુની નબળાઇમાં કોઇ ડૉક્ટર ઘેનવાળી દવા આપે તો, તેની ચિકિત્સા અને રોગ પારખવાની શક્તિની નિર્માલ્યતાજ સમજવી. જૂના વૈદ્યો દરેક રોગ, ઔષધિ આપતાં સારા થઇ શકે એવી માન્યતાને સેવતા અને નાસીપાસ થતા અને નવા વૈદ્યો માનસપૃથક્કરણ અને સૂચન વિગેરે પધ્ધતિ વડે ચિકિત્સા કરી, ફત્તેહ પામતા જણાયાથી, સર્વ શિષ્ટ સમુદાયમાં, વૈદ્યો તેમજ સામાન્ય જનોમાં, એવું પુરવાર થયું છે કે, માનસિક તંદુરસ્તી અતિ અગત્યની છે. માનસ રોગો અને તેમના હુમલા, યોગ્ય ચિકિત્સા વડે પ્રતિકાર કરવામાં ન આવે તો તેઓ માનસિક અને શારીરિક પતનનાં સબળ કારણ થઇ પડશે.

એટલા માટે આયુર્વેદ જેવા મહાન ચિકિત્સાશાસ્ત્રમાં, આવા રોગ માટે શું બતાવ્યું છે તે સમજવું અતિ અગત્યનું થઇ પડશે. આયુર્વેદના અને દર્શનશાસ્ત્રના મત મુજબ, મન અર્થાત્ અંતઃકરણ એ અંદરની ઇન્દ્રિય છે. તેમાં ચાર પ્રકારની જુદી જુદી શક્તિઓ છે.

**(૧) એકાગ્રતા**–માનસ શક્તિ બહારની સૃષ્ટિની પ્રતિકૃતિ અંદર લઇ, અંદરના વિચારો અને ઇચ્છાઓને, બહાર વ્યક્ત કરે છે. માત્ર બાહ્યેન્દ્રિયો વડે આપણે આસપાસની દુનિયા વિષે જ્ઞાન મેળવી શકતા નથી. પુસ્તક વાંચનાર એકાગ્ર વૃત્તિમાં ઘડિયાળનો ટકટકારો સાંભળી શકતો નથી, એમ કેમ? મન કાન સાથે એકાગ્ર ન હોવાથી તે ઘડિયાળનો અવાજ સાંભળવામાં નિષ્ફળ નિવડે છે. આ એકાગ્રતા અથવા તેનો અભાવ, જેથી મન ચંચળ બની ચારે કોર ભમે છે, એ મનનો લાક્ષણિક સ્વભાવ બતાવે છે.

**(૨) બુધ્ધિ અથવા વિવેક શક્તિ,** જે પૃથક્કરણ, વજન, તુલના, સંબંધ, કિંમત, લાગણી, વિચારો અને દરેક પ્રકારના ખ્યાલોની સત્ય વસ્તુ નક્કી કરે છે. બુધ્ધિનું યોગ્ય કાર્ય સત્ય વસ્તુ સમજવાની શક્તિ છે. ખોટું જ્ઞાન, ખોટી અટકળ, વિપર્યાય, વિગેરે બુધ્ધિશક્તિના અભાવે ઉત્પન્ન થાય છે.

૩. ચિત્ત—આપણા અનુભવોનો માહિતીભંડાર અને મુખ્યત્વે યાદશક્તિનો ખજાનો: આપણી લાગણીઓ અહીંથી ઉદ્ભવે છે. પસંદગી અથવા નાપસંદગી, જે પાછલા સારા ખોટા અનુભવો વડે ઘડાયેલી હોય છે, સ્મૃતિ, સ્વાદ, ભાવના, સાદી કે ઉત્તેજીત ભાવના, જે તમામ કળાનું ઉદ્ગમસ્થાન છે, એ તમામ આ શક્તિ વડે થઇ શકે છે. નબળી યાદદાસ્ત, વિભ્રમ, અયોગ્ય–ખરાબ વિચારો, જલ્દી ઉત્સાદ, વિગેરે ચિત્તવ્યથાથી થતાં પરિણામો છે.

૪. અહંકાર—મનુષ્ય આ શક્તિ વડે પોતાના વિચારો સ્પષ્ટ સમજાવી શકે છે, તેમજ આચારમાં મૂકી શકે છે. અભિમાન, હિંમત, સામા થવું, યુધ્ધ કરવું એ તમામ આ શક્તિની ક્રિયાઓ છે. મિથ્યાભિમાન, ઉચ્ચાનુસંધાન, નૈચ્યાનુસંધાન, તેજોભંગ, આત્મશક્તિનો અભાવ, એ અહંકારશક્તિની ખામી દર્શાવે છે.

અંતઃકરણ ચતુષ્ટય કહેવાય છે. એ શક્તિઓની યોગ્ય ખીલવણી, મનની સમતા સિધ્ધ કરે છે. આવી સમતા જેણે પ્રાપ્ત કરી છે તેજ આયુર્વેદમાં બતાવેલી ખરેખરી માનસિક તંદુરસ્તી ભોગવી શકે છે. જો એ ચાર પૈકી એક કે વધુ શક્તિઓ, બીજી બાકીની શક્તિઓની અપેક્ષાએ, વધારે પડતી ખીલી હોય તો, વહેલે મોડે તે માનસિક બિમારીનું કારણ થઇ પડે છે. વિષમ ખીલવણીના પ્રમાણમાં તે બિમારી ઓછી વધતી અસર કરનાર હોઇ શકે. અંતઃકરણ ચતુષ્ટય પૈકી એકાદ શક્તિની, આવી પરિસ્થિતિ એક કે બીજા હઠીલા કે અસાધ્ય દર્દને ઉભું કર્યા વગર રહેશેજ નહિ. એ બધી શક્તિઓ ઘણી અગમ્ય હોઇ, મનોમય કોશમાં ઉદ્ભવે છે. મનોમય કોશની વિષમતાનેજ આયુર્વેદ માનસિક રોગ ગણાવે છે. વખત જતાં તેની અસર શરીર અન્નમય કોશ હોવાથી તેના ઉપર થાય છે અને શારીરિક રોગ પણ ઉપજાવે છે. આમ ઇન્દ્રિયો ઉપર પણ છેવટે માનસિક વિષમતાની અસર થયા વગર રહેતી નથી. પાશ્ચાત્ય વિદ્વાનો પણ શરીર અને મનની એકમેક ઉપરની ક્રિયાપ્રક્રિયામાં માનેજ છે. જ્યારે દર્શનશાસ્ત્રે એ હકીકત હજારો વર્ષ અગાઉ નક્કી કરી આપી હતી અને દર્શનશાસ્ત્રના

પરિચયમાં આવનાર આયુર્વેદજ્ઞો, તે જાણતા આવેલ છે. છતાં પણ મનોમયકોશ અને અન્નમયકોશ વચ્ચે એક બીજો કોશ, એકમેકને સાંકળનાર છે, જે જીવનબળનો પ્રેરક બની, શરીર અને ઇન્દ્રિયોની ક્રિયાપ્રક્રિયાનું પ્રેરણાધામ બની રહેલ છે. એને "પ્રાણમય કોશ" તરીકે આયુર્વેદ વર્ણવે છે. નીચલા કોશનો વ્યાધિ ઉપલા કોશને, ચિકિત્સા નહિ થતાં, જકડે છે, તેમ ઉપલા કોશનો વ્યાધિ, નીચલા કોશને અસર કરે છે, એ નિયમબદ્ધ છે, એ આપણે આગળ બતાવી ગયા છીએ.

સૂક્ષ્મ સૃષ્ટિ અને સ્થૂલ સૃષ્ટિ, અને તે પ્રમાણે મન અને શરીર, એકજ મૂળ સિધ્ધાંતને અવલંબે છે જેને પંચમહાભૂત તરીકે, શાસ્ત્ર બતાવે છે. વાયુ મહાભૂત મનમાં, તેજસ્ બુધ્ધિમાં, આપ ચિત્તમાં અને પૃથિની અહંકારમાં, વધુ પ્રવર્તમાન છે. દરેકમાં બીજાં મહાભૂતો ઓછાંવત્તાં છે પરંતુ પ્રધાનપણે, ઉપર બતાવેલ મહાભૂતો, અનુક્રમે પ્રવર્તે છે. હવે જુદી જુદી પ્રાણમય કોશની શક્તિઓમાં (પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન) અને તદનુસાર, શરીરની જુદી જુદી ઇન્દ્રિયોમાં, કયાં કયાં પંચમહાભૂતો પ્રધાનપણે છે તે આપણે જાણીએ છીએ.

મનોમય કોશની વાત્વાત્મક વિષમતા, પ્રાણમય તથા અન્નમય કોશ, શરીરની તે તે ઇન્દ્રિયો, જે વાત્વાત્મક છે, તેને અસર કરશેજ એટલે કે વ્યાન. જે શરીરના બધા ભાગોમાં પ્રાણ પૂરે છે તેને અને ચામડીને જરૂર અસર કરેજ છે.

આકાશ અને વાયુ મહાભૂત વાત, તેજસ મહાભૂત પિત્ત, આપ અને પૃથિવી મહાભૂત કફ, તૈયાર કરે છે. એટલું આપણે યાદ રાખીએ તો, અંતઃકરણ ચતુષ્ટયનાં અને વાત, પિત્ત, કફને ઉત્પન્ન કરનાર શરીરનાં. વિવિધ અંગપ્રત્યંગોના એકમેકના આયુર્વેદના પ્રમાણભૂત ગ્રંથોમાં દર્શાવેલ સંબંધ વિષે, આપણે ચોક્કસ સિધ્ધાંત ઉપર આવી શકીએ.

અંતઃકરણ ચતુષ્ટય, પંચવાયુ, વાત, પિત્ત, કફ અને સમગ્ર શારીરિક ઇન્દ્રિયગ્રામની તંદુરસ્ત કે રોગગ્રસ્ત હાલતમાં થતી વિવિધ

ક્રિયાપ્રક્રિયાની સ્પષ્ટ સમજ, આયુર્વેદને વિવિધ માનસક્રિયાઓ અને શારીરિક ચિહ્નો વડે, માનસિક રોગોની પરખ માટે, ઉપર દર્શાવ્યા મુજબ સફળતા અર્પે છે.

માનસિક રોગોના ઉપચાર માટે કહો, કે કોઇ પણ રોગના ઉપચાર માટે, પણ આયુર્વેદમાં ચાર જુદી જુદી રીતો દર્શાવેલી છે. ૧ મંત્ર, ૨ મણિ, ૩ હઠયોગ, ૪ ઔષધ. જો કે હાલ તો આપણે જોઇએ છીએ તેમ, માત્ર છેલ્લી રીતજ પ્રચલિત છે. ઔષધ અથવા દવા વિષે આયુર્વેદ એમ કહે છે કે, રોગ માટે નક્કી કરેલ ઔષધ અસરકારક અને તે નક્કી કરેલા કોશ ઉપર અમોઘ અસર નીપજાવનાર હોવું જોઇએ કે જેમાં તે રોગનું આદિ કારણ તત્વતઃ કહીએ તો ઘર કરી બેઠું હોય. આ ઉપરથી એવું નક્કી થાય છે કે મનોમય કોશ જેવા સૂક્ષ્મ કોશના તમામ રોગો, અમોઘ અને અત્યંત અસરકારક ઔષધિ વડેજ સારા થઇ શકશે. ઔષધને અસરકારક કરવાની જુદી જુદી રીતો જેવી કે ભાવના, મર્દન, પુટ અને મન્ત્ર, આયુર્વેદ આગ્રહપૂર્વક દર્શાવે છે. કેટલીક ઔષધિઓ સૂક્ષ્મ કોશ ઉપર કુદરતી રીતે અસરકારક હોય છે.

૧ બ્રાહ્મી.–વ્યાન વાયુ ઉપર તથા તમામ પ્રાણમય કોશ ઉપર,

૨ જ્યોતિષ્મતિ,–બુધ્ધિ ઉપર ખાસ અને સામાન્ય રીતે મનોમય કોશ ઉપર.

અને બીજી ઔષધિઓ અમુક સંખ્યામાં પુટ આપીને, અસરકારક બનાવી શકાય છે. સામાન્ય અભ્રક ભસ્મ સાધારણ શારીરિક બિમારી પર ચાલે છે જ્યારે સહસ્રપુટી અભ્રક મનોમય કોશ ઉપર ચોકકસ અસર કરે છે; તેમજ તજ્જન્ય ઇન્દ્રિયોની વિક્રિયા શુદ્ધ કરે છે. બીજી દવાઓ યોગ્ય અનુપાન સહ, ભાવના અને મર્દનથી, આવી અસરકારક બનાવી શકાય. ત્રૈલોક્ય ચિન્તામણિ, બૃહદ્ વાત ચિંતામણિ, લાલ ચતુર્મુખ જેવા સિધ્ધપ્રયોગો આ પ્રકારના ઔષધિવર્ગોના ઉદાહરણરૂપે છે. કેટલાંક ઔષધ સૂક્ષ્મ

કોશ ઉપર બિલકુલ અસર કરી શકે તેવાં હોતાં નથી–દાખલા તરીકે કોડી, શંખ. મનોમય કોશનાં દર્દોમાં તેમનો ઉપયોગ વ્યર્થ નિવડશે અને આયુર્વેદ તેવા ઉપયોગની તદ્દન વિરૂદ્ધજ છે; પ્રથમની ત્રણ ચિકિત્સા-પધ્ધતિ–મણિ, મંત્ર અને હઠયોગ–નો પ્રયોગ માનસિક રોગો મટાડવા આયુર્વેદ અતિ અગત્યનો ગણાવે છે અને સમર્થ, વિદ્વાન, સમજદાર અને વ્યવસ્થિત વૈદ્યોને હાથે અત્યંત સંતોષકારક પરિણામ આપે છે અને ચોક્કસ આપેજ જશે.

આ ઉપરથી સમજાશે કે આયુર્વેદ માનસિક રોગોને સમજી સવિસ્તર અને ન્યાયપુરઃસર, ઝીણવટભરી કાળજીથી ચિકિત્સા કરી શકે છે. આયુર્વેદના આવા મૂળ સિધ્ધાંતોના પ્રકાશમાં માનસ પૃથક્કરણની જે વિવિધ પ્રચાર પધ્ધતિઓ પશ્ચિમના દેશોમાં હસ્તી ધરાવે છે તેના ગુણદોષ અને પર્યાપ્તિ જાણી લેવાં સહજ થઇ પડશે. આયુર્વેદના વર્તમાન ગ્રંથોમાં ઉપરોક્ત સિધ્ધાંતોની ઝીણવટભરી કાર્ય-પધ્ધતિ કે પ્રયોગપધ્ધતિ મળશે નહિ એ સાચું છે પરંતુ શું આયુર્વેદના દરેક હિમાયતીની એ ગર્વભરી અને આનંદપ્રદ ફરજ નથી કે ન્યાય-પુરઃસર શોધખોળ અને સ્વાનુભવના ધોરણે એ વિષેની સંપૂર્તિ સમગ્ર જનતા સચોટ સમજી શકે તેવી રીતે તેઓ તૈયાર કરી પ્રચારમાં મૂકે?*

---

* 'માનસિક રોગો' પરત્વેના બન્ને લેખો અને 'પિત્તારમરી'નો લેખ, લેખકોના મૂળ અંગ્રેજી લેખોના તંત્રીખાતા તરફથી તૈયાર થએલા ગુજરાતી અનુવાદો છે.

તુલસીદાસ નટવરલાલ આચાર્ય

# હસ્તદોષ

## તજ્જન્ય નુકસાન નિવારણના સિદ્ધ પ્રયોગો

સાંપ્રત કાળમાં જનતાનો ઘણો મોટો ભાગ અકુદરતી મૈથુન, અતિવિષય, હસ્તદોષ, વિગેરે કુટેવથી હીનવીર્ય અને રોગગ્રસ્ત નજરે પડે છે. અજ્ઞાનવશ ક્ષણિક મોજમાં મોહવશ થઈ પ્રાણહાનિ, હીનવીર્યત્વ અને અકાળ મૃત્યુને ભેટે છે. એકવાર એ કુટેવમાં સપડાયા પછી સેંકડે ૯૦ ટકા છૂટી શકતા નથી અને સંસાર સુખ ભોગવવા લાયક ન રહી શકવાથી પરિણામે કાં તો આપઘાત કરે છે કે નર્કયાતના જેવી અસહ્ય જીંદગી જેમ તેમ જીવી કાઢે છે.

નવા દૃષ્ટિબિંદુ વડે જોતાં હસ્તદોષને માનસિક ખામી કે મગજના રોગ તરીકે ઓળખવામાં આવે છે. સૃષ્ટિમંડાણથી એની શરૂઆત છે એમ પૌરાણિક ગ્રંથો તથા સંહિતા સાક્ષી પૂરે છે. बलवानिंद्रियग्रामो विद्वांसमपि कर्षति ॥ એવું ગીતાવાક્ય પણ છે. હસ્તદોષથી થતાં નુકસાન નિવારવાના પ્રયોગ આવા પ્રાચીન સાહિત્યમાંથી મળી આવે છે. બાળશિક્ષણની પ્રાથમિક શ્રેણીથી એ જ્વાળા ઉભરે છે. સહશિક્ષણ પ્રણાલીએ એ જ્વાળા અનહદ વધારી દીધી છે. घृतकुम्भसमा नारी तप्तांगार समः पुमान्। ની અવજ્ઞા કરી સહશિક્ષણ કેટલું ચેતનાપૂર જગવવાનું તે હવે જગજાહેર થઈ ચૂક્યું છે. સ્ત્રીપુરૂષોનો નિર્દોષ સહચાર વા મૈત્રી શી રીતે સંભવે એ મહા ગહન વિષય છે અને ઉત્તમ ચારિત્રબળ માગે છે.

હસ્ત દોષ સાંસર્ગિક રોગ એવી રીતે છે કે એક બીજાને વધારે ઇચ્છતાં, અપરોક્ષ ન મળી શકે ત્યારે પરોક્ષ કલ્પનામાં રાચી રહી આનંદ મનાવી શકે. મનોવિકાર એ ઇપ્સિત વસ્તુ કોઈ પણ પ્રકારે મેળવ્યા વિના રહેતા નથી.

નીચેના દાખલાઓ તપાસીએઃ—

 જ (૨૬) ધાતુપાત, નબળાઈ, ઝાડા, પિશાબમાં ધાતુસ્ત્રાવ, અપચો, નપુંસકતા, પેટમાં વાયુ, પેશાબમાં જલન. અનિદ્રા, ભયંકર સ્વપ્ન, શરીરે પ્રસ્વેદ શરીર ઠંડું, કમરમાં દર્દ, પીડમાં દર્દ, ચક્રી, સ્ત્રી સાથે વાર્તાલાપમાં ધાતુપાત. હિસ્ટીરીયા, પગે તજા ગરમી તથા આંખે ગરમી, છાતીમાં ગભરામણ, વિગેરે ફરિયાદ નોંધાવે છે.

**પૂર્વતિહાસ:**—૧૬ વર્ષની ઉમરથી વિદ્યાર્થીમિત્ર દ્વારા હસ્તદોષમાં સપડાયા, પ્રમેહ લાગુ પડયો. મુત્રમળોમાં વેદના વધી. ચક્રી શરૂ થઇ—ચિત્તભ્રમનો રોગ લાગુ પડયો. અનેક દવાઓ કરી થાકયા પછી એક સન્યાસીએ એરંડીયું-ગળો-બહુફળી અને એક નહિ જણાયેલી વનસ્પતિ, વિગેરેનો ડોઝ ૭ રાત્રી સુધી પીવરાવી દર્દ મટાડ્યું. પરંતુ કુટેવ છૂટી નહિ એટલે ફરી ઉથલો થયો. આમ બે વાર થયેલું.

**વર્તમાન સ્થિતિ**—આંતરડાં નબળાં, મળ જામી ગયેલો, ફેફસાં નબળાં—કફ ભરેલાં—દમીએલ, કરોડરજ્જુ શિથિલ, લોહી નબળું, લોહીની ગતિ અવરૂદ્ધ, જ્ઞાનતંતુ ઉશ્કેરાટવાળા, મગજે ગરમી, જનનાવયવ શિથિલ અને વક્ર, અંડકોશ શિથિલ, કષ્ટસાધ્યથી એ અસાધ્ય જેવી સ્થિતિ, બે માસના અખતરાથી કદાપિ ફેરફાર થાય પણ દર્દીનો સહકાર દર્દની ભયંકરતા ગંભીરતાથી સમજાવી મેળવ્યો.

**ચિકિત્સા**—(૧) "કિરમાળપંચક" કવાથ, દિવસ ૮, સુતી વખતે મળશોધન અને આંતરડાંની શુધ્ધિ માટે.

(૨) પ્રયોગ દિવસ ૧૫ માટે સવારે તથા બપોરે

| | | | |
|---|---|---|---|
| ચંદ્રપ્રભા | ગોળી | ૨ | પુડી ૨, મધમાં લઇ, ઉપરથી ગાયનું દૂધ શેડકઢું શેર ૦ાા પીવરાવવું. |
| રસાયણુ ચૂર્ણ | વા. | ૨ | |
| સારસ્વત ,, | ,, | ૪ | |
| શંખાવલી ,, | ,, | ૧ | |
| એખરો ,, | ,, | ૨ | |

(૩) પ્રયોગ દિવસ ૧૫ માટે સાંજે.

| | | | |
|---|---|---|---|
| સારસ્વત ચૂર્ણ | વા. | ૨ | પુડી ૧ પાણી સાથે. |
| રસાયન ,, | ,, | ૨ | |
| હીમજ શેકેલી | ,, | ૪ | |

**પથ્ય**—દુગ્ધવટી તથા મોસંબીનો રસ.

**અસર**—આઠ દિવસે શકિત આવવા લાગી, દસ્ત નિયમિત, ધાતુપાત ૫ દિવસે એક વખત. જનનાવયવ વક્ર. પખવાડીએ–ધાતુપાત બંધ, ભૂખ ઉઘડી, શેર દૂધ પાચન થવા લાગ્યું. પેશાબમાં કાંઇક સફેદ પદાર્થ જતો.

**આને માટે**–(૪) કૌંચાનું ચૂર્ણ વા. ૨ સવાર સાંજ (૨)અને (૩) મા ઉમેરવામાં આવ્યું.

**અસર**—ત્રીજે અઠવાડીએ પેશાબ સાફ આવવા લાગ્યો. લોહી શુધ્ધ થઈ ગયું. બબ્બે માઇલ સવાર સાંજ ફરવા જવાની શકિત આવી. જનનાવયવ વક્ર, સ્ત્રી સહવાસ ક્ષમતા મળી પણ સંતોષકારક નહિ.

**જેને માટે**—(૫) અશ્વગંધા તૈલ. ૨૧ દિવસે જનનાવયવની ખામી દૂર થઇ.

**અસર**—ઘોડેસ્વારી કરતાં, અગાઉની કુટેવને લીધે ઉશ્કેરાટથી ધાતુપાત થાય છે ત્યારે શિરદર્દ ચાલુ થાય છે. સંપૂર્ણ તંદુરસ્ત નહિ પણ સંસારયોગ્ય થઈ શકયો છે.

ચ (૨૦) બાઇનું શરીર નંખાઇ ગયેલ, ચહેરામાં પાંડુતા, નિસ્તેજ, છાતીનો દુઃખાવો, ડાબી છાતીએ ડૉંટડી પર સોપારી જેવડી સખ્ત ગાંઠ અને સોજો. ડાબા પગે પંજા ઉપર એવીજ ગાંઠ પાકી પરૂ વહેતું, કફ પડતો, શ્વાસ ચઢે, ચકરી આવે, ઉલટી થાય, ખોરાક ન લેવાય, તાવ ઝીણો ઝીણો રહે. પેશાબમાં ધાતુસ્રાવ, શરીર ધ્રુજે, આપઘાત કરવાની અણી ઉપર અને સારાં ખોટાં સ્વપ્ન આવે, ધાતુસ્રાવ થાય, કરોડ વળેલી, ખભા ઉંચા. પાં કલાક ઉભી રહી શકે નહિ, લગ્ન થયે વર્ષ માંડ પુરૂં થયેલું, અઠવાડીએ એક વાર પુરૂષ સહવાસ થઇ શકતો પણ સંતોષકારક નહિ.

મૂળ કારણ હસ્તદોષ ૧૫ વર્ષની વયથી કુસંસર્ગને કારણે શરૂ થયેલો. જ્ઞાનતંતુની નબળાઇ, આંતરડાં જરઠ, નબળાં, ફેફસાંમાં વરમ, પેશાબમાં ક્ષાર અને સાકર જતી.

મળ શોધન અને આંતરડાંની શુધ્ધિ કરાવી, પગની ગાંઠે પોટીસ બંધાવી, છાતી પર દશાંગ લેપ આપ્યો, અઠવાડીએ પેટ સાફ થતાં ખોરાકમાં દૂધ, મોસંબીનો રસ માફક ન આવતાં જવનું પાણી અને ડાંગરની ધાણી આપી જોઇ તો વાયુ જણાવા લાગ્યો એટલે છાશ આપી. બીજે અઠવાડીએ માઇલેક ફરવા જઇ શકી, પણ વિશેષ ફાયદો જણાયો નહિ.

બીજા અઠવાડીઆમાં સવારે મકરધ્વજ વટી નં. ૨, નાગરવેલનું પાન, પથ્યમાં, દહીંનું ઘોળીયું શેર ૦ા. આથી છાતી પરની ગાંઠ નરમ પડી, સોજો ઓછો થયો. પગે પરૂ આવ્યા કરતું.

૩ જા અઠવાડીઆમાં સવારે

| | | | |
|---|---|---|---|
| રસાયન ચૂર્ણ | વા. | ૨ | પડી ૧ મધ, ઘી, સાકર સાથે. |
| શંખાવલી ,, | ,, | ૧ | |
| બળદાણા ,, | ,, | ૧ | |
| તાલીસાદિ ,, | ,, | ૨ | |

રાત્રે સૂતી વખતે હીમજ તજેલી ૦ાા ભાર ગરમ પાણી સાથે. પરોઢીએ ૪ વાગે તાંબાના કળશીઆનું પાણી. આથી પિશાબ સાથનો ધાતુસ્રાવ બંધ થયો. શિર્પાસન, સર્વાંગાસન, શકિત આવતાં સૂચવ્યાં. જ્ઞાનતંતુની નબળાઇ તથા કરોડનાં હાડ સુધર્યાં. એ ત્રણ માસે બાઇ બે ત્રણ માઇલ ફરી શકતી. ગુમડું પોટીસથી રૂઝાઇ ગયું. પરંતુ માનસિક નબળાઇ અને ધાતુની નબળાઇ હતીજ.

**આને માટે** :–સવારે તથા સાંજે,

| | | |
|---|---|---|
| પ્રવાળ ભસ્મ ચંદ્રપુટી | રતી ૨ | પુડી ૨ સવાર સાંજ માખણ સાથે, અનુપાન દુધ શેર ૦ાા સાથે. |
| વૈક્રાન્ત ,, | ,, | |
| સુવર્ણ વસંતમાલતી | ,, | |
| સારસ્વત ચૂર્ણ | વા. ૪ | |
| શંખાવલી ,, | વા. ૨ | |

બપોરે એખરાનું ચૂર્ણ તો. ૦૧ મધ સાથે,

રાત્રે આંબળાનું જીવન તો. ૦ાા.

**આને લીધે** આસનો ચાલુ હોઇ શરીર હૃષ્ટપુષ્ટ, ખડતલ બન્યું. હાલ એક સંતાન છે અને ફરી સગર્ભા છે. છાતીએ તથા પગે ગાંઠ થવાનાં કારણો જણાયાં નહિ. ઉપચારથી મટી ગઇ.

ક (૧૪) સંસ્કારી કુમારી બાળા. શરીર અકાળે કરમાયલું, માનસિક વ્યથા, ગર્ભાશયનો વરમ, યોનિમાર્ગનું દર્દ. કુસંગ દોષથી ૧૧ વર્ષની ઉમ્મરથી હસ્તદોષમાં ફસ્યાં. બાર માસ ચાલુ કુટેવથી શરીર ઘસાતું ચાલ્યું. સતત ત્રણ વર્ષ થયે આ સ્થિતિ થઇ. ઋતુ ૧૨ મે વર્ષે દુઃખાવાસહ શરૂ થયું. યોનિ વધુ મોટી પણ શિથિલ. ગર્ભાશય ડાબી બાજુ નમેલું, સોજાવાળું. ગર્ભાશયની ગ્રીવામાં સોજો, મૂત્રમાર્ગમાં પણ સોજો.

એમને—સવારે તથા સાંજે

| | | | |
|---|---|---|---|
| પુષ્યાનુગ ચૂર્ણ | વા. | ૨ | પુડી ૨ સવાર સાંજ ખમારના મૂળ તથા ગળોનાં રસમાં. |
| નાગકેસર ,, | ,, | ૩ | |
| પ્રતાપલંકેશ્વર રસ | ગો. | ૨ | |
| મહાયોગરાજ ગૂગળ | ,, | ૩ | |
| ગર્ભવિલાસ રસ | ગો | ૨ | |

બપોરે કુમારિકા અર્ક અર્ધો ઔંસ*

દર ત્રીજે દિવસે યોનિમાર્ગ પુક્ષવેલી ફટકડીપી ધોઇ અથવા મધનાં પોતાં મૂકી કે શુધ્ધ ટંકણનું લોશન બનાવી ધોનાં. પેઢુપર ગરમ પાણીની કોથળીથી શેક કરતાં, દર અઠવાડીએ એરંડીયાનો સાદો જુલાબ અપાતો. બે માસે દર્દી બ્હેન તંદુરસ્ત છે. ઋતુ નિયમિત છે. કુટેવ છૂટી ગઇ છે. લગ્ન થઇ ગયાં છે. સગર્ભા છે.

હ (૨૨) એક ભાઇ ૧૬ વર્ષની વયથી એક મિત્ર મારફત હસ્તદોષમાં ફસ્યા. વીર્ય સ્ખલન વખતે ગુહ્યેન્દ્રિયમાં દુખાવો થતો. અભ્યાસ પડયો. યાદશકિત ઓછી થઇ. શારીરિક માનસિક વ્યથા ચાલુ થઇ, જનનેન્દ્રિય વક્ર થઈ. તેમની દુકાન બંગડીઓની હતી. ગ્રાહક સ્ત્રીઓને બંગડી પહેરાવતાંજ વીર્યસ્ખલિત થતું અને કલ્પના કરી હસ્તદોષ ચાલુ રહેતો. ભયંકર સ્વપ્ન શરૂ થઇ ગયાં. ઉંઘમાં સ્વપ્નદોષ થતો. નબળાઈ વધી શરીર શોષાયું. ચહેરો અકાળે વૃધ્ધ નિસ્તેજ થયો. ૨૧ મે વર્ષે લગ્ન થયાં. સ્ત્રી રીઝવવાના શક્ય તમામ પ્રયાસો કરતી વખતે એના સ્પર્શ માત્રથી વીર્યપાત થઇ જતો. દવાઓના જોરે જેમ તેમ થોડો વખત આશ્વાસન મેળવ્યું તોપણ પખવાડીએ એકવાર પણ સંતોષ મળતો ન્હોતો.

આ દર્દીને નેતિ, આસનો, પ્રાણાયામ, દીર્ઘ શ્વસનપધ્ધતિથી જ્ઞાનતંતુની નબળાઈ દૂર થઇ. ઉપરોક્ત ચિકિત્સાપધ્ધતિએ, દુઝવટી પર રાખી બાર આની લાભ થયો છે.

---

* અમે ખાસ પ્રયોગથી કુમારિકા અર્ક બનાવીએ છીએ.

આવા સિધ્ધ પ્રયોગો એક દ્રષ્ટિએ તુચ્છ જણાય તેવા છે પરંતુ એના પ્રયોગોથી એ ચમત્કારિક ફળ આપે છે. મ્હેં આ પ્રયોગો મારી જાતઅનુભવના અને અક્ષરેઅક્ષર સાચા સુક્યા છે. આ પ્રયોગોની ઔષધિઓ સર્વ કોઇ વાપરતા હશે અને એના ગુણથી અજાણ્યા તો નહિજ હોય. આ દવાઓના સંમિશ્રણથી એવો રસાયણિક પદાર્થ ઉત્પન્ન થાય છે કે આ દર્દ તો શું પણ શરીરના સર્વ રોગો ઉપર કામ આવે તેમ છે, જેથી મને જેવા લાભપ્રદ જણાયા તેવાજ અહિં આલેખ્યા છે. અન્યને અતિશયોકિત જેવું જણાશે કારણ કે ઔષધિઓનું કલેવર ગૌણ છે અને એનું કાર્ય વિરાટ છે. પરંતુ અનુભવીઓ જાણે છે કે એક "હીમેજ" જેવી તુચ્છ ઔષધિ અનુપાનાનુસાર મહારોગોનો નાશ કરે છે. તેમ આ દવાઓ માટે પણ છે. તેમયે વીર્યરોગવાળા દર્દીઓમાં આયુર્વેદિક નિષ્ણાતો આ પ્રયોગ અજમાવશે તો જરૂર યશ પ્રાપ્ત કરશે.

ચિકિત્સકો આ પ્રયોગો બુધ્ધિપૂર્વક વિચારી મારામાં રહી જતી ત્રુટીઓ પૂર્ણ કરશે, કારણ કે આયુર્વેદ એક મહા અને અનંત ઉદધિ છે, અને એમાં નવસર્જન અને પ્રગતિ કરી તેઓ એને વધારે ફળપ્રદ બનાવશે તો અસ્થાને નહિજ ગણાય.

નારાયણ શંકરન મૂસ

# આયુર્વેદમાં વેગો

તમામ જીવંત શરીરો, નીરોગી કે રોગી અવસ્થામાં, વેગ કે લાગણીને આધીન, જુદી જુદી પેશીઓની ક્રિયાપ્રક્રિયાની અસરોને લીધે, રહે છે અને રહેશે. પચનક્રિયા, હલનચલન અને બીજી ક્રિયાઓને લીધે આ વેગો ઉત્પન્ન થાય છે. પરંતુ મનુષ્ય સિવાયનાં બીજાં તમામ પ્રાણીઓમાં આ વેગોનું રોકાણ થઇ શકતું નથી, કેમકે મનુષ્ય વિચારવંત પ્રાણી છે. તેને પોતાના સામાજીક જીવન ક્રમાનુસાર રહેવું પડે છે. તેથી જાણ્યે અજાણ્યે તે આ પ્રકારના વેગોને કાબુમાં રાખવા મથે છે. એનું ગંભીર દુષ્પરિણામ કેવું આવશે તેની પરવા સરખીએ તે કરતો નથી. આયુર્વેદાચાર્યોએ, સજીવ પ્રાણીના આ વેગો રોકાવાથી વિવિધ ક્રિયાતંત્રો ઉપર જે વિવિધ અશક્તિઓ અને વિક્રિયાઓ વ્યાપી રહે છે તેનાં કારણો તપાસ્યાં છે. મનુષ્ય માત્ર તેના જીવનક્રમના વ્યવ્સાયવશ આવેગ માટે ઝાઝી પરવા કરતો નથી, પરંતુ તેણે જાણવું જોઇએ કે વેળાસર ઇલાજ લીધા હોય તો સારૂં—આભ ફાટ્યે થીંગડું નથી દેવાતું. કેટલાક પોતાની આળસને લીધે, કોઇ અગત્યના સંજોગવશ અને બીજા નિર્દોષપણે વેગરોકાણના ભોગ બને છે. કોઇ કોઇ રોગ સાથે કોઇક વેગો એવા જોડાયલા હોય છે કે તે રોકવાથી રોગ વધે પણ ઓછો થાય નહિ. મનુષ્યો એમ સમજે છે કે વેગ રોકવાથી રોગ મટે! પણ તે ગેરસમજ છે. કેટલીક વૃધ્ધાઓ બાળકોને ઉલટી થતી રોકવા કહે છે. મનુષ્ય માત્ર જેને નરી મૂર્ખાઇ સમજી શકે છે એવી આ બાબતો જનતાના આરોગ્ય ઉપર સબળ અસર કરે છે. વૈદ્યક શાસ્ત્રમાં કહ્યું છે કે, प्रवृत्युन्मुरवता

वेगो वातादिनामितिस्मृतः અર્થાત્ વાયુ વિગેરેના રોકાણથી વેગરૂપી ઉન્મુખતા થાય છે.

માનવશરીરની પેશીઓ પોતાના સ્વાભાવિક ક્રિયાધર્મોમાં અથવા તેઓ રોગવશ હોઇ વ્યવસ્થિતપણે કામ ન કરી શકે તેમ હોય ત્યારે કોઇ કોઇ વાર કોઇ ને કોઇ વિક્રિયાવશ રહે છે. આ વિક્રિયા રોકવા તેઓ અસમર્થ હોઇ તેને અજાણ પણે ઉભી કરે છે. આ પ્રકારની પરિસ્થિતિરૂપ લાગણીનેજ–વિક્રિયાનેજ–વેગ કહેવામાં આવે છે.

વેગ ૧૪ પ્રકારના છે (૧) અધોવાત, (૨) ઉર્ધ્વવાત, (૩) સકૃત (મળ) (૪) મૂત્ર, (૫) ક્ષવ (છીંક), (૬) ધૃત (તરસ), (૭) ક્ષુત (ભૂખ), (૮) નિદ્રા (ઉંઘ), (૯) કાસ (ઉધરસ), (૧૦) શ્રમ (શ્વાસ), (૧૧) જૃમ્ભા (બગાસું), (૧૨) અશ્રુ (આંસુ), (૧૩) છર્દિ (ઉલટી), અને (૧૪) શુક્ર (વીર્ય). આ વેગોને રોકવાને પરિણામે કયા રોગો ઉત્પન્ન થાય અને તે ટાળવા કિંવા મટાડવા કેવાં પગલાં લેવાવાં જોઇએ તે આપણે સંક્ષેપમાં જણાવીશું.

અધોવાયુ અર્થાત્ ખોરાકને જઠરમાં લઇ જનાર વાયુના વેગને રોકવાથી ગુલ્મ રોગ (જઠર ગ્રંથી), ઉદાવર્ત–શરીરના આગલા ભાગમાં જેમ કે પેટ, મૂત્રાશય, વિગેરેમાં દુઃખાવો, ઇન્દ્રિયાસાદ (કર્મેન્દ્રિયોનો થાક), વાયુ, મૂત્ર, મળત્યાગ કરવાની અશક્તિ, અપચો, નેત્રશક્તિની ખામી અને હૃદયરોગ ઉત્પન્ન કરે છે.

ઉર્ધ્વવાયુનો વેગ રોકવાથી ખોરાક ઉપર અરૂચિ, ટાઢ વાવી, ઓડકાર આવવા, જઠરનું ફૂલી જવું, ખાંસી તથા હેડકી, વિગેરે થાય છે. આ વિકારો શમાવવા ઔષધિક ધૂમ્રવર્તિ તથા નાસ ઉપયોગી થઇ પડે છે.

મળત્યાગના વેગને રોકવાથી પિંડિકોદ્વેષ્ટ, પગના સ્નાયુની ઉર્ધ્વગતિ, પીનસ (નાકનું છોડ), શિરદર્દ–માથાનો દુખાવો, ઉલટી વાટે મળ અને વાત વેગને રોકવાથી થતાં વિવિધ લક્ષણો ઉત્પન્ન કરે છે.

મૂત્રત્યાગના વેગને રોકવાથી શરીરમાં સણકા, મૂત્રાશયની પથરી, મૂત્રાશયમાં દુઃખાવો, જનનેન્દ્રિય અને આસપાસના અંગોમાં દુઃખાવો ઉપરાંત ઉપરના બન્ને વેગને રોકવાથી થતાં લક્ષણો ઉત્પન્ન કરે છે.

ઉપરના તમામ વેગને રોકવાથી થતાં દુઃખો, વર્તિ દાખલ કરવાથી, તૈલાભ્યંગથી, અવગાહ સ્વેદથી* બસ્તિકર્મ–ડૂશ લેવાથી, તથા પરસેવો લાવવાના બધા ઈલાજથી મટાડી શકાય છે. મૂત્રવેગને રોકવાથી થયેલા રોગોમાં દરદીને ચોખા કે ઘઉંની કાંજી વહેલી સવારે ઔષધિક ઘી સાથે પીવડાવવી, ખોરાક વખતસર દેવો, શરીરના પાચક રસોની અસર ચરબી ઉપર થવા દેવી નહિ. ગાયનું દૂધ, આરારૂટનો શીરો કે કાંજી‡ લેવાં, જે વાતપિત્તના વિકાર શમાવે છે.

છીંકનો વેગ રોકવાથી માથાનો દુઃખાવો, ગળાનો દુઃખાવો, અર્દિત–લકવો, સામાન્ય નબળાઇ જે જ્ઞાનતંતુની નબળાઇ સુધી વધે છે તે થઇ આવે છે. મરી, પીપર, તડાક છીંકણી, વિગેરે તિક્ષ્ણ ઔષધિઓ વાપરી છીંક આવવા દેવી. તે માટે મરીની ભૂકી અને બીજી છીંક લાવનાર ઔષધિઓ વાપરવી, ધૂમ્રવર્તિનો ઉપયોગ કરવો, સૂર્ય સામે જોવું, ઔષધિયુક્ત ઘી, તેલ પાવાં તથા ચોળવાં તથા વિવિધ સ્વેદ–પ્રસ્વેદના ઉપાયો કામે લગાડવા.

તૃષાનો વેગ રોકવાથી કૃશતા, શરીરનો થાક, કાને બહેરાશ, મૂર્છા, ચકરી, હૃદયરોગ, મોઢામાં અને ગળામાં ચાંદાં, સોજી આવવું, વિગેરે થાય છે. ઉપચારમાં શીતોપચાર ઉપયોગી નીવડશે. ગાયનું દૂધ, ઠંડું પાણી (કર્પૂરવાસિત), આરારૂટ, ચોખા, ઘઉં, જવની કાંજી, ઠંડા પાણીના કોગળા અને ઠંડા પાણીમાં સ્નાન ફાયદાકારક થશે.

---

* પરસેવો લાવવાના વિવિધ ઇલાજો પૈકી અવગાહ સ્વેદ એક જાતનો પ્રકાર છે. પાણીમાં વાયુ શાંત કરનારી ઔષધિઓ નાખી તેને ઉકાળવામાં આવે છે, અને તેને મોટા વાસણમાં રેડીને ઠંડું પાડવામાં આવે છે. પછી દર્દીના શરીરે ઔષધિક તૈલાભ્યંગ કરી તે વાસણમાં બેસે છે, અને [illegible] બેસી રહે છે.

‡ કોઇ કોઇ વાર ચોખાનું ધોવરામણ, દૂધ, તેલ કે ઘી, આ કાંજીમાં નાંખવામાં આવે છે

ક્ષુધાનો વેગ રોકવાથી, ભૂખ લાગે ત્યારે ખોરાક નહિ લેવાથી, આખા શરીરમાં દર્દ, ખોરાક તરફ અરૂચિ, આળસ, થાક, શારીરિક વિકલતા, શ્રમ, આંતરડાનો દુ:ખાવો, વિગેરે પરિણામો આવે છે. એમાં દર્દીને તેલવાળો સહેજ ગરમ સ્વાદિષ્ટ ખોરાક, થોડે થોડે માફક આવે તેમ આપવા.

જો નિદ્રાનો વેગ રોકવામાં આવે-આરામ ન લેવાય તો મૂર્છા, આંખો અને મગજ ઉપર ભાર, સુસ્તી, બગાસાં, શરીરે કળતર, વિગેરે થાય. ઉપાય-ઉંઘ લેવી, ચંપી કરાવવી, જેથી ઉંઘ આવી જાય.

ઉધરસનો વેગ રોકવાથી પુષ્કળ ખાંસી, શ્વાસ લેવાની મુશ્કેલી, દમ, ખોરાકપર અભાવ, હૃદયરોગ, શરીર કંતાઈ જવું, હેડકી થઇ આવે છે. અહિં ખાંસી મટાડવાના ઇલાજ કામે લેવા. અગસ્ત્ય રસાયન અને દશમૂલારિષ્ટ પણ આપી શકાય.

મહેનતની થકવાટથી ઉત્પન્ન થતો શ્વાસ રોકવામાં આવે તો, ઉંચા દીર્ઘશ્વાસ ન લેવાય તો ઉદરગ્રંથી, હૃદયરોગ, મૂર્છા વિગેરે થાય. સંપૂર્ણ આરામ અને વાતશાંતિના ઉપાય કામે લગાડવાથી ફાયદો થશે.

બગાસાનો વેગ રોકવાથી માથે દુખાવો, ગળે દુખાવો, ચહેરાનો લકવો, કર્મેન્દ્રિયોની નબળાઇ, ટાઢ વાવી, સ્પર્શશક્તિ ગુમાવવી, તાણ થવી, વિગેરે થાય છે. ઉપાય-વિકૃત વાતના ઉપચાર લેવા જેવા કે સ્વેદક્રિયા, ઔષધિક ઘી, તેલ વિગેરે.

આંસુનો વેગ રોકવાથી—નાકનો વ્યાધિ, માથું દુ:ખવું, કાન, નાકના વ્યાધિ, ખોરાક તરફ અરૂચિ, ચકરી, અને જઠરગ્રંથી, થઇ આવે. ઉંઘ, મધ, રસિક સારી વાર્તા સાંભળવી, એ ઉપચાર કરવા.

ઉલટીનો વેગ રોકવાથી—શ્વાસ લેવાની અશક્તિ, જીવ ડહોળાવો, શરીરપર કાળા ડાઘ, મોં સૂઝી આવવું, વિવિધ ચામડીનાં દુ:ખો, ખસ, ખોરાકમાં અરૂચિ, તાવ ભરાઇ આવવો વિગેરે થાય છે.

રોગમાં, ધ્રુમપાન, કસરત, ફ્રમ ખોલાવાની, રેચક દવાઓ વાપરવી, લૂખો સૂકો ખોરાક ખાઇ લાગેણધિ તેનનો માલીશ કરવો ફાયદાકારક થશે

મૂત્રપિંડમા દર્દ, મળાશયનુ દર્દ, જનનેન્દ્રિયનુ દર્દ, સોજા, તાવ, હૃદયરોગ, મૂત્રાવરોધ, સણુકા, વિગેરે વીર્યના વેગ રોકવાથી થાય છે ઉપરાત પ્રમેહ વિગેરે જનેન્દ્રિયના બીજા રોગ થાય છે મરઘીના માસનો સેવો, સુરા, શાળના ચોખા ઔર્દાવનેવની બસ્તી અને ઉત્તર બસ્તી, તૈલાભ્યગ, અવગાહ સ્વેદ, વિગેરે ફાયદો કરે છે તૃણપચમૂળ સહિત ઉકાળેલુ દૂધ, કોહોળુ, જે મૂત્ર અને મૂત્રમાર્ગની શુદ્ધિ કરનાર ગણાય છે તે સ્ત્રીવેના કે ઉપરાત સ્ત્રીસમાગમ પણ દર્શાવેલ છે

વેગનો અવરોધ કરવાથી રોગ ઉત્પન્ન થાય છે લગભગ બધાજ રોગ વેગના રોકાણથી થાય છે ઉપચારથી શાન્તિ થાય છે છતા નુકશાન સપૂર્ણ વાળી શકાતુ નથી ભૂખ્યા રહ્યા પછી વધુ ખાવા જતા ઘણા માદા પડે છે આથી વાયુવિકૃત થઇ રોગ ઉત્પન્ન કરે છે વાતશાતિના ઉપચાર કરવા પડે છે માટેજ કહ્યુ છે કે धारयेत्तु सदावेगान् हितैपि प्रेत्यचेह च । लोभेष्यद्विद्वेषमात्सर्य रागादिना जितेन्द्रिय ॥

પરતુ કેટલાક વેગ રોકવા ખાસ જરૂરના છે ઉપર જણાવેલા લોભાદિ વેગો જો ન રોકવામા આવે તો આત્મસિદ્ધિ મળેજ નહિ

પુષ્પેન્દ્ર હરીલાલ ભટ

# ધાવતું બચ્ચું

## તે અંગેની સામાન્ય મુશ્કેલીઓ ને નિવારણ

નહાનાં બચ્ચાંઓ માટે ધાવણ એ ખૂબ અનુકૂળ અને આદર્શ ખોરાક છે. જો કે આજકાલ જન્મથીજ કૃત્રિમ ખોરાકથી પોષાતાં બાળકોને વધુ ફાયદો થતો દેખવામાં આવે છે, છતાં પણ કૃત્રિમ ખોરાકથી પોષાયેલા બાળક કરતાં માના ધાવણ પરજ નિર્ભર રહેલું બાળક વધુ ઝડપથી વધે છે અને જન્મથીજ કૃત્રિમ ખોરાક વડે પોષાયેલાં બચ્ચાંને જો ધાવણ આપવામાં આવે તો તે હોય એથી પણ વધુ સારૂં થાય. બચપણમાં અને ખાસ કરીને ઓછાં વજનવાળાં બાળકોને ધાવણ એ ખૂબ અગત્યનું છે. કૃત્રિમ ખોરાકથી પોષાયેલાં બચ્ચાંઓની દર્દનો સામનો કરવાની શક્તિ કરતાં ધાવણથીજ પોષાતાં બચ્ચાંની શક્તિ ત્રણ ગણી વધારે હોય છે, જ્યારે તેમનું મરણપ્રમાણ ધાવણથી પોષાતાં બચ્ચાં કરતાં ચારગણું વધારે માલુમ પડે છે.

કોઈ વાર વ્યાધિને અંગે બચ્ચાંને ધવરાવવાની મનાઇ કરવામાં આવે છે પણ ઘણી વાર નાની નાની મુશ્કેલીઓ સારી રીતે ધવરાવવામાં અડચણરૂપ બને છે.

**કારણો :—માતામાં:** ડીંટડીની ખામીઓ. ડીંટડીમાં ચીરા પડવા એ સામાન્ય છે. તેમ હોય તો બચ્ચાના ધાવવાથી ખૂબ પીડા થાય છે અને છતાં પણ ધવરાવવાનું ચાલુ રાખવામાં આવે તો ચેપ વધુ ફેલાઇને બીજાં દર્દો ઉત્પન્ન કરે છે. કોઇ વાર ડીંટડી, બાળક દુધ ખેંચી ન શકે

તેટલી કઠણ હોય છે અને તે ખાસ કરીને જ્યારે મધ્યમ વયની સ્ત્રીને પહેલ વહેલુ જ બાળક અવતરે ત્યારે હોય છે.

મુશ્કેલી ઉભી થયા પછી નિવારવાનો પ્રયત્ન કરવા કરતા તેવી મુશ્કેલીઓ ઉભી જ ન થાય એ જાતની ચિકિત્સા વધુ સફળ બને છે. માની સગર્ભાવસ્થામા લેવાતી સભાળ—એન્ટીનેટલ કેર—મા ડીંટડીની સભાળ લેવાનો પણ સમાવેશ થવો જોઇએ. ઘણી વખત દેખાતી આ નજીવી મુશ્કેલીઓનો ખ્યાલ ધવરાવવાનુ શરૂ થયા પછીજ આવી શકે છે. ડીંટડીને સુવાળી બનાવવા માટે લેનોલીન અથવા ઘી લગાડવુ જોઇએ. ડીંટડીને સખત બનાવવા માટે સ્પીરીટ ગ્લીસરીન અથવા કોલનવોટર લગાડવું. ડીંટડી અદર ઘુસેલી હોય ત્યારે સગર્ભાવસ્થા દરમિયાન થોડી થોડી બહાર ખેચતા રહેવુ જોઇએ. મધ્યમ વયની પહેલા બાળકના જન્મ વખતની ડીંટડી સખત હોવાથી ધાવણ ખેચતા બહુજ મુશ્કેલી પડતી હોય ત્યારે મોટી ઉમરના બાળકને ધવરાવવુ (જો કે આ અમલમા મુકવુ બહુ સહેલું નથી)

ડીંટડીમા ચીરા પડયા હોય ત્યારે ટીંચર બેન્ઝોઇન કે લગાડાય છે અને રૂઝાતા સુધી ડીંટડીના ઢાંકણુ—નીપલ શીલ્ડ—નો ઉપયોગ કરવામા આવે છે.

**બાળકોમાં** જન્મથીજ હોઠ અને તાળવામા રહેતી ખોડ અતરાયરૂપ બને છે છતા પણ સહેજ ખોડવાળું બાળક આશ્ચર્યકારક રીતે ધાવીને દુધ પી શકે છે, પણ જ્યા બાળક ધાવણ ન ચુસી શકે ત્યા ધાવણને ખેચીને ચમચા વડે પાવું જોઇએ.

કોઇવાર બાળકની શારીરિક સ્થિતિ પણ ધવરાવવામા મુશ્કેલીરૂપ બને છે. નબળા બાંધાના અને અધુરા માસે જન્મેલા બાળકને ધાવવામા મુશ્કેલી પડે છે આ સંજોગોમા બાળક પોતાની જાતે ધાવી શકે નહિ ત્યા સુધી ધાવણ ખેંચીને પાવુ જોઇએ કેટલીક વાર મા, સ્તનને બાળકના મુખ પાસે લઈ જઇને ધીમેથી દબાવીને દુધ તેના મ્હોમા પડે તેમ કરે તો પણ બાળક આસ્તે આસ્તે ધાવતા શીખી જાય છે.

માને વ્યાધિથી અથવા તો યોગ્ય પોષણના અભાવે પૂરતું દૂધ આવતું ન હોય તો તેવે વખતે અને બચ્ચાંને ધવરાવવાથી માને સહન કરવું પડતું હોય ને ધાવણ છોડાવવાથી બાળકને બીજી મુસ્કેલીઓ નડે ત્યારે માની ફરિયાદ દૂર કરવાના ઉપાયો યોજવા અને મા કે બચ્ચાંને સહન ના કરવું પડે તેવી રીતે ધાવવા દેવું. કારણ* "ન્હાના બચ્ચાંનું ધાવણ-થીજ પોષણ કરવું એ ખુબ અગત્યનું છે. તે કૃત્રિમ ખોરાકો કરતાં વધુ સસ્તું, સાદું અને સ્વચ્છ છે. અને માને જો યોગ્ય ખોરાક મળે તો તેનાથી બચ્ચાંને ખુબ મોટો ફાયદો થાય છે."

ઘણીવાર મા અને બચ્ચાંની બન્નેની તંદુરસ્તી સારી હોય ને ધવરાવવામાં જરાપણ મુસ્કેલી ન પડવી જોઇએ એમ લાગે, છતાં પણ પ્રેક્ટીસમાં આવા કેસો જોવામાં આવે છે અને તે વખતે આપણી કસોટી થાય છે. પાઠ્ય પુસ્તકો ધાવણને ખુબ મહત્વ આપતાં કહે છે કે જ્યાં તેનો અભાવ હોય ત્યાંજ કૃત્રિમ ખોરાકોનો આશરો લેવો પણ ધવરાવવાની સફળતા સંબંધી બહુ વિગત નથી આપતાં.

માને બચ્ચાંની સારી તંદુરસ્તીમાં પણ ધાવણ ઓછા પ્રમાણમાં હોવાનું બને છે. આ પરિસ્થિતિ શ્રીમંત તેમજ ગરીબ બન્ને વર્ગમાં પ્રવર્તે છે. ઘણી વખત સાધનસંપન્ન માતામાં એકાદ માસના બાળકને પોષવા જેટલા ધાવણની પણ અછત હોય છે, ત્યારે સામાન્ય તેમજ સ્થાનિક ઉપચારો કરવા જોઇએ.

સામાન્ય ચિકિત્સામાં, પ્રવાહી પૂરતા પ્રમાણમાં આપવાં જોઇએ. સુવાસિત ને મીઠું કરેલું જવનું પાણી અપાય છે, પણ યોગ્ય પ્રમાણ કરતાં વધુ અપાવાથી પાચનશક્તિ બગડશે. દુધમાં જોઇતો પૂરતો વધારો

---

* "Complete breast-feeding of infants is of very great importance. It is cheaper, simpler and cleaner than artificial feeding and in the case of a properly fed mother, the benefits brought to the infant are great."

League of Nations Report on 'The Problem of Nutrition.' Antiseptic. '37.

નહિ થાય ગરીબ કે શ્રીમતને તેમનો દરરોજ ખોરાક ચાલુ રાખવા દૂધને પૂરતા પ્રમાણમા પ્રવાહી નેવાનાનુ લક્ષ્યમા રાખવુ જોઇએ

ઔષધોમા પીચ્યુટ્રીનના ઇંજેક્શન કે આપણા આયુર્વેદના સ્તન્યજનન ઔષધો અજમાવી શકાય

સ્થાનિક ઉપચારો વધુ અસરકારક હોય છે ને ઘણી વખત તેના સારા પરિણામો જોવામા આવે છે બાળ નુ જોરથી ધાવવુ તે પણ ધાવણ વધુ પેદા થવામા ઉત્તેજનરૂપ છે. બાળકો ધીમે અને સુસ્ત રીતે ધાવતા હોય ત્યા ધાવવાનો સમય લબાવીને ત્રણ કલાકનુ અતર હોય તો ચાર કલાકનુ કરવાથી બાળક ભૂખ્યુ થઇ જોરથી ધાવે છે સ્તન ઉપર એરડાના પાન બાધી શકાય, અથવા વારાફરતી ગરમ ઠડા પાણીનો શેક કરી માલીશ કરવાથી પણ સારો ફાયદો માલુમ પડ્યો છે

ઘણી વાર મીલમજૂરણ કે એવા કામવાળી માને પૂરતુ ધાવણ આવવા છતા પણ ધધો અડચણરૂપ થતો હોય ત્યારે અનુકૂળ સમય રાખવાથી એ મુશ્કેલી મટે છે

કેટલીક વાર મા ને બચ્ચુ તદુરસ્ત હોવા છતા ધાવણ માફક આવતુ ન હોય ત્યારે દરેક વખતે ધાવ્યા પછી બચ્ચુ રડે છે, પેટ તણાય છે, પીડ આવે છે, લીલા રગના ઝાડા થાય છે ને ગુદાની આસ પાસનો ભાગ લાલ થાય છે બાળક ચીડીયુ બની જાય ને સતત રડતા કરે ત્યારે ધાવણ ભારે પડતુ હોય છે. ધાવણ ભારે પડવાનુ કારણ તેમા રહેલી ચરબી અને દ્રવ્યરસ–પ્રોટીન્સ–હોય છે ત્યારે માના ખોરાકમા ફેરફાર કરવાથી ધાવણમા ફેર પડતો નથી અને કૃત્રિમ ખોરાક આપવા લલચાઇએ છીએ પણ જ્યા માનુ ધાવણજ માફક ન આવે ત્યા કૃત્રિમ ખોરાક પણ માફક આવવાની ખાત્રી રાખી શકાય નહિ તેનો સરસ ઉપાય ધાવણને વધુ પ્રવાહી–ડાઇલ્યુટ–કરવાનો છે. બચ્ચાને ધવરાવતા પહેલા સહેજ ગરમ પાણી બેચાર ચમચા પાઇને પછી ધવરાવવાથી ધાવણ માફક આવે છે, અથવા તેટલાજ પાણીમા ૧/૨ ગ્રેન સોડા સાઇટ્રેટ નાખવાથી પણ માફક આવે છે અને દુધ માફક આવી ગયા પછી વધુ ઓછાવત્તાનુ કે સોડા સાઇટ્રેટ ઉમેરવાનુ ધીમે ધીમે બધ કરી શકાય

મૂળચંદ રતનજી એન્જીનીયર

# આધુનિક નિઘંટુ

હિંદુસ્થાન વિવિધ વનસ્પતિ, પ્રાણી અને ખનીજ પદાર્થો માટે અનુકૂળ પ્રદેશ છે અને તેનો ઔષધીય ઉપયોગ ઘણા જુના કાળથી થતો આવ્યો છે એટલે એ વનસ્પતિઓ વિગેરેનો ઉપયોગ અને ગુણદોષની માહિતી અનુભવસિધ્ધ કહેવાય. એ અનુભવ અને જ્ઞાનને શાસ્ત્રીય પદ્ધતિથી સંગ્રહ કરવાના સતત પ્રયત્નો નહિ જેવા અને અધુરા થયા છે.

દરેક દેશમાં "ઔષધીય કોષ"–ફાર્માકોપીઆ–કાયદાપુરઃસર તૈયાર કરવામાં આવે છે અને તે મુજબજ સર્વે દ્રવ્યો, બનાવટો, વિગેરે તૈયાર થઇ શકે છે. એ કોષના મુખ્ય હેતુઓ, નિષ્ણાતોએ અનુભવેલા અચુક ઔષધોનોજ જનતાના હિત ખાતર વ્યવહાર થાય અને તેની બનાવટો એકજ પધ્ધતિથી તૈયાર થાય, આથી ડૉકટરોને તેનો ઉપયોગ, ગુણદોષ વિગેરેનું નિરીક્ષણ કરવાનો પૂરતો સમય મળે, ઔષધીય દ્રવ્યો તૈયાર કરનાર તેમજ સંગ્રહ કરનાર (ગાંધીઓ) માટે દ્રવ્યોનું નામ, વર્ણન વિગેરે માર્ગદર્શક થઇ પડે અને સંદિગ્ધ દ્રવ્યો વ્યવહારમાંથી દૂર કરી શકાય. અનુકૂળ પ્રદેશોમાં જે જે વનસ્પતિઓ સારી રીતે ઉગી શકે તેવીજ વનસ્પતિઓ વાપરવી. શાસ્ત્રીય પધ્ધતિથી મુકરર કરેલા પ્રમાણથી ઓછા તત્ત્વોવાળા પદાર્થો નહિ વાપરવાથી જનતાની સુખાકારીમાં પણ ફાયદો થાય. હિંદુસ્થાનના જુદા જુદા ઇલાકાઓ તથા પ્રાંતોમાં ખાદ્ય અને ઔષધીય પદાર્થો તેમજ તેની બનાવટોનાં વેચાણ માટે કાયદાઓ ઘડવામાં આવ્યા છે અથવા તે માટે તૈયારીઓ થઇ રહી

છે, એનો ઉપયોગ દુધ, ઘી, જેવા ખાદ્ય પદાર્થો અને અંગ્રેજી દવાઓની બનાવટો અથવા વેચાણ માટેજ થશે. હિંદુસ્થાનમાં વૈદિક કાળથી અનેક ઔષધીય દ્રવ્યો અને ખાસ કરી વનસ્પતિઓનો ઉપયોગ થતો આવ્યો છે પરંતુ તે માટે પધ્ધતિસર એકાદ કોષ તૈયાર કરવાનો પ્રયત્ન થયો નથી. એ દિશામાં પરદેશીઓએ જે સાહિત્ય એકત્ર કર્યું છે તેનો ઉપયોગ કરવાથી પણ હિંદુસ્થાનના ઔષધીય દ્રવ્યોની મહત્તા કેટલેક અંશે વધારી શકાય.

ઔષધિકોષો અથવા નિઘંટુઓ સંસ્કૃત અને પ્રાકૃતમાં અનેક મોજુદ છે પરંતુ તેમાં નામો અને પર્યાયવાચક શબ્દો, કાંઇક વર્ણન અને ગુણદોષ આપી સંતોષ માનવામાં આવ્યો છે. જ્યારે આધુનિક ઔષધીકોષનો મુખ્ય હેતુ દરેક પ્રકારની સંદિગ્ધતા દૂર કરવાનો હોવો જોઇએ. આ માટે વનસ્પતિ, પ્રાણીજ અને ખનીજ પદાર્થોનું શાસ્ત્રીય જ્ઞાન અને ખાસ કરી વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર અને ભૂસ્તરવિદ્યા અને ખનીજ વિભાગના વ્યવહારૂ જ્ઞાનની અતિ આવશ્યકતા છે.

વનસ્પતિશાસ્ત્રમાં વનસ્પતિના વર્ણન ઉપરાંત વર્ગીકરણ—કલાસીફીકેશન—વનસ્પતિની પુરેપુરી ઓળખ માટે અતિ મહત્વનું તેમજ આહ્લાદક છે. આખા હિંદુસ્થાનની નાની મોટી દરેક વનસ્પતિનું વર્ણન એવા એક વનસ્પતિકોષમાં (જે. ડી. હુકર રચિત 'ફ્લોરા ઓફ બ્રિટીશ ઇન્ડીયા') આપવામાં આવ્યું છે. તેમાં વનસ્પતિઓની ઓળખ માટે એવી સરળ પદ્ધતિઓ દાખલ કરવામાં આવી છે કે કોઇપણ પ્રકારની ભૂલ વગર દરેક વનસ્પતિ ઓળખી શકાય. દરેક દેશમાં તેમજ હિંદુસ્થાનમાં પણ મુખ્ય સંસ્થાઓ, ખાસ કરી ખેતીવાડી, બાગકામ, જંગલખાતું અને એવી વનસ્પતિ સાથે સંબંધ ધરાવતી સંસ્થાઓના વનસ્પતિસંગ્રહસ્થાનોમાં (હર્બેરીયમ્સ અને મ્યુઝીયમ્સ) સુકા નમુનાઓ હોય છે. તેની સાથે સરખાવી કોઇપણ વનસ્પતિની ખાત્રી કરી શકાય છે, એ ઉપરાંત વનસ્પતિના જુદા જુદા અંગોની રચના સૂક્ષ્મદર્શકયંત્ર વડે જાણવાથી પણ ઔષધીઓની પીછાણ સુલભ થઈ પડે છે આ ઉપરથી જોઈ શકાશે કે કોઈપણ આખી વનસ્પતિ

અથવા તેનાં જુદાં જુદાં અંગોની પીછાણુ કરવામા ભૂલ થવી અસંભવિત છે.

વનસ્પતિઓની ઉપર પ્રમાણે ઓળખ કર્યા બાદ ખેડુતો અથવા જંગલી માણસોને તે બતાવી યોગ્ય સમયે સંગ્રહ કરાવી શકાય છે. જુદા જુદા વિભાગમાંથી એકત્ર કરેલી એકજ જાતની વનસ્પતિની સરખામણી કરી જોતાં રચના અને ગુણદોષમાં કાંઈક તફાવત જોવામાં આવે છે. ઘણે અંશે એ કારણને લીધેજ એકજ વનસ્પતિના ગુણદોષ અને વ્યવહાર માટે સંદિગ્ધતા જોવામાં આવતી હોય તો નવાઈ નહિ. જો વનસ્પતિશાસ્ત્રની દૃષ્ટિથી દ્રવ્યોનો સંગ્રહ અને ગુણદોષ, ઓળખ, વિગેરે કરવામાં આવે તો નામ, વ્યવહાર, અને ગુણદોષ વિષેની કેટલીક સંદિગ્ધતા દૂર કરી શકાય અને પછી તે વનસ્પતિ કોઇપણ ધાસ્તી વિના બહોળા પ્રમાણમાં સાધારણ જનતા પણ વાપરી શકે.

રસાયનશાસ્ત્ર હાલમાં ઔષધીય દ્રવ્યો અને તેની બનાવટો માટે અગત્યનો ભાગ ભજવે છે. એની મદદથી ઔષધિદ્રવ્યોમાં રહેલા તત્ત્વોની ઓળખ, પૃથક્કરણ, અને પ્રમાણ સુલભ થઇ પડે છે. અને તેના ગુણદોષ વિષે ભરોસાપાત્ર માહિતી મેળવી શકાય છે. ઔષધીદ્રવ્યોમાં રહેલાં તત્ત્વો માટે અમુક ચોક્કસ પ્રમાણ નિર્ણીત કરી શકાય અને તેટલા પ્રમાણસર તત્ત્વોવાળાં દ્રવ્યોજ વાપરી શકાય, એવું કાયદાપૂર્વક નિશ્ચિત કરવામાં આવે છે. રસાયનશાસ્ત્રની મદદથી બનાવટો કેવી રીતે તૈયાર કરવી તે નિશ્ચિત કરી તે પ્રમાણે બનાવેલાં ઔષધોજ માન્ય રાખવામાં અને વાપરવામાં આવે છે. આધુનિક રસાયનશાસ્ત્રથી વનસ્પતિ અને પ્રાણીજ દ્રવ્યો અને તેની બનાવટો ઉપરાંત ક્ષારો, ભસ્મો, રસાયનો વિગેરેની બનાવટો વિષે પુષ્કળ માહિતી, સુધારો, વધારો કરી નિર્ણીત પધ્ધતિઓ દાખલ કરી શકાય. હાલના પ્રગતિશીલ વિજ્ઞાનની મદદથી ઔષધો અને તેની બનાવટોજ નહિ પરંતુ અનેક હુન્નરધંધાઓ પરદેશોમાં વેગવાન પ્રગતિ સાધી રહ્યા છે. અમેરીકા દેશની કેટલીક વનસ્પતિઓ રસાયનિક શોધખોળની મદદથી પુષ્કળ નામના મેળવી રહી છે અને તેનો પ્રચાર પધ્ધતિસર કરવાથી અમુક વનસ્પતિઓ ચોક્કસ રોગો

માટે અનેક અણુમોલ દ્રવ્ય તરીકે પ્રસિધ્ધિ પામી રહી છે. હિંદુસ્થાન પણ અમેરીકા પ્રમાણે અનેક વનસ્પતિઓ, તેનો શાસ્ત્રીય અભ્યાસ કરી પરદેશ મોકલી નામના મેળવી શકે. પરંતુ એ પદાર્થો એકજ પ્રકારના (નિર્ણીત જાતના) નહિ મળી શકવાથી તેમજ અનેક પ્રકારની ભેળસેળ-વાળા હોવાથી ઉપયોગમાં આવતા નથી તેમજ ડૉકટરો તેનો અનુભવ લેતા ડરે છે. બીજું ઔષધોને રૂચિકર અને ટકાઉ રહે એવા રૂપમાં જનતા સમક્ષ રજુ કરવાની ખામીને લીધે પણ આપણી વનસ્પતિના ગુણોથી જનતા અજ્ઞાત રહે છે. પરદેશમાં ઔષધોને રૂચિકર રૂપો આપવાને માટે અનેક સાધનો અથવા તરકીબો અજમાવવામાં આવે છે. કવીનાઇન જેવી અતિ કડુ વસ્તુ સરસની કુપ્પી–જીલેટીન કેપ્સુલ્સ–ની મદદથી સહેલાઇથી લઇ શકાય છે. હાલની પરિસ્થિતિમાં દેશી વનસ્પતિઓનો પરદેશમાં તો શું પરંતુ ખુદ દેશમાં પણ બહોળો પ્રચાર થવાનો સંભવ રહેતો નથી.

વનસ્પતિશાસ્ત્ર અને રસાયનશાસ્ત્ર ઉપરાંત, વનસ્પતિઓનો ઉપ-યોગ, ગુણદોષ અને શરીર પર થતી અસરો અનેક પ્રયોગોથી સાબીત કરવામાં શારીરશાસ્ત્ર અને તેનાં અનેક અંગોનો ઉપયોગ કરવામાં આવે છે. પરંતુ આયુર્વેદમાં તો અનુભવથીજ નિર્ણીત થતું આવ્યું છે. અનુભવોના અભાવે વનસ્પતિઓના ગુણદોષ, માત્રા, વિગેરેની માહિતી ટૂંક સમયમાં મેળવવી મુશ્કેલ બલ્કે અસંભવિત છે. આધુનિક પધ્ધ-તિઓ પ્રમાણે ઔષધી દ્રવ્યોની શાસ્ત્રીય તપાસ થયા બાદ તેમાં રહેલાં તત્ત્વો શોધી કાઢી તે કેટલા પ્રમાણમાં શરીર પર જુદા જુદા પ્રકારની અસર કરે છે તે નિષ્ણાતો પ્રયોગોથી જાણી લે છે, તેમજ તે તત્ત્વો કેવા રૂપમાં સારામાં સારી તાત્કાલિક અસર કરે તે નિશ્ચિત કરી શકાય છે. આવા પ્રયોગોથી દવા કયા કયા રોગોમાં અને કેટલા પ્રમાણમાં વાપરી શકાય તે નક્કી કરી શકાય છે. ઉપર જણાવ્યા મુજબ ઔષધીય દ્રવ્યો અને તેની બનાવટોની ઓળખ, પૃથક્કરણ, અને તેના ગુણદોષોનું નિરીક્ષણ, માત્રા વિગેરે વનસ્પતિશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર અને શારીરશાસ્ત્રની મદદથી થઇ શકે છે.

ઔષધીય દ્રવ્યો અને તેની બનાવટો વિષે જુદાં જુદાં મથાળાં નીચે વિચાર કરવાની જરૂર છે અને તેની રૂપરેખા નીચે પ્રમાણે હોઇ શકે છે.

(૧) શાસ્ત્રીય નામ.

(૨) રાસાયનિક તત્ત્વો વિગેરેનું વર્ણન.

(૩) બનાવટ–નૈસર્ગિક હોવું અથવા રાસાયનિક ઉત્પાદન.

(૪) વર્ણન–બાહ્યિક, આંતરિક, ભૌતિક અને રાસાયનિક.

(૫) નિશ્ચયાત્મક ભૌતિક અથવા રાસાયનિક વર્ણન–પ્રયોગો અને પધ્ધતિ સહિત.

(૬) શુદ્ધતાની હદ નિશ્ચિત કરવાના પ્રયોગો.

(૭) બનાવટોમાં થતો ઉપયોગ.

(૮) ગુણદોષ, ઉપયોગ, વિગેરે.

(૯) માત્રા અથવા પ્રમાણ.

(૧૦) માપ, વજન વિગેરે બનાવટમાં વપરાતી ચીજો વિગેરેનું પ્રમાણ અને વર્ણન.

આપણા નિઘંટુઓમાં ઉપલા વિષયોનો સમાવેશ કરવામાં આવે તે પહેલાં કેટલીક માહિતીઓ મેળવવાની જરૂરત રહે છેઃ—

(૧) ઔષધિય દ્રવ્યોની શાસ્ત્રીય પીછાણ અને તેનાં પર્યાય સંસ્કૃત અને પ્રાકૃત નામો, દરેક પ્રાંતવાર અને વિભાગવાર.

(૨) કેટલીક સંદિગ્ધ વનસ્પતિઓ અમુક વિભાગમાં અસલ દવાના અભાવે પ્રચાર પામી હોય તે અટકાવી અસલ દ્રવ્યો જ્યાં ઉત્તમ થતાં હોય ત્યાંથી બહોળા પ્રમાણમાં એકત્ર કરી શકાય તેમજ સસ્તા દરે આપી શકાય તેવા પ્રયત્નો કરવા.

(૩) દ્રવ્યો તેમજ બનાવટોનું ભૌતિક તેમજ રાસાયનિક વર્ણન, પૃથક્કરણ, વિગેરે નિશ્ચિત કરી તે ધોરણ પ્રમાણેનીજ વસ્તુઓ માન્ય રાખવી અને તેવા માન્ય કરેલા નમુનાઓ જુદાં જુદાં મુખ્ય મથકો પર સંગ્રહ કરી રાખવા જેથી ઓળખ વિગેરેની મુશ્કેલી દૂર થઈ શકે.

(૪) દરેક દ્રવ્યનું રાસાયનિક પૃથક્કરણ. તેમાં ઔષધીય તત્ત્વોનું પ્રમાણ, ગુણદોષ, માત્રા વિગેરે પ્રયોગો અને વ્યવહારથી નક્કી કરવું.

(૫) દરેક દ્રવ્ય અથવા તેની બનાવટો કેવી રીતે સંગ્રહ અથવા તૈયાર કરવી કે જેથી તેના ગુણો લાંબો વખત સુધી ટકી રહે તે નિશ્ચિત કરવું.

(૬) બનાવટો જેમ બને તેમ સરલ અને તેમાં જરૂર પડતાંજ મુખ્ય દ્રવ્યોનો સમાવેશ કરવો જોઇએ. પ્રચલિત આયુર્વેદિક બનાવટોને કેવી રીતે સરલ કરી શકાય તે માટે વિચાર કરવો જરૂરનો છે.

(૭) ઔષધિ દ્રવ્યોના આયુર્વેદિક મત પ્રમાણેના ગુણદોષોનું આધુનિક રાસાયનિક પૃથક્કરણ અથવા અન્વેષણ મુજબના ગુણદોષો સાથે કેટલું મળતાપણું છે તે તપાસવું.

આ બધી માહિતી મેળવવા અથવા એ સંબંધી સાહિત્ય એકત્ર કરવા માટે નિષ્ણાત વૈદ્યો, ડૉક્ટરો, વનસ્પતિશાસ્ત્રીઓ, રસાયનશાસ્ત્રીઓ વિગેરે જેમને એ વિષય માટે લાગણી હોય તેમના સહકારની બહુજ જરૂર છે. એ કાર્ય વૈદ્યવિદ્યાના નહિ તો દેશના ઔષધીય દ્રવ્યોના ઉધ્ધાર માટે ગણી, અનેક પ્રકારના મતભેદો દૂર કરી, માનહાનિનો વિચાર છોડી જુદાં જુદાં શાસ્ત્રોમાંથી જે ઉત્તમ નિષ્કર્ષરૂપ મળતું હોય તે સંગ્રહ કરવાની તત્પરતા દાખવવી. એ કાર્ય માટે વ્યવસ્થિત પગલાં ભરવામાં આવે તો થોડાં વર્ષોમાં સંગીન કાર્ય થઇ શકે. કેટલાંક એવા આયુર્વેદીય દ્રવ્યો છે કે જેને માટે કોઇ પણ પ્રકારની સંદિગ્ધતા નથી અને તેવાં દ્રવ્યો માટે સાહિત્ય એકત્ર કરવું સહેલું છે. ફક્ત સંદિગ્ધ વનસ્પતિઓ માટે વિચાર કરવાનું રહે છે. બહોળો પ્રચાર પામેલી અથવા વધુ વપરાતી ચીજો માટે સંપૂર્ણ માહિતી મેળવવા પ્રથમ પ્રયાસ થવો જોઇએ, કારણ કે એને માટે સાહિત્ય બહોળા પ્રમાણમાં હોઇ શકે જ્યારે જવલેજ વપરાતી અથવા વિસારે પડેલી વનસ્પતિઓ માટે તો અન્વેષણ કરવાની જરૂરત રહે. આ દિશામાં કેટલીક સંસ્થાઓ અને સંમેલનોમાં પ્રાંતીય અથવા વિભાગ વાર પ્રયત્નો ભલે થઇ રહ્યા હોય, પરંતુ તે કાર્યને ત્વરિત ગતિ આપવા માટે કાંઇક ભોગની જરૂરત છે. એ ભોગના અભાવે કામ બહુ મંદ ગતિવાળું રહે છે. આ કાર્ય પરિપૂર્ણ થાય ત્યાં સુધી ઉત્સાહ, ખર્ચની સગવડ અને નિષ્ણાતોનો સહકાર કાયમ રહે તોજ શરૂ કરવું યોગ્ય છે અને ત્યારેજ આયુર્વેદની એક પ્રકારની સેવા બજાવેલી કહેવાય. આશા છે કે ઉપર જણાવેલા મુદ્દાઓ સંબંધી નિષ્ણાતો કાંઇક વિચારણા કરવા પ્રેરાય કેમકે ત્યારેજ અને તોજ આ લેખનો હેતુ પાર પડ્યો કહેવાશે.

ભાઈલાલભાઇ દાજીભાઈ અમીન

# ઔષધ બનાવવાનો ઉદ્યોગ

## હિંદમાં તેને નડતી મુશ્કેલીઓ

હિંદમાં એવો કોઇ પણ ઉદ્યોગ હોય કે જેને દેશની સરકાર તરફથી ઓછામાં ઓછું ઉત્તેજન મળતું હોય તો તે ઔષધો બનાવવાનો ઉદ્યોગ છે. જો કે એ વાત સર્વ માન્ય છે કે જાહેર આરોગ્યનો મુખ્ય આધાર આ ઉદ્યોગ ઉપર રહેલો છે અને પ્રજાના આરોગ્યનું રક્ષણ એ કોઇ પણ સરકારનું પ્રથમ કર્તવ્ય છે. લગભગ ત્રીસ વર્ષથી આ ઉદ્યોગ સાથે હું જોડાયેલો છું અને એ લાંબા અનુભવથી હું કહી શકું છું કે એ ઉદ્યોગ પ્રત્યેનું સરકારનું વલણ ચોકકસ રીતે નિરૂત્સાહ કરનારૂં છે.

ધી એલેમ્બિક કેમીકલ વર્કર્સ કંપની લી. નો હું વ્યવસ્થાપક છું. વૈદ્યકીય અર્કો અને એલોપથિક ટીંચરો તથા ઇતર બનાવટો માટેનું તે એક અજોડ કારખાનું છે. છતાં તેની શરૂઆતથી તે આજની સંપૂર્ણ સ્થિરતાએ દૃઢ થતાં સુધીની પરિસ્થિતિએ પહોંચતાં જે જે મુસીબતોનો સામનો અમારે કરવો પડેલો છે તે વિષે આપણા સર્વે વૈદ્ય બંધુઓ તથા સર્વ પદ્ધતિના ચિકિત્સક મિત્રોને અત્રે કાંઈક સંક્ષેપમાં જણાવવા માગું છું. આવાં કારખાનાં પ્રત્યેની સરકારી વ્યૂહનીતિ છેવટ સુધીની બેપરવાઇ ભરી છે. છતાં આવાં કારખાનાં તેની સામે ટકી રહે છે એ એક આશ્ચર્યનીજ વાત છે.

સરકારી વૈદ્યકીય અમલદારોની ગેરસમજુતીથી આવાં સ્વદેશી વૈદ્યકીય કારખાનાની સૌથી પ્રથમ મુશ્કેલી શરૂ થાય છે. ઉચ્ચતર કક્ષાના વૈદ્યકીય અમલદારો ઘણે ભાગે અંગ્રેજો હોવાથી તેઓની પ્રથમ

માન્યતાજ એવી થાય છે કે હિંદના વતનીઓ જરૂરી ગુણવાળી અને ચોખ્ખટભરી ઔષધિઓની બનાવટો તૈયાર કરી શકેજ નહિ તેથી હિંદના નરગણાલો અને દવાખાનાઓમાં પણ તેઓએ દેશાવરથી આવેલીજ દવાઓ વાપરવાનો આગ્રહ શરૂઆતથી રાખેલો છે અને એ વ્યૂહનીતિ હિંદના ઉદ્યોગના ભોગે વ્યવસ્થિત રીતે ચાલુ રાખવામાં આવી છે

સ્થાનિક ઉદ્યોગના કારખાનાઓએ, સરકારી વૈદ્યકીય અમલદારોની આ ગેરસમજ દૂર કરવા લાંબા વખતનો મહાશ્રમ વેઠીને પણ છેવટે એવું તો સિદ્ધ કરી આપ્યું છે કે હિંદી કારખાના ઉચ્ચ કક્ષાની વૈદ્યકીય બનાવટો તૈયાર કરી શકે છે ખરા માગ એલેમ્બિક કારખાનાએ એ બનાવટોને સંપૂર્ણતાએ લાવવાની શોધખોળ પાછળ હમેશ નાદર રકમોનો ખર્ચ કરી, સર્વશ્રેષ્ઠ નિષ્ણાતોના ઉત્તમ પ્રમાણપત્રો મેળવ્યા છતા અમારું એલેમ્બિક કારખાનું સરકારની સંપૂર્ણ સહાનુભૂતિ મેળવવામાં ઘણા લાંબા વખત સુધી ફાવી શક્યું નહોતુ

હજુ પણ વસ્તુસ્થિતિ કાંઇ સંપૂર્ણ સુધરી નથી એક અથવા બીજા નિમિત્તે સરકારી રૂગ્ણાલયો સરકારી દવા ભંડારમાંથીજ દવાઓ ખરીદે છે, પણ ઉત્તમ બનાવટો તૈયાર કરનાર ખાનગી કારખાનાઓ પાસેથી ખરીદતા નથી જે બીજા સરકારી ખાનગી તેમજ ધર્માદા વહીવટના દવાખાનાઓ અથવા રૂગ્ણાલયો સરકારી વૈદ્યકીય અમલદારોની દેખરેખ તળે આવે છે, ત્યા પણ બધી દવાઓ સરકારી દવા ભંડારમાંથી અથવા સરકારે માન્ય કરેલા કારખાનાદારો પાસેથી ખરીદાય એવો વ્યવસ્થિત રીતે પ્રયત્ન થાય છે

એલેમ્બિક કંપનીએ આ પ્રકારનો પ્રતિબંધ દૂર કરાવવા માટે અનેક વર્ષોથી ઝુંબેશ ઉઠાવી હતી અને અત્યંત શ્રમ પછી તેમા થોડી ઘણી સફળતા મેળવી છે સરકાર તરફથી વારંવાર આવા કારખાનાદારોના માર્ગમાં નડતર કરનાર નિયમો સતત દાખલ થયા કરે છે અને સરકારી દવા ભંડાર માટેના સરકારી કાનુ હેઠળના બજારોમા તેઓનો

માલ ખપે નહિ એવી રીતે તેઓના ધંધા ઉપર અંકુશો મુકવામાં આવે છે, તેનો છેલ્લામાં છેલ્લો દાખલો એ છે કે ના. મુંબાઈ સરકાર તરફથી બધાં ધર્માદા ઇસ્પીતાલો તથા દવાખાનાંઓને પોતાને જોઇતાં કેરી ઔષધો માત્ર સરકારી દવા ભંડારમાંથીજ ફરજીયાત ખરીદવાં એવી મતલબનો હુકમ કરેલો છે.

સરકારી દવા ભંડારો વર્ષો અગાઉ નાના પ્રકારની દવાની બનાવટો માટે સરકારે ઉઘાડયાં હતાં, અને શરૂઆતમાં જ્યારે હિંદમાં દવા બનાવનાર કારખાનાં નહોતાં ત્યારે તે ભંડારો ઉઘાડવાનો હેતુ જળવાતો. પરંતુ હવે જ્યારે ખાનગી ઉદ્યોગો ઉભા થઇ આગળ પ્રગતિ કરી રહ્યા છે ત્યારે સરકારે પોતાની એ પ્રવૃતિ ચાલુ રાખવાનું કંઇપણ ખાસ કારણ રહ્યું નથી. એ બાબતમાં ૧૯૩૦–૩૧ ની હિંદી ઔષધ સમિતિએ તપાસ કરી સરકારને સ્પષ્ટ ભલામણ કરી છે કે સરકારે હવે તેમના ભંડાર માટેની જરૂરી વસ્તુઓ ખાનગી કારખાનદારો પાસેથી ખરીદવી અને પોતાની દવા બનાવવાની હિલચાલ મર્યાદિત કરી દેવી. પરન્તુ આ ભલામણનો અમલ તેના પાલન કરતાં ઉલ્લંઘનથી વિશેષ થાય છે.

હિંદી કારખાનાંઓએ બનાવેલી દવાઓ માટે સરકારી વૈદકીય અમલદારોને વિરૂધ્ધ આગ્રહ હતો એટલે આપણા દેશના ખાનગી ધંધાદારી ડૉકટરો પણ લાંબા વખત સુધી એવોજ વિરૂધ્ધ આગ્રહ સેવતા રહ્યા એ જાણી આપને રમુજ પડશે! અલબત કોઇ પણ ઉદ્યોગ તેની બનાવટોનો પ્રચાર થયા વિના ટકી શકે નહિ અને હિંદી બનાવટો વિષે પણ આવી ગેરસમજ ચાલુ રહે ત્યાં સુધી હિંદી ઉદ્યોગ માટે કાંઇ આશા બંધાયજ નહિ. એલેમ્બિક કુંપનીને ઘણી કફોડી સ્થિતિમાંથી પસાર થવું પડયું હતું અને સખત મુશીબતોનો સામનો કરવો પડેલો; છતાં કેટલાંક ખાસ કારણોને લઇનેજ તે ટકી રહેવા અને પ્રગતિ કરવા ભાગ્યશાળી નીવડી છે. એવી મુશીબતોમાં કોણ જાણે કેટલીય સંસ્થાઓ આશાસ્પદ સંજોગો અને ફત્તેહમંદ થવાની યોગ્યતા છતાં ભાંગી પડી હશે ?

આ તો આપણા મુખ્ય સવાલને લગતી એક વાત થઇ. દરેક નવા નીકળતા વૈદ્યકીય કારખાનાને તેની સાથે બાથ ભીડવીજ પડવાની. પરંતુ તેમ છતાં ધારીએ કે સરકારની વિરોધી ભાવના દૂર થઇ તો પણ સરકારી જકાતની નીતિ તો હજુ આપણી સન્મુખ ઉભેલી છેજ. એ નીતિ આ ઉદ્યોગને માટે એક મોટામાં મોટી મુશ્કેલી છે. આ સંબંધમાં હું જે કહેવા માગું છું તેનું સ્પષ્ટીકરણ અત્રે કરીશ.

આ જકાત મૂળ તો પેય મદ્યોને માટે નાખવામાં આવી હતી. તે વખતે આ દેશમાં દવાનાં મદ્યાર્કોની બનાવટ હસ્તીમાં નહોતી. પરંતુ એ ઉદ્યોગ પગભર થયા પછી તો તેવા મદ્યાર્કોને પણ પેય મદ્યોજ હોય એમ ગણી તેના ઉપર પણ જકાત લેવામાં આવે છે,

હવે જો મદ્યાર્કોને જકાત લાગુ કરવાનીજ હોય તો તે પધ્ધતિની પુનઃરચના પણ થવીજ જોઇએ. તે માટે પહેલો સિધ્ધાંત તો એ માલુ થવો જોઇએ કે મદ્યાર્ક ઔષધો ઉપરની જકાત બની શકે તેટલા ઓછા દરની હોવી જોઇએ. જો તે વધુ રાખવામાં આવે તો ઠરેલા ધોરણની અને જરૂરી તેજસ્વિતાવાળી દવાઓ ઘણી મોંઘી પડી જાય અને તેથી લોકો તે ખરીદી શકે નહિ. આવી સ્થિતિમાં સાહજીક રીતે તેઓ ઉતરતા ગુણવાળી અને ભેળસેળવાળી હલકી દવાઓ ખરીદવા તરફ વળી જાય છે કારણ કે તે સસ્તી પડે છે. આ રીતે હાલમાં ભેળ-સેળ દવાઓનો ધંધો આપણા દેશમાં ધીકતો ચાલી રહ્યો છે અને તેથી જનતાની સુખાકારી પણ જોખમાઇ છે.

જકાત એ પ્રાન્તિક વિષય છે અને પ્રાન્તિક સરકારે તે તરફ પૂરતું લક્ષ આપ્યુંજ નથી. કેટલીક પ્રાન્તિક સરકારોએ, દાખલા તરીકે આપણે મુંબાઇ સરકારનીજ વાત કરીએ, તો મદ્યાર્ક ઔષધિઓના મોટા ભાગ ઉપર ઉંચા દરે જકાત લઇ તેને સામાન્ય લોકો વાપરી શકે તેવી રાખી નથી. મદ્યાર્ક ઔષધિઓ ઉપર નક્કી કરેલી તેજસ્વિતાવાળા ગેલન પર રૂા. ૫ થી વધુ જકાત નહિ હોવી જોઇએ એવું સામાન્ય રીતે સ્વીકારવામાં આવ્યું છે. ત્યારે મુંબાઈ સરકારે

રૂા. ૨૫ જેટલો, એટલે સ્વીકારાયલા ધોરણથી પાંચગણો ઉંચો દર રાખ્યો છે.

હવે આપણે આ મદ્યાર્ક ઔષધિઓ લાવવા–લઇ જવામાં જે જકાતી બંધનો મૂકયાં છે તે તરફ દૃષ્ટિ કરીએ. દરેક પ્રાન્તિક સરકારના જકાતી નિયમો જુદા જુદાં હોવાથી આવી મદ્યાર્ક ઔષધિઓ એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં છૂટથી લઇ જઇ શકાતી નથી પરંતુ તે આયાતના સખ્તાઇભરેલા પરવાનાના અંકુશ નીચે રહેલી છે. કોઇપણ ગૃહસ્થને એકથી બીજા પ્રાન્તમાં મદ્યાર્ક ઔષધિ લઇ જવી હોય તો પોતાના પ્રાન્તના જકાતી–અમલદારનો તેવી આયાત માટેનો પરવાનો લેવો જોઇએ. એ પરવાનો મેળવવા માટે અગાઉથી તેણે બધી જકાત ભરી દેવી જોઇએ અને તે ઉપરાંત તે કયા પ્રૂફની તેજસ્વિતાનો કેટલા ગેલન માલ લાવવાનો છે તેની વિગત પણ તેણે અરજીમાં આપવી જોઇએ. વ્યવહારૂ રીતે એ કાર્ય તે ભાગ્યેજ કરી શકે તેવું છે તે ઉપરાંત માલ ઉતરવાની જગ્યાએ પણ પાછી તેની ચોકસી થાય છે. એ પ્રમાણે આ આખી પધ્ધતિ કંટાળાભરી અને વખતનો દુર્વ્યય કરનારી હોઇ ધંધાને સૌથી વધારે અડચણકર્તા છે. આ પધ્ધતિથી મદ્યાર્ક ઔષધિના ઉદ્યોગ ઉપર સૌથી ભારે અંકુશ મુકાય છે. હિંદ બહારથી સમુદ્રમાર્ગે આયાત થતી બનાવટો માટે કેવું વર્તન રાખવામાં આવે છે તે સરખાવીએ. માલ આયાત થાય તે બંદર ઉપર એકવાર જકાત ભર્યા પછીથી તે માલ આખા હિંદમાં ફાવે ત્યાં છૂટથી જઈ શકે છે. આપણા સ્થાનિક ઉદ્યોગોની બનાવટ માટે એવી છૂટ કેમ નથી? તે મળવીજ જોઇએ અને દરિયાપારના દેશોની બનાવટ માટે જે ધોરણ રાખેલું છે તે પ્રમાણે સમાનતાના ધોરણે આપણી સ્થાનિક બનાવટો સાથે કામ લેવાવું જોઇએ.

આ હેતુ પાર પાડવા માટે હું હંમેશાં કહેતો આવ્યો છું તેમ હિંદભરમાં મદ્યાર્ક ઔષધિની બનાવટો માટે જકાતી નીતિ એકજ પ્રકારની અને સરખા ધોરણે હોવી જોઇએ અને તે માટે પ્રાન્તિક સરકારો સાથે વાટાઘાટ કરી બંધારણપૂર્વકના તમામ પ્રયાસો કરી

જોયા બાદ છેવટે મેં નેક નામદાર લોર્ડ લિન્લિથગો વાઇસરોય સાહેબને અરજ કરી જકાતી પધ્ધતિ વિષે જુદા જુદા પ્રાન્તનાં જુદાં જુદાં ધોરણ પ્રચલિત છે તે રદ કરી એક સરખા ધોરણે કામ લેવાનો હુકમ ફરમાવવા વિનંતિ કરી હતી. ઉપરાંત એ ધંધાની જરૂરિયાતો અને મુશ્કેલીઓ વિષે એક સવિસ્તર નિવેદન પણ મેં સાદર કર્યું હતું.

પરંતુ, સરકારી તંત્રનાં ચક્રો બહુ ધીમી ગતિએ કામ કરતાં હોવાથી, આપણે આપણા પ્રયત્નો સતત ચાલુ રાખવા જોઇએ. હું તો નાસીપાસ થઇને હવે કંઈ થવાતું નથી એમ ધારીને નિષ્ક્રિય બેસી રહું એવો નિરાશાવાદી નથી. મેં ઘણા કપરા સંજોગોમાં કામ કરી અંધકારમાંથી પ્રકાશ જોયો છે એટલે આપણે પ્રયત્નો જારી રાખતાં ફત્તેહ પામીશું એવો મને દૃઢ વિશ્વાસ છે. જે હીલચાલ મેં ઉપાડી લીધી છે તેનાં ફળો હવે ધીમે ધીમે દૃશ્ય થતાં જાય છે.

મને અફસોસ માત્ર એટલોજ થાય છે કે આ પ્રશ્ન દવાઓ બનાવવાના આખા ઉદ્યોગના સામાન્ય હિતનો હોવા છતાં, તેમાં મને બીજાઓનો સહકાર મળતો નથી. હું જાણે એકલવાયો તે માટે લડતો હોઉં એવું મને તો લાગે છે. જો આ મહાન ઉદ્યોગમાં હિત ધરાવનારા બધા એકત્ર થાય અને સાથે મળીને પ્રયત્ન કરે, તો મને ખાત્રી છે કે આપણને વિજય મળતાં ઝાઝી વાર લાગશે નહિ. પણ જ્યાં સુધી આ ઉદ્યોગ ધંધામાં સરખું હિત ધરાવનારા બીજા કારખાનાદાર ભાઇઓ પડખે રાહ જોતા ઉભા રહે, ત્યાં સુધી મારા જેવા એકલા માણસને અથવા એક એલેમ્બિક જેવી સંસ્થાને આ મહાન લડત ચલાવવી તે પંગુને પર્વત ચઢવાના પ્રયાસ સમાન અત્યંત મુશ્કેલ છે. જો સૌ એ પ્રયત્નમાં સહકાર કરે અને સાથ આપે તો ધાર્યું કાર્ય બર લાવવું એ દિનપ્રતિદિન સહેલું થતુંજ જાય.

પ્રભુની મરજી હશે તો આપણે બહુ મોડા નહિ પડતાં સત્વર ધારી ફત્તેહ મેળવી શકીશું.

આયુર્વેદિક ઔષધો માટેના મારા વિચારો મેં છેવટ દર્શાવવાનું રાખ્યું છે. એ ઔષધોને હું ખાસ. મહત્વ આપું છું. એલેમ્બિક કંપનીનો મુખ્ય વ્યવસાય જો કે આયુર્વેદિક ઔષધો બનાવવાનો નથી, તોપણ જનતાના હિત માટે અને એ પ્રાચીન પધ્ધતિની દવાઓના પ્રચાર માટે તેણે મોટી સંખ્યામાં આયુર્વેદિક દવાઓ તૈયાર કરીને જાહેરમાં મુકી છે, અને તેનો લાભ ઘણા લોકો લે છે. આયુર્વેદિક ઔષધો કેટલીક ખાસ વિશિષ્ટતા ધરાવે છે, તેમજ તે પોતાનું મહત્વ સાચવી રહ્યાં છે. આજે પણ આયુર્વેદિક દવાઓથી ઉપચાર લેતા દરદીઓની સંખ્યા, બીજી બીજી પધ્ધતિના ઉપચારો લેતા દરદીઓની એકંદર સંખ્યાથી વધી જાય છે.

કારણ દેખીતું જ છે. સૌથી પહેલી વાત તો એ છે કે આયુર્વેદિક દવાઓ, બીજાની સરખામણીમાં સસ્તી અને વનસ્પતિરૂપે સુલભ્ય હોઇ, આમ જનતા પૈકીના મોટા વર્ગની જરૂરિયાતોને પહોંચી વળે છે. બીજી વાત એ કે આયુર્વેદિક ચિકિત્સકોની ઘરગથ્થુ પધ્ધતિ જનતાને ખાસ પસંદ પડી છે. અને છેલ્લી વાત એ કે આયુર્વેદિક ઔષધો યોગ્ય અનુપાન સાથે અને રોગની યોગ્ય ચિકિત્સા કરીને આપવામાં આવે, તો બીજી દવાઓ કરતાં વધારે ચોક્કસ ફાયદો કરે છે. આમ થવાનું કારણું કે બીજી દવાઓમાં અસર કરનારાં તત્વોનો ઔષધિમાંથી અર્ક ખેંચી લેવામાં આવે છે, અને તેથી એ દવાઓનું વનસ્પતિક બળ હણાઈ જાય છે, જ્યારે આયુર્વેદિક પધ્ધતિમાં ઔષધિનું વનસ્પતિતત્વ જળવાઇ રહેતું હોવાથી શરીરમાં સારી રીતે એકરસ થઇને પાચન થઇ શકે છે.

એ અત્યંત ખેદની વાત છે કે, હિન્દમાં બ્રિટિશ શાસન નીચે આયુર્વેદિક ઔષધોની માઠી દશા શરૂ થઇ, અને પહેલાંના સમયમાં તેને જે રાજ્યાશ્રય મળતો હતો તે પણ બંધ થયો. હવે પુનરૂધ્ધારનો યુગ શરૂ થતાં, એવો સમય આવી પહોંચ્યો છે કે જ્યારે રાજ્ય તેમજ જાહેર પ્રજાવર્ગના સહકારથી આ બાબતમાં પણ પુનરૂધ્ધારની પ્રવૃત્તિ પધ્ધતિસર શરૂ થવી જોઇએ. દેશી ઔષધિઓનું સંશોધન કાર્ય શાસ્ત્રીય

પધ્ધતિએ અને મોટા પાયા ઉપર થવાની જરૂર છે. હિન્દી ફારમાકોપીઆ (ઔષધિગુણાદર્શ) પણ તૈયાર થવો જોઇએ અને સરકાર તરફથી બીજી પધ્ધતિઓની માફક આયુર્વેદિક પધ્ધતિના સ્થાન અને માનનો સ્વીકાર થવો જોઇએ. એમ થવાથી તેની હાલની સ્થિતિમાં સ્વયમેવ સુધારો થઇ શકશે.

આવા પ્રકારની કોઇ પણ મદદ આપવાની વાત તો દુર રહી, પણ બીજી બાજુએ કેટલીક પ્રાંતિક સરકારો તરફથી આયુર્વેદના માર્ગમાં અનેક ગણી અડચણો ઉભી કરવામાં આવી છે. છેલ્લા જકાની નિયમો, જે મુંબાઇના એકસાઇઝ કમિશ્નરે યોજ્યા છે, તેથી દેશી વૈદ્યો અને હકીમોને મધાર્ક ઔષધિઓ બનાવવા માટે જોઇતો મદ્યાર્ક (રિકટીફાઇડ સ્પીરીટ) સરકારી ડીસ્ટીલરીમાંથીજ ખરીદવાની ફરજ પાડવામાં આવી છે અને તે પણ એકસાઇઝ કમિશ્નર ઠરાવે તે ભાવે અને કિંમતે. આવી પરિસ્થિતિમાં આપણી દેશી દવાઓની પધ્ધતિ કદી ઉંચી આવી શકે ખરી કે ?

દેશી દવાઓના ઉદ્યોગના વિકાસ માટે અને આયુર્વેદિક તથા હકીમી પદ્ધતિને વધુ ઉંચી કક્ષાએ લાવવા માટે સરકાર તરફથી આપણને પૂરતી સહાનુભૂતિ અને સહાય મળવાં જોઇએ.

શુકદેવ મેલશંકર ભટ્ટ

# બ્લડ–પ્રેશર

આજકાલ જ્યાં જુઓ ત્યાં ડૉક્ટરો "બ્લડ–પ્રેશર"ને આગળ ધરે છે. કોઈનું માથું દુઃખતું હોય તો કે'શે "જરા બ્લડ–પ્રેશર જોવરાવજોને." "ઉંઘ નથી આવતી" કે "બહુ આવે છે" તેમ "બ્લડ–પ્રેશર" અને કોણ જાણે કેમ આપણા દેશી વૈદો 'બ્લડ પ્રેશર'નું નિદાન કરનાર ડૉક્ટરને કેવોયે મોટો માણસ ધારી લે છે–નહિતર લેભાગુ તો કહેજ છે. તો એ બ્લડ પ્રેશર શું છે? ડૉક્ટરો ખરૂં કહે છે કે ખોટું? તેનાં ચિહ્નો શું? તેના ઉપચારો શું અને એ મપાય કેમ–તે વિષે આ ટુંકી રેખા દોરી છે.

આપણા શરીરમાં હૃદય પોતાની મેળે સંકોચાય છે અને પહોળું થાય છે. સંકોચાય ત્યારે તેની અંદરનું લોહી–કુદીને બહાર આવે છે અને હૃદયમાંથી નીકળતી રક્તવાહિનીઓ દ્વારા શરીરમાં ફરે છે–પહોળું થાય ત્યારે શરીરમાંથી ફરીને પાછું આવતું લોહી તેમાં દાખલ થાય છે. હૃદય સંકોચાય ત્યારે તેની અંદરના લોહી ઉપર દબાણ થાય છે અને તેથી તેની પિચકારી ઉડે છે, જે પિચકારીનો થડકો રક્તવાહિનીઓની દિવાલ ઉપર લાગે છે અને જે નાડીરૂપે આપણે સ્પર્શી શકીએ છીએ. જેમ લોહી ઉપર દબાણ વધારે તેમ નાડીનો થડકો પણ વધારે. આ લોહીનું દબાણ તે "બ્લડ પ્રેશર.' દરેક માણસના શરીરમાં "બ્લડ પ્રેશર" તો હોયજ. તે વિના લોહી ફરે નહિ, માટે ફક્ત "બ્લડ પ્રેશર" નામ આવતાં ગભરાવાની જરૂર નથી, પણ એ "બ્લડ પ્રેશર" જોઇએ તે કરતાં વધારે છે કે ઓછું છે તેજ જાણવાની જરૂર છે.

આ માણસને "બ્લડ પ્રેશર" છે એમ કોઇ કહે ત્યારે તેનો વૈદકીય નજરે અર્થ એવો થાય કે "હાઇ બ્લડ પ્રેશર"—લોહીનું દબાણ વધારે—છે. આ જગ્યાએ વધારે તેમજ ઓછાં "બ્લડ પ્રેશર"નાં શું શું ચિહ્નો હોય અને કેવા સંજોગોમાં તે વધે અગર ઘટે તેનો ઉલ્લેખ અસ્થાને નહિ થાય.

## હાઈ બ્લડ પ્રેશરના ચિહ્નો

૧. માથું ભારે લાગવું અને દુઃખવું—નોખા નોખા દર્દીઓ દુઃખાવાની નોખી નોખી જગ્યાઓ બતાવશે. કોઇને કપાળ દુઃખે છે, જ્યારે કોઇને તાળવા ઉપરજ દુઃખે છે, જ્યારે કોઈ શિખાની જગ્યાએજ દુઃખે છે એમ કહેશે; ઝાઝે ભાગે આની સાથે દર્દીને ફેર પણ આવે છે.

૨. શ્વાસ ભરાઇ આવવો એ બીજું ચિહ્ન છે અને તે પણ ખાસ કરીને કોઇ પણ મહેનતનું કામ કર્યા પછી, કેટલીક વખત વારંવાર જોર કરીને શ્વાસ ભરાઈ આવે અને દર્દીને દમનું દર્દ હશે એવા ખોટા નિદાન તરફ ચિકિત્સકોને પ્રેરે.

૩ ઉંઘ ઉડી જવી અગર વાતો કરતાં કે કામ કરતાં કરતાં પણ ઝોકાં આવી જવાં—જે દેખાવ અંધારણીને આબાદ મળતો આવે.

૪. કામ કરવાનું આળસ થાય અને દર્દીનો દેખાવ નિરાશાભર્યો હોય.

૫. નાકમાંથી લોહી નીકળવું—નાકોરી ફુટવી; હાથ પગમાં ખાલી ચડવી અને છાતીમાં—હૃદયના ભાગમાં દુઃખવું.

૬. ઉચાંણ ચઢયા પછી—ગળાની રકતવાહનીઓના ધબકારા કાનમાં તેમજ માથામાં સંભળાય—વાગે અને નિદાન કરનારને નજરે દેખાય.

૭. વધારે દબાણ થવાથી કોઇ વાર મગજની રકતવાહિની તુટી જાય અને અર્ધાંગ થાય.

## ઊંચા બ્લડ પ્રેશર થવાનાં કારણો

તેના બે પ્રકાર છે-(૧) શરીરનું એ જાતનું વલણ-તૈયારી, (૨) ઉશ્કેરનારાં કારણો.

(૧) પહેલો પ્રકાર-વારસામાંજ શરીરનું બંધારણ એ જાતનું હોવું, તે છે. પુરૂષોમાં સ્ત્રીઓ કરતાં વધારે થાય છે. તેના કારણોમાં ખોરાક અને સખ્ત મહેનત વગેરે છે.

(૨) ઉશ્કેરનારાં કારણો-બાદી થવી એ મુખ્ય કારણ છે. નિરૂદ્યમી જીવનથી અને "નત્રિલ" કહે છે તે પદાર્થો વધારે પ્રમાણમાં લેવાથી બાદી થઇ બ્લડ પ્રેશર વધે છે. શરીરમાંથી જે ઝેર ગુરદા-મુત્રપિંડો મારફત પેશાબ વાટે નીકળે છે, તે ગુરદાના રોગમાં ન નીકળી શકવાથી બ્લડ પ્રેશર વધે છે. "ગાઉટ"માં તેમજ મીઠી પેશાબમાં પણ તે વધે છે. સીસાંનું ઝેર શરીરમાં ફરતું હોય ત્યારે, સ્ત્રીઓને મહિના હોય ત્યારે તે વધે છે. ચિંતા-આઘાત અને લાંબા વખત સુધીનું માનસિક કાર્ય પણ પોતાનો ભાગ ભજવે છે. શરીરમાં પુષ્કળ લોહી ભરાવું-હૃદયનું વધી જવું, લોહીના રજકણો કોઇ પણ કારણસર વધી જવાં (જેને લીધે લોહી ઘટ્ટ થાય છે), હૃદયનું જોરથી અને ઝડપથી કામ કરવું, એ સર્વે અને કેટલાંક "જ્ઞાનતંતુઓના" દરદોમાં બ્લડ પ્રેશર વધી જાય છે.

## લો (ઓછું) બ્લડ પ્રેશરના ચિહ્નો

ખિન્નતા, આળસ, લાંબા થઇને પડવાની વૃત્તિ-અપચો અગર અરૂચિ અને અનિદ્રા-આ તેનાં ખાસ ચિન્હો છે. દરદીના પેટમાં કચરો હોય ત્યારે તેને સારૂં લાગે છે અને રેચથી તેના ઉપરનાં ચિન્હોમાં વધારો થાય છે. નખમાં-ઓષ્ટમાં તેમજ કપાળપર બારીક રકતવાહિનીના થડકા દેખાય છે. કોઇ વખત શુદ્ધ રકતવાહિનીના થડકા-અશુદ્ધ રક્તવાહિનીદ્વારા માલુમ પડે છે (અશુધ્ધ રકતવાહીની-શિરાસ્ય શરીરમાં નજ થડકે.)

### કારણો

આજન્મ-ભોજન પછી-સ્નાન પછી અને ખાસ કરીને શુષ્ક નહિ પણ ભેજવાળી ગરમી પછી-લોહીનું દબાણ ઓછું હોઇ શકે છે.

હૃદય રોગો,—જેવા કે એઓર્ટિક રીગર્જીટેશનમાં (આમા હૃદયના દરેક સંકોચ સાથે સર્વ લોહી શરીર તરફ ફેલાવાને બદલે થોડો ભાગ હૃદયમાંજ પાછો પડે છે) પણ દબાણ ઓછું હોય છે.

તે સિવાય—પાંડુ, ક્ષય, અતિશય થાક-માનસિક કે શારીરિક, ચિંતા અને ઓછા પ્રમાણમાં ખોરાક લેવાય ત્યારે માલુમ પડે છે ને "ટાઇફોઇડ"માં પણ હોય છે.

* * *

બ્લડ પ્રેશર વધવું કે ઘટવું તે નીચેની ત્રણ વસ્તુઓ ઉપર આધાર રાખે છેઃ—

૧. હૃદયનો વેગ અને તેનું લોહી ઉપર દબાણ.

૨. રક્તવાહિનીઓમાં માર્ગ કરવામાં લોહીને પડતું જોર.

૩. હૃદયમાંથી નીકળતો લોહીનો જથ્થો.

જો હૃદય વધારે વેગથી અને વધારે બળપૂર્વક કામ કરે તો લોહીનું દબાણ વધે. જો રક્તવાહિનીઓમાં પોતાનો માર્ગ કરતાં લોહીને વિશેષ જોર વાપરવું પડે તો લોહીનું દબાણ વધે. જો હૃદયમાંથી લોહી વધારે પ્રમાણમાં નીકળે તો લોહીનું દબાણ વધે. આથી ઉલટા સંજોગોમાં દબાણ ઘટે છે.

લોહીના દબાણની વધઘટના આ ત્રણે જવાબદાર પગથીયાં—જુદાં જુદાં કે સામટાં પણ કામ કરતાં હોય અને વધઘટ થવાનાં જે કારણો આગળ ગણાવવામાં આવ્યાં છે તેની અસર ઉપરના ત્રણમાંથી કોઇ એક અગર વધારે કારણો પર થાય છે, અને તે તે જાતનું પરિણામ આવે છે.

**ઉપચારો**—હાઈબ્લડ પ્રેશરમાં—નસ ખોલી—લોહીનો નિકાસ બહાર કરી—લોહીનો જથ્થો ઓછો કરવો. આરામ-નિવૃત્તિ, માનસિક અને શારીરિક શકિત, હલકો પચી શકે તેવો ખોરાક અને ખાસ કરીને ફલાદિ વિગેરે દબાણ ઓછું કરે છે. વિલાયતી મીઠાનો કે પારાનો રેચ અને રક્તવાહિનીઓને વિસ્તૃત કરે તેવા ક્ષારો અને પોટાશ આયોડાઇડ પણ દબાણ ઓછું કરે છે. ગરમ સ્નાન, "ટરકીશબાથ" અને વિજળીની બત્તી પણ દબાણ ઓછું કરવામાં મદદ કરે છે.

લો બ્લડ પ્રેશરમાં શું કારણ છે તે શોધી કાઢી તેના ઉપચારો કરવા જેમકે એઓર્ટીક રીગર્જીટેશન હોય તો (ખાસ કરીને તે 'ગરમી' ને અંગેજ હોગ છે) તો તેના ઉપચારો કરવા–પારાની બનાવટોથી. હૃદય નબળું હોય તો પોષક અને પચી શકે તેવો ખોરાક, લોહ, ઝેરકોચલું અને 'ડીજીટાલીસ' જેવાં ઔષધો આપવાં.

ઉપલી બાબત જેટલીજ મહત્વની બાબત બ્લડ પ્રેશર બરોબર માપવાની છે.

## કેમ માપવું ?

"બ્લડ પ્રેશર" માપવાનાં બે પ્રકારનાં યંત્રો આવે છે.

(૧) એકમાં–નળી માંહેના પારાના હલનચલનથી માપ નીકળે છે.

(૨) બીજામાં–ઘડિયાળ જેવા યંત્રમાં કાંટો આંકડા બતાવી માપ આપે છે.

(૧) ઓછામાં ઓછી પાંચ ઈંચ પહોળાઇની એક કોથળી હોય છે, જે પાટાની પેઠે કોણીથી ઉપરના ભાગમાં હાથ ઉપર બાંધી શકાય માટે તેની સાથે બે ત્રણ ફુટ લાંબો પાટાનો કટકો પણ હોય છે. આ કોથળીમાં એક નળી જાય છે, જેને બીજે છેડે એક રબરનો દડો હોય છે. આ દડામાં "વાલ્વ" ગોઠવેલ છે, તેથી જ્યારે દડો દબાવવામા આવે ત્યારે કોથળી ફુલે છે. દડામાં એક સ્ક્રૂ પણ ગોઠવ્યો છે જે એક કે બીજી બાજુ ફેરવતાં, કોથળીની હવા વધતા કે ઓછા પ્રમાણમાં બહાર નીકળી શકે છે. ઉપર કહી કોથળીમાંથી એક બીજી નળી નીકળે છે જે એક કાચની નળીના તળીએ જોડેલી છે. આ કાચની નળીમાં પારો ભરેલો હોય છે. જ્યારે રબરનો દડો દાબીને કોથળીમાં હવા ભરવામાં આવે ત્યારે હવાનું જેટલું દબાણ કોથળીની દિવાલો ઉપર આવે છે તેટલુંજ દબાણ પારાની સપાટી ઉપર આવે છે, જેથી તે વચ્ચેની નળીમાં ઉંચો ચડે છે. આ નળી ઉપર આંકડા માંડયા હોય છે, જે પારાની તેટલી ઉંચાઇને, પારાની સપાટીથી અધ્ધર રાખવા માટેનું હવાના દબાણનું માપ બતાવે છે.

હવે બ્લડ પ્રેશર માપતા પહેલા દર્દીને સુવાડવો તે ફાયદાકારક છે. બેસી શકે તેમ હોય તો ખુરશી ટેબલની વ્યવસ્થા કરી દરદીને ખુરશી પર બેસાડવો આમ દરદીને બેપાચ મિનીટ આરામ લેવા દઇ (શું થશે, એના ભય અને ઉશ્કેરાટને લીધે બ્લડ પ્રેશર વધી જાય છે જે બે પાચ મિનીટની શાન્તિથી પાછુ અમલ થઇ જાય છે) દર્દીના કોઇપણુ હાથ ઉપર પેની કપડાની કોથળી બાધવામા આવે છે અને તે કોથળીવાળા હાથને **હૃદયની સપાટી જેટલોજ ઉંચો રાખવામાં આવે છે.** દડાના સ્ક્રુને બરાબર બધ કરીને દડો દબાવવામા આવે છે આથી હાથ ઉપર બાધેલી કોથળી ફુલતી જાય છે અને નળીમા પારો અધર ચઢતો જાય છે હવે જો 'સ્ટેથેસ્કોપ'નો 'ચેસ્ટ-પીસ" કોણીની બ્હેજ ઉપર આગળના ભાગમા-કોથળીથી નીચે મુકવામા આવે-અને સ્ક્રુને ઢીલો કરવામા આવે તો કોથળી માંહેનુ હવાનુ દબાણ હવા નીકળી જવાથી ઓછુ થશે, પારો નીચે ઉતરશે અને એની એક ક્ષણ એવી આવશે કે જ્યારે હાથના એ ભાગની નાડીના ધબકારા સ્ટેથોસ્કોપમા સભળાશે આ જ્યારે સભળાય ત્યારે પારાની ઉંચાઇ જે આંકડો બતાવે તેનુ નામ 'સીસ્ટોલીક" પ્રેશર એ એમ સૂચવે છે કે હવાના દબાણથી નાડીની દિવાલો જે સામસામી અડી ગઇ હતી તેમા લોહીનુ વહન થઇ શકે તેટલો માર્ગ થયો છે હજીયે હવા ઓછી કરવામા આવે તો એ અવાજમા ધીમે ધીમે ફેરફાર પડતો જાય છે અને છેવટે તે બધ થઇ જાય છે એ બધ થાય તે વખતની પારાની ઉંચાઇ જે માપ બતાવે તે ડાયાસ્ટોલીક" પ્રેશર

"સીસ્ટોલીક બ્લડ પ્રેશર" એટલે હૃદય સંકોચાય તે વખતે નાડીનુ જે દબાણ હોય તે અને સ્વાભાવિક રીતે તે વિશેષજ હોય કારણ કે હૃદય દબાય ત્યારે લોહી કુદીને રક્તનાડિનીઓમા બહાર આવે છે અને "ડાયાસ્ટોલીક પ્રેશર" એટલે હૃદય વિસ્તૃત થાય અને તેમા લોહી ભરાય તે વખતનુ નાડીમા લોહીનું દબાણ હોય તે અને તે ઉપરના કરતા હમેશા ઓછુ હોય છે સાધારણ રીતે એ બન્નેનુ જો પ્રમાણ કાઢીએ તો ૩ : ૨ નુ પ્રમાણ આવે સાધારણ રીતે સીસ્ટોલીક પ્રેશર ૧૦૦ + ઉમ્મરની સખ્યા જેટલુ હોય છે અલબત ૧૦ ટકા ઓછુ કે

વધારે એ વ્યક્તિ પરત્વે ફેર પડે ખરો. પણ તેથી વિશેષ ઓછું કે વધારે હોય તો તે કોઇ પણ રોગનું ચિન્હ સમજવું અને તેનાં કારણો શોધી કાઢી તેના યોગ્ય ઉપચારો કરવા.

જે બીજું યંત્ર છે તેમાં પણ ઉપરની પેઠે "વાલ્વ" અને સ્ક્રુવાળો રબ્બરનો દડો અને તેની સાથે નળીથી જોડાયેલ કોથળી અને પટો હોય છે. કોથળીમાંથી નીકળતી બીજી નળી એક ગોળ ડાબલીમાં જાય છે. આ ડાબલીમાં એક સ્પ્રીંગ-કમાન હોય છે. જ્યારે દડો દબાવવામાં આવે ત્યારે કોથળી ભરાય છે અને સાથેસાથ હવાનું દબાણ આ કમાન પર પણ લાગે છે, જેથી તે કમાન વળે છે. હવે આ કમાન સાથે "ઉચ્ચાલન"ના સિદ્ધાંતને અનુસરીને એક ધરી ગોઠવવામાં આવી હોય છે અને તેના ઉપર એક કાંટો ગોઠવેલ હોય છે. હવાના દબાણથી જ્યારે કમાન વળે ત્યારે તે ધરી ફરે છે અને સાથે કાંટો પણ ફરે છે. જ્યારે કશુંયે દબાણ ન હોય ત્યારે કાંટો જ્યાં ઉભો રહે ત્યાં શુન્ય માંડેલ હોય છે અને પછી દબાણ કરવાથી જે દિશામાં કાંટો ફરતો હોય તે દિશા તરફ અનુક્રમે વધતા જતા આંકડાઓ માંડેલા હોય છે. આ આંકડાઓ ગમે તેમ માંડેલા નથી હોતા પણ "પારા"વાળું ઉપર કહેલ જે યંત્ર છે તેની સાથે સરખાવીનેજ માંડેલા હોય છે. એટલે બન્ને યંત્રો જો એકજ દર્દી ઉપર વાપરવામાં આવે તો બન્નેમાં "બ્લડ પ્રેશર"નું માપ એકજ આવે.

હવે આ યંત્રથી પ્રેશર માપવામાં ઉપર કહેલી રીત પ્રમાણેજ પગલાં લેવાનાં છે. દર્દીનો ઉસ્કેરાટ શમ્યા પછી હાથ અને હૃદયને સમ-સપાટીએ રાખીને ઉપર પ્રમાણેજ દડો દબાવવાનો. કોથળી ફુલશે, ઘડિયાળનો કાંટો ઝપાટાબંધ શુન્યથી ૫-૧૦-૧૦૦-૧૫૦ એમ ફરશે. સ્ટેથોસ્કોપ ગોઠવીને સ્ક્રુ ઢીલો કરો તો પેલાની જેમ અવાજ આવવા માંડશે. તેજ વખતે કાંટો કયો આંકડો બતાવે છે તે જોઇ લો. હજી વધારે હવાને ઓછી કરો. ધીમે ધીમે અવાજમાં ફેર થતો જશે અને અવાજ બંધ પણ થઇ જશે. તે વખતે ફરીને કાંટો જે આંકડો બતાવતો હોય તે વાંચી લો. અનુક્રમે આ સીસ્ટોલીક અને ડાયેસ્ટોલીક પ્રેશરનાં માપ છે.

शान्तिलाल मणीलाल शेठ

શાન્તિલાલ મણીલાલ શેઠ

# આયુર્વેદની બનાવટો

## તેમાં થવા જોઈતા ફેરફારો
## અને 'એક ધોરણ'ની આવશ્યકતા

આ મારા અંગત વિચારોજ છે.

હું આ વિષય ઉપર કાંઇ લખું તે પહેલાં વાંચકોને એક વાત જણાવવાની યોગ્ય ધારું છું. આ લેખમાં જ્યાં જ્યાં "આયુર્વેદ" શબ્દ વપરાયો હોય ત્યાં તે ફક્ત ઔષધિઓની બનાવટ પૂરતોજ વપરાયો છે અને તેમાં ચિકિત્સા વિગેરેનો સમાવેશ થતો નથી.

હિન્દુસ્થાનમાં આયુર્વેદનું સ્થાન ઘણાજ જુના વખતથી એક નંબરનું છે અને આજ દિવસ સુધી તે એ સ્થાન થોડા ઘણા ફેરફારો સાથે સાચવી શક્યું તો છેજ; પણ સમયના વહેવા સાથેના થવા જોઈતા ફેરફારો તેમાં થયા હોય તેવું જણાતું નથી.

અત્યારનો સમય ચોકસાઇ અને બુધ્ધિવાદનો છે. આપણે આજે આયુર્વેદને પહેલે નંબરે રાખવું હોય, જો આપણે તેને પાશ્ચાત્ય દવા બનાવવાના વિજ્ઞાનની સાથે હરીફાઇમા ઉભું રાખવું હોય તો તેમાં થોડા ફેરફારો કરવા ખૂબજ જરૂરના છે.

આજે આપણે આયુર્વેદની બનાવટોની રીતો જોઇશું તો આપણને જરૂર જણાશે કે આજથી ઘણા વખત પહેલાં જે રીતો બનાવટો માટે હતી તેજ આજે કાયમ છે અને એવી એક માન્યતાજ છે કે જે દવાઓ લખેલી રીત પ્રમાણે ન બનેલી હોય અથવા તો કાંઇક એમાં ફેરફારો કર્યા હોય તો તે સારી હોઇ શકેજ નહિ. આ માન્યતા

જેઓ પ્રગતિ ઇચ્છે છે તેમની કદાચ નહિ હોય પણ ખાસ કરીને ભિષજો આ વસ્તુ ઉપર ખૂબજ ભાર મુકે છે. આમ શા માટે ?

વર્ષો પહેલાં આપેલી રીતમાં માણસ પોતાની બુધ્ધિ પ્રમાણે ફેરફાર ન કરી શકે ? હું તો માનું છું કે એમાં ફેરફારો જરૂર થાય અને કરી શકાય. ફક્ત તે ફેરફારો ખૂબ ઉતાવળે કરેલા નજ હોય અને તે પણ ખૂબ પ્રયોગોને અંતેના, ખાત્રીવાળા અને સચોટ હોવા જોઇએ. આવી જાતના ફેરફારો એક વ્યકિત કરે તે માન્ય તો નજ રાખી શકાય, પણ વૈદો, રસાયનશાસ્ત્રીઓ અને ડાક્ટરો, એ ત્રણેની એક સંસ્થા જોઇએ કે જે બનાવટોની રીતોમ થયેલા ફેરફારો ઉપર વિચાર કરે અને એની યોગ્યતા ઉપર વિચાર કરે.

અત્યારે આપણી પાસે આવી જાતની કોઇ સંસ્થા હયાતીમાં નથી. હું ચોકકસ માનું છું કે જો આયુર્વેદને એક ચોકકસ વિજ્ઞાન બનાવવું હોય તો આવી એક સંસ્થાની ખૂબજ જરૂર છે. આ સંસ્થા જુદા જુદા વૈદોના અનુભવો અને રસાયનશાસ્ત્રીઓએ કરેલા પ્રયોગોનો વિચાર કરે અને પછી જો તે પ્રયોગો ખરેખરજ સારા અને સ્વીકારવા જેવા લાગે તો તે બહાર પાડીને સર્વમાન્ય કરાવવાનો પ્રયાસ કરે. મ્હારા થોડા અનુભવ પરથી મને લાગ્યું છે કે આયુર્વેદની દવા બનાવવાની અત્યારે આપેલી રીતોમાં ખૂબજ ફેરફાર કરી શકાય એમ છે. જુની રીતો ખૂબજ લાંબી અને કદાચ કોઇ કોઇ ઠેકાણે અત્યારના જમાનામાં નિરૂપયોગી નહિ તો પણ બહુ આવશ્યક તો નથીજ લાગતી. ઉપરની વસ્તુ બતાવવા માટે હું અહીં બે દાખલા આપું છું. આ કદાચ સૌને કાંઇક વધારે પડતા લાગશે પણ મને જે લાગે છે તે હું આ 'વાર્ષિક' માર્ફતે રજુ કરૂં છું અને જો તેમાં કાંઇ ખોટું હશે તો હું જરૂર કબૂલ કરીશ.

**આસવો:**—આસવો બનાવવાની રીત એવી છે કે મૂળ દ્રવ્યના રસનું ફરમેન્ટેશન થયા પછી બધી ઔષધિઓ જેને કલ્ક કહે છે તે નાંખીને તેને રાખી મૂકવા ને જેમ તે જુના થાય તેમ સારા ગણાય છે.

આમાં બહુજ લાંબા વખત સુધી રાખ્યા બાદ શું ફેરફા
હશે? અથવા તો દવાની અસર કઇ રીતે વધતી હશે તે હું
શકતો નથી. કદાચ એમ હોય કે કલ્ક વિગેરે ઠંડામાં નાંખવામાં
તેથી જેમ આસવના સમાગમમાં વધારે રહે તેમ તેનો ગુણ વધારે
આમાં અનિશ્ચિતતા બહુજ છે. ક્યારે આ આસવો તૈયાર થયા
તેનું કાંઇ આપણી પાસે ધોરણ નથી. આ ધોરણની ખુબજ જરૂ

**ભસ્મો :**–ધાતુની ભસ્મો બનાવવાની વિધીમાં આપણે
તો એકની એક ભસ્મ બનાવવા માટે એક કરતાં વધારે રીતો
હોય છે. દરેક ધાતુને પહેલાં શુધ્ધ કરવી પડે છે; પછી તેનું ચૂર્ણ
પડે અને પછી તેને જુદી જુદી વનસ્પતિઓના રસમાં ખરલ
ટીકડીઓ વાળીને સંપૂટમાં મૂકી અગ્નિપુટ આપવા પડે છે.
કોઇકમાં આવા ૨૫ થી ૩૦ અગ્નિપુટ આપવા પડે છે. કોઇ
તો સો અને હજાર પણ આપવા પડે છે. દરેક પૂટમાં ધાતુનું ચૂ
એનું એજ હોય છે, ફક્ત વનસ્પતિ જુદી જુદી વપરાય છે.
એક ગજ ખાડામાં છાણા ભરેલાં હોય તેનો અગ્નિ આપીએ
આટલા બધા છાણાંની ગરમીએ એ જુદી જુદી વનસ્પતિઓમાં રહેલ
કારી તત્વો કઇ રીતે ભસ્મમાં આવતાં હશે? આટલી બધી ગરમી
પણ વનસ્પતિના ઇન્ડીજીનસ પ્રિન્સીપલ્સ ટકી શકેજ નહિ. આ ઇન્ડ
પ્રિન્સીપલ્સ ઓર્ગેનીક કંપાઉન્ડસ હોવાથી તે ઘણી ઓછી ગ
નાશ પામે છે અને જે કાંઇ ભસ્મની સાથે રહેતું હોય તે તો વન
ક્ષારોજ હોઇ શકે અને જો ખરેખર એમજ હોય ને વનસ
રસો વાપરવાનું બીજું કાંઇ કારણ ન હોય તો પછી તે લખેલ
વનસ્પતિઓને લાવીને તેમના ક્ષારોનો એક સામટો ઉપયોગ
કેમ ન કરવો? અને અમુક ચોક્કસ વનસ્પતિ વાપરવાનો આ
કરવા રાખવો? મને આ આગ્રહની જરૂર જણાતી નથી.

ઉપરની વાત બધાએ કબુલ રાખવી એવું કાંઇ છેજ નહિ
આ ચોક્કસ મુકરર કરેલી રીતોમાં જો આજના વખતના પ્ર
ફેરફારો થઈ શકે એમ હોય અને તે ફેરફારો કરવા છતાંએ તેના
જરાએ ફેર ન પડતો હોય, તો વખતનો અને કીંમતનો બચાવ શું

ા કરવો, કે જેથી હાલ ખુબ મોંઘે ભાવે વેચાતી ભસ્મો ગરીબોનાં ખીસ્સાં સહન કરી શકે તે કીંમતે આપણે આપી શકીએ.

આ રીતના ફેરફારો શક્ય છે એમ તો હું માનુંજ છું. પણ મેં પહેલાં જણાવ્યું તે પ્રમાણે તે ફેરફારો એક સંસ્થાની તરફથી બહાર પડવા જોઇએ કે જેથી દરેક વૈદ્ય અથવા ડાક્ટર તેના ઉપર વિશ્વાસની નજરે જુએ. આવા ફેરફારો એક વ્યકિત કે ધંધાદારી સંસ્થાના ન ચાલે પણ વૈદ્યો, ડાક્ટરો અને રસાયનશાસ્ત્રીઓની એક કાઉન્સીલ માર-ફતેજ બહાર આવવા જોઇએ.

અત્યાર સુધી ફેરફારોની આવશ્યકતા જણાવ્યા પછી એક બીજી વસ્તુની ખુબજ જરૂર છે અને તે "એક ધોરણ"ની.

આપણી આયુર્વેદની દવાઓનાં બન્યા પછી તે બરાબર છે કે નહિં તે જોવાનાં કાંઇ ચોક્કસ ધોરણો નથી. આજે ગમે તે વૈદ્ય એક દવા બનાવે અને કહે કે તે સારી છે એટલે સારી માન્યેજ છુટકો; કારણ કે કયા ધોરણની દવા સારી માનવી તે કાંઇ નક્કી નથી. આસવોમાં કયા ધોરણના આસવો સારા ગણવા? તેમાં કેટલા ટકા દારૂનું પ્રમાણ જોઇએ; અથવા તો તેમાં અમુક ટકા સોલ્યુબલ મેટર આવવીજ જોઇએ કે તેમાં એસીડીટી અમુકજ હદ સુધી હોવી જોઇએ? આવું કાંઇ નક્કી ન થાય ત્યાં સુધી લોકો પાસે તો બનાવનારની વખાણ કરવાની રીત અને વપરાવનારની તેમની ઉપર જે છાપ પડી શકે તેના ઉપરજ સારા નરસાનો આધાર છે.

આજ પ્રમાણે રસો, અવલેહો, કવાથો, અને ભસ્મો વિગેરેનાં પણ ધોરણો નક્કી કરવા જોઇએ. જેમાં ઝેરી વસ્તુઓ આવતી હોય તેમાં તે ઝેરી વસ્તુનું પ્રમાણ ચોક્કસ રાખીને તે પ્રમાણેની તે દવા બની છે કે નહિ તે જોવું જોઇએ અને આ રીતે તપાસવા માટે કાઉન્સીલ પાસે એક લેબોરેટરી જેવું પણ જોઇએ.

કઈ દવાનું શું ધોરણ જોઇએ તે બાબત હું વધારે ઉંડાણમાં નથી ઉતરતો; કારણ દરેક દવાનું ધોરણ જુદુંજ હોય અને તેને માટે તો પ્રયોગો કર્યા પછીના ચોક્કસ આંકડાઓજ આપવા જોઇએ. આ

ચોકકસ ધોરણો, મ્હારા ધ્યેયના જણાવ્યા પ્રમાણેની કાઉન્સીલજ કરી શકે અનમત્ત તેને મદદરૂપ થઇ પડે તે માટે દવાઓ બનાવનારી સસ્થા પોતાના અનુભવો જણાવે અને તે ચોકકસ હોવાની ખાત્રી થયા બાદ કાઉન્સીલ તે ધોરણો માન્ય ગણે

આ રીતે એક ધોરણ કરવાથી આયુર્વેદની દવાઓ વધારે સારી અને અસરકારક બનશે એમ હુ માનુ છુ આનાથી ગમે તે વ્યકિત આયુર્વેદની દવાઓ બનાવવા માંડે છે અને ખૂબ સરસ અને શાસ્ત્રોકત છે એમ કહે છે, તે નહિ કહી શકે ફકત જે લોકો ખૂબ અભ્યાસ પછી, ચોક્કસ ધોરણનીજ દવાઓ બનાવી રાખવાની સ્થિતિમા હશે તેજ બનાવશે

બધી દવાઓના ધોરણ નકકી થયા પછી એક આયુર્વેદિક ફાર્માકોપીઆ જેવુ પુસ્તક તૈયાર કરીને તે ગવર્નમેન્ટ પાસે માન્ય કરાવવા પ્રયત્ન કરવો જોઇએ આ કામ કરતા કદાચ ૧૦, ૨૦ કે એથી પણ વધુ વર્ષો લાગે, પણ તેની શરૂઆત જેટલી જલ્દી થાય તેટલુ તે કામ વહેલુ પુરૂ થાય તે તો ચોક્કસજ છે

ઉપરની રીતે જો આયુર્વેદની દવાઓનુ એક ધોરણ નકકી કરવામા આવે તો આયુર્વેદ એક ચોકકસ સાયન્સ તરીકે દુનીઆમા ઉભુ રહી શકે અને પાશ્ચાત્ય એલોપથીની સાથ સની બરોબરી પણ દવાઓ બનાવવાની દિશામા કરી શકે

આ કાર્ય માટે બાહોશ માણસોની જરૂર તો છેજ પણ સાથે સાથે નિસ્વાર્થ બુધ્ધિથી કામ કરે તેવાનીજ જરૂર છે પૈસો પણ આવશ્યક છેજ ખર્ચ ઘણો થાય, પણ જો આવુ સગીન કામ આયુર્વેદને માટે થતુ હોય તો શ્રીમતો અથવા શ્રીમત સસ્થાઓ પોતાના દેશના એક શાસ્ત્રને ઉદ્ધારવાને માટે જરૂર પૂરતા પૈસા આપશે

મ્હારા આ વિચારો હુ "વૈદ્યોનુ વાર્ષિક" મારફતે એટલા માટે રજુ કરૂ છુ કે આ વાર્ષિક વૈદ્યો, રસાયનશાસ્ત્રીઓ અને ડૉક્ટરોનાજ હાથમા જશે, અને આ બાબત ઉપર વિચાર કરીને આ દિશા તરફ કાઇક શરૂઆત થાય તો મ્હારી લીધેલી જુજ મહેનત હુ સફળ થઇ સમજીશ

પોપટલાલ ગડબડદાસ શાહ

# ફૂલનાં લગ્ન

મહાકવિ કાલિદાસે કહ્યું છે કે 'प्रजायै गृहमेधिनाम्' અર્થાત્ ગૃહસ્થાશ્રમ સ્વીકારવો તે પ્રજા માટેજ. ઉપનિષદોએ આજ્ઞા કરી છે કે प्रजातंतु मा व्यवच्छेत्सि–પ્રજાતંતુ રખે કાપી નાખતા. પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છા પ્રત્યેક પ્રાણિ માત્રમાં જણાય છે. મનુષ્ય, પશુ, પંખી અને વનસ્પતિમાં પ્રજા માટે નૈસર્ગિક લાગણી છે. प्रजयैव जायते इति श्रुतिः। We reborn ourselves into our little children. જેમ આપણને તેમ વનસ્પતિને પણ પોતાનો વંશ વેલો ચાલુ રાખવાની નૈસર્ગિક પ્રેરણા છે અને આપણી માફક વનસ્પતિ પણ પ્રજા કરી પ્રજાતંતુને અવિચ્છિન્ન રાખે છે. દરેક વનસ્પતિનું જીવન બીજ તૈયાર કરવા માટે છે. આ બીજોત્પાદન માટે અથવા સંતાનોત્પત્તિ માટે બે ક્રિયાઓ જરૂરી છે. (૧) **પરાગરજ આનયન–પોલિનેશન.** પરાગકોષમાંથી જે પરાગરજ છુટી પડે છે તેને સ્ત્રીકેસરાગ્રમુખ ઉપર લાવવી એ ક્રિયાનું નામ પરાગરજ આનયન અને (૨) **ગર્ભાધાન** ફર્ટીલાઈઝેશન–પરાગરજના પ્રોટોપ્લાઝમ સાથે અંડકોષના પ્રોટોપ્લાઝમનું મિલન (ફ્યુઝન) એનું નામ ગર્ભાધાન.

આપણે જાણીએ છીએ કે આ માટે ફક્ત પુંકેસર અને સ્ત્રીકેસર એ બેજ ઉત્પત્તિ અવયવો અગત્યનું કાર્ય કરે છે. પુંકેસરના અગ્રભાગ પરાગકોષમાંથી પરાગરજ છૂટી પડે છે તે આપણે જાણીએ છીએ. પરાગરજ એ નરદમ પ્રોટોપ્લાઝમનીજ બનેલી હોય છે. જ્યારે સ્ત્રીકેસરાગ્રમુખ પોતાના દેહમાંથી ખાંડમિશ્રિત ચીકણો રસ ઝરાવે છે

ત્યારેજ આ પરાગરજ જાગૃત થાય છે. જો સ્ત્રીકેસરાગ્રમુખ યૌવનમાં આવેલું ન હોય અને આવો ખાંડમિશ્રિત રસ દાખવતું ન હોય તો પરાગ રજ કામવિવશ બનતાજ નથી. મનુષ્ય જાતિમાં પણ યૌવનના પૂર બહારમાં આવતાં વેંત સ્ત્રીની યોનિમાંથી એક જાતનો આછો સ્રાવ શરૂ થાય છે. આ રસ પૂરવાર કરે છે કે હવે સ્ત્રી સંભોગ માટે તૈયાર થઇ છે. ઉપસ્થઅભિઘાતથી યોનિનું રક્ષણ કરવા માટે આ પ્રાથમિક રસ જરૂરી છે. આજ રીતે સ્ત્રીપુષ્પ યૌવનની પૂર બહારમાં આવે છે ત્યારેજ સ્ત્રીકેસરાગ્રમુખમાંથી ખાંડમિશ્રિત ચીકણો રસ ઝરાવે છે અને આ રસનાં દર્શન કરતાં વેંતજ પરાગરજ તેને મળવા તલપાપડ થાય છે *

સ્ત્રીકેસરાગ્રમુખની સપાટી મોટે ભાગે ખડબચડી–રફ–હોય છે કારણ કે તેના ઉપર પીંછાં કે વાળ ઉગેલા હોય છે. પરાગરજને પકડવા માટે આવી સપાટીની જરૂર પણ છેજ. તદ્દન સપાટ, લીસી સપાટી હોય તો પરાગરજ ત્યાં ન રહી શકે. એટલે ખડબચડી સપાટી અને ખાંડમિશ્રિત ચીકણો રસ–આ બન્ને પરાગરજને પકડવા માટે જરૂરી છે.

કેટલીક વખતે સ્ત્રીકેસરાગ્રમુખ બહુ શાખાઓવાળી થાય છે: દા. ત. ઘાસ. ઘાસમાં પરાગરજ આનયન મોટે ભાગે પવનદ્વારા થાય છે અને જે જે વનસ્પતિઓ પવનની મદદથી ફલિત થાય છે તે તે તમામ વનસ્પતિઓમાં સ્ત્રીકેસરાગ્રમુખ શાખાઓ જેવી–બ્રાન્ચ–અથવા પીંછાં જેવી જણાય છે. પરાગરજ પકડવા માટે આવી રચના જરૂરી છે.

---

* The sugary juice secreted by the stigma seems to be necessary to stimulate the pollen grains to germinate. It is only when the stigma is receptive that we find the sugary juice, and if it is absent it is an indication that the stigma is not receptive.'' Rangachari. P. 259.

પરાગરજ સ્ત્રીકેસરાગ્રમુખ ઉપર આવી પડે છે કે થોડી વારમાં તેમાંથી એક દોરા જેવી પુંછડી–પોલન ટયુબ–સ્ત્રીકેસરનલિકાના પોલા ભાગમાં ઉતરવા લાગે છે. આ પુંછડી જેવો દેખાતો ભાગ એ પ્રોટોપ્લાઝમયુક્ત જ છે એ તો આપણે સમજી લેવું જ જોઇએ કારણ કે પરાગરજ પ્રોટોપ્લાઝમનીજ બનેલી છે અને આ પ્રોટોપ્લાઝમનો ભાગ અને આદિ બીજનો પ્રોટોપ્લાઝમનો ભાગ મળ્યા સિવાય કદાપિ બીજ ઉત્પન્ન થઇ શકતુંજ નથી. જ્યારે આદિ બીજ આ **પરાગરજ નલિકા**-પોલન ટયુબ–માંના પ્રોટોપ્લાઝમ સાથે સંબંધમાં આવવા જેવું થયું હોય છે ત્યારે તેમાં નકલીયસ સાથે એક ગર્ભની થેલી–એમ્બ્રીયો સૅક–તૈયાર થયેલી હોય છે. આ ગર્ભની થેલી અનેક કોષોના સમૂહની બનેલી છે, આ કોષસમૂહ ફક્ત મથાળા સિવાય બીજે બધે એ **કવચ**-ઇન્ટેગ્યુમેન્ટ્સથી–ઢંકાયલો રહે છે. પરાગરજ નલિકા ગર્ભ થેલીના મથાળે ચોંટે છે અને એ છિદ્રને આદિછિદ્ર –માઇક્રોપાઇલ–કહે છે. હવે આ સંયોગથી જે બીજ તૈયાર થાય છે તે બીજ ફ્યુનિકલ [આદિ બીજની ડીંટડી (સ્ટોક ઓફ ધી ઓવ્યુલ) દ્વારા ગર્ભાશયના પડને વળગી રહે છે. બીજ જ્યારે બરાબર પુખ્ત થઇ જાય છે ત્યારે આ આદિબીજની ડીંટડીથી વિખુટું પડી જાય છે. આ સ્થળે એક ડાઘ રહી જાય છે તેને **ચાંડલો** (તિંદુક) –હાઇલમ–કહે છે.

પરાગરજ નલિકા–પૉલન ટયુબ–ના અંત ભાગ ઉપર બે નાની નકલીઆઇ છે, જે બન્ને ગર્ભાશયની થેલીમાં પેસે છે. એક ગર્ભાશયમાં એગ સેલ સાથે અને બીજી સેકંડરી નકલીયસ સાથે મળે છે. પરાગરજ નલિકાનું આદિબીજ સાથે આવી રીતે મળવું તેનું નામ **ગર્ભાધાન.** સેકંડરી નકલીયસ વિભાગિત થઇને એન્ડોસપર્મને જન્મ આપે છે.

એટલે હવે આ તો સ્પષ્ટજ થયું હશે કે નર અને માદાના સંયોગથીજ વનસ્પતિ ફલિત થાય છે. પણ સંતાનને ખૂબ સારાં બનાવવાં હોય તો જૂદા જૂદા છોડનાં સ્ત્રીપુરૂષ ભેગાં થાય એ ઇચ્છવાયોગ્ય છે.

પરાગરજની અંદર પોતાની સ્વયં ગતિ–સ્પોન્ટેનિયસ મુવમેન્ટ– નથી એટલે બહારના કોઇ પ્રતિનિધિની એને જરૂર પડે છે. એ પ્રતિનિધિની સહાય વિના પરાગરજ બીજે જઇ શકતી નથી. સ્ત્રીપુંસંયોગી–બાયસેક્સ્યુઅલ–ફુલોમાં પણ પરાગરજને બહારના પ્રતિનિધિની સહાય લેવીજ પડે છે. એકજ છોડ ઉપર આવેલાં ભિન્ન ભિન્ન ફુલોના પરાગકોષમાંની રજ તેજ ફુલોમાંના સ્ત્રીકેસરાગ્રમુખ ઉપર પડે અથવા એકજ ફુલમાં પરાગકોષમાંની રજ તેજ ફુલમાં આવેલા સ્ત્રીકેસરના અગ્ર મુખ ઉપર પડે તે **સપિંડ વિવાહ**–સેલ્ફ પોલિનેશન–કહેવાય છે. જ્યારે તદ્દન જૂદાજ છોડ યા વૃક્ષ ઉપરથી પરાગરજ આવે ને સ્ત્રીકેસરાગ્રમુખને લાગે ત્યારે તે **વિજાતીય વિવાહ**–ક્રૉસ પોલિનેશન–કહેવાય છે.

ઘણા ખરા છોડોમાં–ખાસ કરીને એકવર્ષાયુ છોડોમાં–સપિંડ વિવાહજ–અંદર અંદરનાં લગ્નજ થાય છે. આવાં ફુલ ઘણું કરીને નાનાં અને તદ્દન અનાકર્ષક–ઇનકોન્સ્પીક્યુઅસ–હોય છે. આપણી ન્યાતોમાં જેમ અનેક એકડાઓ પડી ગયા છે અને પામર મનુષ્યોજ જેમ એ એકડાના સંકુચિત વાડાઓમાં લગ્નસંબંધ સાધવાનું પસંદ કરે છે તેમ ક્ષુદ્ર પામર ફુલોનું પણ છે. જેઓ બધી રીતે સુસંપન્ન (કેળવણી, સૌન્દર્ય, ધન, આચારવિચાર વિગેરે) હોય છે અને જેનામાં શક્તિનો તનમનાટ હોય છે તે નરપુંગવો વાડાઓની દરકાર કર્યા વિના પોતાને મનગમતી પ્રિયતમા સાથે સંબંધ બાંધે છે. વનસ્પતિમાં પણ મોટે ભાગે આવુંજ જોવામાં આવે છે. ચીલ અને બરેલાના વર્ગ –ચીનોપોડિયાસી–માં બહુજ નાનાં નાનાં ફુલો આવે છે અને એ આખા વર્ગમાં સપિંડ વિવાહ પદ્ધતિજ જોવામાં આવે છે.

કેટલાંક એવાં પણ ફુલો છે જે સપિંડ લગ્નો પસંદ નથી કરતાં, છેવટે ન છુટકેજ તે ફુલો સપિંડ લગ્ન કરી લે છે. દાખલા તરિકે **ખપાટ** –એબ્યુટાઇલોન ઇન્ડીકમ–અને **અડબાઉ બપોરીઓ**–હાઇબિસકસ માઇક્રેન્થસ–આ બન્ને છોડમાં સ્ત્રીકેસરનલિકા પોતાના ભાઇઓ સાથે સંયોગમાં ન અવાય તો સારૂં એમ ધારી, પુંકેસરો કરતાં ઘણી

ઉંચે આવી જાય છે. પરાગકોષોથી ઉંચે રહી તે હવે પવન કે જંતુઓની રાહ જુએ છે, જો ઘણી રાહ જોયા છતાં પણ તે બહારના એજંટોથી ફલિત નથી થતી, તો પછી ન છુટકે, એ સ્ત્રીકેસર નલિકા પાછી પોતાના સ્થાને આવી જાય છે અને પછી તો પોતાના માથા ઉપર આવેલા પરાગકોષોમાંથી પડતી પરાગરજને ક્રમને મળે છે. પોતાના મનપસંદ યુવાનને એક કે બીજા કારણોથી જે કુમારી નથી પરણી શકતી તે છેવટે કચવાતા મને રૂઢિનો ભોગ થઇ ન્યાતના કોઇ બુઢ્ઢા સાથે લગ્નમાં જોડાય છે. બરાબર આજ રીતે ઉપરોક્ત બન્ને છોડનાં ફુલની સ્ત્રીએ કચવાતા મનેજ પોતાના ભાઇઓ સાથે પરણી લે છે. **કાળી શંખાવલી**–કવોલ્વુલસ એસિસિનોઇડીસ–માં પણ આવુંજ થાય છે. મિરાબિલિસ જલપ (ગુલબાસનો જ્ઞાતિબંધુ) નામનો છોડ પણ વિજાતીય લગ્નસંબંધ બાંધવાની પેરવાઇ કરી શકે છે. છેવટે જ્યારે થાકે છે ત્યારેજ અંદરઅંદર લગ્ન કરી લે છે. એ ફુલોમાં પુંકેસર અને સ્ત્રીકેસર બન્ને યૌવનની મસ્તીમાં આવેલાં હોય છે. પણ સ્ત્રી પુંપુષ્પથી ઉંચી નીકળી જાય છે અને પતંગીઆંની રાહ જુએ છે. આ ફુલો સાંજનાંજ ઉઘડે છે અને દૂર સુધી પોતાની વાસ ફેલાવે છે. મોટે ભાગે એ જાતનાં પતંગીઆં ત્યાં આવીને પરપુરૂષનો સંયોગ કરાવી દે છે. જો એવો સંયોગ નથી થતો તો પછી સપિંડ લગ્ન કરવા સ્ત્રી તત્પર થાય છે. પુરૂષ (પુંકેસર) પણ આ બધો વખત પ્રિયતમાની સોડમાં ભરાવા ઉંચો નીચો થઇ ગયો હોય છે, કાં તો તે ઉંચે આવી જાય છે કાં તો સ્ત્રીકેસર નીચી નમીને પરાગ કોષોને મળે છે।

**પરદેશી ભાંગરો**–ટ્રાઇડેક્સ પ્રોકમ્બન્સ–પણ વિજાતીય સંબંધ સાધવા ઠીક ઠીક યુકિત કરે છે. છેવટે ન ફાવે તોજ સપિંડ સંબંધ સાધે છે. આ છોડ સુરજ મુખીના વર્ગનો–કોમ્પોઝીટી–છે અને આ વર્ગમાં વચમાં જે નાનાં નાનાં ફુલો–હેડઝ–હોય છે તે બધાં સ્ત્રીપુંસંયોગી છે અને બહારના ભાગમાં જે પાંદડી જેવાં ફુલ–રે ફ્લાવર્સ–જણાય છે તે બધાં માદા ફુલો છે. પુંકેસરો પાંદડીઓ ઉપર આવેલાં–એપિપેટલસ–છે અને સ્ત્રી કેસરની આસપાસ એક નવા આકારે ગોઠવાયલા છે. સ્ત્રી કેસર

નલિકા,એ શાખાઓવાળી–બાઇફીડ–છે પણ તે બે ફાડો મળીને એકજ હોય એવી થયેલી હોય છે. ફુલ જ્યારે ખીલે છે ત્યારે આ દ્વિભાગી સ્ત્રી-કેસરનલિકા પુંકેસરોની વચમાંથી ઝપાટાભેર બહાર આવે છે અને પુંકે-સરોની ઉપર પહોંચી ગયા બાદ સ્ત્રીકેસરામુખ સ્પષ્ટ રીતે ખુલ્લું મૂકે છે. આ સ્થિતિમાં બહારના કોઇ એજંટની સહાયથી તે ફલિત થવાની આશામાં ઠીક રાહ જુએ છે. જ્યારે તેની નાળી નજર નથી પહોંચતી ત્યારે તે પરાગકોષને મળવા માટે નીચી નમે છે અને પરાગ-કોષને મળીને ફલિત થાય છે.

આવી રીતે જ્યારે વિજાતીય સંબંધ બાંધવાનું શકય નથી બનતું ત્યારે કેટલાક છોડવાઓ બે જાતનાં ફુલો જન્માવે છે. એક જાતનાં ફુલો સપિંડ લગ્નો કરે છે અને બીજો વિજાતીય લગ્ન કરે છે. સપિંડ લગ્ન કરનારાં ફુલ છોડને તળીએ આવેલાં તદ્દન અનાકર્ષક હોય છે જ્યારે વિજાતીય સંબંધ સાધનારાં ફુલ સુંદર આસમાની રંગનાં, દૂરથી ઓળખાય એવાં હોય છે. અનાકર્ષક ફુલો–ક્લીસ્ટોગેમસ–કહેવાય છે. આવાં ફુલ મોટા **શીશમૂળીયામાં**–કામેલિના બેન્ઘાલેન્સીસ–હોય છે.

**ચાર્લ્સ ડાર્વીન** નામના અંગ્રેજ વિદ્વાને અનેક અખતરાઓથી પૂરવાર કરી આપ્યું છે કે સંપિડ લગ્નો કરતાં વિજાતીય લગ્નો છોડ માટે વધુ હિતાવહ છે અને આપણે જો કેટલાંક જંગલી ફુલોનો અભ્યાસ કરીશું તો જણાશે કે જંગલી ફુલો મોટે ભાગે વિજાતીય લગ્નોજ કરે છે અને તે માટે અનેક જાતની યુકિતઓ કરે છે. અત્યારના કેટલાક વનસ્પતિ ઉછેરનારાઓ–પ્લાન્ટ બ્રીડર્સ–એ અનેક અખતરાઓ કરીને જાહેર કર્યું છે કે વિજાતીય લગ્નો છોડ માટે હિતકારી છે, એટલુંજ નહિ પણ કેટલાક નવીન લાભો–રેશીયલ એડવાન્ટેઝીસ–પણ તેને પ્રાપ્ત થાય છે.

વિજાતીય લગ્નો માટે એક છોડ ઉપર નરફુલ અને બીજા ઉપર માદાફુલ આવેલાં હોય એ ઇષ્ટ છે. સ્ત્રીપુંસંયોગી ફુલો મોટે ભાગે

સપિંડ લગ્નોવાળાંજ હોય છે. છતાં આવાં સ્ત્રીપુંસંયોગી ફુલો ઘણી વખત વિજાતીય લગ્નો માટે ઘણી જાતની યુક્તિઓ કરે છે. કેટલાંક ફુલોમાં સ્ત્રીકેસરાગ્રમુખ, પરાગ કોષની પહેલાં પરિપકવ થઇ જાય છે. આમ કરવાનું કારણ **પરજાત** સાથે સંબંધ સાધવાનો તેને ઇચ્છા છે, એ છે. આવાં ફુલો **સ્ત્રીકેસર વહેલાં પાકી જાય તેવાં**–પ્રોટોગાઇનસ–કહેવાય છે. જ્યારે વિજાતીય સંબંધ શકય ન બને ત્યારે સ્ત્રીકેસરાગ્ર જુનાં ફુલોના પરાગકોષથી ગર્ભિત થાય છે.

કેટલાંક એવાં પણ ફુલો છે કે જેમાં પુંકેસરો સ્ત્રીકેસર પહેલાં પાકી જાય છે અર્થાત્ પુંકેસરો પોતાની પરાગરજ સ્ત્રીકેસરાગ્રમુખ પકવ –રીસેપ્ટીવ–થયા પહેલાંજ ખેરવી દે છે. આવાં ફુલોને **પુંકેસરો પહેલાં પરિપકવ થઇ જાય એવાં**–પ્રોટેન્ડ્રસ–કહેવાય છે. કુદરતમાં પ્રોટોગાઇની કરતાં પ્રોટેન્ડ્રી બાહુ સાધારણ છે, અર્થાત્ મોટે ભાગે સ્ત્રી પહેલાંજ પુરૂષો પાકી જાય છે. ભીંડાના વર્ગ–મૅલવૅસી–અને સહદેવીના વર્ગનાં –કોમ્પોઝીટી– ફુલોમાં પ્રોટેન્ડ્રી સાધારણ છે. આવાં ફુલોમાં પરાગ–રજઆનયન પ્રથમ જે ફુલો ખીલ્યાં હોય તેનાથી થાય છે.

ઘણા કેસોમાં–સેલ્ફ પોલન–એકજ ફુલની પરાગરજ તેજ ફુલના સ્ત્રીકેસરાગ્રમુખ ઉપર પડે તે મોટે ભાગે વંધ્ય નિવડે છે. શિંબીવર્ગના ઘણા છોડોમાં આમ થાય છે. ઓર્ચીડનાં કેટલાંક ફુલના પરાગરજ ઝેરી મનાય છે અથવા ઝેર જેવું કાર્ય સારે છે અર્થાત્ તે જો તેજ ફુલમાં આવેલી સ્ત્રીકેસરના મુખ ઉપર પડે તો પરાગરજ નાશ પામે છે. વળી સ્ત્રીકેસરાગ્રમુખ ઉપર તેજ ફુલની પરાગરજ પડી હોય અને તેની ઉપર બહારના કોઇ ફુલની બીજી પરાગરજ, આવીને પડે તો તેજ ફુલની પરાગરજ નાશ પામે છે, કારણ કે પરજાતિવાળી પરાગરજ વધુ શકિતશાળી છે.

વિજાતીય લગ્નો માટે આથી પણ નવી નવી યુક્તિઓ કેટલાક છોડ કરે છે. દા. ત. જુઇ, મોગરો વિગેરેની જાતો–જસ્માઇનમ–માં પુષ્પાભ્યન્તરકોષ નળી આકારનો–ટ્યુબ્યુલર–હોય છે અને પુંકેસરો ફુલની

પાખડીઓ ઉપર આવેના હોય છે. કેટના ફુનોમા સ્રીકેસગનિકા પુંપાભ્યન્તરભાગના તળીઆમા આવેની જણાય છે, જ્યારે કેટલાક ફુલોમા તે પુંકેસર ઉપર આવેલી હોય છે

પણ પરાગરજને સ્રીકેસરાગ્રમુખ ઉપર લઈ જઈ હસ્તમેનાપ કરાવી આપનાર ગોરની જરૂર પડે છે ગોર સિવાય ફુલને પણ ચાલતું નથી ફુલના આવા ગોર ત્રણ છે (૧) પવન, (૨) જીવજંતુ અને (૩) પાણી જીવજંતુની મદદથી ફલિત થતી વનસ્પતિઓ અનેક છે, પવનથી ફલિત થતી વનસ્પતિઓ બહુ નથી અને પાણીની મદદથી ફલિત થતી વનસ્પતિઓ આગળીના વેઢા ઉપર ગણાવી શકાય એટલી છે

જે છોડઝાડ પવનની સહાયની અપેક્ષા રાખે છે તે છોડઝાડના સ્રીકેસરાગ્રમુખને પરાગરજ માટે ઘણી ગરજ જોવી પડે છે અને આથી કરી એવા ફુલોની સ્રીકેસરાગ્રમુખ પણ પરાગરજને ગ્રહણ કરવા માટે અનુકૂલજ હોય છે પવનની સહાયથી ફલિત થતા સ્રીકેસરાગ્ર મુખની સપાટી ખરબચડી હોય છે, તેમાથી ચીકણો રસ સાગ પ્રમાણમા ઝરતો હોય છે અને તેમના મથાળા સારી રીતે પહોળા, ચપટા હોય છે કારણ કે પવનના સપાટામા જે પરાગરજ ઉડી આવે તે જો મથાળુ ન્હાનુ હોય તો ઉપર રહી ન શકે આટલાજ કારણથી પવનની મદદની અપેક્ષા રાખતા ફુલના સ્રીકેસરાગ્રમુખના મથાળા પહોળા અને ચપટા હોય છે. વળી પરાગરજ સૂકી હોય છે એટલે સ્રીકેસરાગ્રમુખ ચીકણો રસ તૈયારજ રાખે છે, જે પરાગરજને પોતાની ઉપર પકડી રાખે છે વળી પવનના સપાટા સાથે ઉડી આવતી પરાગરજ પકડવા માટે ફુલ એવી જગાએ આવેના હોવા જોઈએ કે વચમા કશાની નડતર ન થાય પાનની ઘટામા આવા ફુલ આવેલા હોય તો ત્યા પરાગરજ પડવાનો સભવજ ન હોય એટલે આવા વૃક્ષો અથવા છોડવાના, ફુલ મોટે ભાગે મથાળે અથવા ટોચે આવેના જણાય છે ઘાસ મોટે ભાગે પવનની મદદથીજ લગ્નમા જોડાય છે, એટલે ઘાસમાં ફુલ ટોચે આવે છે મોટા ઝાડો જે પવનની સહાયથી ફલિત થાય છે તે કા તો પાન ખરી ગયા પછી ફુલો ખીલાવે છે કા તો એવા ઝાડને ઠેઠ મથાળે ફુલો

આવેલાં હોય છે. મવેડી–ઓકીના વોડીઅર–નાં ફુલ પવનથી ફલિત થાય છે એટલે પાન ખરી રહ્યા પછી ફુલો ખીલે છે.

વળી પવનની સહાયથી ફલિત થતાં વૃક્ષોનાં ફુલોમાં પરાગરજ અતિશય જોઇએ. કારણ કે પવનથી ઉડતાં ઉડતાં થોડીકજ ફુલોને લાગે છે અને બાકીની તો જમીન નીચેજ પડી જાય છે. એટલે આ માટે સ્ત્રીપુંસંયોગી ફુલોમાં પુંકેસરોની સંખ્યા ખુબ વધેલી જોવામાં આવે છે અથવા નર પુષ્પોની સંખ્યા ખુબ હોય છે. કેટલીક વખત પરાગકોષો મોટા વધે છે અને તેમાંથી પ્રચૂર પ્રમાણમા પરાગરજ પ્રકટાવે છે. આવા છોડ કેટલી બધી પરાગરજ ઉત્પન્ન કરે છે તેનો કંઇક ખ્યાલ તમને કેવડાનાં નરફુલોની એક માંજર જોવાથી આવશે. એક છોડમાંથી ઢગલાબંધ પરાગરજ પડે છે. આ પરાગરજને ઉડવાનું હોય છે માટે તે સૂકી, હલકી અને લીસી હોય છે. પરાગકોષ મોટે ભાગે –વરસેટાઇલ–પૃષ્ટસ્પર્શી હોય છે. અને પરાગકોષની આવી ગોઠવણ રજને જોરથી દૂર ફેંકવા માટે જરૂરી પણ છે. સ્ત્રીકેસરાગ્રમુખ પણ આવી રજને ઝીલવા માટે શાખાઓ અથવા પીંછા જેવો દેખાવ ધારણ કરે છે. પરાગરજ આવી શાખાઓ કે પીંછા જેવી શાખાઓ ઉપર ઠીક પ્રમાણમાં રહી શકે છે. બધી જાતનાં ઘાસ, કેટલાક તાંદલજાના વર્ગના છોડવા –એમરેન્થસ–દીવેલો, કેવડો અને મવેડી–આ બધાં પવનની સહાયથી ફલિત થનારાં છોડઝાડ છે.

ઉપરોકત વર્ણન ઉપરથી આપણે જાણી શકયા છીએ કે પવનની સહાય લેતાં પુષ્પોમાં શકિતનો ખુબજ વ્યય થાય છે. પરાગરજ એ મુખ્યત્વે પ્રોટોપ્લાઝમ જેવી અમૂલ્ય ચીજની બનેલી છે. અને અસંખ્ય પરાગરજ પ્રગટાવવી એટલે ઉત્તમમાં ઉત્તમ, કોઇથી ન બની શકે એવી ધાતુ ગુમાવવી. પરંતુ પરાગરજઆનયન માટે એવું જરૂરનું છે. બીજો ઇલાજ નથી એટલે આટલી બધી શકિતનો વ્યય કરવો પડે છે.

જે પુષ્પો જીવજંતુની સહાયથી ફલિત થાય છે તે ફુલોમાં સુગંધી અને રંગનો ઝાગઝમાટ હોય છે. કારણ કે પતંગીયાં, મધમાખો કે

કીડીમંકોડા જેવાં જીવડાંને આકર્ષવા આ બધું જોઇએ. વળી ફુલમાં મધ અને પરાગરજ એ બે ખાવાની ચીજો હોય છે. જીવજંતુને આકર્ષવા માટે આ બે વસ્તુઓ જોઇએજ. કેટલાંક જીવજંતુ મધનાં રસિક હોય છે એટલે મધજ ચૂસે છે, કેટલાંક પરાગરજનાં રસિયાં હોય છે એટલે તેજ ખાધા કરે છે. જે ફુલમાં એકલું મધ હોય છે તે ફુલો તરફ જીવજંતુઓ નથી આકર્ષાતાં. એમને આકર્ષવાં હોય તો એ મધ ક્યાં આગળ ભરી રાખવામાં આવ્યું છે એ પણ સ્પષ્ટ બનાવી આપવું જોઇએ અને આટલા માટે કેટલાંક ફુલની કોમળ પાંખડીઓમાં મધ ક્યાં છે એ બતાવી આપનાર મધુમાર્ગ પણ હોય છેજ.

આવાં ફુલોમાં રંગની શોભા અવર્ણનીય હોય છે. ફુલ સ્વાભાવિક મોટાં હોય છે. ફુલ નાનાં નાનાં હોય છે તો ગુચ્છાકારે ભેગાં થઇને જાણે એક મોટું ફુલ બનેલું હોય એવી રીતે ગોઠવાયલાં હોય છે. આવું ન કરે તો એ ક્ષુદ્ર ફુલો કોનું ધ્યાન ખેંચી શકે? કેટલીક વખત પાંદડીઓને બદલે પુષ્પપત્રો સુંદર હોય છે અને તે ફુલની ગરજ સારે છે. દા. ત. બાઉગનવેલ–બાઉગનવિલિ સ્પેક્ટાબિલિસ.–એવા પણ દાખલા છે જેમાં પુષ્પાભ્યન્તરકોષ નથી હોતો અને પુષ્પબાહ્યકોષ સરસ રંગવાળો હોય છે. ગુલબાસ–માધ્રાબિલિસ–અને–બોઅરહેવીઆ–(પુનર્નવા) નાં ફુલોમાં સુશોભિત રંગવાળો જે ભાગ છે તે પુષ્પબાહ્ય કોષજ છે. ફુલની પાંદડીઓ હોય છતાંય કેટલાંક ફુલોમાં પુષ્પબાહ્ય કોષની પાંખડીઓ અથવા પત્રો ફુલની પાંદડીઓ માફકજ રંગિત થયેલાં હોય છે. દા. ત. કાંકચ અને કેસીયાની જાતો. ટુંકમાં પુષ્પબાહ્યકોષનાં પત્રો, પુષ્પપત્રો વિગેરે એક બીજાને સહાય આપી ફુલને સુશોભિત બનાવે છે અને ત્યારેજ જીવજંતુ આકર્ષાય છે. જીવજંતુ હમેશાં નિયમિત ફુલ પાસે આવવાંજ જોઇએ. કોઇ કોઇ દિવસ આવે એમાં ફુલનું કંઇ ન વળે, એટલે જ્યાં સુધી લગ્ન થઇ જતું નથી ત્યાં સુધી સતત આકર્ષણ ચાલુ રહેવુંજ જોઇએ.

ફુલના રંગો અને સુગંધી–બન્ને જીવજંતુને આકર્ષવા બસ છે પરંતુ બાહ્ય આકર્ષણજ માત્ર બસ નથી થતું. જીવજંતુને ખાવા માટે

પણ કંઇ પ્રલોભન જોઇએ અને પરાગરજ ખોરાક તરીકે કામ આવે છે અથવા મધમાખી માટે મધપુડો બનાવવાના કામમાં પરાગરજ આવે છે. વળી કેટલાંક ફુલોમાં મધ ભરેલું હોય છે. પતંગીઆં અને ફુદાં મોટે ભાગે મધ ઉપરજ રહે છે અર્થાત મધ અને પરાગરજ ફુલમાં હોય છે એટલેજ જીવજંતુ ત્યાં આવે છે. ખોરાકના લોભથીજ ફુંદાં, પતંગીઆં, મધમાખ, માખીઓ અને કીડીમંકોડી જેવાં જીવડાં ત્યાં આવે છે.

જીવજંતુથી જે ફુલો ફલિત થાય છે તેમાં પરાગરજ જુજજાજ હોય છે, કારણ કે ઝાઝી પરાગરજનું તેમને પ્રયોજન નથી. એટલે પુંકેસરો બહુજ અલ્પ હોય છે. વળી આ પરાગરજના દાણા–કણ સ્હેજ ખડબચડા અને સ્હેજ ચીકણા હોય છે. સ્ત્રીકેસરાગ્રમુખ નાનુંજ હોય છે. પરંતુ પરાગરજ ચીકણી હોવાથી ગર્ભાધાન થવામાં વાંધો નથી આવતો.

મધ મોટે ભાગે, ફુલને તળીએ આવેલું હોય છે. કેટલાંક ફુલની પાંદડીઓમાં પણ મધ હોય છે. ફુલને તળીએ મધ હોય તે લેવા લાંબી સુંઢવાળાં પતંગીઆં આવે છે. મધ ચુસતાં ચુસતાં પતંગીઉં પરાગરજ સાથે સંસર્ગમાં આવે છે અને એ પરાગરજ પતંગીઆં બીજાં ફુલ ઉપર લઇ જાય છે.

જે ફુલોમાં પુષ્પાભ્યન્તરકોષ નિયમિત–રેગ્યુલર–અને છીછરો હોય છે તેમાંથી તો ગમે તે જીવડું, માખી પણ, સહેલાઇથી મધ ચુસી શકે છે. ઉદાહરણ તરીકે, ગોખરૂના ફુલમાં પાંદડીઓની વચ્ચે પુંકેસરોના તળીએ મધુગ્રંથીઓ આવેલી હોય છે. પુષ્પાભ્યન્તરકોષ છીછરો છે. એટલે તે જીવજંતુ સહેલાઇથી મધ ચુસી શકે છે. મધચુસતાં જંતુ પરાગકોષ સાથે સંસર્ગમાં આવે છે અને સ્ત્રીકેસર પણ સાથેજ આવેલું હોય છે એટલે પરાગરજને સ્ત્રીકેસરાગ્રમુખ ઉપર પડતાં સુગમ પડે છે. જે ફુલોનો પુષ્પાભ્યન્તરકોષ નળી આકારનો હોય છે તે ફુલોમાંથી ગમે તે જંતુ મધ ચુસી શકતું નથી. અમુકજ પતંગીઆં તે ચુસી શકે છે. મધ લેતાં પરાગરજ સાથે પતંગીઉં સંસર્ગમાં આવે છે અને આની રીતે સ્ત્રીકેસરને ફલિત કરે છે.

હવે આપણે કેટલાંક ફુલો લઇને તેની વિગતમાં ઉતરીશું. આપણે ખાખરો, ગરણી, વાલોળ, શરપંખો, શણુ, અગથીયો કે બાબચી—આમાંથી ગમે તે એક ફુલ લઇએ. આ શિંબીવર્ગના ફુલ છે. આ બધાં ફુલ પતંગીઆ જેવા આકારનાં–પેપિલિયોનેસી–છે. આ ફુલો વિજાતીય લગ્નોનો અભ્યાસ કરવા માટે બહુ સારાં છે. અગથીઆનું એક ફુલ લો. તેમાં પાંચ પાંખડીઓ છે. સૌથી મોટી પાંખડીને **પતાકા**—સ્ટાન્ડર્ડ—કહે છે. તેની અંદરની બાજુઓની બે પાંખડી પાંખડીઓને **પાંખ**–વીંગ્સ–અને સૌથી અંદરની બાજુઓની બે પાંખડીઓ જે જોડાઇને એક હોડી જેવા આકારની બની ગઇ જણાય છે તેને હોડી–કીલ–કહે છે. આ બધામાં પતાકા બહુ આકર્ષક છે. આકર્ષકજ નહિ, એની ઉપર મધ કયાં છે તે બતાવનારા રસ્તા હોય છે. ગર્ભાશયના તળીઆ આગળ ઘણું કરી એક કર્ણિકા–ડિસ્ક–હોય છે જેમાંથી પ્રચૂર મધુસ્રાવ થયાજ કરે છે. પુંકેસરોનાં તંતુઓ સ્ત્રીકેસરની આસપાસ નળી આકારે જોડાયલાં હોય છે એટલે આ પુંકેસરોની નલિકા–સ્ટેમિનલ ટયુબ–માં મધ જમા થાય છે. હવે જે જંતુ મધની આશાથી આ ફુલ ઉપર આવે છે તે સૌ પહેલાં પાંખોવાળી પાંખડીઓ–વીંગ પેટલ્સ–ઉપર આવીને બેસે છે અને પતાકા તરફ મ્હોં–માથું રાખે છે. આવાં ફુલોમાંથી મધ મેળવવાનું કામ સહેલું નથી હોતું. કોઇકજ ચાલાક જંતુઓ મધ કયાં છે તે જાણી શકે છે અને મધ લઇ શકે છે.

પાંખોવાળી પાંખડીઓ ઉપર જીવડું બેસે છે એટલે હોડી જેવી પાંખડીઓ જે જોડાયલી હોય છે અને જેમાં પુંકેસરો નળી આકારે જોડાયલાં હોય છે તે મ્હેજ પહોળી થાય છે અને તેમાંથી સ્ત્રીકેસરાગ્રમુખ બહાર આવે છે. જ્યારે જીવડું પાંખો ઉપરથી ઉડી જાય છે ત્યારે આ હોડી જેવી પાંખડીઓ પાછી બીડાઇ જાય છે. આવાં ફુલોમાં મોટે ભાગે પરાગકોષો, સ્ત્રીકેસરાગ્રમુખ પકવ થયા પહેલાં, પરાગરજ ખેરવી નાખે છે. કદાચ કોઇ પરાગરજ સ્ત્રીકેસરાગ્રમુખ પાસેજ હોવાથી ઉપર પડી જાય છે તો તે નકામી જાય છે કારણ કે સ્ત્રીકેસરાગ્રમુખ તે વખતે પકવ થએલું નથી હોતું. હવે જ્યારે જીવડાના દબાણથી હોડી ખુલે છે

અને સ્ત્રીકેસરાગ્રમુખ બહાર આવે છે એટલે એ છવડાના શરીરના નીચલા ભાગ સાથે સંગમાં આવે છે અને છવડું જો પરાગરજ લાવ્યું હોય છે તો તે ચપી ફલિત થાય છે !

**સોંયગળી**–ઇન્ડીગોફેરા એનીફાઇલા–માં પાંખ ઉપર પતંગીઉં આવીને બેસે છે કે તુરતજ હોડી જેવી પાંખડીઓમાંથી પુંકેસરો અને સ્ત્રીકેસર બન્ને એકી સાથે આંચકા સાથે બહાર આવે છે અને આ એકજ પ્રસંગમાં સ્ત્રીકેસરાગ્રમુખ પરાગરજને પકડી પાડે છે. સંયોગ થઈ ગયા પછી તુરતજ ફુલની પાંખડીઓ ખરી જાય છે. અર્થાત્ છવજંતુની એક વખતની વીઝીટથીજ ગર્ભાધાન શક્ય બને છે. **ચણોઠી અને ઘોડા સમેરવો**–એલીસીકારપસ રૂગોસસ–એ બન્ને છોડમાં પણ આજ જાતની ગોઠવણ–એક્સ્પ્લોઝીવ એરેન્જ-મેન્ટ–છે.

**મગામઠી** (જંગલી મઠ)–ફેઝિયોલસ ટ્રાઇલોબસ–નાં ફુલની રચના અને તેની રીતભાત જોવાલાયક છે. આ પણ વિજાતીય લગ્નો કરનાર ફુલો છે. ફુલની રચનાજ એવી છે કે અંદર અંદર લગન થઇ શકેજ નહિ. પતાકાની પાંખડી સૌથી મોટી હોય છે, બહારથી જાંબુડા રંગની અને અંદરથી તે પીળા રંગની હોય છે. બાજુની પાંખો પીળા રંગની હોય છે અને બે હોડી આકારની પાંખડીઓ લીલાશ લેતા પીળા રંગની વાંકી વળેલી ને જરા મરડાયલી હોય છે. આની અંદર પુંકેસરો અને સ્ત્રીકેસર આવેલાં હોય છે. પાંખો ઉપર છવડું આવીને બેસે છે એટલે હોડીમાંથી સ્ત્રીકેસર એકલું બહાર આવે છે. છવડાના પગ સાથે જો પરાગરજ લાગેલી હોય તો સ્ત્રીકેસરાગ્રમુખ ફલિત થાય છે–નહિ તો નહિ.

**મોટો કુબો**–લ્યુકાસ આસ્પેરા–અને ઝીણા પાનનો કુબો–એલ. લીનીફોલીઆ–બન્ને તુલસીના વર્ગની વનસ્પતિ છે. એનાં ફુલ બે હોઠ-વાળાં–બાઇ લેબિએટ– છે. પુંકેસરો પાંખડીઓ ઉપર આવેલાં અને બબ્બેની જોડીમાં–ડાઇડેનિમસ–આવેલાં હોય છે. પુષ્પાભ્યન્તરકોષના

સૌથી ઉપરના મોટા હોઠમાં પુંકેસરો અને સ્ત્રીકેસર બન્ને ઢંકાયલાં છે. ગર્ભાશયને તળીએ મધ આવેલું છે. નીચલા હોઠ ઉપર આવીને જીવડું બેસે છે કે તેના ભારથી આ નીચલો હોઠ નમે છે અને એના લીધે ઉપલા હોઠમાં ઢંકાયલાં પુંકેસરો અને સ્ત્રીકેસર બહાર આવે છે. જીવડું પરાગરજ સાથે લાવેલું હોય છે તો સ્ત્રીકેસરાગ્રમુખ ફલિત થઇ જાય છે.

**કીડામારી**–એરિસ્ટોલોકિયા–અને રૂકુશાંગ–ઓરચિડ–માખીઓથીજ ગર્ભિત થાય છે. કીડામારીની જાતનાં ફુલોમાંથી દુષ્ટ ગંધ બહાર દૂર સુધી પ્રસરે છે. આ ગંધથી જીવડાં આકર્ષાય છે. કીડામારીના વર્ગનાં ફુલની રચના જોવા જેવી હોય છે. સ્ત્રીકેસરનલિકા ઉપર પરાગકોષો–સ્ત્રીકેસરાગ્રમુખથી નીચે–આવેલા હોય છે અને સ્ત્રીકેસરાગ્રમુખ કરમાયા બાદજ તે ઉઘડે છે–ડીહીસ. નળી જેવા બાહ્યાન્તરયુક્તિકોષ-ટયુબુલર પેરિયાન્થ–માં અંદરની બાજુ તરફ સુંવાળા વાળ વળેલા હોય છે. માખી આની અંદર મધની આશાથી ઉતરે છે. સુંવાળા રસ્તામાંથી નીચે ઉતરવાની તેને મઝા આવે છે. હવે અંદર પરાગકોષો ફાટવાની વાર હોય છે કારણ કે આ ફુલમાં સ્ત્રી વહેલી પાકી જાય છે–પ્રોટોગાઇનસ–એટલે બહારથી રજ માખી સાથે લાવી હોય છે તે સ્ત્રીકેસરાગ્રમુખને વળગે છે. જો સ્ત્રીકેસરાગ્રમુખ પકવ–રેસેપ્ટીવ–નથી હોતું તો પરાગકોષમાંથી પરાગરજ લીધા બાદજ માખી ચાલી જાય છે. પરંતુ માખી ગર્ભાધાન કરાવ્યા વિના અંદરથી બહાર નીકળી શકતી નથી કારણ કે અંદર વાળ છે તે એને જતાં અટકાવે છે. ગર્ભાધાન થયા બાદજ માખી બહાર નીકળી શકે છે.

ઓર્ચીડનાં ફુલની રચના અટપટી હોય છે અને તેમાં પણ વિજાતીય લગ્નોજ થાય છે.

પવન, જીવજંતુ અને પતંગીઆં ઉપરાંત પાણીની સહાયથી પણ લગ્નો થાય છે. **જલસરપોલીયાં**–વેલિસ્નેરિયા સ્પાયરેલિસ–ના નાના છોડ મીઠા પાણીમાં ઉગેછે. આ છોડમાં નર અને માદા ફુલ જુદા જુદા છોડ ઉપર થાય છે. માદા ફુલ પાણીની સપાટી ઉપર રહે છે, નરફુલ એક

પોટાની અંદર પાણીમાં રહે છે. જ્યારે નરફુલ લગ્નલાયક થાય છે ત્યારે પોટા ફાડીને તે પાણીની સપાટી ઉપર આવે છે. નરફુલ ઘણાં હોય છે. તે બધાં ફરતાં ફરતાં સ્ત્રીફુલ પાસે આવે છે અને તે બન્ને મળે છે એટલે ફુલ ગર્ભિત થાય છે. ગર્ભાધાનથઈ ગયા પછી માદાફુલની લાંબી ડીંટડી વળ ખાઇને પાછી જળમાં ઉતરી જાય છે અને ત્યાં આગળ ફળ પાકે છે. માદાફુલની ડીંટડીનું વળ દઇને બહાર આવવું અને અંદર જવું, નરફુલોનું માદાફુલની શોધમાં ફરવું, આ બધું શું આપણને આશ્ચર્યમાં ગરકાવ નથી કરતું ?

ફુલનાં ઉત્પત્તિ અવયવો દ્વારા જે મિલન સધાય છે અને ગર્ભાધાન પ્રાપ્ત થાય છે તેને—સૅકસ્યુઅલ રીપ્રોડકશન—ઉત્પત્તિ અવયવોની સહાયથી થતી ઉત્પત્તિ કહેવાય છે.

પુંકેસરો અને સ્ત્રીકેસર અથવા પરાગરજ કે સ્ત્રીકેસરાગ્રમુખના સંયોગ વિના પણ કેટલીક વનસ્પતિઓ અન્ય રીતે પોતાની ઉત્પત્તિ સાધે છે. વડના ઝાડ માટે આપણે એનાં બીજ નથી વાવતાં, પણ ડાળીજ ખોસીએ છીએ અને આ ડાળીમાંથીજ અન્ય વડ ઉત્પન્ન થાય છે. એટલે ઉત્પત્તિ અવયવો વિના કેટલીક વનસ્પતિઓ પોતાની જાતને આ રીતે જન્માવે છે. આનું નામ વેજીટેટિવ રીપ્રોડકશન.

પરંતુ બીજમાંથી ઉત્પન્ન થયેલું વૃક્ષ અને આવી રીતે ડાળીમાંથી ઉત્પન્ન થયેલું વૃક્ષ—એ બેમાં બીજમાંથી ઉત્પન્ન થયેલા વૃક્ષનું આયુષ્ય વધુ હોય છે. એ વિકટ સંજોગોમાં પોતાની પ્રાણરક્ષા કરી શકે છે, જ્યારે ડાંડીમાંથી ઉત્પન્ન થયેલા ઝાડમાં એ શક્તિ નથી હોતી. આનું કારણ છે. ઉત્પત્તિ અવયવોથી ઉત્પન્ન થયેલા વૃક્ષને માતાપિતા બન્નેના ગુણનો વારસો પ્રાપ્ત થાય છે, તેના લીધે તેનામાં કેટલુંક ખડતલપણું આવે છે. માતાપિતાના ભિન્ન ભિન્ન સંસ્કારોની અસર તેના ઉપર હોય છે.

ગળોની નાની સરખી ડાંડી જમીનમાં ખોસવાથી ગળોનો વેલો ઉગે છે. દૂર્વાની ડાંડી જમીનમાં રોપવાથી જોત જોતામાં દૂર્વા પોતાનો

વિસ્તાર ફેલાવી શકે છે. ખેતરમાં ઉગતી નારી અથવા ચાંદવેલ–કન્વોલ્વ્યુલસ આર્વેન્સીસ–પોતાનો વિસ્તાર આવીજ રીતે ફેલાવે છે. આ છોડો જમીનમાં ડાંડી ઘૂસાડી પોતાનો વિસ્તાર સાધે છે.

કેળ અને ગુલાબ જેવી વનસ્પતિઓ ખેડાઇ ખેડાઇને હવે ફળ ઉત્પન્ન કરતી બંધ પડી છે અને મૂળમાંથી ફણગા ફુટાવીને અન્ય છોડો તૈયાર કરતી થઇ ગઇ છે.

બટાટા અને સુરણ જેવા કંદો ઉત્પત્તિ અવયવો સિવાય પોતાની ઉત્પત્તિ સાધી શકે છે.

કેટલાંક પાન એવાં છે કે જેમાંથી નવા છોડ ફૂટે છે. જખ્મે હયાત અથવા ખાટખટુંબાનાં પાન પ્રત્યેક કાંગરામાંથી એકેક પાન ઉત્પન્ન કરી શકે છે.

ભુચનાં ઝાડમાં ફુલ (આપણે અહિં) થતાં નથી. તો તે ઝાડ હવે ફણગા–ઑફશૂટ–ઉત્પન્ન કરી પોતાનો વેલો ભાળવી શકે છે.

કેટલીક એવી પણ વનસ્પતિઓ છે જે ફળબીજ ઉત્પન્ન કરે છે અને આવી રીતે–વેજીટેટીવ રીપ્રોડકશન દ્વારા–પણ પોતાનો વિસ્તાર ફેલાવી શકે છે.*

* લેખકના બહાર પડનાર "વનસ્પતિ શાસ્ત્ર" વિષયક પુસ્તકનું પ્રકરણ ૯.

ગણુપત પાંડુરંગ કાલેખે

# ફળ-રસોનો ઉપયોગ

## આરોગ્યની દૃષ્ટિએ

આપણા દેશના ઘણાખરા લોકો ઉનાળાના દિવસોમાં બરફ અને બરફના છીનમાં મેળવેલાં પીણાંઓનો ઉપયોગ કરે છે. ગામડાંઓમાં બરફ મળી શકતો નથી, ત્યાંના લોકો આપોઆપ તેથી અલિપ્ત રહે છે. પણ શહેરમાં અને જ્યાં બરફ મળે છે ત્યાં બરફનો બહુધા ઉપયોગ કર્યા સિવાય કોઇ રહેતુંજ નથી. જુના જમાનામાં આપણા લોકો ઉન્હાળાની ગરમીનો તાપ નડે નહિ, તરસ શાંત પડે, થાક જણાય નહિ, એવા કારણે જુદા જુદા ફળોના રસ અનેક રૂપે વાપરતા; અને હાલ પણ કેટલેક ઠેકાણે તેવીજ રીતે વાપર્યે જાય છે એમ જણાય છે. દિવસોદિવસ લોકો ગરીબ થતા જાય છે અને ફળોની કિંમત પણ પોતાની ગુંજાશથી આપવી પરવડતી નહિ હોવાથી, તાત્કાલિક તરસ મટાડનાર અને ગરમી મટાડનાર બરફ તરફ જનસમાજનો મોટો ભાગ આકર્ષાયલો રહે એમાં કાંઇ નવાઈ નથી. બરફથી તાત્કાલિક ઠંડક લાગી તરસ મટવા જેવો ભાસ થાય છે તે માત્ર ઉપલકીઆ પરિણામ છે. ઉપરાંત, બરફનું અપાયકારક પરિણામ શરીર ઉપર ઉતરે છે તે જુદું હશે. અહિં ફળના રસોનો ઉપયોગ શું છે એ વિષે બે વાતો કહેવા માગું છું.

ફળના રસોનો આરોગ્યની દૃષ્ટિએ વિચાર કરતાં જુદાં જુદાં ફળોનો રસ પીણા તરીકે લેવો ઉત્તમ છે, અને ઘણા લોકો તેવો ઉપયોગ કરે છે પણ ખરા. ઋતુમાન પ્રમાણે ઉત્પન્ન થતાં ફળો આરોગ્યની દૃષ્ટિએ

કુદરતી રીતે ઉત્તમજ હોય છે. એવાં ફળો જે તે ઋતુમાં ભરપૂર ઉપયોગમાં લીધાથી, આરોગ્ય ઉત્તમ પ્રકારે રહે છે, અને કુદરતની ગોઠવણ પણ તેવીજ છે. પરંતુ ગરીબાઇના કારણે બધાજ તેમનો ઉપયોગ કરી શકતા નથી. ફળો સૂર્યના તાપથી પાકેલાં અને છાલથી ઢંકાએલાં હોવાથી, જંતુરહિત એવી, પ્રાણીવર્ગને આ સંસારમાં મળેલી અમોલા અન્નરૂપી કુદરતી બક્ષિસ છે. ફળોમાં શરીરને અત્યંત ઉપયોગી અનેક ક્ષાર અને જીવનતત્વો તેમજ કુદરતી ફલશર્કરા હોય છે. ફળના રસોમાં કુણાં (અપક્વ) નારિયેળના પાણીનો નંબર કુદરતી રીતે પહેલો આવે. તેની આનંદકારક સુવાસ, સ્વાદ અને તેમાં થોડાંક જે કાંઈ પોષક અને પાચનકારક તત્વો રહેલાં છે, તેની આરોગ્યતાની દૃષ્ટિએ જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાંજ થઇ પડે. પાકા નારિયેળનું પાણી તરસ મટાડવા માટેના પીણા તરીકે એટલું રૂચિકારક હોતું નથી, પણ ફલાન્ન તરીકે ઉત્તમવર્ગનું ગણાય.

લીંબુના રસમાં સાકર પાણી મેળવી તાજાં બનાવેલાં શરબત અથવા પીણાં, તેમાંના શરીરોપયોગી ક્ષાર અને જીવનતત્વોને લીધે, ઉપયોગી હોય છે.

મોસંબી એ થોડી ઘણી મોંઘી હોઇ, ગરીબોને તેનો પીણા તરીકે ઉપયોગ થઈ શકતો નથી. પણ જેઓ તે લઈ શકે છે તે તેનો રસ પ્યાલે પ્યાલા પીએ છે. એ રસનો ખોરાક તરીકે પણ ઉપયોગ થઇ શકે છે, ઉપરાંત તેમાં હલકા જુલાબની પણ અસર હોય છે.

દાડમના રસનું પીણું તેવીજ રીતે ઘણું કિંમતી છે. તેના થોડાક મીઠા સ્વાદને લીધે ગરમીમાં તે ઘણું વખણાય છે. દાડમમાં લોકો કાબુલી દાડમ વધુ પસંદ કરે છે. કોઇક તો એવું સમજે છે કે કાબુલી લોકો એટલા સાહસિક, હૃષ્ટપુષ્ટ, શૂરવીર, મજબુત અને ગુલાબી ગાલવાળા દેખાય છે તેનું કારણ આ દાડમનાં પૌષ્ટિક, રક્તોત્પાદક, અન્નદ્રવ્ય હોઇ શકે, પણ એમની એવી સમજ ભૂલભરેલી છે. કારણ, આ દાડમમાં ઘણાજ ઓછા પ્રમાણમાં અન્નશર્કરા અને વધુ પ્રમાણમાં પાણી હોય છે. તેથીજ તેનો રસ ગરમીના દિવસોમાં વખણાય છે.

કેરી એ ઉનાળાના દિવસોમાં સર્વને મનગમતું ફળ છે. કેરીની અનેક જાત હોય છે. તેમાં પણ દેશી કરતાં કલમી કેરી વધારે સારી અને મોંઘી હોય છે. મુંબઇ જેવા શહેરમાં દેશી કેરી (જેની ગામડા ગામમાં ઘણીજ જુજ કિંમત હોય છે અથવા કોઇ તેના સામું નજર સરખી પણ કરતું નથી) તે છથી બાર આનામાં ૧૨ (૧ ડઝન) ના ભાવે વેચાય છે. આજ વેચાતી લેવાનું જેમનાથી બની શકે નહિ તે કલમી કેરી કયાંથી લઇ શકે? આ દિવસોમાં કાચી કેરીઓનું સાકર પાણી સાથે તૈયાર કરેલું પણું અને શરબત ઉન્હાળાનો ત્રાસ મટાડવા માટે પીવામાં આવે છે. બિહાર, સંયુકત પ્રાન્ત અને બીજા સૂકકા ગરમ પ્રાન્તોમાં લોકો ગરમીની હવાનો તાપ લાગે નહિ એમ સમજી એનો ઉપયોગ ખૂબજ કરે છે, કેમ કે ત્યાં ઉન્હાળાના દિવસોમાં બપોરે વાતા ઘણા ગરમ વાયુથી અંગ દુઃખે છે અને થાક ઘણો લાગે છે. આવા ગરમ પવનને તેઓ "લુ" કહે છે. તેથી આતપમૂર્છા-સન સ્ટ્રોક-થવાનો સંભવ હોય છે. તે પીડા ન સહન કરવી પડે માટે તેઓ કેરીનું શરબત પીએ છે. આપણે ત્યાં પણ કેટલેક ઠેકાણે આવાં શરબત કે પણાં ઉનાળામાં પીવાનો રિવાજ હોય છે. પરંતુ તે સ્વચ્છ, આરોગ્યદાયક, પાચન થઇ શકે અને રૂચિકર પણ રહે, એવી વિવિધ પ્રકારની ઘણી કાળજી લઇ તૈયાર કરેલાં હોવાં જોઇએ અને માફક આવે તેટલા માપમાંજ લેવાં જોઇએ, તોજ તે ઠીક રહે. ઉનાળાના દિવસોમાં આવાં પણાં લેવાં સારાં પણ લાગે છે માટે પ્યાલાના પ્યાલા પીવાથી પ્રકૃતિ બગડવાનો સંભવ હોય છે. એ વાત લક્ષમાં રાખવી અતિ અગત્યની છે. પાકી કેરીનો મીઠો રસ એ અત્યંત ખાત્રીનું અને ઉંચી કિંમતનું ચાટણ હોઇને તેનો પીણા જેવોજ ઉપયોગ થઇ શકે છે અને તેમાં પણ માફકસરના જુલાબનો ગુણ હોય છે.

પાકા અનાનસનો રસ પણ ઉત્તમ પીણું હોય છે. કાચા અનાનસના રસમાં પણ થોડું મીઠું ને જરૂર પુરતી સાકર નાખી તે પીણું કેટલાક લે છે. તેમજ પાકી દ્રાક્ષ કે કેળાંમાં જરૂર જેટલું પાણી મસળીને તે પીણું પીવામાં આવે છે. પણ આ બધાં વત્તાંઓછાં શ્રીમંત લોકોનાં પીણાંઓ છે.

ગરીબ અને મધ્યમ વર્ગનાં પીણાં માટેનો વિચાર કરતાં ઓછામાં ઓછી કિંમતનાં તાજા છીનનાં પાણી, ખજૂરનો રસ, તરબૂચ, સકરટેટી, વિગેરેનો નંબર અનુક્રમે આવે, તેમજ પાકાં બીલાં, આમલી, ટમાટા, વિગેરેના છીનમાંથી અગર લીંબુના રસમાંથી તૈયાર કરેલું સાકરપાણી મિશ્રિત શરબત કિંમતની દૃષ્ટિએ ગરીબ અને મધ્યમ વર્ગને પરવડે તેવું થઇ શકે.

ઉપરનાં ફળનાં પીણાં તરફ જોતાં કેટલાં ફળરસ કે અંદરના ગરમાં સાકર પાણી નાખીને મિશ્રણ કરવાની જરૂર લાગે એ સમજાશે. એનું કારણ કે જેમનાં તેમ તે લઇ શકાય નહિ અને લેવામાં આવે તો તેથી નુકશાન થાય. તેથી તેમાં સાકર પાણી નાખીને વધારે પ્રવાહી કરી, ઉપરથી જરૂર પ્રમાણે સાકર લઇ રૂચીકારક બનાવી લેવામાં આવે છે. માત્ર જીભનો ચટાકો પૂરો પાડવા આવું મિશ્રણ કરવામાં આવે છે એવું નથી.

શીત કટિબંધના કરતાં ઉષ્ણ કટિબંધમાં ફળોનું ઉત્પન્ન વિશેષ પ્રમાણમાં હોય છે. કારણ ઉષ્ણ કટિબંધમાં રહેનાર લોકોએ અનુત્તેજક શાક, ફળ, (જેમાં સર્વસામાન્ય પૂરતી પોષક કળશર્કરા, ક્ષાર, સેન્દ્રિય આમ્લ (ખટાઇ) અને જીવનતત્ત્વો તમામનું મિશ્રણ હોઇ, સૂર્યકિરણ વડે પાકેલાં અને છાલથી ઢંકાઇ નિર્જંતુક હોય તેવાં ફલાન્ન) ખાવાં એવી કુદરતે યોજના ઘડી રાખી છે.

સેન્દ્રિય ખટાઇથી લાળ ઉત્પન્ન કરનાર ગ્રંથીઓ ઉત્તેજીત થઇ લાળ વધે છે, ભૂખ સતેજ થાય છે, જઠર રસ વધે છે અને આમનો વધારો થઇ આમાશયમાંથી નીચેના દરવાજે અન્નરસ-ચાઇમિ-આગળ વધતાંજ ફળની ખટાશથી પિત્તાશય, આન્ત્રરસ, વિગેરેને ઉત્તેજન આપી આંતરડાંની મલોત્સર્જન શકિત (तृणज लौका गति) ને પણ વધારે છે. તેથી ઝાડો સાફ આવી શકે છે, તેમજ આમ્લપ્રતિયોગી રૂપે તે શરીરમાં શોષાઇ જઇ લોહી અને બીજા શરીરના રસોનો આમ્લ પ્રતિયોગી ધર્મ યોગ્ય પ્રમાણમાં રાખી આરોગ્યની દૃષ્ટિએ ઘણી મદદ

કરે છે. પુષ્કળ ફળ ખાવાથી સહજ આમ્લ રહેનાર પેશાબ આમ્લ પ્રતિયોગી ધર્મનો થઇ જાય છે અને પેટમાં ફલાન્ન વધુ જતાંજ તૃણજલૌકાગતિ વધારે ઉત્તેજીત થઇ મરડો થઇ જાય છે અને ઝાડા થાય છે. જુદાં જુદાં ફળોમાં જુદી જુદી ખટાશ હોય છે, જેમકે લીંબુ, મોટાં લીંબુ, મોસંબી, ગુઝબેરી, વિગેરે. એમાં સાયટ્રીક આમ્લ, દ્રાક્ષમાં ટાર્ટારીક આમ્લ, મોસંબી અને લીંબુમાં બોરીક આમ્લ, દ્રાક્ષ, ચેરી, આલુમાં સેલીસીલીક આમ્લ હોય છે. સંધિવામાં સેલિસીલિક આમ્લ ઘણું ઉપયોગી થઇ પડે છે.

કાચાં ફળોમાં પચન ન થઇ શકે એવો પદાર્થ અને ખટાઇ વધુ પ્રમાણમાં હોવાથી કોઠામાં તે બાઝી જઇ પાચનક્રિયા બગાડે છે. ફળોમાં પૅકટીન નામનો એક પદાર્થ હોય છે. તેથી તેની જેલી, જામ-મુરબ્બા બની શકે છે. જામફળ, ટમાટા, બોર વિગેરે ફળોમાં એ હોવાથી તેની જેલી સહેલાઇથી થઇ શકે છે. પરંતુ પેકટીન વધુ પ્રમાણમાં ખાવામાં આવતાં તેમાંથી મરડો થઇ જાય છે.

ફળોમાં જીવનતત્વો-વીટામીન્સ-ઘણાં હોય છે. તેના રોગ પ્રતિબંધક, રોગનાશક, શરીરપોષક, શરીરસંવર્ધક અને આરોગ્યકારક ગુણોને લઇ, ફળો અત્યંત ઉપયોગી છે.

હવે કોઇ પુછશે કે ફળમાં સાકર કેવી રીતે તૈયાર થાય છે? સૂર્ય-કિરણોના તાપ વડે ફળ પાકે છે અને તેનું કદ વધતું અટકે છે. વાતાવરણમાંથી તે કાર્બન વધુ શોષી લઇ ઑક્સિજન બહાર કાઢે છે. ફળમાંની આમ્લોની કઠણ રેષાદાર દિવાલો તૂટી જઈ તેમાંના સ્ટાર્ચ બરાબર સાકરના રૂપમાં બદલાઇ જાય છે.

ફલશર્કરા પચવામાં વધુ વખત લાગતો નથી તેથી તે શરીરમાં જલદી શોષાઇ જાય છે અને તેમો આખા શરીરમાં ઉપયોગ થાય છે. ફલશર્કરા સર્વને ઘણીજ ઉપયોગી છે. એટલુંજ નહિ પરંતુ મધુમેહના દર્દીને પણ તે ઘણીજ માફક આવે છે. સામાન્ય રીતે સાકર વિષે

તેમણે સાકર ખાવી નુકશાનકારક સમજવી. તેમાં મધ અને ફ્લશર્કરા પણ સમાઇ જાય.

સાકર જેટલી વધુ પ્રમાણમાં પેટમાં જશે તેથી કમી પ્રમાણમાં સ્ટાર્ચયુક્ત વનસ્પતિ જશે અને શરીરને રોજની જરૂર પુરતા ક્ષાર જે વનસ્પતિમાં પુષ્કળ હોય છે તે મળતા નથી. સાકર વધુ અને વનસ્પતિ ઓછી ખાવાથી અને શરીરને સૂર્યકિરણ નહિ લાગવાથી શરીરમાં ક્ષાર કમી થઇ જે લોકો પુષ્કળ ભાત ખાય છે કિંવા સાકરવાળો ખોરાક ખાય છે અને સૂર્યના કિરણને અંગ ઉપર લાગવા દેતા નથી, તેમના શરીરમાં ક્ષાર નાશ પામે છે. જે સ્ત્રીઓ પડદામાં રહે છે કિંવા બુરખામાં રહી તડકો શરીરે લાગવા દેતી નથી, બધાં અંગ ઢાંકી રાખવામાં મોટા માનની વાત સમજે છે, તેમને હંમેશની કમજોરી, હાડ-દંતવિકાર– ખાસ કરી ગર્ભાવસ્થામાં થાય તેમાં નવાઇ નથી. એ ઉપરથી આપણા લોકો ને આપણાં બાળકો હંમેશ માંદાં, સૂકકાં, નિર્બળ શરીરવાળાં, ક્ષય થવા યોગ્ય પ્રકૃતિનાં થાય એમાં આશ્ચર્ય પામવા જેવું નથી, કારણ કે આવાં બાળકોને જન્મથીજ માબાપે મીઠા પદાર્થ ખાવાની ટેવ પાડેલી હોય છે. જેમને ગરીબાઇને લીધે પહેરવાને કપડાં મળતાં નથી તેમને નિરક્ષરતા અનિષ્ટ છતાં ઇષ્ટ થઇ પડે છે, કારણ અંગપર વસ્ત્ર ન હોવાથી સૂર્યકિરણ ઠીક ઠીક મળી શકે છે. પણ જે ફેશનેબલ સ્ત્રીઓ પોતાનાં શરીર રાત્રીદિવસ વસ્ત્રો વડે ઢાંકીને રાખે છે અને સૂર્યકિરણ શરીરે અડવા દેતી નથી તેમનું શરીર ૧૫ થી ૨૦ વર્ષની ઉમર વચ્ચે ક્ષયરોગ જેવા વિકારને લાયક બને છે, કેમકે તેઓ કુદરતી નિયમો પાળતી નથી. જે મનુષ્ય અથવા સ્ત્રી ભાત ખાઇને રહે છે તેમણે એટલું ધ્યાનમાં રાખવું કે જ્યાં સુધી તેમના અન્નમાં ભાત અને મીઠા પદાર્થ રહેશે ત્યાં સુધી તેમણે પોતાના શરીરને સૂર્યકિરણનો સ્પર્શ થવા દેવો જોઇશે, કેમકે તેમ નહિ કરતાં તેમના શરીરમાંના ક્ષાર નાશ પામે છે. મને એવો વહેમ પડે છે કે માંદગી અને ત્યાર પછીની અવસ્થામાં મીઠા પદાર્થ ખાવા વિષેનો ખોટો ખ્યાલ કુદરતી રીતે એક નુકશાનકારક સલાહ છે, કેમકે શરીરમાં સાકર જવાથી ક્ષાર કમી થાય છે એટલે એવી સ્થિતિમાં તે

આવી હિતકારક નથી. બીજું તેથી પ્રોટીનવાળો ખોરાક જેટલો મળવો જોઇએ તે મળતો નથી. ત્રીજું સ્ટાર્ચ વધુ ખાવાથી મલવિસર્જનમાં અડચણ પડે છે. ચોથું તેથી ફેનક્રિયા ઉત્પન્ન થઇ ભૂખ ઓછી થાય છે.

સાકર કે સ્ટાર્ચનું સેવન કરનારના શરીરપર તડકો ન પડે તો શરીરમાંથી ચુનો ઓછો થઇ, અન્નથી મળનો ચૂનો, લોહ, અને બીજાં કિંમતી ક્ષારનું શરીરમાં શોષણ થવામાં અડચણ પડે છે. આ બાબતમાં બીજી એક વાત કહેવાની તે એ કે શરીરમાં ચૂનો ઓછો થતાં સળેખમ, શરદી, ન્યૂમોનીઆ, ક્ષય વિગેરે બિમારી થાય છે કિંવા તે બિમારી માટે શરીર લાયક બને છે. આપણા હિંદુસ્તાન જેવા દેશમાં, ક્ષય અને ડાયાબીટીસ, જેવા રોગીઓની ભૂમિમાં, મારા દેશબાંધવોને આ નુકશાન સંબંધી સૂચના સંપૂર્ણ લક્ષમાં રાખવી. મને એમ લાગે છે કે મુંબઇ, કલકત્તા જેવા સૂર્યપ્રકાશ ભરપૂર ન મળે તેવા શહેરોમાં ખાસ કરીને ગરીબ વસ્તીમાં જે મીઠાઇની વધુ દુકાનો ફેલાયલી છે તેના ઉપર કાંઇક મનાઇ રાખવી જોઇએ. શરીર શાથી જલદી જાડું બને છે તે આપની જાણમાં છે ? તેનું કારણ ફકત ઘી તેલ ચરબીના ખોરાક નહિ પણ સાકરનું વધુ સેવનજ હશે. શરીરમાંની ચરબી અને અન્નમાંથી ઉત્પન્ન થનાર ચરબી તેનો જેટલો પુરવટો થવો જોઇએ તેટલો સાકર ખાવાથી નહિ થવાથી શરીર જલદી જાડું થઇ જાય છે. રોજ ઘરમાં ગોંધાઇ રહી પુષ્કળ મુખાઇવાળી સ્ત્રીઓના શરીરમાં ચરબી વધી ગઇ છે—આ સાકરના સેવનથી ઉત્પન્ન થયેલી નુકશાનકારક સ્થિતિ છે. કોઇપણ વાત માફક પ્રમાણમાં જોઇએ, તેમજ દરેકે પોતાની શકિત ઋતુમાન મુજબનાં ફળ, વનસ્પતિ જેવાં અન્ન, પોષાક, આહારવિહાર, સૂર્યપ્રકાશ વિગેરે બાબતોમાં વ્યવસ્થિતપણે રહેતાં આરોગ્ય પ્રાપ્ત થયા સિવાય રહેશે નહિ.

શિવશંકર પ્રાણશંકર શુક્લ

# મયૂરશિખા

સં. મયૂરશિખા. ગૂ. (૧) મોરશિખા (૨) છોગાળો હંસરાજ. લૅટિન. એસપ્લેનિયમ રેડિયેટમ, વર્ગ, એન-૬-ફાઇલાઇસીસ.

મયૂરશિખા નામ પરથી આપણી એટલી તો ખાતરી થાય છે કે આ વનસ્પતિના કોઈ પણ અંગનો આકાર મોરની કલગી જેવો હોવો જોઇએ. હિંદુસ્તાનમાં થતી બધી વનસ્પતિઓ એના મૂળ સ્વરૂપમાં જોતાં, હંસરાજની એક જાતનાં પાન બરાબર મોરની કલગીને મળતાં આવે છે. એક મોરનું ચિત્ર દોરી એને માથે આ વનસ્પતિનું લીલું અથવા મૂળ સ્વરૂપમાં દબાવીને સુકવેલું પાન મૂકી દઇએ તો તે મોરને માટે ચોટલી ચીતરવાની જરૂર નહિ રહે. બીજી કોઇ પણ વનસ્પતિનું એક પણ અંગ આ નામને બંધ બેસતું નથી આવતું. ફક્ત આ છોગાળા હંસરાજનાં પાનજ બરાબર અચૂક ને સંપૂર્ણ રીતે મળતાં આવતાં હોઇ એજ ક્ષુપને મયૂરશિખા ગણવાનું સર્વસામાન્ય થઇ જવું જોઇએ.

વનસ્પતિશાસ્ત્રીઓને મન તો આ એક જાતનો હંસરાજ જ છે અને જે લોકોને એ વસ્તુને કુદરતી રીતે પાણી ઝરતા પહાડોમાં ઉગેલી જોવાનો મોકો મળ્યો હશે તે તરતજ કહેશે કે આ તો એક પ્રકારનો હંસરાજ જ છે. એની ઉગવાની રીત, ઉગવા માટેનું વાતાવરણ, સમય બધુંજ અન્ય પ્રકારોના હંસરાજ જેવુંજ હોય છે એટલે જો આપણે પણ એનો સમાવેશ હંસરાજના પ્રકરણમાં કરી દઇએ તો કંઈ ખોટું નથી.

સ્વ. વનસ્પતિશાસ્ત્રી શ્રી. જયકૃષ્ણભાઇ એમના શિષ્ય મુ. શ્રી. બાપાલાલભાઇને પત્ર લખતાં જણાવે છે.

" * * * ઉત્તર હિંદુસ્તાન, મારવાડ, મેવાડ ને કોંકણમાં હંસરાજની એક વનસ્પતિ જેને–એસ્પ્લેનીયમ રેડીએટમ–કહે છે તે મનાય છે; અને તેજ મને ખરી મયૂરશિખા લાગે છે."

આ લેખ હું પૂનામાંથી લખી રહ્યો છું. અને અમારા નિવાસ-સ્થાનથી પા માઇલને અંતરે આવેલી ટેકરીમાં મયૂરશિખાના ઢગેઢગ ઉગ્યા છે. તે ઉપર આસપાસના પર્વતોમા બીજી વનસ્પતિઓના સંગ્રહ માટે હું રખડું છું ત્યાં ઘણે ઠેકાણે આ મયૂરશિખા પુષ્કળ પ્રમાણમાં થાય છે. એટલે કોંકણ ઉપરાંત સહ્યાદ્રિના દેશ તરફની બાજુમાં પણ આ વનસ્પતિ પુષ્કળ પ્રમાણમાં ઉગી નીકળે છે.

હંસરાજને અમુકજ વાતાવરણ ગોઠે છે. અને આપણે બાગોમાં પણ જોઇએ છીએ કે હંસરાજને ઉગાડવા માટે કુંડાં ઉપરાંત પથ્થરોના નાના નાના ટેકરા કરવા પડે છે તથા પાણી પણ ઠીક ઠીક પ્રમાણમાં છાંટવું પડે છે. તેજ પ્રમાણે પર્વતમાંથે જ્યાં પાણી થોડું થોડું સતત્ ઝર્યા કરતું હોય ત્યાં અને ચોમાસામાં એ સારા પ્રમાણમાં થાય છે. એનાં પાન એક વેઢાથી માંડીને તે એક વેંત જેટલા લાંબાં થાય છે અને પાન સાધારણ બ્રાહ્મીનાં પાન જેવડાં હોય છે. બીજા કેટલાક હંસરાજોને દાંડી કાળી ને ચકચકતી હોય છે પણ આની દાંડી બ્રાહ્મીની દાંડીને મળતી હોય છે. બીજા હંસરાજોને પાન પાછળ જે ઝીણું છિદ્રો–સ્પોર્સ–ને કવચ હોય છે તે પ્રમાણે આ જાતમાં પણ હોય છે અને "તેમાંથી જ નવી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે..."

મયૂરશિખાનાં વર્ણન આપતા ઉલ્લેખો નથી મળતા એટલે એ વનસ્પતિ કઇ એ વિષે વિદ્વાનોમાં સહેજે ગોટાળો થાય એ સંભવિત છે–અને બન્યું છે પણ એમજ. બાગોમાં રાજગરા જેવી અને લાંપડીના વર્ગની એક વનસ્પતિ શોભા માટે ખૂબજ વાવવામાં આવે છે. તેનાં પાન રાજગરાને મળતાં હોય છે અને ડાંડલા ઉપર જાંબુડી રંગનાં મખમલ જેવાં ફૂંડાં આવે છે. તે બહુજ સુંદર દેખાય છે. બાગવાનો તેને કલંગી મુર્ગા કે લાલ મુર્ગા કહે છે. તેનું અંગ્રેજી નામ 'ગાર્ડન કૉક્સ-કોમ્બ' એટલે કે, 'બાગના છેલજી' છે. લૅટીનમાં તેને સીલોસિયા

ફીરટેટા કહે છે અને તેનો નૈસર્ગિક વર્ગ—નેચરલ ઓરડર—ચીનોપોડી-આસી છે. કતો ભટ જેવા વિદ્વાન પણ આનેજ મયૂરશિખા કહે છે પણ તે કહેવા માટે તેમની પાસે કોઇ સબળ કારણ નથી. કોઇ રિસા-મણી તો કોઇ લોચમર્ટક અને "ભાનુજી દીક્ષિત જેવા તો ખરાશ્વા, કારવી, દીપ્ય, લોચમસ્તક—એ પાંચેને મયૂરશિખા કહે છે. આમ આ વસ્તુ માટે ગૂંચ હોવા છતાં જો સૌ એક મને હંસરાજની પેલી જાતને મયૂર-શિખા સ્વીકારી લે તો તેમાં કંઇ અનિષ્ટ નથીજ થવાનું.

હવે આપણે એના ગુણો તરફ વળીએ. બૃહત્ત્રયીના એક પણ ગ્રંથમાં આ વનસ્પતિનો ઉલ્લેખ નથી મળતો. સોળમી સદીનો લેખક ભાવમિશ્ર તેના ગુણ ગણાવે છેઃ

"હલકી, પિત્ત, કફ અને અતિસારનો નાશ કરનાર."

નિઘંટુરત્નાકર એજ ગુણો વર્ણવે છે. રાજનિઘંટુ તેને "મૂત્રકૃચ્છ્ર-નાશક, બાલગ્રહોના દોષોને નાશ કરનાર, અને વશીકરણમાં ગુણકારી" જણાવે છે. પણ નિ. ર ને રા. નિ માં જરા જરા ફરક એક ઠેકાણે પડે છે. પહેલો ગ્રંથ તેને "स्वादुः" કહે છે, બીજો "कषाया अम्ला" અને "अम्लपाकिनी" કહે છે. આ તો જુદી જુદી સ્થિતિના નમુના—કે જુદા જુદા સ્થાનના નમૂના પરથી ભિન્નતા આવી ગઇ હોય એમ બને.

પૂનાના ભાંડારકર પ્રાચ્યવિદ્યામંદિરમાં મેં એક હસ્તલિખિત ગ્રંથમાં मयूरशिखाकल्प જોયો. રાજનિઘંટુ તેને "वश्यकर्मणि शस्यते" કહે છે. કલ્પમાં એજ વશીકરણનાં સવિસ્તર ચાર ઉદાહરણો આપ્યાં છે. તેમાંથી એક નમૂના તરીકે અત્રે આપું છું.

"मन्यच्च मयूरशिखया राजकुले युद्धे पाण्डित्ये च जयो भवति। तेन मयूरशिखां हेमांगिं कृत्वा पंचमलसंयुक्तां खाने पाने वा दीयेत अवश्यं वशीकरणं भवति स्त्रियः पुरुषस्य वा ॥"

એને ક્યારે ને કેવી રીતે ઉપાડવી તે વિષે એમાં લખ્યું છે:
ॐ नमो षण्मुखाय शक्तिहस्ताय मयूरवाहनाय औषधिकर्मदानाय ति ठः ठः स्वाहा २। अनेन मंत्रेण कृष्णचतुर्दश्यां यामिन्यां शुचिर्भूत्वा मयूरशिखा-मुत्पाटयेत् ॥

એ હસ્તલિખિત ગ્રંથ ઇ. સ. ના અઢારમા સૈકાના મધ્ય ભાગનો એટલે આશરે અઢીસો વર્ષ જૂનો છે. કોઈકે તૈયાર કરેલી નોંધ હોય એમ લાગે છે. તેમાં દવા તરીકેના જે પ્રયોગ આપ્યા છે તે વિચારણીય છે.

શોઢલે ગદનિગ્રહમાં પુત્રપ્રસવ માટે મયૂરશિખાનો એક યોગ આપ્યો છે.

"મોરશિખા ઋતુકાળે દૂધ સાથે પીએ તો ગર્ભ રહે."

આવોજ કલ્પ પેલા હ. લિ. ગ્રંથમાં છેઃ

* * * एतच्चूर्णं (मयूरशिखाचूर्णम्) श्वेतकंथारिकायमूलचूर्णं लक्ष्मणा पंचांगचूर्णंच समं कृत्वा कुंकुमफल (?) नलक्वाथेन सह ऋतुकाले दीयते आदिवंध्या* प्रसवति * * ऋतु समये परिपंचदिनानि दापयेत् तदा स्त्री गर्भं धारयतीति न संशयः ॥

વિચાર કરતાં મને લાગે છે કે ગરમીને લીધે ગર્ભ ન રહેતો હોય તો આનું સેવન ગરમીનો નાશ કરી વીર્યકણને જીવવા દે. આ પીધા-થીજ પ્રસવ થઈ જાય એનો અર્થ એમ નહિ કે પુરુષસંસર્ગની જરૂર જ ન પડે! પણ એવો અર્થ લેવાનો છે કે એ લેવાને લીધે ક્ષેત્રના વિકાર નષ્ટ થાય છે. ત્યાર પછી પણ વીર્યજ પંઢ હોય તો ગર્ભ નજ રહે.

એક પ્રયોગ જે ગદનિગ્રહ કે બીજા ગ્રંથોમાં નથી તે અજમાવી જોવા જેવો છે ખરો.

"पंचमयूरशिखाचूर्णं गव्यतक्रेण सह पिबेत्—उदर कृमय पतनार्थम्।"

બીજો એક પ્રયોગ સ્તંભન માટે છે, એક મુત્રકૃચ્છ્ર ("मुत्रिकादोष") માટે ને એક દેહશુદ્ધિ માટે છે*

શોઢલે સર્પવિષ ઉપર આનો ઉપયોગ બતાવ્યો છેઃ—

---

* १ काक डांथा सैन्धाम्यां सह मयूरशिखाचूर्णस्य गुटिकां कारयेत्। सा वीर्यं स्तम्भयति। जीवेद्वर्षशतं।

२ एतच्चूर्णं लवणेन सह मुत्रिकादोषं नाशयति।

३ त्रिफलाचूर्णं निम्बपंचागचूर्णं मयूरशिखाचूर्णं च एतानि भाण्डे निधाय मधुना सह भक्षयेत्। पहरेण भोजनं कृत्वा तुष्टिः पुष्टिश्च सर्वेन्द्रियाणां पुरुषो विमलदेहो भवति।

"મોરશિખા ને ઘી, ચોખાના ધોવરામણ સાથે પીવાથી सर्वसर्पविषं हन्यात्।"

આપણે જાણીએ છીએ કે પ્રકાંડ વિદ્વાન ડૉ. મ્હસકરે હાફકીન ઇન્સ્ટીટ્યુટમાં સર્પદંશ ઉપર વખણાયેલી વનસ્પતિઓના અખતરા કરી નીચેનો નિર્ણય ટાંક્યો છે:

અમે જે જે વનસ્પતિઓ તપાસી તેમાંની, એકેયમાં विषनाशकत्वं विषप्रतिबन्धकत्वं पूर्वलक्षणापनोदकत्वं वा न वर्तते इति ॥

એમની યાદીમાં મયૂરશિખા પણ છે. પણ તેઓ તેનું વર્ણન આમ આપે છે:—

प्रतिसंवत्सरभव ऋजुर्विपुलप्ररोहः कण्टकी वनस्पतिः। भारते धन्वसु, खिलभूमिषु क्षेत्रेषु उद्यानेषु च बाहुल्येन दृष्टः। बंगेषु केरलेषु च विशेषतोऽस्य लब्धिः ॥"

આમાં એને कण्टकी કહી છે તે તથા એમેરેન્ટસ સ્પાઇનોસસ એ નામ આપેલુ હોઈ તથા બંગ તથા કેરલમાં તે બહુ થાય છે એમ કહ્યું છે એ જોતાં તે હંસરાજના વર્ગની વનસ્પતિ 'છોગાળો હંસરાજ' જેને આપણે ગણ્યો છે તે નથી એમ લાગે છે. એટલે આપણી મયૂરશિખા ડૉ. મ્હસકરની કસોટી પર ચઢી નથી. ચડે તોય સફળ થાય કે નહિ એ કોણ જાણે!

તે મૂત્રલ, ને પિત્તશામક હોવાથી સર્પવિષ ઉપર ને અન્ય વિષપર અસર પહોંચાડી શકે પણ સર્પવિષ સામે છેક સુધી ટક્કર ઝીલી જ શકે એ—જ્યાં ભારે ભારે વનસ્પતિઓનાં માનભંગ થયાં છે—કહેવું અનિશ્ચિત છે

હવે તો આપણે વનસ્પતિના ગુણો તથા સિદ્ધ યોગ નક્કી કરતાં પહેલાં તેમને લાંબા પ્રયોગ નીચેથી પસાર કરવી જોઇએ અને તેમ જ્યારે લખવાનું હોય ત્યારે પણ જરાય અલંકારિક ભાષા ન વાપરતાં શબ્દો તોળી તોળીને મૂકવા જોઇએ. જૂના જેટલા પ્રયોગો હોય તેમને ફરી એરણપર ચડાવી પરિણામોને વૈજ્ઞાનિક રીતે સો ટચનું સોનું કર્યા વગર છૂટકો નથી.

રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ

# વેવડી

વેવડી એ ગુજરાતી નામ છે. મરાઠીમાં વાસનવેલ કે પારવેલ કહે છે. હિંદીમાં જલજમની અને સંસ્કૃતમાં દીર્ઘવલ્લી કે પાતાલ ગરૂડી કહે છે,

વેવડીના વેલા થાય છે, એને કાઠિયાવાડ તરફ કેટલાક વધીનો વેલો પણ કહે છે. એ વેલા ચોમાસામાં ઘણા ઉગે છે. કેટલેક ઠેકાણે તો બારે મહિના ઉગેલાં નજરે પડે છે. ખાસ કરીને એ વેલા જમીન પર પથરાય છે પણ આજુબાજુ કંઇ ઝાડ કે એવું તેવું કંઇ મળી જાય તો તે પર એ વેલો ઘણે ઉંચે સુધી ચઢી જાય છે. આખા વેલા પર ધોળા રંગની રૂંવાટી જેવું હોય છે. વેવડીના પાંદડાં તરેહવાર આકારના હોય છે. ફુળ ખૂબ નાનાં હોય લીલાશ પર પડતાં પીળા રંગનાં હોય છે. આખા વેલા પર નર અને માદા એમ બે જાતનાં ફુલ લાગે છે. નર અને માદા ફુલ તરત ઓળખાઇ આવે છે. એ વેલા પર જે ફળ લાગે છે તે પણ ઘણાં ઝીણાં હોય છે. ફળનો રંગ, પહેલાં કાચાં હોય છે ત્યારે લીલો હોય છે પણ પછી પાકતાં કાળો રંગ થઇ જાય છે. ચોમાસામાં ફુલ બેસે છે ને તે પછી ફળ લાગી તે ફળ શિઆળામાં પાકી જાય છે.

વેવડીનું મૂળ ઘણું મજબુત હોય છે. જમીનમાં એ મૂળ ઉંડાં ગયેલાં હોય છે. એ મૂળ આંગળીથી અંગુઠા કે હાથના કાંડા જેવું જાડું હોય છે. મુખ્ય મૂળમાંથી ઝીણા નાના નાના ફાંટાઓ પણ ફુટે છે. મૂળનો બહારનો ભાગ ભુરાશપર કાળા રંગનો હોય છે. અને અંદરનો ભાગ પીળાશપર સફેદ હોય છે. મૂળપર અનિયમિત ઉભી નસો હોય છે. મૂળપર આડો કાપ મૂકી અંદર જોતાં તેમાં અનુક્રમે એકબીજાની અંદર

કેટલાંક ચક્રો જણાય છે. એ દરેક ચક્ર જુદી જુદી કેટલીક પાતળી પડીનું બનેલું હોય છે. એ દરેક પડી સછિદ્ર હોય છે. અને એની પડી વચ્ચે પોચા ગાભા જેવો પદાર્થ આવેલો હોય છે. મૂળની વાસ કંઇક સુગંધિત હોય છે અને એનો સ્વાદ ઉગ્ર તથા કડવો હોય છે. કોમળ મૂળમાં એક ચક્ર અને સુગંધી વધારે હોય છે.

વેવડીની ડાંડી તથા શાખાઓ ઝીણા તારથી તે સુતળી જેવી જાડી હોય છે. પણ ઘણા જુના વેલામાં કોઇ કોઇવાર એની ડાંડી કાંડા જેવડી જાડી કે તેથી પણ વધારે જાડી જોવામાં આવે છે. તેનો રંગ ઘેરો ભૂરો કે કાળાશ પડતો હોય છે. ડાંડી ઉપરની છાલ જરા પોચી ને હલકી હોય છે. ડાંડીનો આડો કાપ કરી જોતાં અંદરથી તે સછિદ્ર અને ચક્રાકાર હોય છે. કુમળી શાખાઓ લીલા રંગની હોય છે ને એની પર સફેદ રંગની રૂંવાટી ગીચોગીચ આવેલી હોય છે. એની વાસ તથા સ્વાદ મૂળની માફક કડવાં હોય છે. પણ મૂળની કડવાશ કરતાં ડાંડીની કડવાશ કંઇક ઓછી હોય છે.

વેવડીના વેલાપર પાંદડાં આંતરે આવે છે. પાંદડાંની ડીંટડીપર વાળની રૂંવાટી હોય છે. પાંદડાંનો આકાર લંબગોળ હોય છે. પાનનો નીચેનો ભાગ પહોળો તથા ઉપરનો ભાગ સાંકડો ને કોઇ કોઇ પાંદડાં ત્રણ કે પાંચ ખુણીઆવાળાં પણ હોય છે. કોઈ કોઇ પાન અળવીનાં પાન જેવાં આકારનાં ને કોઇ નાગરવેલનાં પાન જેવાં આકારનાં પણ હોય છે. એકજ વેલા ઉપર—અરે કેટલીકવાર એકજ શાખાપર આવા જુદા જુદા આકારનાં પાન આવેલાં હોય છે. પાંદડાંની બંને સપાટીપર વાળની રૂંવાટી આવેલી હોય છે. પાંદડાંનો રંગ લીલો હોય છે. પાંદડાંને ટેરવે અંદર બેસતી ખાંચ હોય છે, અથવા કોઈવાર ટેરવું ગોળાઇ લેતું પણ હોય છે ને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. ડાંડીપરનાં મોટાં પાન ઉપરની બાજુએ કોઈ કોઇ વખત લીસાં હોય છે. કુમળી શાખાઓ પરનાં પાંદડાં મુખ્ય પાંદડાંઓ કરતાં નાનાં હોય છે ને એ કુમળી શાખાઓપર આવેલાં પાંદડાંઓપર રૂંવાટી પણ ઘણી ગીચોગીચ હોય છે. પાંદડાંમાં ડીંટડી પાસેથી નસો હંમેશા ઉભી નીકળેલી હોય છે અને એ નસો આડી નીકળી તેની કોર તરફ ગયેલી હોય છે.

ચેવડીનો વેલો તમે કદી જુઓ તો એનાં પાંદડાં તોડી લઇ હાથવતી ચોળી જોજો, ખૂબજ ચીકણાં લાગશે. નાકે લગાડી સુંઘી જોશો તો ભાજી જેવી વાસ આવશે ને સ્વાદ કરશો તો મોં ચીકણું થઇ જઇ પાછળથી કડવાશ મારશે.

ફુલ ધારણ કરનારી સળીઓ મોટે ભાગે શાખા, પ્રતિશાખાઓ વાળી હોય છે, ને એ પત્રકોણમાંથી નીકળેલી હોય છે. એની ઉપર વાળની રૂંવાટી ગીચોગીચ આવેલી હોય છે. ફુલ લીલાશ પર પડતાં પીળા રંગનાં હોય છે. એ ફુલ ૧/૮ થી ૧/૪ ઇંચ વ્યાસનાં હોય છે. એ નરફુલમાં સ્ત્રીકેસર બીલકુલ હોતી નથી. જ્યારે પુંકેસરો ૬ હોય છે. એ પુંકેસરો પાંખડી જેટલા લાંબા હોઇ પાંખડીની લગોલગ હોય છે. એનાં તંતુઓ રંગે પીળાં હોય છે ને એની ઉપર બે પોલવાળા પરાગકોષ હોય છે.

સૂક્ષ્મ ડીંટી પર ઝીણાં ફળ લાગેલાં હોય છે ને એને એક છેડે ઝીણી અણી હોય છે. આ ફળ જ્યારે તદન કાચાં હોય છે ત્યારે લીલાં રંગના હોય છે ને પાકતાં કાળા રંગના થઇ જાય છે. ઉપરની છાલમાં ઘેરો જાંબુડો રસ ભરાયલો હોય છે. એ રસવાળી ઉપરની છાલ જો આપણે કાઢી નાંખીએ તો અંદર કઠણ ધોળો ઠળીઓ દેખાય છે. એ ઠળીઓ બંને બાજુથી સહેજ દબાયલો હોય છે ને વચ્ચોવચ્ચ ઘોડાની ખરી જેવો ખાડો હોય છે. તેની સપાટી પર બીજા ઝીણા ખાડા અને એક ઉભી ધાર હોય છે. ચેવડીના દરેક ફળમાં ફકત એક એક બીજ હોય છે. બી જરા વાંક લેતું હોય છે. બીની ઉપરની છાલ પાતળી હોય છે અને એની અંદર સફેદ મગજ હોય છે.

ચેવડીના મૂળનો કાઢો તાવ, સંધિવા, મૂત્રાશયના રોગ તથા કોઇ પણ કારણે શરીરમાં અશકિત ઉત્પન્ન થઇ હોય, ત્યારે આપવામાં આવવાથી ઠીક ફાયદો થાય છે. લોહી બગડવાથી થતા ચામડીના રોગો પર એના મૂળનો કાઢો મરીની સાથે પીવાથી લોહી સુધરે છે. પિત્તના ઝાડા થતા હોય ત્યારે પણ એનું મૂળ સુંઠ તથા સાકર જોડે લેવાય છે. એની ડાંડી પણ મૂળના અભાવે મૂળની જગ્યાએ ઔષધ તરીકે લેવાય છે.

વેવડીનાં પાંદડાં પાણીમાં નાંખી ચોળવાથી થોડી વારમાં પાણી જામી જાય છે. પછી એ જામેલો પદાર્થ દહીંના છોતાની માફક પાણી પર આવી જાય છે અને તેની નીચે પાણી નીતરું રહી જાય છે. એ જામેલું પાણી સાકર નાંખી ઘણાં લોકો પીએ છે. એ પાણી શીતળ મનાય છે. એનાં પાંદડાં, ફુલ અને કાચાં ફળનો રસ પ્રમેહ, પ્રદર અને બીજાં એવાં ગરમીના દરદો ઉપર સાકરની સાથે આપવાથી ફાયદો થાય છે. શરીર પર બળતરા થતી હોય તો એના પાંદડાં પાણીમાં ચોળી શરીર પર ચોપડવાથી ઠંડક થાય છે. એનાં મૂળમાં સાર્સાપરીલા જેવા ગુણ છે. વેવડીનું મૂળ સાકર સાથે વાટી છોકરાંને પેટના દરદ પર અપાય છે. એનાં મૂળને પાણીમાં મરી સાથે વાટી તેનો ઝામ કરી તાવ-વાળાને અપાય છે. સિંધમાં એ 'ઝમીર'ને નામે ઓળખાય છે અને એ માથાના દરદમાં વપરાય છે.

વેવડીનાં પાકાં ફળમાંથી જે જાબુંડો રસ નીકળે છે તે શાહી તરીકે વાપરી શકાય છે. વેવડીના વેલા ઢોર ખાય છે ને તેમાં પણ ઊંટ અને બકરાંને તો એ વેલા બહુજ ભાવે છે. એક જુની વાત તમને ખબર છે? ૧૯૫૬ ની સાલમાં જ્યારે જબરો દુકાળ પડ્યો હતો ત્યારે ઘણા ગરીબ લોકો એ વેવડીનાં પાંદડાં ખાઇને દિવસો ગુજારતા હતા.

વેવડીના વેલા ડુંગરોમાં ખાસ ઉગતા નથી પણ રસ્તાની બાજુઓ પર, પડતર ખેતરોમાં, વાડીઓની વાડોમાં, વાડી અને ખેતરોના શેઢાઓ પર તેમજ કંટાળા અને બાવળોનાં જાળાંઓમાં તે ઘણા ઉગતા જોવામાં આવે છે. આપણી આ બાજુ ઘણીખરી જગ્યાએ ઉગે છે.

વેવડીનાં પાંદડાં પાણીમાં ચોળવાથી પાણી જામી જતું હોવાથી ઘણાં લોકો એ વેલાને "જલજમની" કહે છે. જ્યારે પડતર ખેતરો અને એવી જગ્યાઓમાં વેવડીના વેલાઓને ઉંચે ચઢવાનું કાંઇ ઝાડ વગેરે મળતું નથી ત્યારે એ વેલા જમીન પર આડા અવળા કે પછી સીધા ને સીધા ઘણા લાંબે સુધી પથરાય છે. આ ઉપરથી એને સંસ્કૃતમાં 'પાતાલગરૂડી' અને 'દીર્ઘવલ્લી' કહેતા હશે!

વેવડી એક ઉપયોગી વેલો છે.

હીરજીભાઈ જીવરામ

# સર્પગંધા

આ વનૌષધિ વિષે હાલ પુષ્કળ ચર્ચા થએલ છે. એ કે વનસ્પતિ હરી, કયાં મળી શકે છે, કયા રોગોમાં વપરાય છે, વિગેરે હકીકતો માટે પત્રો, માસિકો અને અન્ય સંસ્થાઓએ તેમાં રસ લીધો છે.

એ વનસ્પતિનાં મૂળીયાંનો ઉપયોગ દીવાના માણસો માટે સંયુક્ત પ્રાંતોમાં મુખ્ય શરૂ થયો. એ વનસ્પતિ ૩૨ નામોથી ઓળખાય છે, સર્પગંધા, ધવલબરવા, ચાંદબરવા, મુર્વા (પં), છોટી ચાંદડ, અડકઇ, ગંધનાકુલી, ઓડા ખેડી, ઇસગેલ (બિ), રોવોલ્ફિયા સરપેન્ટાઇના(ઇ), એવાં ઘણાં નામો મળ્યાં છે.

નેપાળ, બનારસ, પટણા, કોંકણ, બદ્રીનારાયણ, કલકત્તા, બિહાર, વિગેરે પ્રાન્તોમાં પહાડી જગ્યામાં આ વનસ્પતિ થાય છે. તેના છોડ ૬'–૧૦' ઉંચા, અરડુસીના નાના છોડને મળતા આવે છે, તેમજ પાંદડાં પણ તેને મળતાં આવે છે. ફુલ આસમાની, લાલઘેરા રંગનાં, ફુલ ઉપર ત્રણથી ચાર ડાંડલી, ડાંડલીપર સામસામાં પાન હોય છે. ફળ પીલુનાં ફળ જેવાં. મૂળ જમીનમાં ઉંડે ગએલાં હોય છે, અને આસંધના ટુકડાને મળતાં, સ્વાદે કડવાં, ગંધમાં કટુ, તીવ્રકટુ હોય છે.

આ મૂળ વાપરવાથી નીચે જણાવેલ દર્દોમાં ગુણ માલુમ પડે છે. બનારસ સંમેલન વખતે મેં કેટલેક સ્થળોએ જઇ, જાત તપાસથી અસલ છોડવા લાવી રાખેલ છે. છેલ્લાં બે વર્ષથી તેનો ઉપયોગ કરી તેના ગુણ

પં. પંજાબી બિ. બિહારી–ઉડયા ઇ–અંગ્રેજી

વિષે અદ્ભૂત ચમત્કાર જણાયાથી પ્રસિદ્ધિ માટે આ નોંધ લખેલ છે. તેના ગુણ વિષે અનેક વિદ્વાનોએ જાહેર પત્રોમાં પોતાના વપરાશ પછી થએલા મત જાહેર કર્યા છે. તે પૈકી કલકત્તાના ડૉ. ગણનાથ સેન, વનસ્પતિશાસ્ત્રી પ્રો. જગદીશચંદ્ર બોઝ, ડૉ. સર કૈલાસચંદ્ર વસુ, ડૉ. અક્ષય કુમાર નંદા એઓએ કલકત્તામાં આ દવા વાપરી ઉન્માદના કેસો સારા કર્યાના દાખલા જાહેર કર્યા છે. ગુજરાત પ્રાન્તમાં શ્રી. ચૈતન્ય દેશાઇ, વૈદ્યરાજ શ્રી બાપાલાલ ગડબડદાસ, મિ. આર. એન. બાપાસોલા, વિગેરે મુખ્ય છે. મેં લગભગ ૨૦૦ દર્દીઓ ઉપર એને અજમાવી, અનુભવ મેળવી સ્વમતિ અનુસાર પ્રચાર કરવા માંડ્યો છે. બનારસમાં મહામહોપાધ્યાય ભગીરથ સ્વામી અને પંડિત મદનમોહન માલવીયાજીએ આ વનસ્પતિ માટે પૂર્ણ સંતોષ દર્શાવ્યો છે તથા પોતાના વનૌષધિના બગીચામાં તેના છોડ ઉછેરી તેનો ઉપયોગ વિદ્યાર્થીઓમાં કરતા રહે છે.

મેડીકલ કૉલેજમાં નબળા હૃદયના વિદ્યાર્થીઓમાં પરીક્ષા વખતે બ્લડ પ્રેશરનું દર્દ શરૂ થાય છે એ વખતે વાલ વાલની માત્રામાં મધમાં આપવાથી બ્લડ પ્રેશરમાં સારો ફાયદો માલમ પડે છે. અંગ્રેજી વૈદકવાળા ડૉકટરો પણ આ વનસ્પતિ વિષે સારા અભિપ્રાય નોંધી ચૂકયા છે અને ઘણા તેને ચાલુ વાપરે છે.

મારા અંગત અનુભવમાં બે વર્ષ ઉપર આ દવા ઓચીંતી આવી ગઇ. એક બહેન ઉન્માદના વ્યાધિથી એક વર્ષ ઉપરાંતથી પીડાતાં હતાં. એમને અનેક દવાઓ સેવન કરાવી જોઇ છતાં ફાયદો જણાયો નહિ. બે માસ નીકળી ગયા પછી એકાએક એમને સારી હાલતમાં વાતચીત કરતાં જોતાં તેમના પુત્રને પૂછી જોયું તો માલુમ થયું કે ઉપરોકત જડીબૂટી ૧૪ દિવસ આપવાથી એ બાઇને સંપૂર્ણ નિદ્રા મળવા લાગી અને ૨૧ દિવસમાં તો તદ્દન સારૂં થઇ ગયું. એ બૂટી તેમને ઝુન ઝુનવાળાની પેઢીમાંથી એક મારવાડી શેઠ પાસેથી મળેલી હું જાતે શેઠને મળતાં તેમને એક સાધુ મહાત્માએ "પાગલકી જડી" નામની દવા બતાવ્યાનું જણાવ્યું. તેઓ એ ઔષધિ પોતાની પેઢી ઉપર ધર્માદા

આપે છે. હજારો દર્દીઓએ સારા થઇ પેઢીને આશીર્વાદ આપ્યા છે. મેં ત્યાંથી થોડીક બૂટી નમુના દાખલ લીધી અને ચિત્તભ્રમવાળા દર્દીઓ ઉપર વાપરી જોઇ. દર્દીઓ ગામડાના ગરીબ વર્ગ પૈકીના હતા. એક દર્દીને ગામડામાં જઇને જાતે દવા આપવી શરૂ કરી તો અઠવાડીઆમાં ફાયદો થતો જણાયો.

બીજી બાજુએ આ બૂટી શું છે? કયાં મળે છે? વિગેરે તપાસ કરી પણ ગુજરાત કાઠિયાવાડમાં મળી શકી નહિ, તેમ મુંબાઇમાં પણ ગાંધીઓ પાસે ન મળી. વધુ તપાસ કરતાં, ઉપર જણાવેલા સ્થળો માલુમ પડતાં, ૧૦ જુદે જુદે ઠેકાણેથી નમુના મંગાવી જોયા તો જુદાં જુદાં નામે તે બૂટી મળતી જણાઈ અને તેના ચાલુ વપરાશથી તુર્તાતુર્ત ગુણ જણાવા લાગ્યો. દરમ્યાન મારે બનારસ વૈદ્ય સંમેલનમાં જવાનું થતાં બિહાર પ્રાન્તના પટના જીલ્લામાં બાંકીપુરમાં તે વનૌષધિ જાતે તપાસ કરી મેળવી તથા બુધ્ધ, ગયા, અયોધ્યા જતાં બ્રહ્મગિરિના પહાડમાં તેનો પ્રત્યક્ષ મેળાપ થયો. બિહારમાં ધસરોલ અને પહાડમાં ઓડાખેડી કહેવાય છે. પંજાબમાં તેને મુર્વા કહે છે. કાનપુરમાં તેને પાગલ કી જડી કહે છે.

મેં એ વનસ્પતિનો જાહેર પ્રચાર લેખોદ્વારા શરૂ કરતાં કેટલાક બીનઅનુભવીઓ તરફથી વપરાશ માટે રાખવી જોઇતી સંભાળ કે પથ્યાપથ્ય વિવેક નહિ સચવાયાથી ઉલટાં પરિણામો જાહેરમાં આવ્યાં છે. છતાં દર્દની પરીક્ષા કરી, પુરતી સંભાળ લેતાં, તેના જેવી તુર્ત ફાયદો કરનાર ગુણકારી વસ્તુ બીજી નથી એવો મારો પૂર્ણ અનુભવ છે. હું તેનો ઉપયોગ નીચે પ્રમાણે કરું છું.

ઉન્માદ–

રોગીને પાગલ કી જડીનું મૂળ તો. ૦।, કાળાં મરીના ૭ દાણા. ગુલાબજળ તો. ૫ એ પ્રમાણે લઇ* પ્રથમ જડી તથા મરીની ઝીણી વસ્ત્રગાળ ભુકી લઇ ગુલાબજળમાં ભીંજવી રાખવી તથા ભાંગની

* દર્દ બહુ જોરમાં હોય તો. ૦। ને બદલે ॥ આની વજન લેવું. મરી વધારવાં. કમી પડતું જતાં ૩ આની વજન લેવું.

જેમ લઈને જમ્યા પહેલાં બે કલાકે પીવરાવવી. સવારની ભીંજવેલી સાંજે અને સાંજની ભીંજવેલી સવારે વપરાશમાં લેવી.

અસર—દર્દીને ગમે તેટલા વખતથી ઉંઘ નહિ આવતી હોય, એ બકવાટ તથા મારફાડ કરતો હોય પરંતુ બે વખતની દવાના વપરાશથી તેને ઉંઘ આવવા લાગશે, અને શાન્તિ મળશે.

પથ્ય—૭ દિવસ સુધી દહીં ભાત ખાવા આપવા. વ્યસન–ચા, બિડી, સીગરેટ, પાન બંધ કરવાં.

દવા શરૂ કર્યા પછી કેટલાક દર્દીને મોંઢેથી થુંક પડે છે, કોઇને ગળામાં સોજા, શરદી (નાકમાંથી પાણી ટપકવું), તાવ, ટાઢ ભરાઇ આવે છેઃ દવાની માદક અસરથી હોજરીમાં મંદતા આવી ભૂખ કમી લાગે છે. શરીરનાં અવયવોમાં દુઃખાવો, બે ત્રણ દસ્ત વિગેરે થાય છે. આથી ગભરાવાનું નથી, અસર વધારે પડતી જણાય તો દવાનું પ્રમાણ કમી કરી જરૂર પડ્યે દવા બંધ પણ કરી, વિષમ ચિન્હો બંધ થતાં પાછી દવા શરૂ કરવી. ત્રીજે દિવસેજ ગુણ શરૂ થશે ને ૭ દિવસમાં ઉપર બતાવ્યા પૈકીનાં કોઈ ચિન્હો જણાય તો બે ચાર દિન વિરામ લઈ, દવાનો ક્રમ ફરી શરૂ કરવો. આવો ક્રમ એક માસ સુધી જારી રાખવો. દર્દી સારો થયા પછી દવા બંધ કરવી, પણ કોઈ કોઇ પ્રસંગમાં એક વર્ષ પછી પણ દર્દ ફરી ઉથલો મારે તો ઉપરનાજ ક્રમે દવા શરૂ કરી દેતાં ૭ દિવસમાં આરામ થશે. આવું બે ત્રણ દર્દીઓ પરત્વે અનુભવેલું છે.

બ્લડ પ્રેશર—

રોગીને પાગલ કી જડીનું ચૂર્ણ વા. ૧, કાળાં મરીનો દાણો ૧, મધ અથવા મોસંબીનો રસ અગર તાજી છાશમાં દિવસમાં ત્રણ વાર આપવાથી બ્લડ પ્રેશરના દર્દીને ચોકકસ ફાયદો થાય છે. દવા ૧૪ દિવસ આપવાથી રોગ મટે છે.

પથ્યાપથ્ય—મીઠાઇ, ફરસાણ, વિગેરે ભારે નહિ પચી શકે તેવો ખોરાક આપવો નહિ. છાશ, દહીં, મોસબીનો રસ આપવામાં હરકત નથી. ગરમ ખોરાક આપવો નહિ.

**અનિદ્રા :** ઉંઘ ન આવવી, મગજની ગરમી, અત્યંત વિચારમગ્ન સ્થિતિ, અશાન્તિ વિગેરે માટે

| | | |
|---|---|---|
| પાગલ કી જડી | તો. ૫ | માત્રા ૦)= ભાર |
| સફેદ મરી | તો. ૦॥ | |

વસ્ત્રગાળ ચૂર્ણ કરી, ગાયના દહીં અગર છાશમાં આપવું. સારી રીતે ઉંઘ આવશે, મગજને શાન્તિ થશે.

**હિસ્ટીરીઆ :** સ્ત્રીઓ અને નબળા હૃદયનાં માણસોમાં આ વ્યાધિ જોવામાં આવે છે. વાયુનો વેગ હોજરીમાંથી ઉદ્‌ભવી, હૃદયમાં આવી શ્વાસોચ્છ્વાસની નળીની ક્રિયામાં અસર કરે છે, જેથી મુંઝવણ વધી હિસ્ટીરીઆ જેવાં ચિન્હો જણાય છે. સ્ત્રીઓમાં મનનો આઘાત, હૃદયની નિર્બળતા, ગૃહકલેશ, ઉદાસીનતા, ઇર્ષા, બીક, ક્રોધીપણું, મનેચ્છાની તૃપ્તિ ન થવી, ગર્ભાશયના અને આર્તવના દોષો, વિગેરે કારણોથી હિસ્ટીરીઆનો વ્યાધિ થાય છે અને તે બહુ લાંબા વખત સુધી ચાલે છે. અનેક ઔષધોપચાર છતાં ગુણ બહુ થોડાનેજ થાય છે. એવાં જૂનાં હઠીલાં દર્દોમાં પાગલ કી જડી નીચે મુજબ વાપરવી:—

| | |
|---|---|
| પાગલ કી જડી | તો. ૧૦. |
| સૂકાં આંબળાં | તો. ૨. |
| કાળાં મરી | તો. ૩. |
| ગુલાબજળ | જોઈતા પ્રમાણમાં |

વસ્ત્રગાળ ચૂર્ણ કરી, ખૂબ લઢી, ગોળી બે આની ભારની ચણી બોર જેવડી બનાવી, દિવસમાં ત્રણ વાર પાણી સાથે એક માસ સુધી લેવી.

રફતે રફતે હિસ્ટીરીઆનું જોસ લાંબે સમયે જતું રહી દર્દ મૂળથી જાય છે.

**પથ્યાપથ્ય :** વાયુવાળા પદાર્થો, મરચાં, અથાણાં, વિગેરે ગરમ પદાર્થો આપવા નહિ. ચાનું વ્યસન છોડાવવું. સાદો ખોરાક, ઘી, દૂધ, માખણ, છાશ, દહીં, ફ્રુટ, રોટલી, ભાત, દાળ, શાક અને વનસ્પતિ આહાર આપવો.

આવી ગુણકારી વનસ્પતિની હજી પણ વધુ શોધ થવી ખાસ જરૂરી છે.

કૃષ્ણપ્રસાદ ગિરિજાશંકર વૈદ્ય

# આઈ.સી.એલ.ઝી*

## ટ્રાયક્લોરાઈડ ઑફ આયોડિન

કોઈપણ વસ્તુ વ્યકિત કે વિદ્યાનો વિકાસ સૃષ્ટિનાં અભિનવ તત્વોને અપનાવી લીધા સિવાય થઇ શકતો નથી. વિદ્યા–જ્ઞાન અનાદિ અનન્ત હોઇ તેની મર્યાદા બાંધી શકાતી નથી. વિદ્યાને દેશ કાલનાં બંધનો હોઇ શકેજ નહિ. જે વિદ્યા મુક્તિ આપી શકે તે પોતે બંધનમાં કેમ રહે ? દેશ કાલનાં બંધનોથી વિદ્યાને બાંધી લેવાના પ્રયત્નથી તે મૃત અવસ્થા પામે છે. અને આયુર્વેદના ઉત્કર્ષમાં બીજાં અનેક વિઘ્નો નડતાં હશે, પણ મોટામાં મોટું વિઘ્ન અમને તો એકજ લાગે છે કે આપણે તેને દેશ કાલની મર્યાદાથી બાંધી લીધેલ છે. જે કોઈ સાધનથી રોગનું સાચું નિદાન થઇ શકે તે સાધનને-તથા જે કોઇ ક્રિયાથી રોગ દૂર થઇ શકે તે ક્રિયાને અપનાવી લઈ, તેનો સમાવેશ આયુર્વેદમાં કરી લેવાને બદલે આપણે તેનાથી દૂર નાસતા ફરીએ છીએ, અને પછી બૂમો પાડીએ છીએ કે "ભાઇઓ કોઇ રીતે આયુર્વેદનો ઉદ્ધાર કરો !" પરંતુ આયુર્વેદનો ઉધ્ધાર માત્ર ઋષિ મુનિઓનાં યશોગાન કરવાથી કે આપણી પ્રાચીન સંસ્કૃતિની સુવાસના કેફમાં મસ્ત બનીને પડી રહેવાથી થઇ શકવાનો નથી. એજ ઋષિ મુનિઓને પગલે ચાલી જ્યાંથી મળી શકે ત્યાંથી સાચાં નિદાન ચિકિત્સાનાં વિવિધ સાધનોનું જ્ઞાન મેળવતા રહી, એ સાધનોને આયુર્વેદમાં અપનાવી લઇ

---

*આયોડિનનાં એક અણુમાં ક્લોરિનનાં ત્રણ અણુ મળવાથી બનતું સંયુક્ત દ્રવ્ય.

અનુભવમાં મૂકના જોઈશું, તોજ આયુર્વેદની કાંઇક સાચી સેવા કરી ગણાશે, અને એ માર્ગેજ આયુર્વેદનો ઉધ્ધાર થઇ શકશે.

સારામાં સારા ગણાતા એવા વૈદરાજોને અમે જાણીએ છીએ કે જેઓ નિદાન અને ચિકિત્સા માટે કેવળ આયુર્વેદનાં સાધનો ઉપરજ આધાર નહિ રાખતાં, આધુનિક સાધનોનો પણ પૂરેપૂરો ઉપયોગ કરતા હોય છે. છતાં એ શિષ્ટ પુરુષો પણ વૈદ્યસમાજને એવો ઉપદેશ નથી કરતા, કે રોગનાં નિદાન ચિકિત્સા કરવામાં આયુર્વેદની મદદમાં અર્વાચીન સાધનોનો ઉપયોગ કરવાથી વૈદ્યોનું વૈદ્યત્વ નષ્ટ થઇ જવાનું નથી. જો વૈદ્યનું વૈદ્યત્વ પટલીનો ગંધક કે ખરાનનું જેઠીમધ વાપરતાં ભ્રષ્ટ નથી થઇ જતું, તેનેજ જો હિંદુસ્તાનમાંજ પાકેલું કિવનાઇન વાપરવાનું કહેવામાં આવે તો તે કાને હાથ લગાડી शान्तं पापं शान्तं पापम् કરવા માંડશે! હા, કિવનાઇનને સોનાગેરૂ સાથે વાટી કે કોઇ બીજી વસ્તુ સાથે તેની ગોળીઓ બનાવી अ. व. क. ज्वरांकुश ને નામે દર્દીઓને આપતાં તેમને જરાય સંકોચ થશે નહિ!!!

જ્યાં સુધી આ રીતે આપણે આપણી જાતનેજ છેતરતા રહીશું ત્યાં સુધી આયુર્વેદોદ્ધારના ગમે તેવા પ્રયત્નો પણ નિષ્ફળજ જવાના છે. માટે વિશુધ્ધ હૃદયથી વૈદ્યવિદ્યાનો વિકાસ વાંચ્છના વિવેકી વૈદ્યસમાજનો એ અપરિહાર્ય ધર્મ છે કે તેણે જ્યાંથી મળી શકે ત્યાંથી રોગનાં સાચાં નિદાન અને ચિકિત્સાનાં સાધનોને આયુર્વેદમાં અપનાવી લેવાં. ટુંકા લેખની આટલી લાંબી પ્રસ્તાવના કર્યા પછી–નિદાન ચિકિત્સાની દરેક અર્વાચિન પ્રણાલીને પણ યથાશક્ય આયુર્વેદની દૃષ્ટિએ ઉકેલવાનો નિમોનિમ નિષ્ફળ પ્રયત્ન કરતો હોવાનો દાવો કરવા છતાં-ગયા જમાનામાં* મુંબઇ ટાપુની સ્થળ સીમામાંજ એક સ્વદેશી–પરમ દેશભક્ત રસાયનશાસ્ત્રી પ્રો. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જરે શોધી *કરેલાં, હિંદુસ્તાનમાંજ બનાવેલાં દ્રવ્યોમાંથી તૈયાર કરી શકાતાં,* અર્વાચીન મંડૂરની સમા એક ઔષધનો મારો છેલ્લાં ત્રીસ વર્ષનો અનુભવ વૈદ્ય સમાજ સમક્ષ મૂકવાનું યોગ્ય ધારૂં છું.

---

* ૩૦-૩૫ વર્ષ પહેલાં

આ ઔષધનું નામ છે ICl૩ (આઇ.સીએલથ્રી) Trichloride of Iodine. મારા કુટુંબની દરેક વ્યક્તિ તેના નામ ગુણથી પરિચિત હોઈ તેના પર મુગ્ધ છે અને એથીજ મારા પુત્ર ચિ. ડોલરકુમારના આગ્રહથી આ વિષય ઉપરનો મારો પહેલો લેખ આપને મોકલું છું.

આઇ.સીએલથ્રીની મોહિની મને ૧૯૦૫ થી લાગી. એ સાલમાં મુંબઇમાં શીતળા અને પ્લેગ એક સાથેજ ફાટી નીકળેલાં. હું તે વખતે મેટ્રિકનો અભ્યાસ કરવા મારા મામાને ત્યાં આવી રહેલો. એચિંતા મારા મામાની બન્ને પુત્રીઓને શીતળા નીકળ્યા. દર્દીનાં માતપિતાને બન્નેને બાળપણમાંજ શીતળા નીકળી ગએલા હોઇ શીતળાના હલ્લા માટે હુંજ એક બાકી રહેલો. આથી ગભરાઇને મને બીજે સ્થળે સુવા મોકલવામાં આવ્યો અને હંમેશાં સવારમાં મને "જર્મીસાઇડ"ના નામ નીચે છૂપાએલા આઇ.સીએલથ્રીનાં પાંચ ટીપાં આપવાનું શરૂ થયું. થોડા દિવસમાં હું સુવા જતો ત્યાં પ્લેગના ઉંદર પડયા અને તેજ દિવસે મને ૧૦૫ ડીગ્રી તાવ આવ્યો. સૌને લાગ્યું કે હું પ્લેગમાં સપડાયો. ત્યાં તો ત્રીજે દિવસે આખા શરીર ઉપર થઇને ફક્ત પાંચજ દાણા શીતળાના નીકળ્યા. આઇ.સીએલથ્રીનું રક્ષણ નહિ મળેલું તેવી મારી બન્ને બેનોને ઘણુંજ સખ્ત શીતળા નીકળેલા એટલે મને તો ખાત્રીજ થઇ કે પ્લેગ અને શીતળામાંથી મને બચાવનાર એ અદ્ભૂત ઔષધ આઇ.સીએલથ્રીજ છે.

પછી તો કોઇ પણ ભોગે એ ઔષધ બનાવતાં શીખવું, એ મારૂં જીવન ધ્યેય થઇ પડયું અને શ્રી. જુગતરામ શંકરપ્રસાદ તે વખતે પ્રો. ગજ્જરને ત્યાં કેમિસ્ટ્રિ શીખવા જતા હતા તેમની સાથે જોડાવાનું નક્કી કર્યું. પરંતુ તે જમાનામાં અસાધ્ય મનાતા પ્લેગ જેવા ભયંકર વ્યાધિની સફળ દવા શોધી કાઢનાર પ્રો. ગજ્જરના તરફ ડાક્ટરોને ચાલુ રાગ હતો તે કારણે કે ગમે તે કારણે પણ પોતાને મારા શુભેચ્છક માનતા એક મેડિકલ સ્ટુડંટ કે જેઓ અત્યારે એક વિખ્યાત પૅથૉલૉ-

જીસ્ટ* છે, તેમણે મને આ પ્રયત્નમાંથી વાર્યો અને હું ઘેર આવી બીજી દિશામાં વળ્યો.

પરંતુ :—"ચિત્ર દૃષ્ટિ તણું ઉડયું, પરંતુ મિષ્ટ સ્વપ્ન એ
સ્મૃતિમાં નિત્ય આવે છે; વૃત્તિઓ ત્યાંજ મગ્ન રહે"

એવું મને થયું. અને એ પ્રબળ ભાવનાને પરિણામે લગભગ બે વર્ષ પછી મારા સાચા શુભેચ્છક શ્રી. મણિશંકર રત્નજીની મદદથી હું પ્રો. ગજ્જરના એક વિશ્વાસુ અંતેવાસી તરીકે ગોઠવાયો અને એમની કૃપાને પરિણામેજ આઇ.સીએલથ્રીની અતિ ગુપ્ત મનાતી બનાવટનું તેમજ તેના અનેકવિધ ઉપયોગનું જ્ઞાન મેળવી શકયો.

આ બધું આત્મપુરાણ આઇ.સીએલથ્રીને સંબંધકર્તા હોવાથીજ લખવું પડયું છે. એટલે હવે તે બંધ કરીને મૂળ વિષય તરફ આવું છું.

અગાઉ ટિપ્પણીમાં બતાવ્યા પ્રમાણે આઇ.સીએલથ્રી, એ આયોડિનના એક અણુ સાથે ક્લોરિનના ત્રણ અણુ મળવાથી બનેલું રાસાયનિક સંયુક્ત દ્રવ્ય—કેમીકલ કંપાઉંડ—છે અને તેના મુખ્ય ગુણોમાં જંતુઓ તથા જંતુજન્ય વિષોનો નાશ કરવાનો ગુણ સૌથી આગળ પડતો છે. આ ઉપરાંત તેનો શોથહર, પીડાશામક અને રકતસ્તંભ ગુણ પણ અદ્ભુત છે અને આ બધા ગુણો સેંકડો બલ્કે હજારો દર્દીઓ ઉપર તેની અજમાયશ કરીને નકકી કરવામાં આવેલ છે.

હવે સામાન્યતઃ જો કોઇ પણ વ્યાધિ, તેના નિદાન—કારણ—નો અને સંપ્રાપ્તિનો વિચાર કરવામાં આવે તો તે અર્વાચીન મત અનુસાર કાં તો જંતુજન્ય હોય છે અથવા તો પ્રાચીન મતાનુસાર વિગુણ થએલા વાતાદિક દોષો—કુપિત મલના કારણથી (વધારે ઉંડો વિચાર કરીએ તો) દૂષીવિષજન્ય હોય છે અને તેજ કારણથી ઘણાખરા વ્યાધિમાં વિષનો પ્રતિકાર તથા પ્રતિશોથહર ક્રિયાથી ઘણો લાભ થતો જોવામાં આવે છે. આ દૃષ્ટિએજ વિડંગ તંદુલ જેવા રસાયન પ્રયોગો તેમજ પારદ—ગંધક

* પ્રો. ગજ્જરના સુપુત્ર ડૉ. કે. ટી. ગજ્જર પણ એક પૅથૉલૉજીસ્ટજ છે.

ટંકણ-વછનાગ અને બીજાં કોઇ કોઇ વિષો કે ભસ્મોવાળા હજારો રસોની* યોજના આયુર્વેદમાં કરવામાં આવેલ છે.

આ બધો વિચાર કરીને ઉપરોક્ત સર્વ ગુણોવાળું એ અદ્‌ભૂત રાસાયનિક દ્રવ્ય, "सर्व व्याधि प्रशमन मयात् (कुटी) रसं च निमर्दितम्" એવી ચરકોક્ત રસપ્રશસ્તિ આઇ.સીએલથી મારે પણ બંધબેસ્તી છે એમ અમને લાગવાથી સર્વ વ્યાધિઓમાં વાપરવાનો અમે વિચાર કર્યો.

પહેલાં તો અમે આઇ.સીએલથીની એક બાટલી મારા વડીલ બંધુ વૈદ્યરાજ નૃસિંહપ્રસાદને એવી સૂચના સાથે મોકલી કે જંતુજન્ય માનવામાં આવતા કોઇ પણ વ્યાધિને અટકાવનાર તથા સુધારનાર દવા તરીકે આનો ઉપયોગ કરવો અને તે ઉપરાંત જે કોઇ વ્યાધિમાં બીજી ચિકિત્સાથી લાભ થતો ન હોય ત્યાં પણ આ દવાની અજમાયશ લેવી. આ દવાનો મલમ બનાવીને કે પોતાં મૂકવાનું પ્રવાહી તેલ બનાવીને તેનો બહારનો ઉપયોગ થઇ શકે છે. એજ રીતે ઓછામાં ઓછી માત્રામાં ખૂબ નરમ પ્રવાહી બનાવીને વારંવાર આપ્યા કરવાથી ગમે તે પ્રકારનો તાવ, ઇન્ફ્લુએન્ઝા, પ્લેગ, મૅલેરિઆ, મેનિન્જાઇટીસ, ટાઇફૉઇડ, શીતળા, ઓરી-અછબડા વિગેરેમાં તે અજાયબ જેવો ફાયદો કરે છે, વિગેરે વિગેરે સૂચનાઓ તેમને આપેલી.

આ ઉપરથી પ્રો. ગજ્જર અને તેમની સૂચનાનુસાર તેમના મિત્ર ડાક્ટરો આઇ.સીએલથીનો જેટલી રીતે ઉપયોગ કરતા હતા તેથી ઘણી વધારે રીતે તેમણે એનો ઉપયોગ કરવા માંડયો અને પરિણામ બહુ ચમત્કારિક આવ્યું. આ દરેક પ્રકારના ઉપયોગનો એકેક દાખલો નોંધવા બેસીએ તો પણ લેખ બહુ વિસ્તૃત થઇ જાય એટલે વ્યાધિવાર તેનો ઉપયોગ કરવાની રીતજ બનાવીને સંતોષ માનવો પડશે. પરંતુ તે પહેલાં થોડું કહેવાનું રહે છે.

---

* આ વિષય ઉપર કોઇ બીજે પ્રસંગે અમે વિસ્તૃત લખવા માગીએ છીએ એટલે અહિં તે બાબત ટુંકામાંજ પતાવેલ છે. લેખક.

આઇ.સીએલથીની આટલી બધી સફળતાની માહિતી મને મળ્યા પછી મેં અમરેલી આવી ઇ. સ. ૧૯૧૦-૧૧ માં ઓરીએંટલ ફાર્મસી નામની દવાશાળા શરૂ કરી ને મુખ્યત્વે આ દવાનીજ બનાવટો અમરેલી પ્રાંતની પંચાવન સંસ્થાઓને આપવા માંડી અને એ રીતે તેનો પ્રચાર ગામડાંઓમાં થવા લાગતાં અમે વાપરતા હતા તેથી પણ ઘણી નવી નવી રીતે તેનો ઉપયોગ બીજાં સાધનો કે દવાઓને અભાવે ગામડાંઓમાં થવા લાગ્યો અને તે પણ ખૂબ સફળ થયો.

આ દવાનો છેલ્લો વિજય જનપદોધ્વંસક શ્વસનક જ્વર (ઇન્ફ્લુએન્ઝા) વખતે થયો. અને પ્રો. ગજ્જરને એમની ઉત્તરાવસ્થાના વિષમ પ્રસંગે આ દવાએ ઠીક ઠીક આર્થિક લાભ પણ અપાવ્યો.

પરંતુ એ વાતને પણ આજે લગભગ વીશ વર્ષ થવા આવ્યાં અને તે દરમ્યાન એ દવાનો વિવિધ દર્દો ઉપર અમે અનુભવ લેતાજ રહ્યા છીએ અને અમારી ખાત્રી થઇ છે કે એવો કોઇકજ વ્યાધિ હશે કે જે આ દવાનો બુધ્ધિપૂર્વક ઉપયોગ કરવા છતાં ન સારો થઇ શકે !

માટે વૈદ્ય સમાજને મારી એકજ વિનંતિ છે કે આપણે "મારૂં તે સારૂં" એમ કહેવાનો દુરાગ્રહ છોડી દઇને "સારૂં તે મારૂં" એ સૂત્ર ગ્રહણ કરીને આઇ.સીએલથી જેવી સર્વવ્યાધિ-પ્રશમન દિવ્યૌષધિને અપનાવી લેવી તેમાંજ વૈદ્ય સમાજનું અને આયુર્વેદનું સાચું હિત સમાએલું છે. અને તેમ કરવા તત્પર થાય તેમને માટે આઇ.સીએલથી નો ઉપયોગ જુદા જુદા વ્યાધિ ઉપર કેવી રીતે કરવો તેની માર્ગદર્શક રૂપરેખા અમે નીચે આપીએ છીએ.

આઇ.સીએલથી એક રાસાયનિક સંયુક્ત દ્રવ્ય-કેમીકલ કંપા-ઉંડ-હોઇ રસાયનશાસ્ત્રાનુસાર કોઇપણ રસાયનશાસ્ત્રજ્ઞ તે બનાવી શકે છે. પરંતુ તે અસ્થિર સંયુક્ત દ્રવ્ય-અનસ્ટેબલ કંપાઉંડ-હોઇને, તેમજ તેની બનાવટ ઘણીજ મુસ્કેલીઓ કંટાળા ભરેલી હોઇને, માર્ટિન્ડેલ જેવા પોતાની એકસ્ટ્રા ફાર્માકોપિયામાં ટાઇ-ફોઇડ માટે તેને ઉત્તમ દવા તરીકે ભલામણ કરતા હોવા છતાં ગણ્યા-

ગાંઠ્યા ડાકટરોજ તેનો ઉપયોગ કરે છે. તેવી પરિસ્થિતિમાં વૈદ્ય સમાજ તો તેનાથી અપરિચિત હોય એમાં નવાઇ નથી. પરંતુ આ લેખ વાંચ્યા પછી જેમને આ દવા વાપરવાની ઇચ્છા થાય તેમણે તેની બનાવટ જાણવાનો કે તે દવા સ્વયં બનાવી લેવાનો પ્રયાસ ન કરવો એવી તેમને વિનંતિ છે. આ વિનંતિનાં કારણોમાં ઉતરવા માટે આ સ્થળ કે સમય યોગ્ય નથી. ઇત્યલમ.

## આઈ.સીએલથ્રી વાપરવાની રીતઃ—

૧. આંખનાં દર્દો જેવાં કે આંખો દુઃખવા આવવી, આંખમાં લોહી ચડી આવવું, ખીલ કે તાપોડીઆ થવા વિગેરે માટે એક ઔંસ પાણીમાં દસ ગ્રેન ફટકડી કે બોરિક ઍસિડ પીગળાવી તેમાં એક ટીપું આઈ.સીએલથ્રી નાં પ્રવાહી*નું મેળવીને તેનાં ટીપાં આંખમાં નાંખવાં.

૨. કાનનાં દર્દો જેવાં કે કાનમાંથી રસી વહેવી, કાનમાં ચસકા આવવા, કાનમાં છીવડા પડવા વિગેરે માટે ગ્લીસરીન ઔંસ એકમાં આઇ.સીએલથ્રી નાં પ્રવાહીનાં પાંચ ટીપાં મેળવીને તેનાં ટીપાં કાનમાં નાંખવાં.

૩. નાકનાં દર્દો જેવાં કે નાકમાં છોડ થવો, છીવડા પડવા, પીનસ, વિગેરે માટે પણ નંબર બે વાળાં ટીપાંજ વાપરવાં.

૪. દાંત તથા મોંનાં દર્દો જેવાં કે અવાળુ ફુલવાં, દાઢ દુઃખવી, દાંતમાંથી લોહી કે રસી નીકળવું, મોં આવી જવું, મોંમાં કે ગળામાં ચાંદાં પડવાં વિગેરે માટે પહેલા નં. ૧ ના પ્રવાહીથી કોગળા કરી પછી નં. ૨ નું પ્રવાહી પા કલાક સુધી મોંમાં ભરી રાખીને કાઢી નાંખવું. આ રીતે દિવસમાં ત્રણથી ચાર વખત કરવું. સાથે સાથે એકાદ હળવો જુલાબ પણ લઇ લેવો અને પછી થોડા દિવસ આઇ.સીએલથ્રીના

* સામાન્ય ઉપયોગ માટે આઇ.સીએલથ્રીનું પ્રવાહી પાંચ ટકાનુંજ બનાવવામાં આવે છે.—લેખક.

પ્રવાહીનાં બે થી પાંચ ટીપાં એક ઔંસ પાણીમાં મેળવીને પીતા રહેવું. પીવા માટે જ્યાં જ્યાં ઉપયોગ કરવાનો હોય ત્યાં ત્યાં આ રીતેજ ઉપયોગ કરવાનો હોય છે.

૫. શ્વાસ નળી કે–ફેફસાં–શ્વાસ યંત્ર–રેસ્પીરેટરી સીસ્ટમ–માં આઇ.સીએલથીનો **સુંઘવાની દવા તરીકે ઉપયોગ** થઇ શકતો નથી. પરંતુ તેને બદલે **ટથિલ આયોડાઇડ** નામની દવાનો ઉપયોગ ફેફસાંનો ક્ષય, ફેફસાંનો સોજો (ન્યુમોનિયા), ઇન્ફ્લ્યુએન્ઝા, સસણી (બ્રોંકાઇટિઝ), દમ, વિગેરે દર્દોમાં બહુ સફળતાપૂર્વક થઇ શકે છે. છતાંએ તેના જંતુનાશક તેમજ શોથહર ગુણને લીધે તે દર્દોમાં આઇ.સીએલથી નો મલમ ફેફસાં ઉપર ચોળવાથી તેમજ તેનાં પ્રવાહીનો ઉપયોગ પીવાની દવા તરીકે કરવાથી જરૂર લાભ આપે છે.

૬. ફેફસાંના પડના સોજા–પ્લુરસી–માં કે હૃદયના પડદાના કે ધમનીના સોજામાં પણ એ મલમ ચોળવાથી અથવા આઇ.–સીએલથીનાં પીવાનાં પ્રવાહીનાં પોતાં મૂકવાથી સારો લાભ થાય છે. લોહીની ઉલટી બંધ કરવા માટે તે પીવા આપી શકાય છે.

૭. પાચન યંત્રનાં લગભગ તમામ દર્દો માટે આઇ.સીએલથી ના પ્રવાહીનો પીવાની દવા તરીકે જુદાં જુદાં અનુપાન સાથે બહુ સરસ ઉપયોગ થઇ શકે છે, જેમકે હોજરીમાં ખટાશ કે વાયુ ઉત્પન્ન થવો, અમ્લ પિત્તની ઉલટીઓ થવી, હોજરીના આંતરપડનો વરમ થવો કે ચાંદુ પડવું વિગેરે માટે નાળીએરના દુધમાં કે નાળીએરના પાણીમાં પીવા આપી શકાય; યકૃતમાં લોહીનો જમાવ થવો, યકૃતમાં સોજો થવો વિગેરે માટે એક ઔંસ પાણીમાં પાંચ ગ્રેન નવસિંધુ અને બે ટીપાં આઇ.સીએલથી મેળવીને પીવા આપી શકાય છે અને યકૃત *ઉપર તેના મલમની પટ્ટી કે પ્રવાહીનાં પોતાં મૂકી શકાય છે.* કૉલેરા, ટાઇફોઇડ વિગેરે પાચક યંત્રનાં દર્દોમાં દર્દની તીવ્રતા પ્રમાણે આખા દિવસમાં ૧૦ ટીપાંથી વિશેષ નહિ અને એક માત્રામાં પાંચ ટીપાંથી વિશેષ નહિ, એ રીતે પીવા આપવાથી

ઘણો લાભ થાય છે. તેમજ આંતરડાંનો ક્ષય, સંગ્રહણી, મરડો વિગેરે માટે આ રીતે પીવા આપવા ઉપરાંત તેની બસ્તિ પણ આપતા રહેવાથી સારો લાભ થાય છે. જૂની કબજીઆત માટે પણ પુષ્કળ નવશેકા પાણી સાથે સવારે તથા રાત્રે સૂતી વખતે લાંબા વખત સુધી આઇ.સીએલ-શ્રી પાંચ પાંચ ટીપાં પાતાં રહેવાથી કબજીઆત દૂર થાય છે અને હરસ માટે આ રીતે પીવા ઉપરાંત હરસ ઉપર તેનો મલમ લગાડવાથી હરસની પીડા તથા તેમાંથી લોહીનું પડવું બંધ થઇ લાંબે વખતે વગર તકલીફે હરસ સૂકાઇને નાબુદ થઇ જાય છે.

આઇ.સીએલશ્રીની અંદર પાચક રસો ઉત્પન્ન કરવાનો કે તેનો સ્રાવ વધારવાનો ખાસ ગુણ ન હોઇને બીજાં પાચક દ્રવ્યોની પેઠે તે અજીર્ણ દૂર કરવા વાપરી શકાતું નથી. પરંતુ અજીર્ણનાં પરિણામે થતા વ્યાધિઓમાં તો જરૂર ફાયદો કરે છે અને એ રીતે કબજીઆતનાં કારણે, હોજરીમાં પવન થવાનાં કારણે કે યકૃતના સોજાનાં કારણે થતી ઉધરસમાં પણ ફાયદો કરે છે.

૮. તેના જંતુપ્રતિબંધક (એસેપ્ટિક), જંતુનાશક (એન્ટિસેપ્ટિક) તેમજ જંતુવિષનાશક (એન્ટિટૉક્સિક) ગુણોને લીધે રક્તદોષના બધા વ્યાધિમાં તેનો ઉપયોગ પીવા માટે તેમજ તેના મલમનો ઉપયોગ બહાર લગાવવા માટે કરી શકાય છે. એજ રીતે જખમ કે ચાંદાં ધોવા માટે, રક્તસ્રાવ બંધ કરવા માટે અને પીડા શાંત કરવા માટે તેના પ્રવાહીનો ઉપયોગ થઇ શકે છે. આ રીતે ખસ, ખરજવાં, દાદર, કુષ્ટ, મહાકુષ્ટ, ઉપદંશ, ફિરંગ, વિસ્ફોટક, ગડગુમડ વિગેરેમાં આ દવા ખૂબ છૂટથી વાપરી શકાય છે.

૯. મૂત્રયંત્ર ઉપર તેની ખાસ અસર જોવામાં આવતી નથી પરંતુ સાંસર્ગિક મેહ જેવાં જંતુજન્ય દરદ અને તેનાં દુષ્પરિણામો માટે તેનો ઉપયોગ પીવાની દવા તરીકે તેમજ સુખડના તેલ સાથે કે લીંબોળીના તેલ સાથે કે ગ્લીસરીન સાથે એક ઔંસે પાંચ ટીપાંના પ્રમાણમાં મેળ-વીને મૂત્રમાર્ગમાં તેની ઉત્તરબસ્તિ આપવાથી સાંસર્ગિક મેહ (ગોનો-

ન્યા) મા તાત્કાલિક લાભ કરે છે અને એજ રીતે સ્ત્રીઓને પ્રસવ માર્ગમા ઉત્તરબસ્તિ આપવાથી કે તેના પોતા મૂકવાથી પ્રદરમા સારો ફાયદો કરે છે

૧૦ એજ રીતે સ્ત્રી પુરુષના પ્રજનન યંત્રો ઉપર તેની સીધી અસર નહિ હોવા છતા ફિરગરોગ (સિફિલિસ) કે સાસર્ગિક મેહના કારણે આવેલ વધ્યત્વ કે નપુસકત્વમા તે નિદાનવિરોધી ગુણધર્મને લીધે લાબા સેવન પછી જરૂર ફાયદો કરે છે

આ ઉપરાત સ્ત્રી અડના કે પુરુષ અડના સોજા માટે તેના પ્રવાહીના પોતા કે મલમનો ઉપયોગ કરવાથી સોજો તથા પીડા ઓછા થાય છે અને એ કારણને લીધે જો ગર્ભાધાનમા વિઘ્ન નડતુ હોય તો તે દૂર થાય છે અને એ રીતે પોતે ટૉનિક કે એફ્રોડિઝિઆક શુક્રવર્ધક કે શુક્રવિરેચનીય ન હોવા છતા વધ્યત્વ કે નપુસકત્વને દૂર કરી શકે છે વળી તેના જતુનાશક ગુણને લીધે તેના પ્રવાહીની પિચકારી શુક્રજતુઓને ચેતનહીન કરી દઇને ગર્ભનિરોધ માટે પણ તેનો ઉપયોગ કરી શકાય તેમ છે

૧૧ નાડીતત્ર—નર્વસ સીસ્ટમ—ના દર્દો ઉપર તેનો ઉપયોગ પીવાની દવા તરીકે તેમજ મલમ કે પોતા તરીકે તેના શોથહર તેમજ પીડાશામક ગુણને લીધે કરી શકાય છે અને એ રીતે તેનો ઉપયોગ કેટલાક વાત વ્યાધિમા સફળતાપૂર્વક કરી શકાય છે

૧૨ આઇ મીએલ૩નો સૌથી વધારે ઉપયોગ કોઇપણ પ્રકારના જતુજન્ય તાવો, જેવા કે પ્લેગ, ઇન્ફ્લુએન્ઝા ટાઇફોઇડ મેનિન જાઇટિસ શીતળા ઓરી અછબડા, નુરખીખી (મુખમડિકા) ડેગ્યુફિવર મૅલેરીઆ, વિગેરે તેમજ કૉલેરા મરડો વિગેરે ઇતર જતુજન્ય વ્યાધિઓમા થઈ શકે છે અને દર્દની તીવ્રતાના પ્રમાણમા, જેમ *વારવારના નગ્ન પ્રમાણની માત્રાથી તેનો ઉપયોગ કરવામા આવે, તેમ તેનો લાભ વિશેષ દેખાય છે ૧૦૬ ડીગ્રી પહોચેલો તાવ એક કલાકમા દર પાચ મિનિટે બબ્બે ટીપા અર્ધા અર્ધા ઔસ પાણી સાથે આપતા રહેવાથી ૧૦૦

* ફ્રીક્વેન્ટ માઈલ્ડ ડોસીસ.

ડીગ્રી સુધી ઉતરી ગયાના તો અનેક વખત અનુભવ થએલ છે. આ ઉપરાંત આવા જંતુજન્ય વ્યાધિઓમાંથી બચી જવા માટે પણ સાજા પુખ્ત ઉમરના માણસે હંમેશાં એક ઔંસ પાણીમાં પાંચ પાંચ ટીપાં લેતા રહેવાથી કેવો લાભ થાય છે એ અમે અગાઉ બતાવેલુંજ છે.

૧૨. ઝેરી દંશ કે ડંખના ઇલાજ તરીકે પણ આઇ.સીએલથીનો ઉપયોગ થઈ શકે છે. વીંછી, મધમાખ, ભમરો, પીચોળીઓં જેવાંના ડંખમાંથી કાંટો કાઢી શકાય તો કાઢી નાખીને તેના ઉપર એનો મલમ ઘસવાથી, ચોખ્ખા* પ્રવાહીનાં પોતાં મૂકવાથી ઝેર ઉતરી જઇને પીડા શાંત થઇ જાય છે. અને ઝેરી દાદના દંશમાંથી લોહી વહેવરાવી ત્યાં પણ એ ચોખ્ખા પ્રવાહીનું પોતું મૂકી દેવાથી તેમજ ઝેરની અસર નાબુદ થતાં સુધી વારંવાર પીવા આપવાથી જરૂર ફાયદો થાય છે.†

આ રીતે આઇ.સીએલથીનો જો વિચારપૂર્વક ઉપયોગ કરવામાં આવે તો એ એકજ દવાથી અનેક વ્યાધિઓની સફળ ચિકિત્સા કરી શકાય તેમ છે અને તે પણ વૈજ્ઞાનિક રીતે અને માટેજ વૈદ્ય સમાજને મારી નમ્ર વિનંતિ છે કે હવે આ એરોપ્લેનના જમાનામાં સ્થળ–કાલના ભેદને ભૂલી જઇને, આઇ.સીએલથી જેવાં ઔષધોને તથા સામાન્ય સાધનોદ્વારા થઇ શકતી રાસાયનિક મુત્રપરીક્ષા જેવી નિદાન સહાયક પરીક્ષાઓને આયુર્વેદમાં અપનાવી લેવાં જોઇએ.

तमेव विदित्वाऽतिमृत्युमेति नान्यः पन्था विद्यते अयनाय ॥

અમરેલી–ચરક ચિકિત્સાલય
૩૦–૬–૩૭

---

* પાણીમાં મેળવ્યા વિનાનાં.

† સર્પદંશ માટે પણ આ દવાએ સફળતા મેળવ્યાના રિપોર્ટો મળેલા હોવા છતાં સર્પની જાતિ તથા વિષના પ્રમાણની પૂરી માહિતી ન હોઇને અમે આજ પ્રયોગ ઉપર આધાર રાખીને બેસી રહેવાની ભલામણ કરી શકતા નથી.

વાસુદેવ મૂળશંકર દ્વિવેદી

# માક્ષિક વિજ્ઞાનીયમ્

ઉદ્દેશઃ—

"माक्षीकधातुः सकलामयघ्नः । प्राणोरसेन्द्रस्य परं हि वृष्यः ॥" એ સૂક્તિ અનુસાર સમગ્ર રસતંત્રના પ્રાણરૂપ રસેન્દ્રના યે પ્રાણરૂપ માક્ષિકની–પારદક્રિયા અને આમયિક યોગ–એમ બન્ને દૃષ્ટિએ ઉપયોગિતા અને શ્રેષ્ઠત્વ પૂરવાર થયેલ છે. વળી माक्षिको विमलः शैलस्चपलो रसकस्तथा । सस्यको दरदश्चैव स्रोतोंजनमथाष्टकम् ॥ (રસાર્ણવ પટલ ૭ શ્લો.)

એ પ્રમાણે અષ્ટ મહારસની ગણનામાં પણ માક્ષિક મૂકાયું છે. આવા ઉપયોગી યૌગિક વિષે કાંઇક સ્પષ્ટતાની જરૂર છે. તેના ભેદો સંબંધમાં યે હજી ભ્રમ પ્રવર્તે છે; જેથી તદ્‌વિષયક સર્વ હકીકત ક્રમશઃ ચર્ચવાનું યોગ્ય ધાર્યું છે.

**ભેદ નિર્ણય તથા ઉત્પત્તિ રહસ્ય :**–મુખ્યતઃ ઘણાખરા રસગ્રન્થોમાં સ્વર્ણમાક્ષિક અને રૌપ્યમાક્ષિક એમ બે ભેદો વર્ણવ્યા છે અને વિમલાને જુદી ગણી વર્ણ પરત્વે તેના સ્વર્ણવિમલા, રૌપ્યવિમલા અને કાંસ્યવિમલા એવા ત્રણ ભેદો આપ્યા છે. પ્રથમ આપણે રસગ્રંથોક્ત વર્ણનોનું સંક્ષિપ્ત વિવરણ કરી, હાલ પ્રાપ્ય નમૂનાઓનું ખનિજશાસ્ત્રની દૃષ્ટિએ ટુંકામાં વિવેચન કરીશું.

રસાર્ણવમાં માક્ષિકની ઉત્પત્તિ વિષે એક રમુજી પણ અર્થવાહી કથા છે, જુઓ :–

શ્રીકૃષ્ણ પરમાત્મા મહાભારત સાંભળીને યોગનિદ્રામાં સૂતા હતા ત્યારે કોઇ પારધિએ મૃગ છે એમ ધારી દૂરથી તેઓશ્રીના પાદારવિંદમાં

બાણ માર્યું, અને તે ક્ષતમાંથી જે રૂધિર બિન્દુઓ પૃથ્વીતલપર પડયાં; અને તેમાંથી નિષ્ફલ જેવડા જેવડા માક્ષિક પાષાણ થયા.

રૂધિરમાંથી માક્ષિકની ઉત્પત્તિ વર્ણવી; એટલે લોહીના હિમોગ્લોબીન વિગેરે ઘટકતત્વો તેમાં હોવાં જોઇએ એ વાત નિર્વિવાદ રીતે સિદ્ધ થાય છે. અને તેના ગર્ભમાં લોહ, તામ્ર વિગેરે તત્વો તો છેજ...

**ભેદ : યથા—**

(१) माक्षिको द्विविधस्तत्र पीतशुक्लविभागतः। विमलस्त्रिविधो वैविशुक्लः पीतश्चलोहितः ॥ ५–(રસાર્ણવ પટલ ૭)

(२) माक्षिको द्विविधो हेममाक्षिकस्तारमाक्षिकः। तत्राद्यं कान्यकुब्जोत्थंमाक्षिकं स्वर्णसंनिभम् ॥ तपती तीर संभूतं पंचवर्णं सुवर्णवत्। पाषाण बहलः प्रोक्तस्तारारव्योऽल्पगुणात्मकः ॥। विमलस्त्रिविधः प्रोक्तः हेमाद्य–स्तारपूर्वकः। तृतीयः कांस्यविमलः तत्तत् कांत्याचलक्ष्यते ॥ રસરત્ન સમુચ્ચય. પૂ. ખંડ. શ્લો. ૮૦–૧–૨.

(૩) રસપ્રકાશ સુધાકર વિમલાના સ્વર્ણ, રૌપ્ય, અને કાંસ્યવિમલા એમ ત્રણ ભેદ વર્ણવે છે (અ. પ. શ્લો. ૮૦–૮૧) અને माक्षिकं द्विविधं ज्ञेयं रुक्मताप्य प्रभेदतः એ મુજબ માક્ષિકનું દ્વિવિધત્વ માને છે. (શ્લોક ૧૨૧).

(४) तापीजं द्विल्दाहरन्ति विमला माक्षीक भेदादिहं।

(अ) त्रेधायातु सुवर्ण कांस्यरजतच्छायानुकारादमूः ॥ ४८ ॥

*   *   *

(ब) माक्षीको द्विरिहादिमः कनकवत्दुर्वर्ण वर्णाऽपरः
कांस्य श्री क्रमुशन्ति केचनपरं सर्वेऽपिपूर्वे त्विषः ॥ ४९ ॥

(રસપધ્ધતિ–પૃ–૩૪–૫)

(५) कान्यकुब्जारव्य विषये जायते स्वर्ण माक्षिकम्।
तपती तीरतोऽपिस्यादित्येवं तद्वियोनिकम्‌ ॥ ५ ॥

(अ) स्वर्णाभं स्वर्णमाक्षीकं निष्कोणं गुरुतायुतम्।
कालिमां विकिरेत्त तु करे घृष्टे न संशयः ॥ ७ ॥

*   *   *

(च) तारमाक्षिकमन्य-तु तद्भवेद् रजतोपमम् । किंचिद् रजतसाहित्यात् तार माक्षिकमीरितम् ॥ १८ ॥

* * *

कांस्यवच्चाकचिक्याढ्यं कषे घृष्टेतुरूप्यवत् ॥ २१ ॥

(क) विमला तारमाक्षिकम्-(શ્લોક ૨૩ ની નીચે).

अथ विमला माक्षिकस्यैव भेदान्तरम् ॥

(આયુર્વેદપ્રકાશ અ. ૧૨. પૃ. ૧૪૪-૫-૬)

(૬) ईषत्सुवर्णसाहित्यात् सुवर्णगुण साम्यतः । सुवर्णद्युतिमत्त्वाद्वा स्वर्णमाक्षिकमुच्यते ।

(अ) तापी तीर भवत्वाच्च ताप्यं तापीजमुच्यते ॥ ३ ॥

(च) रौप्य माक्षिकमाख्यातं तारजं तारमाक्षिकं । विमलं श्वेतमाक्षिकं तथा रजत माक्षिकम् ॥ ५५ ॥ ईषद्रौप्यस्य साहित्याद् वारौप्य गुणसाम्यतः । रौप्यवद् द्युतिमत्त्वाद्वा रौप्य माक्षिकमुच्यते ॥ ५६ ॥

टीका-विमलं श्वेतमाक्षिकं तथा रजतमाक्षिकम इति रजतमाक्षिकं विमल नाम्ना व्यवहृतम्-आहच रसमाधवः-"विमला तारमाक्षिकम्" इति

(રસતરંગિણી-તરંગ ૨૧)

**ભાવાર્થ**:-(૧) પ્રથમ રસાર્ણવોક્ત ભેદો તપાસીએ તો તેમાં પીત અને શુક્લ એમ માક્ષિકના બે ભેદો આપ્યા છે તથા શુક્લ, પીત અને લોહિત એમ વિમલાના ત્રણ ભેદો આપ્યા છે. શુક્લ માક્ષિક એટલે રૌપ્ય માક્ષિક તથા લોહિત-વિમલા એટલે આર્સેનીકલ પાયરાઈટીઝ હોય તેમ લાગે છે (જુઓ-ભારતીય રસશાસ્ત્ર.)

(૨) રસરત્ન સમુચ્ચયમાં પણ હેમમાક્ષિક તથા તારમાક્ષિક એમ બે ભેદ ગણાવ્યા છે; સ્વર્ણ માક્ષિકનાં કાન્યકુબ્જ તથા તાપી-એમ બે ઉત્પત્તિ સ્થાન માન્યાં છે અને વિમલાના સ્વર્ણાદિ ત્રણ ભેદ કહ્યા છે.

(૩) રસ પ્રકાશ સુધાકર પણ એમજ માને છે.

(૪) રસપદ્ધતિકારક કહે છે કે-તાપીજમાક્ષિક બે પ્રકારનું છે (૧) વિમલા. (૨) માક્ષિક.

તેમાં પ્રથમોક્ત વિમલાના ત્રણ ભેદ છે અને स्वर्णच्छायानुकारात स्वर्ण विमला–कांस्यच्छायानुकारात्कांस्य विमला–रजतच्छायानुकाराद् रजत विमला–એમ વર્ણભેદથી તે પ્રકારો હોય તેમ લાગે છે.

(૪) માક્ષિકના બે પ્રકાર છે. (૧) સ્વર્ણમાક્ષિક (૨) રૌપ્યમાક્ષિક. **કેટલાક કાંસ્યમાક્ષિક હોવાનું** પણ કહે છે.

(૫) આયુર્વેદ પ્રકાશકારે ઠીક સ્પષ્ટીકરણ કર્યું છે:—

(અ) કાન્યકુબ્જ દેશમાં અને તાપીતીર પર થતું એમ બે પ્રકારનું સ્વર્ણમાક્ષિક છે. જે સ્વર્ણના જેવા રંગનું, નિષ્કોણ, વજનમાં ભારે, હાથે ઘસતાં કાલાશ આપનારૂં, અને નિકષપાષાણ પર ઘસતાં સુવર્ણ જેવો કસ આપનાર હોય તે ઉત્તમ સ્વર્ણમાક્ષિક છે.

(બ) બીજું રૌપ્યમાક્ષિક. રૌપ્યોપમ હોય છે. સ્હેજ રૌપ્યનો અંશ હોવાથી રૌપ્યમાક્ષિક કહેવાય છે. કાંસાના જેવા ચાકચિક્યવાળું તથા કસમાં રૂપા જેવું છે.

(ક) વિમલા એ તારમાક્ષિક છે.

વિમલા એ માક્ષિકનો બીજો ભેદ છે.

(૬) (અ) છેલ્લે રસતરંગિણીકારનો મત જુઓ:–થોડા સુવર્ણના અંશને લીધે, સુવર્ણ તુલ્ય ગુણ હોવાથી, સુવર્ણ જેવો વર્ણ હોવાથી, સ્વર્ણ માક્ષિક કહેવાય છે. તાપી તીર પર થતું હોવાથી **તાપીજ** કહેવાય છે.

(બ) રૌપ્યમાક્ષિક, તારજ, તારમાક્ષિક, વિમલ, શ્વેતમાક્ષિક, રજતમાક્ષિક એ રૌપ્યમાક્ષિકનાં નામો છે. સ્હેજ રૂપાના અંશને લીધે, રૌપ્યસમાન ગુણત્વને લીધે, રૌપ્ય જેવા વર્ણને લીધે રૌપ્યમાક્ષિક કહેવાય છે.

ટીકાકાર–विमलं श्वेतमाक्षिकं तथा रजतमाक्षिकं એમ કહીને રૌપ્યમાક્ષિકનો વિમલા નામથી વ્યવહાર થાય છે એમ કહે છે. અને તેના સમર્થનમાં विमलातारमाक्षिकम् એ રસમાધવનું વાક્ય ટાંકે છે.

વક્તવ્ય:—પ્રકૃતિમાં માક્ષિક અનેક પ્રકારનાં મળી આવે છે. સ્થૂલ રીતે માક્ષિકનો "પાઇરાઈઝ" નામથી વ્યવહાર થાય છે.

"પાઇરાઇટીઝ' એ ગ્રીક શબ્દ છે તેનો અર્થ ફાયર સ્ટોન–અગ્નિપાષાણ–એવો થાય છે હાલ વિદેશમા સલ્ફ્યુરિક એસિડ બનાવવામા માક્ષિકનો મુખ્ય વપરાશ છે મુખ્યત વૈદ્યકીય ઉપયોગમા હાલમા નીચેની જાતો પ્રચલિત છે

(૧) સ્વર્ણ માક્ષિક, (૨) રૌપ્ય માક્ષિક, (૩) વિમલ, (૪) કાસ્ય માક્ષિક, (૫) કાન્ત માક્ષિક

હવે ક્રમશ, તે પ્રત્યેકનુ વર્ણન જોઈએ —

**પ્રત્યેક ભેદનુ વર્ણન :–(૧)સ્વર્ણ માક્ષિક** એ તામ્રની ઉપધાતુ ગણાય છે તેને ઇગ્લીશમા કૉપર પાઇરાઇટીઝ અથવા ચાલ્કોપાઇરાઇટીઝ કહે છે. ખનિજશાસ્ત્રીઓ તેને "પીકોક ઓર" પણ કહે છે **તે લોહ, તામ્ર અને ગધકનુ યૌગિક છે.** એટલે **ગધતામ્રાયસ્** એવુ નામ આપીએ તો તે વધારે યોગ્ય ગણાય તેની કેમીકલફૉર્મ્યુલા $CuFeS_2$ છે જો નમૂનો વિશુધ્ધ હોય તો તેમા ૩૪ ૧/૨ ટકા તામ્ર અને ૩૦ ૧/૨ ટકા લોહ હોવાનુ વિદ્વાનો માને છે દેખાવમા તે તાર માક્ષિકના જેવું હોય છે પણ આનો રગ ઘેરો પીળો–ડાર્ક બ્રાસી યેલો હોય છે વળી તેનુ કાઠિન્ય ૪ છે, જે રૌપ્યમાક્ષિક કરતા ઓછુ છે સ્વર્ણમાક્ષિકને ચપ્પુ વડે ખોતરી શકાય છે પણ રૌપ્યમાક્ષિકને તેમ ખોતરતા મુશ્કેલી પડે છે. અન્ય ભેદક લક્ષણો આયુર્વેદપ્રકાશકારે પણ આપ્યા છે, જે આપણે આગળ ગણાવી ગયા છીએ આ તો આની સ્થૂલ પરીક્ષા થઇ પરન્તુ **વધારે ચોક્કસ નિર્ણય માટે–**

**સ્વર્ણમાક્ષિકનો ટેસ્ટ,**—સ્વર્ણમાક્ષિકના થોડા ભૂકાને નાઇટ્રિક એસિડમા ઓગાળવો તેથી તે સોલ્યુશનનો રગ લીલો થઇ જશે આ લીલો રગ તામ્રનુ અસ્તિત્વ સૂચવે છે ત્યાર બાદ તેમા એમોનીયા ઠીક પ્રમાણમા ઉમેરવાથી એ લીલા પ્રવાહીનો રગ આસમાની થશે અને લોહ ભૂરા લાલ રગના કણોના સ્વરૂપમા નીચે બેસશે

સ્વર્ણમાક્ષિકના ક્રીસ્ટલ્સ (સ્ફટિકોપલ) ટેટ્રાગોનલ સીસ્ટમના હોવાનુ મનાય છે ઘણી વાર તેનુ સ્વરૂપ ઑક્ટાહેડ્રોન (અષ્ટફલક) અથવા ટેટ્રાહેડ્રોન (ચતુ કોણ જેવુ ?) ને મળતુ આવે છે

રૌપ્યમાક્ષિક-૨. રૌપ્યમાક્ષિકને દ્વિગંધાયસ્-ડાઇસલ્ફાઇડ ઓફ્ આયર્ન-કહે છે. તેની રાસાયનિક ઘટના વિમલાને-માર્કેસાઇટ-મળતી છે. તેની કેમિકલ ફોર્મ્યુલા $Fe\ S_2$ છે. એટલે તેમાં એક ભાગ લોહ અને બે ભાગ ગંધકના છે; અને તેને લોહની ઉપધાતુ માની છે. પેન્ટાગોનલ ડૉડેકાહેડ્રોન એ રૌપ્યમાક્ષિકના ક્રીસ્ટલ્સનું સામાન્ય સ્વરૂપ છે.

તેનો રંગ પિત્તળ જેવો પણ આછો પીળો છે; પરન્તુ તેના ભૂકાનો રંગ ઘેરાલીલો કાળો કે ભૂરોકાળો થાય છે, તે બટકણું છે; અને અનિયમિત કકડાના સ્વરૂપમાં ભાંગે છે. તેનું વિશિષ્ટગુરુત્વ અને કાઠિન્ય ૬ છે. ચપ્પુથી તે ભાગ્યેજ ખોતરી શકાય છે; અને લોખંડથી ભાંગતાં તેમાંથી અગ્નિના તણખા નીકળે છે; જે ગંધક બળવાથી થાય છે એમ મનાય છે. માર્કેસાઇટ (વિમલા)ની પેઠે તેનાપર હવામાનની તરતજ અસર થાય છે.

આમાં તામ્ર, સુવર્ણ અને બીજી ધાતુઓનો થોડો અંશ હોવાનું વિદ્વાનો માને છે. સ્પેનની દક્ષિણમાં, નોર્વેમાં અને હાર્ઝ પર્વતમાં મળતી જાતિમાં સરેરાશ ત્રણ ટકા તામ્ર માલૂમ પડ્યું છે; પણ ભૂગર્ભમાં સ્વર્ણમાક્ષિક આની સાથે મિશ્ર થવાથીજ આમાં તામ્રનું અસ્તિત્વ માલુમ પડે છે. વાસ્તવિક કરીને તો **તે લોહ અને ગંધકનુંજ યૌગિક છે.**

**વિમલા-૩.** વિમલા (માર્કેસાઇટ)ને પણ દ્વિગંધાયસ્-ડાઇસલ્ફાઇડ ઓફ્ આયર્ન $Fe\ S_2$ કહે છે. રાસાયનિક ઘટના જોતાં રૌપ્યમાક્ષિક અને વિમલા બન્ને સરખાં છે. માર્કેસાઇટ=આયર્ન પાઇરાઇટીઝ. એટલેજ विमला तारमाक्षिकम्-विमलामाक्षिकस्यैव भेदान्तरम् એમ યથાર્થ કહ્યું છે. શાસ્ત્રીયતા અને ભેદોની સૂક્ષ્મચર્ચામાં ન ઉતરીએ અને રૌપ્યમાક્ષિક તથા વિમલાની ભસ્મો તપાસીએ તો તે બન્ને લોહભસ્મોજ છે. પણ ક્રીસ્ટેલાઇન સ્વરૂપ અને ભૌતિક દૃષ્ટિએ તે બન્ને ભિન્ન ગણાય; હીરો અને ગ્રેફાઇટ બન્ને કાર્બન છે પણ બન્નેના ક્રીસ્ટલ્સનું સ્વરૂપ ભિન્ન ભિન્ન છે. વિમલા અને

કાસ્યમાક્ષિકના ક્રિસ્ટ્સ લગભગ મળતા છે. આ બન્ને ખનિજો આઇ-ઝોમોરફ્સ (એક સ્વરૂપના) કહેવાય છે.

આનો રંગ પિત્તળ જેવો આછો પીળો છે પણ રૌપ્યમાક્ષિક કરતા વધારે આછો મનાય છે. સાથે ધાતુનું ચાકચક્ય હોય છે પણ હવાની અસરથી જરા મંડૂર જેવો કાટ સાથે માલુમ પડે ખરો. તેનું વિશિષ્ટગુરૂત્વ ૪.૮ છે. કાઠિન્ય રૌપ્યમાક્ષિક જેટલું જ છે,

**કાંસ્ય માક્ષિક -(૪) કાંસ્ય માક્ષિકને** માઇસ્પાઇકલ, આર્સીનો-પાઇરાઇટીઝ અથવા આર્સેનીકલ પાઇરાઇટીઝ કહે છે અને તે લોહ, સોમલ અને ગંધકનું યૌગિક છે તથા તેમા પ્રત્યેકના સમાન અણુ-વિભાગ છે, એટલે કે તેની ફોર્મ્યુલા $Fe\ As\ S$ છે તે સલ્ફાઇડ તેમજ આર્સેનાઇડ છે અને તેને **મલ્લગધાયસ**–સલ્ફરસીનાઇડ ઓફ આયર્ન–કહેવાય છે કાસ્યમાક્ષિકના ક્રીસ્ટ્સ (સ્ફટિકાપલ) ઑર્થોરિ-મ્બિક (દ્વાદશફલક) મીસ્ટમના છે ઉપર કહી ગયા તેમ વિમલા અને કાસ્યમાક્ષિક આઇસોમોર્ફ્સ (સમાન સ્વરૂપના) કહેવાય છે. વળી વિમલાનું રાસાયનિક સૂત્ર $Fe\ S_2$ છે, તેમાથી ગંધકનો એક અણુ ઓછો કરી, મલ્લનો એક અણુ ઉમેરીએ એટલે $FeAsS$ કરીએ, તો કાસ્યમાક્ષિકનુ રાસાયનિક સૂત્ર બને. આ ખનિજનો રંગ બગલાદૃશ શ્વેત–ટીન વ્હાઇટ– હોય છે, સાથે ધાતુનું ચાકચિક્ય હોયજ પરન્તુ તેમા જરા આસમાની, પીળા કે શ્યામ રંગની મલિનતા જોવામા આવે છે તેનું વિશિષ્ટ ગુરૂત્વ ૬ અને કાઠિન્ય પણ ૬ છે. તેથી આ ખનિજને ચપ્પુ વડે માત્ર મુશ્કે-લીથી ખોતરી શકાય છે ભૂગર્ભમા રૌપ્ય, તામ્ર અને બંગના ખનિજો સાથે તે મળી આવે છે. કૉર્નવાલ, ડેવૉન, અને સેક્સનીમા ક્રીબર્ગમા તે પુષ્કળ મળી આવે છે આર્સેનીયસ ઑક્સાઇડ ($As_2O_3$) અથવા શ્વેતમલ્લ ની મુખ્ય પ્રાપ્તિ માટે આ ખનિજ અગત્યનુ ગણાય છે.

**કાંતમાક્ષિક : (૫) : કાન્તમાક્ષિકને** પાઇરહોટાઇટ અથવા મેગ્નેટીક પાઇરાઇટીઝ કહે છે અને તેને ડૉ દેસાઇએ ચુંબક–ગંધાયસ્

કહ્યું છે. તેના ચુંબકત્વ માટે ચુંબક શબ્દ લગાડ્યો છે. અને તે મોનો-સલ્ફાઇડ ઓફ આયર્ન છે, એટલે ગંધાયસ્ શબ્દ યોજ્યો છે. તેનો રંગ–બ્રોન્ઝ પેલો–કાંસ્યને મળતો પીળાશ પડતો હોય છે. આ ખનિજનું કાઠિન્ય રૌપ્યમાક્ષિક કરતાં મૃદુતર છે, એટલે ૪ છે, આના ગર્ભમાં નિકલ રહેલું છે, અને નિકલ નિષ્કાસન માટે મોટે ભાગે તે નોર્વેમાં વપરાય છે.

ઉપરોક્ત પાંચ પ્રકારમાંથી કાંતમાક્ષિક અમને મળી શક્યું નથી. બાકીના ચારે નમૂનાનાં શુદ્ધિ, મારણ વિગેરે અમે કરેલ છે: જે હવે પછી સવિસ્તર ચર્ચીશું:

ટુંકામાં સ્વર્ણમાક્ષિક, રૌપ્યમાક્ષિક, કાંસ્યમાક્ષિક, વિમળા, અને કાંતમાક્ષિક એમ પાંચ ભેદ માનીશું તો ખોટું નથી.

આપણામાં સ્વર્ણમાક્ષિક, રૌપ્યમાક્ષિક, એમ બે ભેદો અને સ્વર્ણવિમલા, કાંસ્યવિમલા, અને રૌપ્યવિમલા એમ વર્ણભેદપરથી કુલ પાંચ ભેદો ઠરાવ્યા છે; એ આપણે આગળ જોઇ ગયા છીએ.

રસમાધવ વિગેરેએ विमलामाक्षिक भेदः એમજ કહ્યું છે. ડૉ. પી. સી. રૉય પણ કહે છે કેઃ–Vimala would appear also to be a variety of pyrites (Page 138, Vol. I) હવે અમે આ પ્રત્યેકનાં શોધનમારણ વિગેરે પ્રયોગો શી રીતે કર્યા? તે આપીશું.

**શુદ્ધિ તથા ભસ્મ વિધાન–સ્વર્ણમાક્ષિક–ચાલ્કો–પાઇરાઇટીઝ**—બનારસ હિંદુ યુનીવર્સીટીના આયુર્વેદ વિભાગ પાસેથી સ્વર્ણમાક્ષિક સો તોલા મંગાવ્યું. તેમાંથી સવાશેર લઇ ખાંડી તેને બારીક ચાળણીથી ચાળી નાંખ્યું અને રસતરંગિણીના નિમ્નોક્ત પ્રથમ શોધન પ્રકાર પ્રમાણે તેનું શોધન કર્યું. तद्यथा—

ततो माक्षिकचूर्णं तु चालिनी परिगालितम् । समादाय कटाहे तुस्थापयेद् भिषजां वरः ॥ ८ ॥ निम्बूकस्वरसं दत्त्वा पचेच्चु चुल्लीगतं ततः । दर्व्या संचालयेत् तावद् यावत्स्यादुत्पलप्रभम् ॥ ९ ॥ ताम्यं तु यावल्लौहित्यं नैतितावत्प्रयत्नतः । पुनर्निम्बूरसं दत्त्वा पचेत् तीव्राग्नि योगतः ॥ १० ॥

(રસતરંગિણી–તરંગ ૨૧)

**ભાવાર્થ :**—ચાળણીમાં ચાળેલ માક્ષિક ચૂર્ણને કડાઇમાં નાંખવું અને લીંબુનો રસ મેળવી ચુલા પર પચાવવું અને જ્યાં સુધી લાલ કમળ જેવો રંગ આવે ત્યાં સુધી કડછીથી ચલાવતા રહેવું; જ્યાં સુધી લાલ રંગ ન આવે ત્યાં સુધી પુનઃ પુનઃ લીંબુનો રસ નાંખી યત્નપુર્વક તીવ્રાગ્નિથી પચાવવું.

આ પ્રમાણે શોધન કર્યું. શેકતાં શેકતાં ગંધક બળે એટલે ખુબજ વાસ આવે છે અને કડાયામાં ગંધક બળવાથી આસમાની જ્વાલાઓ દેખાય છે. દરેક શેકનારે આ ગંધકના ધુમાડાથી બચવું જરૂરનું છે.

ઉપર મુજબ માક્ષિક શેકયા બાદ સ્વાંગશીત થયે તેનું વજન કર્યું તો ૫૨ તોલા થયું અને રંગ કીરમજી લાલ હતો. ત્યાર બાદ રસતરંગિણીમાં કહેલ તેના મારણની નિમ્નોકત પ્રથમ વિધિ પ્રમાણે તેનું મારણ શરૂ કર્યું. તદ્યથા—

ताप्यं निम्ब्वम्ल संपर्कं पुनर्निम्बूक धारिणा । संपेष्य संपुटस्थंतु पुटयेत् कृतचक्रिकम् ॥ १९ ॥ एवं दशपुटै रेव पंचतामेति माक्षिकम् । रक्तोत्पलदलच्छायं जायते चातिशोभनम ॥ २० ॥

૧ શુદ્ધ કરેલ માક્ષિકને ખરલમાં વાટી, ઝીણા આંકથી ચાળી નાંખ્યું અને લીંબુના રસમાં મર્દન કર્યું. લીંબુનો રસ નાંખી ખરલ કરતાં માક્ષિક ખુબજ ગરમ થતું હતું. લીંબુના રસમાં સાઇટ્રીક ઍસિડ્ છે, અને માક્ષિકમાં કૉપરઆયર્નસલ્ફાઇડ છે, એ બન્નેની રાસાયનિક પ્રતિક્રિયા–કેમીકલ રીઍક્શન–થી આ ઉષ્ણતા થતી હશે એમ હું માનું છું. લીંબુના રસમાં ખુબજ મર્દન કર્યા પછી તેની ત્રણ ચક્રિકા કરી; તાવડીના સંપુટમાં મુકીને **ચાલીશ મોટાં છાણાંનો** પુટ દીધો. બીજે દિવસે કાઢતાં ટીકડી ખર ન હતી. રંગ સ્હેજ લાલ હતો; પણ પ્રથમ કરતાં કાળો વધારે. ટીકડી ભાંગતાં મધ્યભાગમાં લાલ હોય; અને વળી કાળો ભાગ પણ હોય એમ દેખાતું. મર્દન કરતાં રંગ જાંબુડીયા રંગ જેવો થયો. **તોલ ૪૩ાા તોલા** થયો. તોલક્ષયનું કારણ ગંધકનું બળી જવું એ હોય.

૨. અવશિષ્ટ માક્ષિકને પુનઃ લીંબુના રસમાં નાંખી મર્દન કર્યું; પણ તે દહાડે ભઠ્ઠી મૂકવી રહી ગઇ, તેથી એક બીજું નવીન જાણવાનું મળ્યું; તે એ કે–ચક્રિકા સૂકાવા લાગી તેમ તેમ તેના માથે છારી વળતી ગઇ. છારીનો રંગ તુત્થની સ્હેજ ઝાંઇવાળો સફેદ હતો. સ્વર્ણ માક્ષિકના ગર્ભમાં લોહ સાથે તામ્ર છે, તેથી આવી છારી વળે એ સંભવિત છે. બીજે દહાડે પચ્ચાશ છાણાનો પુટ દીધો. સ્વાંગશીત થતાં સવારે ભઠ્ઠી કાઢતાં ઇન્દ્રરક્તવર્ણયુક્ત જાંબુડીયા રંગની ચક્રિકાઓ નીકળી. તેનો તોલ ૪૩ તોલા હતો.

૩. ઉપર પ્રમાણેજ લીંબુના રસમાં મર્દન કરી, તેની ચાર ટીકડી બનાવી, મોટાં પચ્ચાશ છાણાંનો પુટ દીધો સવારે ભઠ્ઠીમાંથી જાંબુડીયા રંગની ઝાંઇવાળી ટીકડીઓ નીકળી તે ખર હતી. તોલ બેતાલીસ તોલા થયો.

૪. પૂર્વવત્ પુટ આપ્યો. રંગ તેજ પ્રમાણે. તોલ ૪૧ તોલા.

૫. તેજ પ્રમાણે લીંબુના રસમાં મર્દન કરી પુટ મૂકયો. આ વખતે પીસ્તાલીશ છાણાં મૂકયા હતાં. સ્વાંગશીત થયે બહાર કાઢતાં, તોલ ૪૦॥ તોલા થયો. રંગ પૂર્વવત્.

૬ આ વખતે સાઠ છાણાંનો અગ્નિ આપ્યો. બીજે દિને કાઢતાં ચક્રિકાઓ ખર હતી. રંગ પૂર્વવત્, તોલ ૪૦ તોલા.

૭. **વર્ણ નિર્ણય.** પૂર્વવત્ પુટ આપ્યો. રંગ તથા તોલ પણ આગળ મુજબ. એજ પ્રમાણે આઠ. નવ. અને દશ પુટ પૂરાકર્યા; પણ રંગ તો **કાળો એટલે પાકાં જાંબુ જેવો કાળો** થયો. ગ્રંથમાં रक्तोत्पलदलच्छायं जायते चातिशोभनम् । એમ છે; એટલે રંગ લાલ થવો જોઇએ. તથા વૈદ્ય વર્ગમાં એ સામાન્ય માન્યતા લાલ રંગની છે. પણ હું તો માનું છું કે રૌપ્યમાક્ષિક તથા વિમલાનો રંગ લાલ થાય છે; કારણ કે ફેરીક ઓક્સાઇડનો રંગ લાલ થાય ખરો અને થાય છે પણ તેમજ. બાકી **ગંધતાપ્રાયસ–સ્વર્ણ માક્ષિક** ભસ્મનો રંગ મારે તો કાળો આવે છે.

**બીજી વિધિ :**—હવે બીજી વિધિથી સ્વર્ણમાક્ષિક ભસ્મ કેમ બનાવી ? તે જોઇએ. एरंडतैल लुंगांबुसिद्धं सिद्धयतिमाक्षिकम्। सिद्धं वा कदली कंद तोयेन घटिकाद्वयम् ॥ ८३ ॥ (રસરત્ન સમુચ્ચય–પૃ. ૧૬.)

**ભાવાર્થ :**—એરંડ તેલ, લીંબુ કે બીજોરાંનો રસ, અથવા કદલી કંદ રસમાં ભીંજવીને બે ઘડી એટલે અડતાલીસ મીનીટ સુધી તીવ્રાગ્નિથી સિધ્ધ કરેલ સ્વર્ણમાક્ષિક શુધ્ધ ગણાય છે.

એટલે ચાલીશ તોલા સ્વર્ણમાક્ષિકનું ચૂર્ણ લઇ તેને કદલી કંદના રસમાં સારી રીતે ભીંજવ્યું અને તે લોહ કટાહમાં નાંખી નીચે તીવ્રાગ્નિ દેવો શરૂ કર્યો, તે દરમ્યાન લોહ દર્વીથી ચલાવવામાં આવતું. આમ અડતાલીશ મીનીટ સુધી કર્યું. પ્રથમની જેમ અત્રે ગંધકની વાસ ખૂબજ આવતી. કટાહમાં આસમાની જ્વાલાઓ પણ દેખાતી હતી. કટાહનું તળીઉં એકદમ લાલ દેખાતું હતું. સ્વાંગશીત થયે જોતાં તેનો રંગ કીરમજી જેવો રતાશ પર હતો. તેનો તોલ ૩૯ તોલા થયો. તેમાંથી દશ તોલા સત્વ પાતન માટે જુદું રાખ્યું અને ૨૯ તોલા શુદ્ધ સ્વર્ણ માક્ષિકને ખરલમાં વાટી નાંખ્યું—અને एरंडस्नेहगव्याज्यैर्मातुलुंग रसैन वा। खर्परस्थं दृढं पक्वं जायते धातु सन्निभम् ॥ ८५ ॥

**ભાવાર્થ:**—એરંડતેલ, ગાયનું ઘી, અથવા લીંબુના રસમાં ભીંજવીને સ્વર્ણ માક્ષિકને કડાયામાં દૃઢાગ્નિથી પકાવવાથી તે ધાતુ જેવું થાય છે. અર્થાત્ તેમાંથી ગંધક બળી જાય છે, અને તેના ગર્ભમાં રહેલી ધાતુઓ (તામ્રાયસ્) તેમાં ભસ્મ રૂપે રહે છે; આ પ્રમાણે મારેલું સ્વર્ણમાક્ષિક રસોમાં તથા રસાયન વિધિમાં યોજવા યોગ્ય છે.

તે પ્રમાણે ઉપરોકત ઓગણત્રીશ તોલા શુધ્ધ સ્વર્ણમાક્ષિક ચૂર્ણને લીંબુના રસમાં સારી રીતે ભીંજવીને લોહ કટાહમાં નાંખી ચોવીસ મીનીટ સુધી દૃઢાગ્નિ આપ્યો. એ પ્રમાણે રોજ એક વખત કુલ ત્રણ દિવસ સુધી કર્યું; એટલે એક એક ઘડીનો અગ્નિ ત્રણ વખત તેને આપ્યો.

ઉપરના શ્લોકમાં તો *सकृत्* એટલે એકજ વખત એવો અભિપ્રેતાર્થ છે. છતાં ત્રણ વાર તેવી રીતે શેકયું હોય તો ગંધક બળી જાય અને ભસ્મ સારી થાય એવા ઉદ્દેશથી ત્રણ વખત-રોસ્ટીંગ-કર્યું. **તેનો તોલ છવ્વીસ તોલા થયો. રંગ લાલ કીરમજી હતો.**

આ પ્રમાણે થોડા સ્વર્ણમાક્ષિકનું ગાયના ઘી સાથે પણ ત્રણવાર રોસ્ટીંગ (શેકવાનું) કર્યું હતું. તેમાં સ્હેજ **વર્ણહાનિ** થાય છે.

**અન્યવિધ મારણ પ્રકારક પુટરહસ્ય**-હવે સ્વર્ણમાક્ષિકનાં અન્યવિધ મારણ તથા પુટપ્રકાર જોઇએ—

१ मातुलुंगांबुगंधाभ्यां पिष्टं मूषोदरे स्थितम् ।
**पंच क्रोड पुटे दग्धं म्रियते माक्षिकं खलु ॥ ८७ ॥**
(રસરત્ન સમુચ્ચય.)

२. गंधाश्म बीजपूराभ्यां पिष्टं तच्छ्रावसंपुटे ।
**वाराह पुटे** केदग्धं पंचभिर्मृतिमाप्नुयात् ॥ १२५-२६ ॥
(રસપ્રકાશ સુધાકર અ. ૫. પૃ. ૫૮)

३. दग्धाः कूर्मपुटैस्त्रिभिः पटुतरं लुङगाम्बुगंधप्लुताः ॥ ५० ॥
(રસ પધ્ધતિ પૃ. ૩૪)

४. माक्षिकस्य चतुर्थांशं गंधं दत्त्वा विमर्दयेत् ।
उरुबूकस्य तैलेन ततः कार्याऽस्य चक्रिका ॥ १४ ॥
शरावसंपुटे धृत्वा पुटेद् **गजपुटेन** च ।
धान्यस्य तुष मूर्ध्वाधो दत्त्वाशीतं समुध्धरेत् ।
सिन्दूराभं भवेद् भस्म माक्षिकस्य न संशयः ॥ १५ ॥
(આયુર્વેદ પ્રકાશ અ ૧૨. પૃ. ૧૪૫)

ઉપરોક્ત ચારે પ્રકારમાં સ્વર્ણમાક્ષિક મારણમાં ગંધક યોજાયેલો છે. તેમાંયે ફક્ત આયુર્વેદ પ્રકાશકાર ગંધકનું પ્રમાણ કહે છે. આયુર્વેદ પ્રકાશવાળા શ્લોકો સ્હેજ ફેરફાર સાથે રસેન્દ્ર ચિન્તામણિમાં છે; એટલે મૂળ તે શ્લોકો રસેન્દ્ર ચિન્તામણિનાજ હોવા જોઇએ. રસરત્ન સમુચ્ચય

અને રસપ્રકાશસુધાકર બન્ને નાગદ પુટનાજ મતના છે इत्थ चारत्तिक कुडे पुट वाराहमुच्यते ॥ ३७ ॥–રસ.ામધેનુ પૃ ૨૬. કોણીથી ટનિ ષ્ઠિકાના અગ્ર ભાગ જેટલી લબાઇ, પહોળાઇ અને ઉડાઇના ખાડામા જે પુટ અપાય તેને વારાહ કે ક્રોડ પુટ કહે છે આયુ ર્વેદપ્રકાશકાર ગજપુટના મતના છે, જે નાગદ પુટથી મોટો પુટ છે પણ उर्ध्वाधो धान्यस्यतुप दत्वा–ઉપર નીચે ડાગરના ફોતરા નાખવા અને વચ્ચે છાણા મૂકવા એમ કહે છે, એટલે તે પણ બહુ ખર અગ્નિ દેવાના મતના નથી રસપદ્ધતિકાર कूर्म પુટની ભલામણ કરે છે. એટલે ચારે પ્રન્થમા બહુ અગ્નિ આપવાનુ તો નથી કહ્યુ ટુકામા આ ઉપ રથી માક્ષિકને સામાન્ય અગ્નિથી ચાલી શકે તેમ નક્કી થાય છે પણ તેને શોધતા અવશિષ્ટ રહેલો ગધક પુટ આપતા બળી જાય તેટલો અગ્નિ તો અવશ્ય જોઇએ

માક્ષિકમા કુદરતી રીતેજ આશરે ૩૨ ટકા જેટલો ગધક હોય છે, તો પછી તેના મારણવિધાનમા નવો ગધક ઉમેરવાની જરૂર નથી એમ મારો નમ્ર મત છે **કેવળ લીબુના રસમાંજ સુદર મારણ થાય છે** ગધક ઉમેરીને ભસ્મ બનાવવા કા તો ગધક અદર નહી જવાનો, અથવા તો ગધક બાળવા માટે બહુ તાપ દેતા ભસ્મ ઉભરાઇ જાય કે કે એકદમ ખર થઇ શરાવ સાથે ચોટી જાય છે, એટલે તે પદ્ધતિ હુ પસદ નથી કરતો છતાયે અન્ય ભાઇઓ પોતપોતાની વિશિષ્ટ મારણ-પધ્ધતિ, પુટપ્રકાર, રગ, સ્વાદ વિગેરે લખી જણાવે તો વધુ પ્રકાશ પડે

**સક્ષિપ્ત ગુણનિરૂપણ**—પ્રથમ જે બે રીતે મે ભસ્મો તૈયાર કરી છે, તે પૈકી પહેલીનો (રસતરગિણી પ્રમાણેનો) કાઇ વિશિષ્ટ સ્વાદ નથી, પણ બીજી રીતે–શેર્ગીંગથી–તૈયાર કરેલી ભસ્મમા તામ્રનુ સ્હેજ કષાયત્વ માલુમ પડે છે બન્ને ભસ્મો આગાનથી ચ્યે યોગ્ય માત્રાથી વાપરી જોઇ છે અને નિરૂપદ્રવ માલુમ પડી છે ફક્ત બીજી ભસ્મ કોઇકનેજ કવચિત્ સ્હેજ હુ વાસ જેવુ કરે છે ખરી બન્ને ભસ્મો લોહીમા સ્હેલાઇથી મળી શકે છે લોહ તથા તામ્રના સયુકત ગુણોની આકાક્ષા હોય ત્યારે ખાસ વાપરવા યોગ્ય છે યકૃતના વ્યાધિઓ, પાડુ, પ્લીહાવૃધ્ધિ, કાસ તથા નબળાઇમા મે તદ્દન અનુ

પાનોથી સફળતાપૂર્વક વાપરી છે. તેના આમયિક યોગની સવિસ્તર ચર્ચા આગળ આપીશું.

પૃથક્કરણ—પૃથક્કરણ કરતાં સામાન્ય રીતે તેમાં નીચે પ્રમાણે તત્ત્વો માલુમ પડયાં છે.

| કાચો નમૂનો— | | વિશિષ્ટ ગુરુત્વ ૪.૧ |
|---|---|---|
| લોહ | ... ... ... | ટકા ૩૨.૨ |
| તામ્ર | ... ... ... | „ ૩૦.૯ |
| સિલિકા | ... ... ... | „ ૪.૫ |
| ગંધક (બાદબાકીથી) | ... ... | „ ૩૨.૪ |

| સ્વર્ણમાક્ષિક | તામ્ર CuO | લોહ $Fe_2O_3$ | સિલિકા |
|---|---|---|---|
| કૃષ્ણ ભસ્મ | ૪૮°૩ | ૪૮°૩૫ | ૩°૨ |
| લાલ ભસ્મ | ૪૮°૩ | ૪૮°૩૫ | ૩°૨ |

આ ઉપરથી જોઇ શકાશે કે **સ્વર્ણમાક્ષિક ભસ્મના ગર્ભમાં લોહ અને તામ્ર બન્ને હોવાંજ જોઇએ. કોઈ એમ ન માને કે તેમાં કેવળ લોહજ છે; કે સ્વર્ણમાક્ષિક એ લોહનો કલ્પ છે.**

જુદી જુદી ભૂમિમાથી નીકળેલ માક્ષિકના ગર્ભમાં લોહ, તામ્ર, અને ગંધકનાં પ્રમાણ ભિન્ન ભિન્ન હોય છે; તે પણ ધ્યાનમાં રાખવાનું છે.

## રૌપ્યમાક્ષિક તથા વિમલાનાં મારણ

*स्वर्णमाक्षिकवज्ज्ञेयं तारमाक्षिकमारणम् । विमला या गुणाः किंचिन् न्यूनाः कलस्माक्षिकात् ॥ २४ ॥* (આયુર્વેદપ્રકાશ, અ. ૧૨. પૃ. ૧૪૬.)

ઉપરોક્ત વિધિથી એટલે રસતરંગિણીમાં કહેલ સ્વર્ણમાક્ષિકના પ્રથમ શોધન મારણ પ્રમાણે કેવળ લીંબુનાજ રસમાં દશ દશ પુટ આપીને રૌપ્યમાક્ષિક તથા વિમલાનાં મારણ અમે કર્યાં છે અને સુંદર અર્ધપક્વ જંબુફલોપમ લાલ ભસ્મ થઇ છે. આનો રંગ બહુજ રમ્ય

છે અને સૌ કોઇને જોતાવેત માત્ર ભસ્મનીજ પ્રતીતિ કરાવે તેવો છે બન્ને ભસ્મો અત્યુત્તમ લોહભસ્મ તરીકે વિનોદ્દિતના (પાર) વિગેરે વનસ્પતિઓમા છૂટથી નાંખના જેવી છે બન્ને ભસ્મોમાં લોહજ છે તત્ત્વોમાં પણ કાંઇ ફેર નથી.

**કાંસ્ય માક્ષિકમાન્ય—કાંસ્યમાક્ષિક–આર્સીનો પાઇરાઇટીઝ–FeAsS** આ ખનિજમા મલ્લ, ગધક અને લોહ એ ત્રિપુટીનો યોગ છે ભસ્મ કરતા સોમલ અને લોઢાનો કુદરતી મેળ જળવાઇ રહે તો પાંડુરોગ તથા મેનેંગીયા વિગેરેમા તે સુદર કામ કરે પણ શોધન કરવામા ગધ બાળવા પુરતુ તેને શે તુ પણ પડે

ગધક ૪૪૦° ડીગ્રી જેટલી ઉષ્ણતાએ ઉડવા લાગે છે અને ભૂગ લાલ રણુની બાષ્પ નીકળવા લાગે છે પરન્તુ મન તો તેથીએ ઓછી ઉષ્ણતાએ એટલે ૧૮૦° કે ૨૦૦° ડીગ્રી આસપાસ ઉડવા લાગે છે આવી સ્થિતિમા આ ભસ્મમા છેવટે મન રહે કે કેમ એ વિચાર આવ્યા કરતો અને રહે તો પણ એમ તો દ્રવ્ય જરૂર છરનો આની ભસ્મ કરવામા તથા શોધનવિધિમા હુ રસાર્ણવ સમુચ્ચયના માક્ષિમા ણુના નીચેના પાઠને અનુસર્યો છુ પ્રથમ લીંબુના રસમા શોધન કર્યા બાદ—एरंड स्नेह गव्याज्यैर्मातुलुंग रसन वा । खपरस्थ दृढ पक्व जायते धातु सन्निभम् ॥ ८५ । एव मृत रसे योज्य रसायन विधावपि ॥ ८६ ॥

(રસ ર સમુ પૂર્વ અ ૨)

એરંડ તૈલ, ગાયનુ ઘી કે લીંબુના રસમા દૃઢ રીતે પકાવવાથી ધાતુ સન્નિભ થાય છે આ પ્રમાણે મારેલ માક્ષિક રસોમા અને રસાયન વિધિમા યોજી શકાય છે તદનુસાર લીંબુના રસમા ભીંજવી લાલ થતા સુધી શેક્યુ જોખમ તો પૂરતુ હતુ, કારણ કે સોમલનો ઝેરી ધૂમાડો આંખને લાગવાનો ખરો ભઠ્ઠીમાંથી કેમ ખુલી છે એટલે ભઠ્ઠી નીચે બળતુ કરી, નીચે બેસી બેસી કડાઇમા લોહ દર્વીથી ચલાવી થોડે દૂર જઇ બેસતા અને પુનઃ નીચે તાપ કરવા આવતા આવા વિલાયતિ પ્રયોગોમા જોખમ બહુ હોય છે માટે પ્રત્યેક ભાઇએ સાવચેતીથી કામ લેવુ

છેવટે લગભગ પોણી કલાક દ્વાગ્નિ આપી આ તાપ આપવો બધ કર્યો અને માથે બીજુ લોહપાત્ર ઢાંકી દીધુ બીજે દહાડે સ્વાંગ

પાનોથી સફળતાપૂર્વક વાપરી છે. તેના આમયિક યોગની સવિસ્તર ચર્ચા આગળ આપીશું.

પૃથક્કરણ—પૃથક્કરણ કરતાં સામાન્ય રીતે તેમાં નીચે પ્રમાણે તત્ત્વો માલુમ પડયાં છે.

**કાચો નમૂનો—** વિશિષ્ટ ગુરૂત્વ ૪.૧

લોહ ... ... ... ટકા ૩૨.૨
તામ્ર ... ... ... „ ૩૦.૯
સિલિકા ... ... ... „ ૪.૫
ગંધક (બાદબાકીથી) ... ... „ ૩૨.૪

| સ્વર્ણમાક્ષિક | તામ્ર CuO | લોહ $Fe_2O_3$ | સિલિકા |
|---|---|---|---|
| કૃષ્ણ ભસ્મ | ૪૮°૩ | ૪૮°૩૫ | ૩°૨ |
| લાલ ભસ્મ | ૪૮°૩ | ૪૮°૩૫ | ૩°૨ |

આ ઉપરથી જોઇ શકાશે કે **સ્વર્ણમાક્ષિક ભસ્મના ગર્ભમાં લોહ અને તામ્ર બન્ને હોવાંજ જોઇએ. કોઈ એમ ન માને કે તેમાં કેવળ લોહજ છે; કે સ્વર્ણમાક્ષિક એ લોહનો કલ્પ છે.**

જુદી જુદી ભૂમિમાંથી નીકળેલ માક્ષિકના ગર્ભમાં લોહ, તામ્ર, અને ગંધકનાં પ્રમાણ ભિન્ન ભિન્ન હોય છે; તે પણ ધ્યાનમાં રાખવાનું છે.

**રૌપ્યમાક્ષિક તથા વિમલાનાં મારણ**

स्वर्णमाक्षिकवज्ज्ञेयं तारमाक्षिकमारणम् । विमला या गुणाः किंचिन् न्यूनाः कनकमाक्षिकात् ॥ २४ ॥ (આયુર્વેદપ્રકાશ, અ. ૧૨. પૃ. ૧૪૬.)

ઉપરોક્ત વિધિથી એટલે રસતરંગિણીમાં કહેલ સ્વર્ણમાક્ષિકના પ્રથમ શોધન મારણ પ્રમાણે કેવળ લીંબુનાજ રસમાં દશ દશ પુટ આપીને રૌપ્યમાક્ષિક તથા વિમલાનાં મારણ અમે કર્યાં છે અને સુંદર અર્ધપક્વ જંબુફલોપમ લાલ ભસ્મ થઇ છે. આનો રંગ બહુજ રમ્ય

છે અને સૌ કોઇને જોતાવેંત માક્ષિક ભસ્મનીજ પ્રતીતિ કરાવે તેવો છે બન્ને ભસ્મો અત્યુત્તમ લોહભસ્મ તરીકે વિનોદિતતા (પાંડ) વિગેરે વ્યાધિઓમાં છૂટથી વાપરતા જોયું કે **બન્ને ભસ્મોમાં લોહજ છે તત્ત્વોમાં પણ કાંઇ ફેર નથી.**

**કાંસ્ય માક્ષિકમારણ:—કાંસ્યમાક્ષિક-આર્સેનો પાઇ-રાઈટીઝ-FeAsS** આ ખનિજમાં મલ્લ, ગંધક અને લોહ એ ત્રિપુટીનો યોગ છે ભસ્મ કરતા સોમલ અને લોહનો કુદરતી મેળ જળ-વાઇ રહે તો પાડુરોગ તથા મેલેરીયા વિગેરેમાં તે સુંદર કામ કરે પણ શોધન કરવામા ગંધક બાળવા પુરતુ તેને રોકવુ પણ પડે.

ગંધક ૪૪૦° ડીગ્રી જેટલી ઉષ્ણતાએ ઉડવા લાગે છે અને ભુરા, લાલ વર્ણની બાષ્પ નીકળવા લાગે છે પરન્તુ મલ્લ તો તેથીએ ઓછી ઉષ્ણતાએ એટલે ૧૮૦° કે ૨૦૦° ડીગ્રી આસપાસ ઉડવા લાગે છે. આની સ્થિતિમા આ ભસ્મમા છેવટે મલ્લ રહે કે કેમ એ વિચાર આ ના કરેલો અને રહે તો પણ એમ તો ... પ્રશ્નનો આની ભસ્મ કરવામા તથા શોધનવિધિમા હું રસરત્ન સમુચ્ચયના વર્ણમાક્ષિક મારણના નીચેના પાઠને અનુસર્યો છું પ્રથમ લીંબુના રસમા શોધન કર્યા બાદ—एरंड स्नेह गव्याज्यैर्मातुलुग रसेन वा । खर्परस्थ दृढ पक्व जायते धातु सन्निभम् ॥ ८५ ॥ एव मृत रसे योज्य रसायन विधावपि ॥ ८६ ॥

(રસ ર સમુ પૂર્વ અ ૨)

એરંડ તૈલ, ગાયનુ ઘી કે લીંબુના રસમા દૃઢ રીતે પકાવવાથી ધાતુ સંનિભ થાય છે આ પ્રમાણે મારેલ માક્ષિક રસોમા અને રસાયન વિધિમા યોજી શકાય છે તદનુસાર લીંબુના રસમા ભીંજવી લાલ થતા સુધી રોગ્યુ જોખમ તો પૂરતુ હતુ, કારણ કે સોમલનો ઝેરી ધુમાડો આંખને લાગવાનો ખરો. ભઠ્ઠીનાળી રૂમ ખુલી છે, એટલે ભઠ્ઠી નીચે બગાનું કરી, નીચે મેશ એશ કડાઇમા લોહ દવીથી ચલાવીને ચોકે ટ્ર... જઇ બેસતા અને પુનઃ નીચે તાપ કરતા આવતા. આવા વિચારિ પ્રયો-ગોમા જોખમ બહુ યે છે. માટે પ્રત્યેક ભાઇએ સાવચેતીથી કામ લેવુ.

છેવટે લગભગ પોણી કલાક દહાગ્નિ આપ્યા બાદ તાપ આપવો બંધ કર્યો અને માથે બીજુ લોહપાત્ર ઢાંકી દીધુ. બીજે દહાડે ત્યાગ

શીત થયે લીધું અને તમાખુ કરતાં જરા વધારે લાલ રંગની ભસ્મ હાથ લાગી—તેનું પૃથક્કરણ કરતાં પ્રાયઃ લોહભસ્મજ માલુમ પડે છે. સોમલ તો થોડા પ્રમાણમાં રહી શકયો છે. ઘણોખરો તો ઉડી જાય છે; એમ અમારો અનુભવ છે.

પૃથક્કરણ :—હવે આ પ્રત્યેક કાચા નમૂનાના અને તેની ભસ્મોના પૃથક્કરણનું કોષ્ટક અત્રે આપવું અસ્થાને નહિ ગણાય. સ્વર્ણમાક્ષિકનું પૃથક્કરણ આગળ આપી ગયા છીએ. જુઓ :—

| સંખ્યા | ચિહ્ન—નામ | રંગ | તત્વ | નોંધ |
|---|---|---|---|---|
| ૧ | આર્સીનો પાઇરાઇટીઝ (કાચો) | બ્રાઉન | આયર્ન, આર્સેનીક, સલ્ફર | |
| ૨ | આર્સીનો પાઇરાઇટીઝ (કેલસાઈન્ડ) | રેડ | આયર્ન અને આર્સેનીક | મોટો ભાગ આયર્ન ઓક્સાઇડ અને આર્સેનીકનું થોડું પ્રમાણ. |
| ૩ | કાચો માર્કાસાઇટ | બ્રાઉન | આયર્ન અને સલ્ફર | સલ્ફાઇડ તરીકે છે |
| ૪ | માર્કાસાઇટ (કેલ્સાઇન્ડ) | બ્રાઉનીશ રેડ | આયર્ન | આયર્ન ઓક્સાઇડ |
| ૫ | રૌપ્ય માક્ષિક (કાચો) | બ્રાઉન—રૂપેરી ઝાંઇ સાથનો | આયર્ન અને સલ્ફર | |
| ૬ | રૌપ્ય માક્ષિક (કેલ્સાઇન્ડ) | રેડ | આયર્ન | આયર્ન ઓક્સાઇડ |
| ૭ | સુવર્ણમાક્ષિક સત્વ. | બ્લેક | આયર્ન અને કોપર | સ્વતંત્ર રૂપની ધાતુઓના નાનાં કણો અને આયર્ન, અને કોપર ઓક્સાઇડ, વિશેષે કરીને |

(સહી) કે. એમ. શેઠ
એમ. એસસી., એ. આઇ.આઇ. એસસી.,
એફ. સી. એસ. (લંડન)

ધ્રાંગધ્રા
૨૨ મી ઓકટોબર ૧૯૩૬.

ઉપરોક્ત તમામ નમૂનાઓ બનારસ હિંદુ યુનિવર્સિટી—આયુર્વેદ વિભાગ પાસેથી મંગાવ્યા હતા, અને તેની જાતો બનાવી, પછી તેના પૃથક્કરણ કરાવ્યા છે. સ્વર્ણમાક્ષિક, રૌપ્યમાક્ષિક, વિમલ અને તામ્રમાક્ષિક એ પ્રત્યેકના ઘટકતત્ત્વો વિષે આપણે આગળ વિશદથી વિવેચન કરી ગયા છીએ, આ ઉપરના પૃથક્કરણથી તેની વિશેષ પ્રતીતિ થશે પૃથક્કરણ વિષયમાં મારા પરમ સુહૃદ્ **શ્રી. કાંતિલાલ એમ શેઠનો** હું પરમ ઋણી છુ

સત્ત્વનિષ્કાસન-વિવરણ—હવે તેના સત્ત્વ વિષે થોડું ટુંકામાં કહીશુ

**સત્ત્વનિષ્કાસન ક્રિયા એટલે મૂળ ખનિજ—ઓર—માંથી ધાતુ જુદી કાઢવાની ક્રિયા**

સ્વર્ણમાક્ષિક એ તામ્રનું મુખ્ય ખનિજ ગણાય છે તામ્રપ્રાપ્તિ માટે મુખ્ય બે ખનિજ છે એક કૉપર ઑક્સાઇડ અને બીજુ આ ચાલ્કો પાઇરાઇટીઝ અને **આ ચાલ્કો પાઈરાઈટીઝ એ આપણું સ્વર્ણમાક્ષિક**

પ્રાય સર્વ રસગ્રંથોમાં એટલે રસાર્ણવથી માંડીને રસતરંગિણી સુધીના તમામ રસગ્રન્થોમાં સ્વર્ણમાક્ષિકમાથી સત્ત્વ શુલ્વનિભ પતેત્। તામ્રસદૃશ સત્ત્વ નીકળે છે, એમ સ્પષ્ટ રીતે લખ્યુ છે, આપણા પૂર્વજ રસસિદ્ધોનુ રસાયનશાસ્ત્ર અને ખનિજશાસ્ત્રનુ જ્ઞાન ઉચ્ચ કોટિનુ હતુ, એ વાત તો ચોક્કસ

સ્વર્ણમાક્ષિકમાથી કેવળ તામ્ર જુદું કાઢવુ એ ક્રિયા અટપટી છે અને જે સત્ત્વ હાથ લાગ્યુ છે તેમાં **લોહ અને તામ્ર બને મિશ્ર** છે સ્વર્ણમાક્ષિકમાથી તામ્ર કાઢવાની ક્રિયાની પાશ્ચાત્ય કેમિસ્ટ્રી અનુસાર સ્થૂલ માહિતી નીચે મુજબ છે

પ્રથમ સ્વર્ણમાક્ષિકને ખાંડવુ, પછી કેટલીક બીજી અશુદ્ધિ દૂર કરવા તેને ધોવાય છે, પછી તેને શેકવામાં આવે છે—રેવરબરેટરી ફર્નેસમા

શેકવાનો હેતુ ગંધક બાળી નાખવાનો છે; એટલે લોહ વિગેરે સલ્ફાઇડઝના સ્વરૂપમાંથી ઓક્સાઇડઝના સ્વરૂપમાં આવી જાય. ત્યાર પછી શેકેલ સ્વર્ણમાક્ષિક, વગર શેકેલ સ્વર્ણમાક્ષિક અને કોક (Coke) ને ભેગાં કરી બ્લાસ્ટ ફરનેઇસમાં અગ્નિ આપવામાં આવે છે. ભઠ્ઠીની ફૂંકથી કાર્બનનો કાર્બન મોનોક્સાઇડ થાય છે. આગલી શેકવાની ક્રિયામાં જે થોડો કયુપ્રસ ઓક્સાઇડ થયેલ તેના પર કાર્બન અને કાર્બન મોનોક્સાઇડની સંયુક્ત અસરથી તે તામ્રમાં પરિણમે છે; પાછું તામ્ર વગર શેકેલા ખનીજ માંહેના ગંધક સાથે મળે છે, અને થોડા કયુપ્રસ ઓક્સાઇડમાંથી કયુપ્રસ સલ્ફાઇડ બને છે. મૂળ ખનિજમાં થોડી રેતી તો હોયજ છે; અને જો ન હોય તો ભઠ્ઠી મૂકતી વખતે થોડી ઉમેરવી જોઇએ. લોહનો થોડો ભાગ દ્રવીને આ રેતી સાથે મળી જાય છે. –ફ્યુઝીબલ સ્લેગ–ના સ્વરૂપમાં. અવશિષ્ટ લોહ ફેરસ સલ્ફાઇડમાં પરિવર્તન પામે છે; અને તે કયુપ્રસ સલ્ફાઇડ સાથે સંયુક્ત સ્થિતિમાં હાથ લાગે છે; જેને મૅટ કહે છે. (જે કદાચ આપણું સત્વ હોય). મૅટ એ કયુપ્રસ અને ફેરસ સલ્ફાઇડનું અશુધ્ધ મિશ્રણ છે; તેમાં ૪૫ થી ૭૫ ટકા તામ્ર હોય. ઉપરાંત તેમાં થોડું સુવર્ણ, રૌપ્ય, મલ્લ તથા વત્સનાગ–એંટીમની–નું મિશ્રણ હોવા સંભવ છે.

ભઠ્ઠીમાં દ્રાવણ કરતાં જે આ મિશ્ર સત્વ હાથ લાગે છે, તેને બીજી ભઠ્ઠીમાં ચઢાવવામાં આવે છે; અને તે માંહેની વિશિષ્ટ ક્રિયાથી લોહ, ગંધક અને બીજી ધાતુઓ ઓક્સીડાઇઝ થઇ જાય છે, અને પછી તામ્રને જુદું કાઢી શકાય છે. આ જે તામ્ર નીકળે તેને બ્લિસ્ટર કોપર કહે છે. આનું પરિવર્તન પાછું બીજી વિશિષ્ટ ક્રિયાથી મૂળ તામ્ર–ક્રૂડ કોપરમાં કરાય છે; અને છેવટે આ ક્રૂડ કોપરને–ઇલેકટ્રોલીસીસ–થી વિશુધ્ધતમ બનાવાય છે. એટલે આ ઇલેકટ્રોલીસીસની ક્રિયાથી **૯૯.૯ ટકા જેટલું વિશુદ્ધતમ તામ્ર બનાવી શકાય છે.**
(જુઓ જે. ડબલ્યુ. મેલોરની 'મૉડર્ન ઇનોર્ગેનિક કેમિસ્ટ્રિ'–પાનું ૬૭૯)

આ ક્રિયા ઉપરથી સ્પષ્ટ માલુમ પડશે કે તામ્રથી લોહને જુદું પાડવા માટે કેટલી કડાકૂટ છે? લોહ જાુદું પડે ત્યારેજ તામ્ર શુધ્ધ સ્થિતિમાં હાથ આવે છે.

હવે આપણા રસશાસ્ત્રમાં આપેલી સત્વ-નિષ્કાસનક્રિયાનું થોડું વર્ણન કરવું અસ્થાને નહિં ગણાય, તદ્યથા—

(અ) माक्षिकं चूर्णित स्तन्य–स्नुह्यर्कक्षीर भावितम् ।

(१) सत्वं मुंचति सुध्मातं टंक वराष्ठ मर्दितम् ॥ ८ ॥
कदली कंद तूलसी–नारंङगाम्ल परिप्लुतम् ।

(२) सप्तसप्त पुटोपेत पञ्चद्रावक संयुतम् ॥
स्त्रीस्तन्य मादितं ध्मातं सत्व मुंचति माक्षिकम् ॥ ९ ॥
क्षौद्र गंधर्व तैलाल्या गोमूत्रेण घृतेन च ।

(३) कदली कंद सारेण भावितं माक्षिकं मुहुः
मूषाया मुंचति ध्मातं सत्व शुल्व निभंमृदु ॥ १० ॥

(४) देवदाली रसंक्षिप्त्वा पादांश टंकणैर्युतम् ॥
प्रकटा मूषिका कृत्वा धमेत् सत्वमपेक्षितम् ॥ ११ ॥

(રસાર્ણવ પટલ, ७)

(५) विमलं शिग्रुतोयेन कांक्षी कासीस टंकणै ।
वज्रकंद समायुक्तं भावितं कदलीरसैः ॥ १६ ॥

(५) मोक्षक क्षार सयुक्तं धामितं मूक मूषया ।
सत्व चंद्रार्क संकाशं प्रयच्छति न संशय ॥ १७ ॥

(રસાર્ણવ પટલ, ७)

૨ રસરત્નસમુચ્ચયમાં પણ આજ શ્લોકો ઉધ્ધૃત કર્યા છે

३ लवणाम्लेन सुपुटित माक्षिक मम्लेन मर्दित विधिना ।
मुंचति सो'णे माक्षमायसपात्रे तु विष्ठिका भवति ॥ १० ॥

स्त्री वज्री दुग्ध भावितमेरण्ड तैल भावितशतं ध्मात ।
एवं त्रिलि रिह वारं शुल्वसम भवति रजक हैमम् ॥ ११ ॥
कदली रसदात भावित मध्वैरण्डतैल परिपक्वम् ।
ताप्यं मुंचति सत्वं रसक वैवन्नि संतापे ॥ १२ ॥

(રસહૃદય દશમ અવબોધ)

४ निंबुक द्रव संपिष्टं लोहपात्र स्थितंपचेत् ॥ १५६ ॥
पर्यायन् लोहदण्डेन यावद् धातु निभं भवेत् ।
उतार्य त्रिगुणं सूतं दत्वा गंधर्पणं कुरु ॥ १२७ ॥
दिनैकं घर्षयित्वा तु द्रढ वस्त्रेण गालयेत् ।
वस्त्रस्था पिष्टिका ग्रन्था त्वधः पतति पारदः ॥ १२८ ॥
अनेनैव प्रकारेण द्विस्त्रिर्वा गालये दमुम् ।
तत्पिष्टि गोलकं कृत्वा यन्त्रे डमरूके न्यसेत् ॥ १२९ ॥
प्रहर द्वय मात्रं चेदग्नि प्रज्वालये दधः ।
इन्द्र गोप सम सत्वं अवः स्थं ग्राहयेत्सुधी ॥ १३० ॥
अनेनैव विधानेन ताप्य सत्वं समा हरेत् ।
टंकणेन समायुक्तं द्रावितं मूषया यदा ॥ १३१ ॥
तदा ताम्र प्रभं सत्वं जायतेनात्र संशयः ।
देह लोहकरं सम्यग् देवीशास्त्रे प्रभाषितम् ॥ १३२ ॥

(રસ પ્રકાશ સુધાકર અ. ૬)

५ एरण्डोत्थेन तैलेन गुंजाक्षौद्रं च टंकणम् ।
मर्दितं तस्य वापेन सत्वं माक्षिकजं भवेत् ॥ १७ ॥

(આયુર્વેદ પ્રકાશ અ. ૬૨)

६ पादांश टंकणोपेतं मर्दितं हेम माक्षिकम् ।
(अ) ध्मातं मूषागतं सत्व मुंचत्याशु सुनिश्चितम् ॥ ४६ ॥
(ब) समगंधं पचेत् ताप्यं चतुर्यामं प्रयत्नतः
ततोऽर्ध्रं गंधकं भ्रष्ट टंकणं चार्ध्रं भागिकम् ॥ ४७ ॥
विन्यस्य चान्ध मूषायां ध्मापयेदति यत्नतः ।
एवं नातिचिरादेव सत्वं शुल्व निभंपतेत् ॥ ४८ ॥

(રસતરંગિણી=તરંગ ૨૧)

**ભાવાર્થ :**—પૂર્વોક્ત પદ્ધતિથી શુધ્ધ કરેલ માક્ષિક ચૂર્ણને સ્તન્ય, સ્નુહીક્ષીર તથા અર્કક્ષીરની ભાવનાદેવી અને ટંકણ તથા કંકુષ્ઠ સાથે મિશ્ર કરી પિંડ બાંધી સારી રીતે ધમવાથી સત્વ નીકળે છે.

(૨) કદલીકંદ, તુલસી, નારંગામ્લ એ ત્રણેના રસની સાત સાત ભાવના દેવી અને પંચદ્રાવક સાથે સ્ત્રીદુગ્ધમાં મર્દન કરી ધમવાથી સત્ત્વ નીકળે છે.

(૩) મધ, એરંડતૈલ, ગૌમૂત્ર, ઘી અને કદલીકંદ રસ એ સર્વેની વારંવાર ભાવના આપવી અને મૂષામાં નાખી ધમવાથી **તામ્ર સદૃશ** સત્ત્વ નીકળે છે.

(૪) કુકડવેલનો રસ નાખી ચતુર્થાંશ ટંકણ યુક્ત પ્રકટ મૂષામાં માક્ષિકને ધમવાથી જોઇએ તેવું (તામ્ર જેવું) સત્ત્વ નીકળે છે.

(૫) વિમળાને પણ ભિન્ન ભિન્ન ક્ષાર ગર્ભ વનસ્પતિના રસની ભાવના આપ્યા બાદ ક્ષાર સાથે ધમવાથી चंद्रार्कसंकाशं રૌપ્ય અને તામ્રમિશ્રિત સત્ત્વ નીકળે છે એમ ગ્રંથકાર કહે છે. કેટલાક सीसक सदृशं પણ માને છે. આ white iron હોય એમ ડૉ૦ દેશાઇ માને છે (જુઓ ભારતીય રસશાસ્ત્ર પૃ૦ ૨૯૮)

૨ રસહૃદયકારની માક્ષિક સત્ત્વ કાઢવાની પદ્ધતિ લગભગ ઉપરની પધ્ધતિને મળતીજ છે. ફક્ત શ્લોક દશમાંમાં વર્ણવેલ રીત પાશ્ચાત્ય કેમિસ્ટ્રીની તામ્રનિષ્કાસનની વેટ પ્રોસેસને મળતી હોય એમ લાગે છે (સરખાવો—એ. સ્મીથની 'ઇનઓર્ગેનીક કેમીસ્ટ્રી.'—પાન ૬૧૭)

૩ રસરત્ન સમુચ્ચયકાર રસાર્ણવની પદ્ધતિનેજ અનુસર્યા છે.

(૪) રસપ્રકાશ સુધાકરની પદ્ધતિ જોતાં શ્રી યશોધરના વિપુલ બુદ્ધિવૈભવ તરફ જરૂર માન ઉપજે તેવું છે—સ્વર્ણ માક્ષિકમાંથી તામ્ર જુદુ કાઢવાની સુંદર અને સરળ રીત તેઓશ્રીએ આપી છે. વ્યાપારી દ્રષ્ટિએ આ રીત મોંઘી પડે પણ વૈદ્યકીય દ્રષ્ટિએ મોંઘી નથી. પારદ સંસ્કાર અને તામ્ર પ્રાપ્તિ એમ બે વસ્તુની સિદ્ધિ વૈદ્યને થાય તેમ છે. જુઓ—

સ્વર્ણ માક્ષિકને મર્દન કરી લોહપાત્રમાં પચાવવું; અને ધાતુ જેવું થાય ત્યાંસુધી લોહદંડથી ચલાવવું, અને અગ્નિ આપવો. પછી

ઉતારીને ત્રણગણો વિશુદ્ધ પારદ નાખી એક દિવસપર્યંત મર્દન કરવું; પછી જાડા લુગડાથી ગાળી લેવું. આ પ્રમાણે બેત્રણ વખત ગાળવું એટલે વધારાનો પારદ ગળાઇ જશે; અને તામ્ર તથા પારદનું મિશ્રક (એમાલ્ગમ) પિષ્ટિ સ્વરૂપમાં કપડામાં રહેશે

એ પિષ્ટિ ગોલકને ડમરૂ યંત્રમાં મુકી બે પ્રહર અગ્નિ આપી પારદનું ઉર્ધ્વપાતન કરી લેવું અને અધઃસ્થ ઇન્દ્રગોપ જેવું લાલ સત્ત્વ લઇ લેવું, તેમાં ટંકણુક્ષાર નાખી મૂષામાં મુકી ધમવું, તો તામ્રપ્રભ સત્ત્વ નીકળશે તેમાં સંશય નથી. આ પદ્ધતિ સુંદર છે, પ્રયત્ન કરી જરૂર સત્ત્વ કાઢવા જેવી છે.

૫. રસતરંગિણીમાં—

(अ) ચતુર્થાંશ ટંકણુ સાથે શુદ્ધ સ્વર્ણમાક્ષિક ચૂર્ણને મર્દન કરી, મૂષામાં મૂકી ધમવાથી સત્ત્વ ચોક્કસ નીકળે છે;

(ब) બીજા પ્રકારમાં ગંધક તથા ટંકણુ સાથે ધમવાનું લખ્યું છે. આ પ્રકાર પણુ ઠીક છે.

મેં રસતરંગિણીના પ્રથમ પ્રકાર પ્રમાણે એટલે ચતુર્થાંશ ટંકણુ નાંખી સત્ત્વ કાઢયું છે; અને મને તો લોહ તથા તામ્ર મિશ્ર સ્થિતિમાં હાથ લાગ્યાં છે. સત્ત્વના રવાપર તામ્રની ઝાંય હોયજ છે. શુદ્ધમનિભત્વની પ્રતીતિ જરૂર થાય છે; પણુ સાથે શ્યામતા વધારે હોય છે. રૌપ્ય માક્ષિક તથા વિમલામાં મોટે ભાગે લોહજ છે, એટલે અમે તે સત્ત્વ કાઢયુંજ નથી.

**સત્ત્વની આવશ્યકતા—**

સત્ત્વનિષ્કાસન સંબંધે કેટલીક બાબતો કહેવા જેવી લાગે છે. તે એ કે—

(૧) કોઇપણુ સંદિગ્ધ નવીન ખનિજના ગર્ભમાં કઇ ધાતુ છે? તેનો નિર્ણય કરવા માટે સત્ત્વનિષ્કાસન એ એક સુંદર ટેસ્ટ છે.

(૨) પારદ ક્રિયામાં અભ્રકસત્વ જલદીથી પારદના ગર્ભમા જઇ શકે, તે માટે માક્ષિક સત્વની સાથે તેને મર્દન કરવાની પ્રથા છે. ગર્ભદ્રુતિના વિષયમાં રસેન્દ્રચિન્તામણિમાં જુઓ અધ્યાય ત્રીજે—

> व्योमसत्त्वं समांशेन ताप्यसत्त्वेन संयुतम्
> घाकल्येन चरेद् देवि गर्भद्रावी भवेदयं ॥ ९८ ॥

વળી

> माक्षिकसत्त्वे योगाद्घनसत्त्वं चरतिसूतको निखिलं ।
> नियतं गर्भद्रावी स रज्यते बध्यते चैव ॥ १५ ॥
>
> (રસહૃદય–અવબોધ–૪)

હું માનું છું કે માક્ષિકના ગર્ભમા રહેલ તામ્રથી રસનું મુખકરણ જલદી થાય, અને તેથી વ્યોમસત્ત્વની ચરણા સત્વર થઇ શકે. બીજા સંકરબીજાદિ ક્રિયાઓમા પણ તેનો ઉપયોગ છે. પણ આ વિષય સ્વતંત્ર લેખમા ચર્ચવા યોગ્ય છે, એટલે લંબાણ અનાવશ્યક છે

(૩) સત્વની ભસ્મ કરી ઔષધ તરીકે વાપરવી.

આ ત્રણે દૃષ્ટિએ સત્વનિષ્કાસન જરૂરનું છે પ્રથમની બે બાબતોમા ખાસ જરૂરનું માનીયે પણ **ઔષધીય ઉપયોગની દૃષ્ટિએ જરા જોવા જેવું છે.**

સ્વર્ણમાક્ષિકની ભસ્મ કરીને વાપરીયે તો તેમા રહેલ લોહ, તામ્ર, અને કાંઇક અંશે સ્વર્ણાદિ એમનાં એમ રહે અને તે સર્વના સંયુકત ગુણોનો લાભ આપણી ચિકિત્સામાં લઇ શકાયે. પણ સત્વ કાઢીયે તેમા તે સર્વ ધાતુઓ પૂર્ણપણે મળવી અશકય છે કારણ કે આપણા સાધનો બહુ દરિદ્ર છે. આપણને તો લોહ અને તામ્ર મળી આવે છે અને તે પણ થોડા પ્રમાણમા કેવળ તામ્ર નિષ્કાસનની ઔદ્યોગિક દૃષ્ટિએ જો કોઇ વૈદ્ય સત્વનિષ્કાસન હાથ ધરે તો બહુજ મોઘું પડે અને ઇલેકટ્રોલીસીસની ક્રિયાથી પ્રાપ્ત થતા ૯૯.૯ ટકા જેટલું વિશુદ્ધતમ તામ્ર મેળવી શકે પણ નહિં. આના કરતા તો વિશુદ્ધતમ તામ્ર લઇનેજ વાપરવું વધારે યોગ્ય છે. છતાયે શાસ્ત્રમા પૂર્ણ શ્રદ્ધા રાખી જુદા જુદા વિદ્વાનો આ વિષયમા ભિન્ન

ભિન્ન પ્રકારે પ્રયોગો કરી, વાપરી ને દરદીનાં રેકોર્ડઝ રાખે અને પછી તેનો નિર્ણય કરે તો વધુ પ્રકાશ પડે. **મને તો સત્ત્વની ભસ્મ કરતાં મૂળ માક્ષિકનોજ ભસ્મો વાપરવા તરફ વધારે પક્ષપાત છે.**

હવે તેના આમયિકપ્રયોગો તથા ગુણધર્મ જોઈએ. પ્રથમ શાસ્ત્રોક્ત ગુણોની સમીક્ષા કરીશું:—

मक्षिकंतिक्त मधुरं मेहार्शः क्षयकुष्ठनुत् ।
कफपित्तहरं बल्यं योगवाही रसायनम् ॥ १४ ॥
( રસાર્ણવ પટલ ૭ )

सुवर्णं माक्षिकं स्वादु तिक्तं वृष्यं रसायनम् ।
चक्षुष्यं बस्तिरुक् कण्ठ पाण्डुमेह विषोदरम् ॥ ९ ॥
अर्शः शोफं विषं कंडूं त्रिदोषमपिनाशयेत् ।
अनुपानं वराव्योषं वेल्लं साज्यं हि माक्षिके ॥ १० ॥
( આયુર્વેદપ્રકાશ અ. ૧૨ )

माक्षिको रजतहाटकप्रलः शोधितोऽतिगुणदः सुसेवितः ।
मेह कुष्ठ कृमि शोफ पाण्डुतापस्मृतीर्हरति सोऽश्मरीं जयेत् ॥
( યોગરત્નાકર )

× × × ×
विमलायाः गुणाः किंचिन्न्यूनाः कनकमाक्षिकात् ॥ ( २४ )
× × × ×
मरुत्पित्तहरोवृष्यो विमल श्च रसायनः ॥ ३० ॥
× × × ×
वेल्ल व्योष वराज्येन विमलः सेवितो यदि ।
भगन्दरादिकान्रोगान्नृणां जयति दुस्तरान् ॥ ३१ ॥
( આયુર્વેદપ્રકાશ અ. ૧૨ )

सुवर्णं माक्षिकं वृष्यं मधुरं तु रसायनम् ।
तिक्तं स्पर्यं च चक्षुष्यं त्रिदोषघ्नं परं मतम् ॥ २६ ॥

क्षय मर्शासि मेहानि विविधाः बस्ति वेदनाः ।
पाण्डुश्वयथु कुष्ठानि विषदोषादिकान्हरेत् ॥ २७ ॥
जीर्णज्वरमपस्मारं मन्दानल मरोचकम् ।
अनिद्रां नाशयत्याशु योगवाहि परं मतम् ॥ २८ ॥
गुञ्जार्धतः समारभ्य बल कालाद्यपेक्षया ।
गुञ्जा द्वितय पर्यन्तं माक्षिकं योजयेद्भिषक् ॥ २९ ॥

× × × ×

स्वर्णमाक्षिक वज्ज्ञेया विमलस्यगुणाबुधैः ।
मात्रां चामयिकं योगं तथैव परिलक्षयेत् ॥ ६९ ॥

( રસતરંગિણી–તરંગ ૨૧ )

ભાવાર્થઃ–સ્વર્ણમાક્ષિક તિક્ત અને મધુર છે, તથા વિવિધ પ્રકારના મેહ, અર્શ, ક્ષયરોગ, કુષ્ઠરોગ, વિવિધ પ્રકારના બસ્તિના રોગો, હૃદ્‌રોગ, ગળાના રોગ, શોફ, કંડૂ, કૃમિ, અપસ્માર, અસ્મરી, મંદાગ્નિ, જીર્ણજ્વર, અરોચક, અને અનિદ્રાને જીતે છે; તથા તે ત્રિદોષઘ્ન છે; બલ્ય, વૃષ્ય, રસાયન તથા યોગવાહી છે.

## માત્રા-૧/૨ થી ૨ રતિ સુધી.

રૌપ્ય માક્ષિક તથા વિમલાના ગુણ, અને આમયિકયોગ સ્વર્ણ માક્ષિક જેવાજ ગણાય છે. **તેની માત્રા પણ તેજ પ્રમાણે છે.**

રૌપ્યમાક્ષિક કે વિમલાના ગુણો સ્વર્ણમાક્ષિક જેવાજ માનવા એ મારી દૃષ્ટિએ તો ભૂલભરેલું લાગે છે. જેનાં ઘટક તત્ત્વો ભિન્ન છે, તેના ગુણોમાં પણ અવશ્ય ભિન્નત્વ હોયજ વિમલામાં ફક્ત લોહનાજ ગુણો છે; જ્યારે સ્વર્ણમાક્ષિકમાં તામ્ર તથા લોહના સંયુક્ત ગુણો છે.

સ્વર્ણમાક્ષિકના ઉપરોક્ત ગુણો જોતાં તેનું કાર્ય હોજરી, આંતર, યકૃત, પ્લીહા, મૂત્રપિંડ, હૃદય, ફેફસાં, તથા જ્ઞાનતંતુઓ પર હોય તેમ જણાય છે.

સામાન્ય રીતે લોહ વિષે એમ મનાય છે કે-લોહના ક્ષારો આંત્રકલાદ્વારા શોષાય છે, અને લોહીના શ્વેતકણોને તે સોંપાય છે; જે શ્વેતકણો તેને યકૃત્‌માં લઇ જાય છે; ત્યાં તેનો સંચય થાય છે. અને કેટલાક સેંદ્રિય યૌગિકોમાં તે પરિણમે છે. ખાસ કરીને તેમાંથી **ફેરેટીન** બને છે. આ યૌગિકો રક્તાભિસરણમાં ધીમે ધીમે જાય છે, અને રક્તનિર્માણ ક્રિયામાં પ્લીહા, રસાયનીઓ, અને અસ્થિમજ્જા તેનો ઉપયોગ કરે છે.

(પાંડુમાં લોહીના રક્તકણોની સુધારણા સાથે, પ્રાણવાયુના શોષણમાં પણ વધારો થાય છે......તેથી શરીરની સર્વ ઇન્દ્રિયોની ક્રિયાઓ ઉત્તેજીત થાય છે; અને તેથીજ લોહ એ બહુ ઉપયોગી શક્તિપ્રદ ઔષધ છે; (મેટેરિયા મેડિકા-ઘોષ. પૃ ૨૨૭)

**તામ્ર વિષેઃ**—તામ્ર એ હોજરી અને આંતરની કલાદ્વારા પ્રવાહી સ્વરૂપ કોલોઇડલ ફોર્મમાં શોષાય છે; અને યકૃત્‌માં તેનો સંચય થાય છે અલ્પમાત્રામાં તે પ્લીહા અને વૃક્કમાં પણ માલુમ પડે છે. Colloidal Copper increases activity of cell-metabolism. (નાડકર્ણી) પ્રવાહી સ્વરૂપમાં તામ્ર કણ-પરિવર્તન ક્રિયાની વૃધ્ધિ કરે છે.

હું તો માનું છું કે યકૃતમાં તામ્રનો સંચય થાય છે તેથી યકૃતદ્વારા થતા રક્તાભિસરણદ્વારા તે હૃદયમાં જાય, અને ઉત્તમ (બ્લડ એન્ટિસેપ્ટિક) તરીકે કામ કરે; અને તેથી કોઇપણ વિષથી લોહી વિકૃત થવાથી થતા હૃદ્‌રોગોમાં તે સુંદર કામ કરે,

**આંત્રપચન નિવારક** તરીકે તામ્રનો ઉપયોગ આપણામાં બહુયે છે. સંગ્રહણીમાં પંચામૃત પર્પટી જેવા બીજા ઘણા ઉપયોગી રસોમાં તામ્રની યોજના છે. અને B. Coli તથા અન્ય સૂક્ષ્મ જીવાણુઓને મહાત કરવા માટેજ તેની યોજના હોય એમ માની શકાય છે.

અમ્લપિત્તમાં પણ લીલાવિલાસ વિગેરે રસોમાં લોહ સાથે તામ્રનો ઉપયોગ છે. અમ્લપિત્ત લાંબા સમય સુધી ચાલે તો તેમાંથી

આમાશયક્ષત ઉદ્ભવે છે, અને તેનોયે બરાબર પ્રતીકાર ન થઇ શકે તો તે **ગ્રહણીક્ષતમઃ** પરિણમે છે; તે બન્ને ક્ષતોમાં સખત દુઃખાવો ઉપડે છે; જે શૂલને નિર્મૂળ કરવામાં તથા તત્રસ્થ પચન નિવારણ કરવામાં તામ્ર બહુજ સુંદર કાર્ય કરે છે. તેનામાં રોપણ ગુણ પણ છે. ગુલ્મ ચિકિત્સામાંયે તેનો હિસ્સો છે. છર્દિમાં પણ યોગ્ય માત્રામાં મયૂરપિચ્છ ભસ્મનો ઉપયોગ થાય છે.

તમામ પ્રકારનાં વિશુચિકા અને અતિસારમાં તે સફળતાથી વાપરી શકાય છે. ટાઇફોઇડ જ્વરમાં પણ આંત્રપચન નિવારક ઇન્ટે-સ્ટીનલ એન્ટીસેપ્ટીક તરીકે તે વાપરી શકાય. આંત્રના કૃમિ-હુકવર્મ્સ-માં તે વાપરી જોવા જેવું છે. હૃદશૂલ-એન્જાઇના પેક્ટોરીસ-તથા પાર્શ્વ-શૂલમાં પણ તેનો ઉપયોગ થઇ શકે છે. કાસશ્વાસમાં **શ્લેષ્મ નિઃસારક** તથા **આક્ષેપ નિવારક** તરીકે તે વપરાય છે. તામ્ર-પર્પટી જેવા અન્ય રસોમાં તથા સ્વતંત્ર રીતે પણ તે વપરાય છે. કેન્સરમાં પણ તામ્ર વાપરવાની કેટલાક વિદ્વાનો ભલામણ કરે છે. અર્વાચીન વિદ્વાનો ક્ષયમાં પણ ને વાપરે છે. એ. કે. બી.ના ઇન્જે-ક્ષન્સમાં સ્વર્ણ વિગેરે સાથે તામ્રનોયે હિસ્સો છે, અશ્મરીમાં પણ તામ્રનું કાર્ય છે એમ આપણા ગ્રંથકારોયે સ્વીકાર્યું છે. **વૃક્કાશ્મરીને** ઓગાળવામાં તામ્રનુંજ કાર્ય હશે; કારણ કે અશ્મરી ચિકિત્સામાં ત્રિવિક્રમ રસ તામ્રનીજ બનાવટ છે. **પિત્તાશયાશ્મરી**-ગોલસ્ટોન્સ-પર પણ તેનું કાર્ય હોય અને તે તામ્રના પિત્તસ્રાવક ગુણને લીધેજ હશે. ઉપરાંત જલોદર ચિકિત્સામાં પણ તે વપરાય છે. જલોદર હૃદયવિકૃતિથી, યકૃતવિકૃતિથી તથા મૂત્રપિંડની વિકૃતિથી થાય છે. આ ત્રણે અવયવો પર તામ્રની સુંદર અસર છે. તે આપણે જોયું છે.

ઉપરોક્ત લોહ તથા તામ્રનાં સંયુક્ત ગુણો સ્વર્ણ માક્ષિકમાં છે. વળી હાલમાં P. D. & Co. તરફથી લોહ તથા તામ્રની Casules પ્રચારમાં આવી છે. તેની જગ્યાએ આપણી સ્વર્ણ-માક્ષિકભસ્મ મેં વાપરી જોઇ છે. અને દરેક પ્રકારના પાંડુમાં સુંદર કાર્ય કરે છે.

મનુષ્ય હૃદયની નબળાઇથી ચક્કર આવે છે; તેમાં હું સ્વર્ણ માક્ષિક ભસ્મ સાથે મકરધ્વજ વાપરૂં છું. અને સંતોષકારક પરિણામ આવે છે. હૃદરોગમાં સ્વર્ણમાક્ષિક ભસ્મ સુંદર ટેકો આપે છે; અને વાપરવા યોગ્ય ઔષધ છે. હૃદરોગ ચિકિત્સામાં હૃદયાર્ણવ રસમાં તામ્ર આવેજ છે.

રકતપિત્તમાં પણ સ્વર્ણમાક્ષિક પ્રવાલ સાથે વાપરવા જેવું છે.

જ્ઞાનતંતુના વ્યાધિઓ જેવા કે અપસ્માર, હીસ્ટીરીયા, કોરીયા, ઉન્માદ વિગેરેમાં તે વાપરી શકાય.

શોથમાં પુનર્નવાદિકવાથ સાથે તે વપરાય છે. સ્વર્ણમાક્ષિક સ્વાદુરસોત્પાદક, તિકત અને બલ્ય છે; તે બલ્ય છે એટલે રસાદિ ધાતુઓને યોગ્ય પ્રમાણમાં ઉત્પન્ન કરે છે; અને તેથીજ રસાયન છે. એમ શ્રી, ગુણેશાસ્ત્રી અર્થ કરે છે તે યથાર્થ છે. વળી તેઓશ્રી કહે છે કે–સ્વર્ણમાક્ષિક એ કવીનીનનાં દુષ્ટ પરિણામને દૂર કરનારૂં ઔષધ છે; તેથી કવીનીન બહુ દિવસ દેવાથી કે કવીનીન સહન ન થવાથી થતા વિકારોમાં સ્વર્ણમાક્ષિકનો બહુ સુંદર ઉપયોગ છે. કાનપુરનિવાસી શ્રી પંડિત કિશોરીદત્તશાસ્ત્રી, માક્ષિકભસ્મ એક રતિ સુંઠ તથા મધ સાથે આપવાથી નિદ્રા આવી જાય છે, એમ નિખિલ ભારતવર્ષીય વૈદ્યસંમેલન (અમદાવાદ)માં કહેતા હતા. નિદ્રાજનક ગુણ રસતરંગિણીકારે પણ વર્ણવ્યો છે.

ટુંકામાં આપણા શાસ્ત્રકારોએ બહુજ ઝીણવટથી જોયું છે. અને શાસ્ત્રોકત તદ્દતદ્ વ્યાધિઓમાં તે શ્રધ્ધાપૂર્વક દેશ, કાલ, બળ વિગેરે જોઇ, યોગ્ય માત્રામાં વાપરવાથી ગ્રંથોકત ફળશ્રુતિ જરૂર અનુભવાય તેવું છે. વિશેષ વિસ્તાર કરી વિદ્વજ્જનો પાસે ચર્વિતચર્વણથી શો ફાયદો ?

રોપ્યમાક્ષિક તથા વિમલા ભસ્મમાં સુંદર લોહ છે. અને ઉત્તમ લોહની અવેજીમાં છૂટથી તેનો ઉપયોગ કરી શકાય છે. **માત્રા વિગેરે**

ાહભસ્મ સાથે થોડા પ્રમાણમાં મક્ષ
કરી શકાય. હું કોઇ કોઇ સ્થળે
ાણું માક્ષિક વિગેરેની જેમ તેનો
વિસ્ત ) નથી કર્યો.

પ્રાચીન તેમ અર્વાચીન ગુરૂજનોનો
ાનુભાવોનો પરમ આભાર માનવાની
માં અનેકવિધ ત્રુટિઓ હશે, છતાં
પ્રમાણે મદ્દ વિદ્વજ્જનોને પરિતોષાવહ
ઓને તે ઉપયોગી થશે તો મારો શ્રમ

ભૂપતરાય ત્રિભોવનદાસ પંડયા

# પારદ સંસ્કાર અને ચંદ્રોદય (મકરધ્વજ)

આયુર્વેદની આ અપ્રતિનિધિ દવા માટે અત્યાર સુધીમાં ઘણુ વિદ્વાન વૈદ્યો તરફથી પુષ્કળ લખાઇ ગયું છે. છતાં પણ મારો યતિકચિંત અનુભવ મૂકતાં મને આનંદ થાય છે. વાંચનારાઓ એમાંથી નવીન તત્વ મેળવશે તો મને સંતોષ થશે.

બધી ભસ્મો, અવલેહો, રસો, તૈયાર કરવામાં બુધ્ધિનો ઉપયોગ ખરો, પરંતુ ભય ઓછો. પરંતુ આ કૂપીપકવ મહારસાયનમાં યોગ્ય સંભાળ, અને ઘણી યુકિત–પ્રયુકિતઓ વાપરવા છતાં, જ્યારે શીશી ફોડીને અંદરનું દ્રવ્ય મેળવાય ત્યારે હર્ષવિષાદ કેટલાય અનુભવીઓને થયો હશે, તે તેના અનુભવીઓજ જાણે. અમો અત્યાર સુધીમાં ઘણો વખત ચંદ્રોદય બનાવી ચૂકયા છીએ. અને દરેક વખતે જુદો જુદો અનુભવ થયો છે. પારદની શુદ્ધિ જુદી જુદી રીતે કરીને આ સિધ્ધ રસાયન બનાવેલ છે. પરંતુ મનમાં હમેશાં રહ્યા કરતું કે અષ્ટ-સંસ્કારયુકત પારદ જ્યાં સુધી ન બનાવાય, અને તેમાંથી ચંદ્રોદય ન બનાવાય, ત્યાં સુધી માનસિક શાન્તિ થાય નહિ. આમ ઘણા વખતના વિચારના પરિણામે ગયા શીયાળામાં અમોએ ભાવનગરથી દશ રતલ ડબલ રીફાઇન્ડ પારદ–અર્ગોઇનનો–ખરીદ્યો. અને પછી તેને રસરત્નાકરના પાઠ પ્રમાણે, તેમજ સદ્દગત વૈદ્યરાજ તિલકચંદભાઇએ તપ્તખલ્વ પારદ શુદ્ધ કરેલ, તે રીત પ્રમાણે પારદ સંસ્કારની શરૂઆત

કરી, એક મોટી ચૂલ પર લોખંડની મોટી ખરલ (જેમાં લગભગ અડધો મણ પાણી રહી શકે તેવડી છે) મૂકી. તેના પ્રમાણમાં તેનો બત્તો પણ મોટો ન હતો. એ બત્તાને માથે છીદ્ર કરી દોરી બાંધી, એ દોરી ઉપર લાકડાની ચાડીમાં બાંધી એ બત્તાને એટલો નીચો ટીંગાડ્યો કે ખરલમાં સહેલાઇથી ફરી શકે અને ઘુંટવાની દવા ખુશીથી અને સહેલાઇથી ઘુંટી શકાય. આટલું કર્યા પછી એ ખરલમાં પારદ મૂકી તેમાં આપવાની ભાવના શરૂ કરી.

પ્રથમ બૂડાબ્દૂ, કુંવારનો રસ નાંખવામાં આવ્યો અને નીચે ધીમો તાપ શરૂ કર્યો એટલે ખરલ સહેજ સતત તપેલી રહ્યા કરે. આમ એક પછી એક વનસ્પતિની ભાવનાઓ શરૂ કરેલી. દરેક ભાવનાથી સાત સાત દિવસ સુધી પારદ ઘુંટવામાં આવતો અને તે ભાવના પુરી થયે તેમાંથી પારદ કાઢી લેવામાં આવતોજ. દરેક વખતે પારદને જોખી લેવામાં આવતો હતો અને એક દિવસ હંડો કાંજી અને સીંધાલુણના ચૂર્ણ સાથે ઘુંટાવવામાં આવતો હતો.

આમ અઢી માસ સુધી પારદ સંસ્કારની વિધિ પહોચેલી. છેવટ પારદ તૈયાર થતાં નવ રતલ વજન પારદ થયો એટલે અઢી માસને અંતે કુલ ઘટ ૪૦ તોલા થઇ ગણાય. એ સંસ્કાર યુક્ત-પારદ એક સારા બૂચવાળા બાટલામાં મૂકયો. આમ યથાશક્ય સંસ્કાર કર્યા પછી એ પારદની ફકત મજુરીજ રાત્રી દિવસની બે માણસની ૭૫-૦-૦ રૂ. થઇ, તેમજ જુદી જુદી વનસ્પતિઓ એકઠી કરવાનું ખર્ચ લગભગ ૩૦) રૂપીયા થયું, જેમાં દસ રતલ પારદની ૭૦) રૂ. કિંમત ઉમેરતાં, હાથ લાગેલ નવ રતલના કુલ રૂ. ૧૭૫) પોણાબસો થયા. મ્હારી વૈદ્ય તરીકેની બુધ્ધિની અને હાજરીની કિંમત તે અલગ.

હવે આ સંસ્કારયુક્ત પારદમાંથી સોળ તોલા પારદ લઇ, તેમાં સુવર્ણ તોલા ચાર મેળવ્યું. સોનાની પ્રથમ લગડી કરી, તેને તેલ, ગૌમુત્ર, છાશ વિગેરેમાં શુદ્ધ કરી, પછી તે લગડીનો સોની પાસે અડત્રાથી કરકરીયો, કણીકણી જેવો ભૂકો કરાવ્યો, તે ઉપલા ૧૬

તોલા પારદમાં મેળવ્યો. ખૂબી એ થઇ કે એવો જાદો. ભૂદ્રા એ પારદમાં તુરત એક રસ થયો, એટલી વિશિષ્ટતા. આ પછી શુદ્ધ ગંધક ૯૬ છન્નું તોલા મેળવી, તેની કજ્જલી તૈયાર થતાં, એ કજ્જલીને વડવાઇના રસની અને શેમળાના પુષ્પની ભાવનાઓ આપી. સુકાયા પછી જોખી જોતાં એકસોબાર તોલા પ્રમાણ રહ્યું હતું. તેને અગાઉથી તૈયાર કરી રાખેલ કપડ મટીવાળી શીશી-જે ચાંદી ગાળવાની ફ્લાસ્ક જેવી આવે છે, અને પહોળા મોઢાની હોય છે-માં ભરવામાં આવી. હવે તપેલા ધાટનું, નીચે છિદ્રવાળું લોઢાનું ઠામ લઇ, તેમાં શીશી તળીએ ગોઠવી, આસપાસ ઝીણી રેતી ગળા સુધી ગોઠવી, પ્રથમ જાડા એક એક લાકડાનો અગ્નિ આપવો શરૂ કર્યો. શીશી પહોળા મોઢાની એટલે ગંધક જલદી બહાર નીકળી શકે એ પણ ધ્યાનમાં રાખવા જેવું ખરૂં. ત્રીસ કલાકની ચોકી પછી ગંધકનો ધુમાડો નીકળતો બંધ થયો અને કંઇક લાલ શીખાવાળો તાપ અને ધુમાડો નીકળ્યો ત્યારે તપ્ત શલાકા નાંખી જોતાં, ગંધક બળી નથી રહ્યો એમ ખાત્રી થતાં, તેને બુચ મારી ફરતો ચુનો અને ગોળ ચોપડી દીધો. બુચ મારતી વખતે તાપ ઘણો ધીમો કરવો પડે છે. આ પછી ચાર કલાકે પાછો અગ્નિ આપવો શરૂ કર્યો. પહેલે દિવસે મંદ બીજે દિવસે મધ્યમ અગ્નિ આપી, ચોથે દિવસે સખ્ત અગ્નિ આપીને બાર વાગે બંધ કરવા વિચાર હતો. પરંતુ બલીયસીકેવલમ્ ઇશ્વરેચ્છા એ પ્રમાણે ચોથે દિવસે અગ્નિ આપી શકાયો નહિ, કેમકે ત્રીજા દિવસની રાત્રી પસાર થઇ અને સવારમાં સ્નાન સંધ્યાદિથી પરવારીને નીચે ભઠ્ઠી જોઇ તો શીશાનું મોઢું ગળી ગયેલું જોયું. આ દ્રશ્યથી અમને કેટલો વિષાદ થયો હશે તેની કલ્પના તમને કયાંથીજ હોય? મનમાં વિષાદ પ્રાપ્ત થયો. ભઠ્ઠીમાંથી તાપ કાઢી નાંખ્યો પરંતુ ભઠ્ઠી જ્યાં સુધી ઠરે નહિ ત્યાં સુધી ઉપાય શો? બગડયાની ભાવના તો હતી અને વિશેષ ન બગડે એ હેતુથી ધીરજ ધરીને, જેમ તેમ ચાર છ કલાક પસાર કર્યા પછી, વાળુકા યંત્રમાંથી રેતી થોડી થોડી દૂર કરી અને શું જોયું? શીશી ફુટી ગઇ હતી પરંતુ સદ્‌ભાગ્યે એ ફુટેલી શીશીના

ગળામાં સુંદર ઝાંઇવાળો ચંદ્રોદય ચોંટેલો માલુમ પડયો. પરંતુ વાળુકાયંત્રની રેતી ફ્લાસ્કમાં ભરાઇ ગઇ હતી, તેથી તદ્દસ્થ સુવર્ણ ભસ્મનો નાશ થયો હશે, એમ ધારી દુઃખ થયું. પછી શીશાના મોઢા ઉપરની કપડમાટી દૂર કરી અને તે ફોડનાં અંદરથી ૨૪ાા તોલા મકરધ્વજ પ્રાપ્ત થયો. તેમાંથી ગંધના મેલવાળો ૪ાા તોલા ઓછો કરી નાંખ્યો, એટલે વીશ તોલા રાખ્યો. બીજો કચરો પણ ૭ તોલા મળેલ હશે.

આ પછી વાળુકાયંત્રની રેતી ખસેડી શીશો બહાર કાઢયો. શીશાનો કાચ ગળી ગયો હતો, તેમજ અંદર એવડ વળી ગયેલ હતો. આમાંથી ધીમે ધીમે અંદરની રેતી કાઢી નાંખી અને જોયું તો પ્રભુકૃપાથી તદ્દસ્થ સુવર્ણ ભસ્મ તળીએ ચોંટેલી હતી. એ ભસ્મ જાળવીને કાઢી લીધી. એ સુવર્ણ ભસ્મ-ગંધકના મેલ સાથે-નું વજન બાર તોલા હતું. તેને તુલસી અને ચંપાકાઢીના રસમાં ઘુંટી સુવર્ણભસ્મ બનાવી, ઉપરોકત મળેલ ચંદ્રોદય સાથે ઘુંટી લેવામાં આવી. ત્યાર બાદ પ્રમાણસર અનુપાન મેળવી, એકેક ગુણની ગોળીઓ તૈયાર કરી, છાંયડે સુકવી લઇ, કાચના બૂચવાળી શીશીમાં ભરી લેવામાં આવી.

આમાં મને પુરા ચાર માસ લાગ્યા. આટલો સમય, નાણુંનો વ્યય, છતાં જો પુરેપાધરં ન ઉતરે તો પારાવાર નુકશાની તો બાજુએ રહી, પરંતુ હૃદયને જે આઘાત લાગે તે તો અસહ્યજ હોય.

મારા અનુભવે આવી વિલાયતી શીશીઓ વાપરવા કરતાં દારના ગોળ જાડા કાચના શીશાને બરાબર કપડમટી કરી વાપરવા ઉચિત જણાયેલ છે.

હવે પારદ સંસ્કારનો વિસ્તાર લખું છું.

પ્રથમ કુંવારના રસની ભાવના તમખરલમાં શરૂ કરી, દરરોજ સવારે તાજો તાજો રસ નાંખવામાં આવતો હતો. અઠવાડિયે પુરો થયા પછી, પારદ કાઢી લઇ એક દિવસ હંડી કાંજી અને સીધા-

લુણમાં ઘુંટવામાં આવતો, આ રીતે અંકોલના મૂળની છાલ અને ઈંદ્રિવરણાંના ફળના ચૂર્ણના ઉકાળામાં, ગરમાળાના ગોળના ક્વાથમાં, ત્રિફળાના ક્વાથમાં, ચિત્રકમૂળના ક્વાથમાં, ધતુરાના પાનના રસમાં, ગોખરૂના ક્વાથમાં અને વચ્છનાગના ચૂર્ણ સાથે ધતુરાના રસમાં, તપ્તખરલમાં અઠવાડિયું અઠવાડિયું ઘુંટવામાં આવ્યો હતો. ઉપર લખ્યું તેમ દરેક વખતે અઠવાડિયાં બાદ એક દિવસ ઠંડો કાંજી અને સિંધાલુણમાં ઘુંટાતો. આ વિધિ ઉપરાંત શારંગધર સંહિતાના મધ્યમ ખંડ, અધ્યાય બાર, શ્લોક ૨૧ થી ૨૩, પ્રમાણે સંસ્કાર કરવામાં આવેલ.

આ વિધિ માટે સ્વ. વૈદ્ય તિલકચંદભાઈનું પારદ સંસ્કારનું પ્રકરણ જોઈ જવું. વિસ્તારભયથી લખ્યું નથી. પારદ દરેક અઠવાડિયે તપ્તખરલમાંથી જુદો પાડવામાં આવતો, તેમજ દરરોજ ચોવીશ કલાકે ભાવનાનો રસ તાજો નાંખવામાં આવતો હતો. એકલી કુંવારનો રસ દરરોજ દશ શેરના પ્રમાણમાં નાંખવામાં આવતો હતો. આમ અઠવાડીઆ સુધી દરરોજ તાજેતાજો નાંખવામાં આવતો હતો. આ ઉપરથી બીજી વનસ્પતિની ભાવના વાંચકો કલ્પી શકશે, તો ઉપરોક્ત શુદ્ધકરણની મહેનત આપોઆપ સમજાઈ જશે. દરેક ધંધામાં ઓતપ્રોત થઈએ ત્યારેજ તે દીપી ઉઠે એમ આ ધંધામાં ખાસ પ્રેમશોખ અને સાગવૃત્તિની એટલીજ જરૂર છે. બજારમાંથી પારદ લાવી, લુગડે ગાળી તેમાં ગંધક મેળવી કરેલી કજ્જલીના ગુણ કયાં ? અને આમ અષ્ટવિધ સંસ્કારયુક્ત પારદનો ગુણ કયાં ? દેશી વૈદું હંબગ નથી પરંતુ તેની પછવાડે એટલી માથાકુટ રહેલી છે કે તે અનુભવીજ જાણી શકે. ફાર્મસીઓ થતાં વૈદ્યો આ મહેનતથી જેમ બચી ગયા છે, તેમ દવાનો ખરેખરો ચમત્કાર અને પ્રજાનો વિશ્વાસ ઓસરતો જાય છે, તે સૌને સમજાય તો કેવું સારું ?

હવે આ દવાના ગુણો વિષે ઘણું લખાઈ ગયું છે. પરંતુ એ સિવાય હું જે અનુભવો લખું છું તે નીચે પ્રમાણે છે.

એક વખત એક ભાઇ લકવાના પરિશ્રમથી થાકીને ખૂબજ ઢીલા થઇ દવાખાને આવ્યા અને તેમને મેં બે ગોળી પાનના બીડા સાથે ખવરાવી. બીજે દિવસે રાજી થતા આવ્યા અને કહ્યું કે થાક તો ગયો પરંતુ સાથેસાથ ભૂખ પણ ખૂબજ લાગેલી. બીજી વધારે ગોળી આપો.

ખૂબી એ છીએ છે કે ઘણાખરા વૈદ્યો પૈકી કેટલાક સુવર્ણ ભસ્મ લઇ લે છે. તે ન લેતાં આમાં સાથેજ મેળવી અનુપાન-યુક્ત ગુટિકા તૈયાર કરવી. અમે એજ રિયતિમાં રાખીએ છીએ એટલે ધાર્યો ગુણ લઇ શકીએ છીએ.

કોઇપણ જાતની નબળાઇમાં, આંતરડાની નબળાઇમાં, શરીરની કૃશતામાં આ અપ્રતિનિધિ રસાયન છે. વીર્યસ્ત્રાવને લગતી અને શીરંગોપદંશ પછી થતી ધાતુક્ષીણતા અને તેને લઇને થયેલી અતિશય નબળાઇમાં આ દવા મેં છૂટથી વાપરી છે અને પરિણામે સંતોષકારક પડી છે. તદુપરાંત તાવ પછીની નબળાઇમાં પણ હું ઉપયોગ કરૂં છું. એટલુંજ નહિ પરંતુ જ્યાં કસ્તુરીનો ખપ હોય ત્યાં આ દવાને મેં સફળતાથી વાપરી છે.

આમાં મારી જે કંઇપણ સાર્થકતા થઇ તે કુંડલાનિવાસી મારા સદ્ગુરૂશ્રી સ્વ. વૈદ્યરાજ જટાશંકર કેવળરામની અનન્ય કૃપાનું ફળ હું સમજું છું. ઇતિ શિવમ્.

તળાજા–કાઠિયાવાડ તા. ૩૧–૬–૩૭.

વિજય કાલી ભટ્ટાચાર્ય

# પારદ શુદ્ધિ

## આયુર્વેદમાં તેની ઉપયોગિતા

પારદ સંસ્કાર એટલે શું? પારદને ઔષધિ તરીકે વાપરી શકાય એવો બનાવવાની પ્રયોગ પરંપરા એજ પારદ સંસ્કાર. એ પ્રયોગો વડે પારદના અંતર્બાહ્ય દોષો દૂર થઇ ગુણ માત્ર અવશેષ રાખી શકાય. રસતંત્રમાં એવા અઢાર ૧૮ સંસ્કાર વર્ણવ્યા છે. તેમાંના પહેલા આઠ ૮ પારદની ઔષધિય બનાવટો માટે લાગુ થાય છે. બીજા દસ ૧૦ જુદી જુદી ભઠ્ઠીની ક્રિયાઓ પરત્વેના છે. આ લેખમાં હું પહેલા આઠ વિષે જ સંક્ષેપમાં મારે જે જણાવવાનું છે તે જણાવીશ અને શાસ્ત્રીય દષ્ટિએ તેમના ઉપયોગિતા નોંધીશ.

૧ સ્વેદન, ૨ મર્દન, ૩ મૂર્છન, ૪ ઉત્થાપન, ૫ પાતન, ૬ રોધન, ૭ નિયમન, ૮ દીપન, એ મુજબના પહેલા આઠ સંસ્કારો છે. ૯ મો અને છેલ્લો સંસ્કાર અનુવાસન સંસ્કાર છે.

**૧ સ્વેદન સંસ્કાર** વડે પારદને વનસ્પતિ ક્ષારની ભાવના આપવામાં આવે છે. ઉપરાંત દોલાયંત્ર વડે બીજા ખાટા રસની ભાવના ભઠ્ઠી ઉપર અપાય છે. આમાં પારદને એક પ્રકારનું બાષ્પસ્નાન મળી રહે છે. એથી પારદની અશુદ્ધિ ઓછી થવા લાગે છે, ધોબી જેમ મેલાં કપડાં ભઠ્ઠીમાં ઘાલી સાફ કરે છે તેમ આ ક્રિયા પારદની શુદ્ધિ કરેછે.

**૨ મર્દન સંસ્કાર**–વડે પારદની બહારની અશુદ્ધિ જુદી જુદી વનસ્પતિના ખાટા રસમાં પારદને ઘૂંટીને અને છેવટે કાંજીમાં ધોઇને દૂર કરવામાં આવે છે.

**૩ મૂર્છન સંસ્કાર**–વડે જુદા જુદા ક્ષારની ભાવના આપી ઘૂંટીને પારદનું રૂપાન્તર કરવામાં આવે છે.

**૪-૫-ઉત્થાપન સંસ્કાર**–વડે આગલા સંસ્કાર વડે થયેલું પારદનું રૂપાન્તર છૂટું પાડી વિદ્યાધર અને બીજો અનુકુળ પડે તેવાં યંત્રની મદદથી તપાવી, ઠંડું કરી, ઉર્ધ્વપાતન, અધઃપાતન અને તિર્યક્-પાતન પદ્ધતિ વડે જાગૃત કરવામાં આવે છે.

**૬ રોધન સંસ્કાર**–આ પ્રમાણે ભેગો થયેલો પારદ નારીયેળની કાચલીમાં ભરી, સિંધવ અગર બીજા ક્ષારના મવાકીમાં ડૂબાડી, બૂચ મારી જમીનમાં દાટી દેવામાં આવે છે. આથી પારદ ષંઢ દોષ વિનાશક થઇ શકે છે.

**૭ નિયમન સંસ્કાર**–રોધન સંસ્કાર પછી પારદને અમુક ઔષધિઓ વડે તથા કાંજી વડે બાષ્પસ્નાન કરાવવામાં આવે છે જેથી પારદ તેની તંદ્રા પરાકાષ્ટામાંથી જાગૃત થઇ જાય છે.

**૮ દીપન સંસ્કાર**–પારદને શુહાગા વગેરે ક્ષારો સાથે મેળવી દોલાયંત્રમાં બાષ્પસ્નાન કરાવવામાં આવે છે.

**૯ અનુવાસન સંસ્કાર**–એ છેલ્લો અને રોધન સંસ્કાર જેવોજ સંસ્કાર છે. તેમાં પારદને ખાટા રસની ભાવના આપી, એક દિવસ સૂર્ય તાપી બનાવવામાં આવે છે જેથી અનુવાસન ક્રિયા સંપૂર્ણ થાય છે.

પ્રાચીન મહર્ષિઓએ પારદ શુદ્ધિ માટે જે હદપારની સંભાળ લીધી છે તે વિષે હાલના વિજ્ઞાન શાસ્ત્રીઓને શંકા ઉદ્ભવે છે કે આટલા બધા અને આવા સંસ્કારોની જરૂર છે ખરી? કે માત્ર પૂરતા જ્ઞાનને અભાવેજ આ ઉપલકીયા લાગતા જેવા સંસ્કારો

ફરજ્યાત ગણેલા છે! પારદ શુદ્ધિ માટે શુદ્ધિના એટલા બધા સંસ્કારોની શી જરૂર છે વાર? હાલના વૈજ્ઞાનિકો તો પારદ શુદ્ધિ માટે આજ સુધી–એક–માત્ર ઉર્ધ્વપાતન સંસ્કારજ મહત્વનો ગણતા આવ્યા છે. પ્રાચીન મહર્ષિઓ તો બીજાં બે પાતન—અધઃપાતન અને નિર્યક્પાતન અને બીજી શુદ્ધિની ક્રિયાઓ, જેવી કે રોધન, નિયમન, વગેરે પણ જરૂરી માનતા આવ્યા છે.

આ પ્રમાણે તેઓએ પારદને પંચદોષવિનાશક અને તંદ્રાવસ્થામાંથી જાગૃત કરી તેને બુભુક્ષુ બનાવ્યો છે. બુભુક્ષિત પારદ સુવર્ણ અને બીજી ભારે ધાતુઓ પચાવી શકે છે. ઉપરાંત, તે હવામાનમાંની અશુદ્ધિ લઇ શકતો નથી.

ઉર્ધ્વપાતન વડે શુદ્ધ કરેલા પારદમાં જો કે દેખીતી અશુદ્ધિ મળી આવવા સંભવ નથી, છતાં એવા કેટલાક અશુદ્ધ પદાર્થો રહેવા સંભવ છે, જે પૃથક્કરણ પદ્ધતિ વડે અલગ થઇ શકે એમ ન હોય. એ પદાર્થોને લીધે પારદ જોઇએ તેટલો બુભુક્ષિત થઇ શકતો નથી. કલ્પિત અશુદ્ધિઓનો ખ્યાલ વ્યર્થ તો નથીજ. સખ્તમાં સખ્ત પદાર્થના પરમાણુઓ વચ્ચે પણ તદ્દન ખાલી જગ્યા રહી શકે તેમ નથી. તે રીતે પારદના બે પરમાણુઓ વચ્ચે પણ કોઇને કોઇ કોલોઇડલ અશુદ્ધ રહેવા સંભવ છે, જે આપણી વિવિધ શોધન ક્રિયાના રસો વડે નાશ પામે છે. અને એ પ્રમાણે તમામ પ્રકારની અશુદ્ધિઓ દૂર કરી શકાય છે. ઉર્ધ્વપાતન વડે પારદમાં કલાઇ અથવા સિસાંની કોઇ અશુદ્ધિ હોય તો તેજ માત્ર દૂર કરી શકાય છે. પરંતુ અંતર્બાહ્ય તમામ પ્રકારની અશુદ્ધિઓ તો આઠેય સંસ્કારો વિધિપૂર્વક કરી રહ્યા વગર દૂર કરી શકાયજ નહિ.

"જે. જે. હાક અને આર. સિસિંગ જણાવે છે કે સૂક્ષ્મદર્શક યંત્ર વડે પારદે વાયુમાંથા શોષેલી–ગેસરૂપી અશુદ્ધિ એક પરમાણુ જેટલી ઘનતામાં જોઇ શકાય છે." (મોનોગ્રાફ ઓન મર્ક્યુરી ઓર્સ—પાન ૧૫—જે. વોલ્સ રચિત—૧૯૧૫ આવૃત્તિ.)

તેજ પ્રમાણે ત્રણેય પ્રકારના પાતન સંસ્કારમાંથી પસાર થયેલા પારદને પ્રાચીન મહર્ષિઓ હવાથી તદ્દન અલિપ્ત રાખવા બેહદ કાળજી લેતા. વળી રોપન સંસ્કારમાં તેઓ પારદને સિંધવના પ્રવાહીમાં ડૂબાડી રાખતા અને તેને નારીયેલની કાચલીમાં ભરી જમીનમાં દાટી દેતા અને એક અઠવાડીયા સુધી લગભગ ઢાંકી રાખતા (તેને આર્તવના પ્રવાહીમાં અથવા મૂત્ર વગેરે દ્રવમાં પણ ડૂબાડી શકાય) જેથી પારદને હવામાનની અશુદ્ધિ લાગુ થઇ શકે નહિં. મૂત્ર, આર્તવ તથા સિંધવના પ્રવાહી દ્રવમાં, તેઓનાં પોતપોતાનાં પરમાણુઓ વચ્ચેની જગ્યા ધન રજકણો વડે વ્યાપ્ત થયેલી હોવાથી, હાલના વૈજ્ઞાનિક નિયમાનુસાર, ચમત્કારિક રીતે, હવાના પરમાણુઓની અશુદ્ધિમાંથી પારદને બચાવી શકાય એ નિઃસંશય છે.

એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે પ્રાચીન મહર્ષિઓને જે પારદ વિષેના સત્ય તત્વાર્થ સુગમ હતા તે કરતાં હાલનાં વૈજ્ઞાનિક સત્ય હજી ઘણાં પરાસ્ત છે અને એ કક્ષાએ હાલના વિજ્ઞાન શાસ્ત્રીઓને પહોંચવા હજી ઘણી વાર છે!

અને ઉપ-ધાતુઓ. સુવર્ણ, રૂપું, તાંબુ, લોહ, કલાઇ, શીશું, ધાતુ-વિભાગમાં અને અભ્રક વગેરે ઉપધાતુ વિભાગમાં આવે છે. આ ધાતુઓ ખનિજ હોઇ ખાણોમાં બહુધા બીજા ખનિજ પદાર્થો સહ મિશ્ર થએલી સ્થિતિમાં મળી આવે છે. તેઓ ચોકખી સ્થિતિમાં કદી મળી આવતી નથી.

ધાતુ ઉપધાતુના ભસ્મીકરણમાં આયુર્વેદમાં નીચેના વિધિ ક્રમે લગાડવા કહ્યા છે. (૧) શુદ્ધિ સંસ્કાર. (૨) ભાવના અર્થાત અમૃતી-કરણ. (૩) અમુક કેલોરી (માપ) સુધી તાપ આપી પુટ આપવો.

શુદ્ધિકરણ માટે વિવિધ ધાતુ ઉપધાતુ માટે જુદીજુદીજ પદ્ધતિ છે. આ શુદ્ધિકરણ વડે ધાતુને બીજી ધાતુ ઉપધાતુથી જુદી પાડી, તેના સંપર્ક અને અનિધિ પરત્વેના દોષ દૂર કરવાનોજ મુખ્ય હેતુ હોય છે. એ પાર પાડવા ધાતુને તપાવી તેની જરૂરીયાત મુજબ શુદ્ધિ માટે અમ્લ રસો, તેલો, છાશ, ગોમૂત્ર, કાંજી (ભાતની) વગેરેમાં 'બુઝાડી' તેમને શુધ્ધ કરવામાં આવે છે. ધાતુની ભસ્મ થના પહેલાં આ શુધ્ધિ સંસ્કાર તદ્દન જરુરનાજ છે. જો ધાતુને આ વિધિ મુજબ શુધ્ધ કર્યા વિના ભસ્મ કરી નાખવામાં આવે તો તેની રોગનિવારક શક્તિ ખીલી શકે નહિં, તેમજ તેની ભસ્મ પણ સહેલાઇથી થઇ શકે નહિં.

પછી આવે નિરુપયોગી તત્વોને બાળી નાંખી અમુક જરૂરી ઔષધોને ધાતુ સાથે મિશ્ર થવા દેવાની ભાવના, પુટ આદિ ક્રિયાઓ, એને મારણ અને અમૃતીકરણ પણ કહેવામાં આવે છે. શુધ્ધ થયેલી ધાતુને વિવિધ છોડવા કે પાંદડા વગેરેનો રસ પાવાની આ રીત છે. આ સેન્દ્રિય વનસ્પતિ રસોની ભાવના આપવાનો મુખ્ય હેતુ એવો છે કે ધાતુના રજકણોને જાગૃત કરી, મનુષ્યના પાચનતંત્રમાં તે સહેલાઇથી પચી જાય તેવાં બનાવવાનો છે. એની સાથે સાથે, અમુક કેલોરીની સંખ્યામાં તાપ આપી, ઉપલા તમામ સંસ્કાર પામેલી ધાતુઓનો પુટ પાક કરવાની

વેધિ પણ આ વિધિ સાથે સંકળાયેલી છે. જે વડે તેઓ વધુ અને
વધુ ઝીણા અને સૂક્ષ્મતર અણુઓમાં વહેંચાઇ જાય. છેવટે આ
બધી વિધિઓ થઇ રહ્યા બાદ, આપણે ધાતુની જોઇતી ભસ્મ, જે
વે રસાયન થઇ રહી હોય છે, તે આપણે મેળવી શકીએ છીએ.
રસાયન પ્રકૃતિ વિકૃતિનો સંબંધ સાધીને પ્રકૃતિને કાર્યસિધ્ધિ પહોં-
ચાડે છે. આયુર્વેદિક ભસ્મનો આ હેતુ અને સિધ્ધાંત છે. તો પછી
આયુર્વેદિક ભસ્મની વિધિ અને તેની પાછળ રહેલા સિધ્ધાંત, એ બેઉને
ખતા કરીને, માત્ર, ક્ષાર કે ચુના તરીકે ખોટે નામે ઓળખાવીએ
તે યોગ્ય કર્યું કેમ કહી શકાય?

છતાં પણ આયુર્વેદ માટે તો એક શુભ ચિહ્ન છે કે હાલના
વજ્ઞાનિકો આયુર્વેદિક ભસ્મોની આ વિધિ પરત્વે હવે ધ્યાન આપવા
લાગ્યા છે. અને આપણે જોઇએ છીએ કે હિન્દી રિસર્ચ ફન્ડ
એસોશીએશનની સલાહકારી સમિતિના આપેલા રિપોર્ટમાં નીચેની
સાબિતી આપણને મળી આવે છે. ૧૯૩૬ ના વર્ષમાં એ મંડળની
દેખરેખ નીચે વૈદ્યકીય શોધખોળો થઇ હતી. રિપોર્ટમાં જણાવ્યું છે કેઃ—

"લોહભસ્મનો અભ્યાસ કરતાં જણાયું છે કે પ્રાચીન હિંદુઓ
લોહના ઉપયોગ વિષે ઘણું આગળ પડતું પ્રખર જ્ઞાન ધરાવતા હતા.
અને લોહની બનાવટો પચી શકે તેવી જાતની તૈયાર કરવાના સિધ્ધાં-
તોની તેઓને કદર હતી."

હવે તો એવો વખત આવી પહોંચ્યો છે કે પૂર્વની દરેક
વસ્તુને પશ્ચિમનાં આમ ઉટપટાંગ નામ આપવાની પધ્ધતિ આપણે
અટકાવવીજ જોઇએ.

અમૃતલાલ દેવચંદ ગણાત્રા

# આયુર્વેદની ફાર્માકોપીયા જોઈએ છે.

આયુર્વેદીય ચિકિત્સાના ઉત્કર્ષ અને અસ્તિત્વનો મુખ્ય આધાર પ્રચલિત આયુર્વેદીય ઔષધિઓનાં પરિમાણ વાચક (ક્વોન્ટીટેટીવ) અને ગુણદર્શક (ક્વોલીટેટીવ) પૂર્ણ પૃથક્કરણ પર અવલંબે છે. આયુર્વેદીય દવાઓનું સેન્દ્રિય જગત એટલું વિશાળ અને અટપટું છે કે દરેક દવાના અન્વેષણ પછવાડે તેના વાસ્તવિક તત્ત્વોને છુટા પાડવા અને મિશ્ર ધાતુને સમજવા કેટલાંય વર્ષો લાગી જશે. આ સ્થળે એટલું દર્શાવવું અસ્થાને નહીં જણાય કે ગળી –ઇન્ડીગો– જેવી વસ્તુના તત્ત્વો સમજવા માટે લખલૂટ રૂપીયાના ખર્ચ ઉપરાંત જર્મન રસાયણીકે‍ે કેટલાય વર્ષો તે પછવાડે ગાળ્યાં. એક વખત રસાયણીક પૃથક્કરણ નક્કી થાય એટલે પછી તેના ક્રિયાત્મક એના તત્ત્વોને સમજીને માનવ શરીર પર થતી તેની ફીઝીઓલોજીકલ અસર નિર્ધારીત કરી શકાય.

આ ખેદનો વિષય છે કે અત્યાર સુધી હિન્દની આયુર્વેદીય સંસ્થાઓએ આ તરફ ગંભીર લક્ષ આપ્યું નથી. જો કે 'આ ખરૂં' છે. હિન્દના કેટલાક પ્રાન્તોમાં દેશી દવાઓ બનાવતી દવાશાળાઓએ દળવા, ખાંડવા અને કુટવા વિગેરેના આધુનીક યંત્રો ગોઠવ્યાં છે, અને પ્રશંસાત્મક પ્રગતિ સાધી છે અને આ રીતે સ્ટાન્ડર્ડ દવાઓ બજારમાં મુકવા ફતેહમંદ નીવડી છે, ઉપસ્થિત થતો જરૂરી પ્રશ્ન એ

છે કે દરેક વસ્તુના રસાયણિક અને ભૌતિક તત્વો છુટા પાડી તેના શુધ્ધ સત્વોનું ચોકખું ધોરણ ઘડવું.

દા. ત. વિવિધ તરહના સેન્દ્રિય અને ખનિજ પદાર્થોથી તૈયાર થતા તૈલો હો. આ તૈલોનો ઉપયોગ લેવા પહેલા આનું પૂર્ણ પૃથક્કરણ થવું જોઇએ વળી, ફરી તપાસવુ જોઇએ કે તેના રસાયણિક અને ભૌતિક તત્વોમા કાઇ ફેરફાર થયો નથી ને આ પછી પૃથક્કરણની દૃષ્ટિયે વૈદક તત્વોનો સબધ નક્કી કરવા તેનો ફીઝીઓલોજીકલ ટેસ્ટ થવો જોઇએ આજે બજારમા વેચાતી ચીજોનું કાઇ ધોરણ નથી પન્પોટા કપનીઓએ થોડીક ક્ષણોમા તૈયાર કરી નાખેના તૈલો બજારમા વેજીટેબલ ઘીની માફક આવીને વેચાઇ જાય છે.

ભસ્મોનો પ્રશ્ન હાથ ધરતા મુખ્ય બે વસ્તુ નજરે આવે છે. (૧) સોયે સો ટકા તેના વાસ્તવિક તત્વોનુ પૃથક્કરણ (૨) તેની મિશ્રતા નક્કી કરતી વેળા કેટલીક ધાતુઓની રહી જતી છાટ–ટ્રેઇસ પણ શોધી કાઢવી જોઇએ હમણાના અખતરાએ એવું કર્યું છે કે કેટલાક તત્વો છાટ તરીકે બાકી રહેલા હોય છે તે માનવ શરીર પર જીવન રસાયણિક વિક્રિયા–બાયોકેમીકલ રીએક્શન–પેદા કરે છે. રસાયણિક તત્વોને જવા દઇએ તો પણ ભસ્મના પરમાણુઓની સૂક્ષ્મતા પર ખાસ લક્ષ આપવાની અગત્ય છે લોહભસ્મ–ઓક્સાઇડ ઓફ આયર્ન–ના નામે સૌ જાણે છે કેટલાક લોહમિશ્રોને તપાવી આ મેળવી શકાય છે, પણ આ બધાજ, જો કે રસાયણિક દૃષ્ટિએ એક સરખા માલુમ પડે છે, છતાયે એકજ પ્રકારના પરમાણુ ધરાવતા નથી કેટલાક તો એટલા હલકા હોય છે કે પાણીમા નાખતા ડૂબી જાય છે અને કેટલાક તરવા માડે છે આ વિવિધ ભસ્મોની ક્રિયા પણ શરીર પર વિવિધ થાય જ્યારે આયુર્વેદીય ગ્રન્થોમા ભસ્મો તૈયાર કરવામા ખાસ પ્રકારના પુટ વિષે લખેલ છે ત્યારે તેના તરફ હસી કાઢવુ અને અવૈજ્ઞાનિક કહેવાનુ ડહાપણ કરવુ એ મૂર્ખાઇભરેલુ છે માટે, રસાયણિક તત્વોનું પૃથક્કરણ કરવુ, રોગના જીવાણુ પર થતી

અસર નક્કી કરવી અને પરમાણુની સુક્ષ્મતા કે જે ખાસ અસર ભજવે છે તે સમજવી.

આયુર્વેદીય રીતિયે તૈયાર થતા આસવો પણ વિચારણા માંગે છે. આસવો એ કેટલાંક વનસ્પતિ તત્વો, સ્ટાર્ચ, શર્કરા અને બીજા કાર્બોદીત ઉપરાંત થોડાક પ્રમાણમાં આલ્કોહોલવાળી ચીજોના ઉભરા (ફર્મેન્ટેશન) છે. આ ઉભરાનો વિશેષ આધાર ગરમી અને ઘટ્ટતા પર છે. હિન્દુસ્તાનમાં એકી વર્ષ અને એકી મહિનાં દરમ્યાન એકી ટાણે જુદાં જુદાં પ્રાન્તોમાં જુદી જુદી તાપમાન આપણે નિહાળીયે છીએ. જુદાં જુદાં પ્રાન્તોના આપણા આયુર્વેદીય વિશેષજ્ઞો આયુર્વેદ સાહિત્યમાં સૂચવેલા ધોરણ પ્રમાણે આસવો તૈયાર કરે છે. એમ કહેવાય છે કે પોષમાઘની ઠંડી ઋતુમાં પેક કરેલા આસવો મે અને જૂનની ગરમ મોસમમાં ઉભરાના જોરે બોટલો તોડી નાંખે છે. આવા આસવો કે જે ટોનીક્સ જેવા ગણાય છે તેનું ધોરણ નક્કી કરી નાંખવું જોઇએ. ફર્મેન્ટેશનનો પ્રશ્ન સારી રીતે વિચારી અને નક્કી કર્યા બાદ બજારમાં તે આસવો સ્ટાન્ડર્ડ વસ્તુ તરીકે મૂકાવવા જોઇએ. જર્મનીમાં વેચાતા અને અહીં માટે તૈયાર થતા બીયર કોઇપણ જાતના ઉભરા સિવાય જેમ ને તેમ રહે છે. આથી આપણે તાપમાનની અસર વિચારવી જોઇએ. આપણે ત્યાં વેચાતા બીયરમાં ભાગ્યેજ ૨ થી ૩ ટકા કરતાં વધારે પ્રમાણમાં આલ્કોહોલ હોય છે અને તેનો ડોઝ મગજને નુકશાન પહોંચાડતો નથી. આ રીતે આસવોને હરેક મોસમ દરમ્યાન અભ્યાસકની ઠરેલી દૃષ્ટિએ સમજવા જોઇએ અને તેનું મિશ્રણ નક્કી કરવું જોઇએ.

જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં દેશી ઓસડીયા અને ફાર્મસીની દવાઓની અજમાયસ દેડકાં, સસલાં, વગેરે પર થવી જોઇએ અને તેનું પરિણામ નોંધાવવું જોઇએ. આ પ્રકારે નોંધેલું પરિણામ જુદા જુદા વખતે આપવાના ડોઝ મુકરર કરવામાં સહાયરૂપ થઇ શકશે.

સુધરેલા દેશોની ફાર્માકોપીયા જેમ ભારતવર્ષની આયુર્વેદીય ફાર્માકોપીયા તુરત તૈયાર થવી જોઇએ. આના અભાવે આયુર્વેદે ભૂતકાળમાં સહ્યું છે અને જો જલદીથી સમૂહગત પ્રયાસ ન થશે તો બનવાજોગ છે કે ભવિષ્યમાં પણ આથી વિશેષ સહેવું પડશે. આયુર્વેદીય ફાર્માકોપીયાનો મતલબ નવા ઉદ્યોગો પુરતો નથી પણ આથી પરદેશમાં વિલાયતી દવાઓની ખરીદી પછવાડે ઢસડાઇ જતું હિન્દનું અઢળક નાણું રોકાશે. આયુર્વેદીય વિદ્વાનો અને સંસ્થાઓના કાર્યવાહકો આ દિશામાં શું અગ્રેસર નહીં થાય? શું સવેળા નહીં ચેતે? આયુર્વેદ ઉદ્ધારનો આ પ્રશ્ન વિચારવા જેવો છે.

(પ્રો. ગોડબોલેના એક લેખ પરથી)

# વિચાર પ્રવાહો

## ૧. સ્વાત્મ સંરક્ષણ

અમૃતલાલ કુંવરજી વૈદ્ય

'આત્મા'; આત્મા શબ્દ–અનેકાર્થવાળો છે, આત્મા એટલે દેહ આત્મા એટલે મન, અને આત્મા એટલે પરમાત્મા; 'स्वस्य आत्मा–स्वात्मा' અને એ સ્વાત્માનું એટલે પોતાના દેહાદિકનું સંરક્ષણ તે સ્વાત્મ સરંક્ષણ.

એ આત્માનું સ્વરૂપ, લક્ષણ દર્શનકારો ભિન્ન ભિન્ન શબ્દોમાં પ્રતિપાદન કરે છે. તે આત્માનું અહિં આપણે આયુર્વેદ દર્શન આધારે–વર્ણવેલું સ્વરૂપ શ્રી 'ભાવમિશ્ર'ના આધારે લખશું. आत्मा ज्योति चिदानंदरूपो नित्यश्च निस्पृहः ॥ निर्गुणः प्रकृतेर्योगात्–सगुणः कुरुते जगत् ॥ 'भावप्रकाश सृष्टिप्रकरण'. એવા જગત્ કારણ પરમાત્માનું રક્ષણ ન હોય. એ તો નિયંતા અને આત્મ વિનિર્મિત જગતના સરંક્ષક છે.

ત્યારે અહિં આપણે સરંક્ષણ સંબંધે કહેવાનું છે તે આત્મા માટે નહિં તો કોના માટે! ઉત્તર એટલોજ છે કે દેહાદિકને માટે; એટલે દેહ, ઇંદ્રિયો, મન અને દેહી (જીવ) ને માટે.

આ જગતમાં 'जीवो जीवस्य जीवनम्' એટલે જીવો જીવોનું ભક્ષણ કરી જીવે છે. અર્થાત્ એક જીવ સ્વાત્મ રક્ષણાર્થે બીજા જીવનો નાશ કરે છે. એ બીજા જીવનો નાશ કરીને જીવી રહેલાઓને

પણ અમરપણું નથી, તેનો નાશ કરનાર કાળ છે એ કાળ પરમાત્માનુ સ્વરૂપ છે. कालोस्मि लोक क्षयकृत्-હુ લોક એટલે પૃથિવી આદિ ત્રણ લોકોનો નાશ કરનાર કાળ છુ, એ કાલ સ્વરૂપ પરમાત્માના ઝપાટામાથી ધ્રુવાદિ સમાન થોડાજ અમરપણાને પામ્યા છે આપણે અમર થવુ તો રહ્યુ,–મૃત્યુકાલે પ્રાપ્ત થનારૂ મૃત્યુ કોઈને છોડતુ નથી–અને છોડવાનુ પણ નથી, આપણે એ કાળ સપ્રાપ્ત મૃત્યુના કરતા અકાલે આવનારા મૃત્યુઓના ભોગ કેમ ન થઇએ, એ એક મહાન્ પ્રશ્ન છે એ પ્રશ્નના નિર્ણય માટે આપણા પ્રાચીન આયુર્વેદા ચાર્યોએ બહુશ્રમ સહન કરી પ્રયત્નો કરેલ છે, એટલા માટે આપણે પ્રથમ આયુર્વેદ એટલે શુ તેનો વિચાર કરીએ।। 'एतीत्यायुः सतत गच्छतीत्यर्थ ॥ आयुर्वेदयति–ज्ञापयति–"प्रकृति ज्ञान रसायन दूता–रिष्टायुपदेशादित्यावेंद " आयुर्वेदः ॥

चरक सहिता सुत्र० अध्याय ३० गद्य २० મા આયુષ્યનો અર્થ આ પ્રમાણે કર્યો છે

आयु श्चेतना नु वृत्ति जीवित मनुवन्धो धारी चेत्ये कोर्थ
शरीरेंद्रिय सत्वात्म सयोगो धारीर्जीवित
नित्यगश्चानुबन्धश्च पर्यायैरायुरुच्यते ॥ चरक सुत्र० अध्याय १ श्लो. ४१

આ ઉપરથી આપણે જાણ્યુ કે આયુષ્ય એ એક તત્વ નથી–તેમ દ્રવ્ય પણ નથી, શરીર, ઇંદ્રિયો, મન અને આત્માનો સુસયોગ તે આયુષ્ય એ આયુષ્ય અને શરીરનો એવો સબધ છે કે એકને અભાવે એક ન હોય!

नृदेह सुलभ सुदुर्लभम् એવુ એ મનુષ્યનુ શરીર સપ્રાપ્ત થવા છતા પણ આયુષ્ય ન હોય તો શું થાય? માન્ય ભાવમિશ્ર શુ કહે છે તે આપણે વિચારીએ એટલે આપણને આયુષ્યની શરીરની ઉપયોગિતા સમજાશે.

धर्मार्थ काम मोक्षाणा मूल मुक्त कलेवर
तच्च सर्वार्थ ससिध्यै, भवेद् यदि निरामय

तपः स्वाध्याय धर्माणां-ब्रह्मचर्य वृतायुषाम्
हर्तारः प्रसृताः रोगाः यत्रतत्रच सर्वतः ( भाव. सृष्टि प्रकरण )
धर्मार्थं काम मोक्षाणामारोग्यं मूलमुत्तमः
रोगास्तस्यापहर्तारः श्रेयसो जीवितस्यच
वाग्भट सूत्र० अध्याय १ ॥

એટલે આપણે જે આરોગ્ય સાચવી શકીએ તોજ 'स्वात्म रक्षण' –પોતાનો દેહ જે અતિ ઉપયોગી છે તેનું રક્ષણ કરી શકીએ. ઉપર કહી ગયા કે દેહ અને આયુષ્ય–એ દેહ અને છાયાની પેઠે સાથે રહેનારાં છે. એટલે બન્ને કાલ પ્રાપ્ત મૃત્યુનો કાલ આવતાં સુધી સંયુકત રહી નાશ પામવાનાં છે. એ બન્ને સંયુક્ત હોય તેને જીવિત આયુષ્ય કહે છે. એ આયુષ્યની મર્યાદા, મનુષ્ય પ્રાણી આરોગ્ય રહે તો કેટલી તે સંબંધે જાણવું આવશ્યક છે. તે જાણવા સારૂ 'व्यासवचन' નીચે પ્રમાણે છે.

સત્યયુગમાં આપણો જીવનકાલ એટલે આયુષ્યનું પ્રમાણ આજના કરતાં ઘણું વધારે હતું. पुरुषाः सर्व सिद्धाश्च चतुर्वर्षे शतायुषः। कृते, त्रेत्तादिकेष्वेवं–पादशो ह्रसति क्रमात् એટલે, સત્યયુગમાં ૪૦૦ ત્રેતાયુગમાં ૩૦૦ દ્વાવરયુગમાં ૨૦૦ અને કલિયુગમાં ૧૦૦ વરસનું આયુષ્ય છે.

માન્ય વાગ્ભટ્ટ પણ કલિયુગમાં શત (૧૦૦) વર્ષનું આયુષ્ય છે એમ કહે છે. પણ તેની સાથે કાંઇક વિશેષ કહે છે,

इति सर्वे गुणोपेते शरीरे शरदां शतम्
मायुरैश्वर्य मिद्धाश्च सर्वे भावाः प्रतिष्ठिताः ॥
वाग्भट शारीर अध्याय ३ श्लोक ११६.

આટલા ઉપરથી ફલિત એ થયું કે કલિયુગમાં શતવર્ષની જીવિત મર્યાદા ગણાય છે, પણ તે ભોગવવામાં સારા સર્વ ગુણોવાળા શરીરની અપેક્ષા રહે છે. સારૂં સર્વ ગુણોવાળું શરીર કેવું હોય તેને માટે અષ્ટાંગ હ્રદય શારીરસ્થાનના ઉપરના શ્લોક ૧૧૬ ની ઉપરનો ભાગ, અધ્યાય ૩ નો જોવો.

ઉપરની હકીકત ઉપરથી સમજાણું હશે કે-રોગો તો શરીર અને તેનું સંગી આયુષ્ય ઉભયનો નાશ કરવાવાળા છે. रोगस्तु दोष वैषम्यं दोष साम्यमरोगता, અર્થાત આપણે લાંબુ આયુષ્ય ભોગવવું હોય તો આરોગ્ય સંપાદન કરવું જોઈએ-શરીર નિરામય હોય તોજ સર્વાર્થ સિદ્ધ કરી શકાય તેમ છે, માટે એ આરોગ્ય કેમ સંપાદન કરાય તેને માટે જ્ઞાન પ્રાપ્તિની આવશ્યકતા છે. એ જ્ઞાન આયુર્વેદ આપે છે.

आयुः कामयमानेन धर्मार्थ सुख साधनम् ॥ आयुर्वेदोपदेशेषु विधेयः परमादरः ॥ વાગ્ભટ. ત્યારે 'આયુષ્કામ' કોને જાણવા અને તેનું શું કર્તવ્ય? તો કહે છે કે-ऐवंविधं गताइ स्वभावमपि हिताहार विहार सेवनादिभिः अहित वर्जनेन च कथमेतत् स्थिरीभवेतु इत्येवं कामयते ते आयुष्कामाः, એ આયુષ્યની કામનાવાળાઓને આયુર્વેદના ઉપદેશો આદરણીય છે.

આ સ્થાવર અને જંગમાત્મક સંસારમાં સર્વ પ્રાણીઓમાં-મનુષ્યનું શરીર ઉત્તમ માન્યું છે. તે એટલા માટે કે-જ્ઞાન અને બુદ્ધિ વૈભવાદિવડે બીજા પ્રાણીઓ કરતાં મનુષ્ય ઉત્તમ છે. એવું ઉત્તમ મનુષ્ય શરીર અનેક જન્મનાં પૂણ્ય હોય તોજ પ્રાપ્ત થાય છે. એવું ઉતમ મનુષ્ય શરીર પ્રાપ્ત થવા પછી-જે સ્વાત્મ કલ્યાણ કરતો નથી તેનામાં અને અન્ય પ્રાણીઓમાં શો ફેર છે? માટે સર્વ કોઇએ-'स्वात्म संरक्षण' થવા જ્ઞાન પ્રાપ્ત કરવું આવશ્યક છે, એ જ્ઞાન સદ્‌વૈદ્યો પાસે હોય છે. એ વૈદ્યો પોતે-સ્વાત્મ રક્ષણ કરી, અન્યને એ-માર્ગે જતા દિગદર્શન કરાવનારા હોવા જોઈએ.

કારણ—यद यदाचरति श्रेष्टः लोक स्तदनुवर्तते ॥

શ્રેષ્ટ-જનના આચરણને જોઇ સમાજ તેનું અનુકરણ કરે છે, માટે સદ્‌વૈદ્યોનો ધર્મ છે કે લોક શિક્ષણાર્થ-આત્મ રક્ષણાર્થ આયુર્વેદોપદેશ કરવા.

જેઠ શુદ ૮ ૧૯૯૩.

## ૨. પ્રાચીનકાળમાં આયુર્વેદ

**પદ્મનાભ હરિદત્ત શાસ્ત્રી**

યૂરોપીય આરોગ્ય વિદ્યાના પિતા હિપોક્રેટસ-પોતાના ગ્રન્થોમાં આયુર્વેદનાં આઠ અંગ (અષ્ટાંગ આયુર્વેદ) જણાવે છે. મહાન સિકંદરના પ્રશંસકો હિંદુસ્થાનને ઔષધિનું જન્મસ્થાન કહે છે તથા તેઓ લખે છે કે બ્રાહ્મણોએ આરોગ્ય અને વિજ્ઞાન તરફ પૂર્ણ લક્ષ આપ્યું હતું.

નીઆરકસ અને આરીઅન બન્ને જણાવે છે કે બ્રાહ્મણો સર્પદંશ તથા અન્ય અસાધ્ય મનાતા રોગોના અકસીર ઉપાય જાણતા. વીલ્સન, હેઇન અને ઍઈન્સલી, ડૉ. રોયલ તથા ડૉ. વાઈઝ વગેરેએ પણ હિંદુ આરોગ્ય શાસ્ત્રની પ્રશંસા કરી છે.

રોયલ જણાવે છે કે ડાઈસ્કોરીડીસના મેટીરીઆ મેડીકાનો ઘણો ભાગ અતિપ્રાચીન હીંદુ મેટરીયા મેડીકા ઉપરથી લેવામાં આવ્યો હતો. થીઓફ્રેસસે ઇ. પૂ. ૩૦૦ માં હિંદુ આયુર્વેદ ઉપરથી ઘણું લીધેલું જણાય છે. એલેકઝાંડરનો પ્રશંસક ઍફ્રીયસ આર્યાવર્તનાં ઔષધોપચાર અને રોગ સમીક્ષાથી માહિતગાર હતો.

યૂરોપમાં વૈદવિદ્યા આરબ લોકો મારફત આવી એમ હમ્બોલ્ટ જણાવે છે. આરબ લોકો પોતે કબૂલ કરે છે કે હિન્દુઓના વૈદ્ય વિદ્યાનાં પુસ્તકો ઉપરથી હરૂન-અલ-રશીદ તથા મનસુરની આજ્ઞાને અનુસરી આરબી ભાષામાં તેના ઉતારા કરવામાં આવ્યા હતા. મંખ એક હિંદુ બ્રાહ્મણ હતો અને તેણે સુશ્રુતસંહિતાનું આરબી ભાષામાં ભાષાંતર કર્યું હતું. મંખ હરૂન-અલ-રશીદનો મુખ્ય ઉપચારક વૈદ્ય હતો. આરબ લોકો હિંદુઓનું અહેસાન વૈદ્યવિદ્યા પરત્વે મુક્ત કંઠે સ્વીકારે છે.

તે મંખ હારૂન અલ રશીદને અસાધ્ય રોગમાંથી મુક્ત અપાવી શકયો હતો. અને તેથી તેને રાજકીય આરોગ્ય મંદિરમાં

મુખ્ય પદ આપવામાં આવ્યું હતું.

પ્રોફેસર મેકસમુલર લખે છે કે:—

માત્ર સુશ્રુતનજ નહિં પણ ચરક–નિદાન અને અષ્ટાંગનાં ભાષાંતરો પણ આરબી ભાષામાં કરવામાં આવ્યાં હતાં. લાટીન ભાષામાં પણ ચરકનું નામ ઘણીવાર વપરાયેલું જોવામાં આવે છે. એવીસીન્ના દેવદારૂને 'દેઉદાર' કેહે છે. રકેપીઓન ત્રિફલાનો કવાથ ખાસ જણાવે છે. ડૉ. વાઇઝ તો એટલે સુધી કહે છે કે 'આયુર્વેદ–વૈદ્યવિદ્યા–નું પ્રથમ જ્ઞાન આપણને હિંદુઓ પાસેથી મળ્યું.

વિક્રમાદિત્યના સમયમાં થએલા ધન્વતરી (પ્ર. સ. પૂર્વે ૧૦૦) વૈદ્યવિદ્યામાં વિશારદ હતા. અશ્વ વિદ્યાનું શાસ્ત્ર ઇશુના પ્રથમ શતકમાં શાલિહોત્રે રચ્યું.

સુશ્રુતની શસ્ત્રચિકિત્સા સંબંધમાં ડૉ૦ રોઇલ જણાવે છે કે આ શસ્ત્રચિકિત્સકોની કળા અદ્ભુત હતી. એટલુંજ નહિ પણ તેઓ અશ્મરીભંજન તથા ગર્ભચિકિત્સામાં અદ્વિતીય હતા. તેઓ ૧૨૭ શસ્ત્રો વાપરતા.

દમમાં ધતુરાની બીડીનો ધૂપ ઉપકારક છે, એ વાત હિંદુ લોકો ઘણા પ્રાચીનકાળથી જાણતા. તેઓ કૃત્રિમ નાક તથા બીજા અવયવો બનાવી જાણતા. ધાતુઓને ઔષધરૂપે વાપરનારા તેઓ પ્રથમ હતા. જ્વરમાં એ લોકો પારદ ઔષધરૂપે વાપરતા એટલુંજ નહિં પણ તેઓ સોમલને અનેક રીતે વાપરી જાણતા.

પથરી અને મોતીયાની શસ્ત્રચિકિત્સામાં તેઓ ઘણાજ કુશળ હતા. ઇરાનના દરબારમાં કુશળ ચિકિત્સકો હિંદુઓજ હતા.

મહાન સિકંદરે પોતાના રસાલા સાથે હિંદુ ચિકિત્સકોને ખાસ રાખ્યા હતા.

રસાયન વિદ્યામાં પણ તેઓ કેટલા આગળ વધેલા હતા તે નીચેની વિગત ઉપરથી વધારે સ્પષ્ટ થઇ શકે છે:

હિંદુઓ લાઇમ, ચારકોલ, સલ્ફર, સાલ એમોનીઆક, એલમ (કચ્છમાં જે પુષ્કળ થાય છે), સોલ્ટ-પીટર, સોડા સલ્ફેટ, બોરેક્સ (તિબેટમાં પુષ્કળ થાય છે), અને રોકસોલ્ટ (પશ્ચિમ હિંદ), આલ્કલીઝ અને એસીડ્સ જાણતા.

રોઇસ મત મુજબ હિંદુઓ અનેક દ્રાવકો બનાવી શકતા. રસાયનશાસ્ત્ર વડે વૈદ્યવિદ્યામાં તેમજ સોની, કંસારા, અને લુહારનાં કામમાં પણ ઘણી સફળતા તેઓએ મેળવી હતી. તેઓ ધાતુઓને સ્વર્ણીકરણ-રૌપ્યીકરણ અર્થાત્ સોનાં તથા રૂપાંના ઢોળ ચડાવી જાણતા. દારૂનું જ્ઞાન તેમને સહજ હતું. હિંદુઓની જાદુકળામાં રસાયન વિદ્યાનું ઘણું તત્ત્વ સમાયેલું હતું.

આપણા પ્રાચીનગ્રંથો તપાસતાં જણાય છે કે શરીરને વિષમય બનાવી તેને પુનઃ નિર્વિષ બનાવવાનું કાર્ય બહુ કુશળતાપૂર્વક કરી શકાતું. અત્યારે સ્ત્રી અને પુરુષોનાં અવયવોની ખાત્રી, શસ્ત્રચિકિત્સા વડે કરવામાં આવતાં, મોટી ઉમ્મરે અન્ય જાતિ ઓળખી શકાય છે. તે કળા એટલી હદ સુધી પુરાણ કાળમાં પહોંચી હતી કે પુરુષને પેટે બાળક શસ્ત્રચિકિત્સા વડે પેટ ચીરી બહાર જીવતું કાઢવાના દાખલા મળી શકે છે. લોચારૂપે અવતરેલા ગર્ભનું છેદન કરી કુશળતાથી ૧૦૦ પુરુષ બાળકોને જન્મદાન હિંદુસ્તાનના ચિકિત્સકો આપી શકયા હતા એવું પણ પુરાણો જણાવે છે. અલબત્ત એવી સુક્ષ્મ શસ્ત્રચિકિત્સા કરનારા બહુ અલ્પ પ્રમાણમાં હતા. વૈન રાજા-માંધાતા તથા દુર્યોધન આદિ કૌરવ ભાઇઓનાં ચરિત્રમાંથી આ કળા આપણને સાંપડે છે.

(અક્ષયકુમાર મઝમુદારની શોધ ઉપરથી)

## ચિકિત્સકોનું કર્ત્તવ્ય

**રવિશંકર જટાશંકર ત્રિવેદી**

વૈદ્યો એટલે ચિકિત્સકો, પોતાની ફરજ સમજી કાર્ય કરે તો અત્યારે લાંબા લાંબા વિષયોની ચર્ચા કરવી પડે છે તે ઘણે અંશે ઓછી થઇ જાય. આ ચર્ચાઓનું ઉપયોગીપણું ગણાશે તો જન-સમાજની આરોગ્યતા કેમ પ્રાપ્ત થાય તેજ છે અને હોવુંજ જોઇએ. હાલમાં ચાલતા બધા પ્રયાસો પણ જન-સમાજમાં જણાતા અને ફેલાતા રોગો અટકાવી-મટાડી આરોગ્ય વધારવાના છે. જો ચિકિત્સક સમાજ આ બાબતો ઉપર ખાસ ધ્યાન લે તો ઘણે અંશે તેમાં લાભ થવા સંભવ છે.

આયુર્વેદના આશયોમાં પ્રથમ તો જનતાનાં શરીરો કેવી રીતે નિરોગી રહી આયુષ્યમાન થાય તે છે. આરોગ્યતાના નિયમો આયુર્વેદ શાસ્ત્રમાં બતાવેલા છે તે તમામ નિયમો શરીર આરોગ્ય રહી આયુષ્ય વધારનારા છે. આ નિયમો બરાબર રીતે નહીં પળાવાથી શરીરમાં ફેરફાર થાય છે અને જનસમાજની આરોગ્યતામાં બગાડો થાય છે. આ બગાડો થયા પછી અનેક જાતના રોગો ઉત્પન્ન થાય છે રોગો ઉત્પન્ન ન થાય તેમ વર્તવું તે સર્વોત્તમ ઉપાય છે અને રોગ થયા પછી તેને મટાડવા તે બીજો પ્રકાર છે. આરોગ્યતાના નિયમો આયુર્વેદ-શાસ્ત્રમાં જણાવ્યાં છતાં ચિકિત્સકો અને જનસમાજ તે નિયમો જાણવાનું અને જાણીને પાળવાનું ભૂલી ગએલ છે આ ભૂલો આપણા યથેચ્છ વર્તનના કારણથી થાય છે. આવી ભૂલોને જાણતાં છતાં તેવાં કાર્યો કરવાની ટેવો આપણને પડી ગઇ છે. કેટલાએકને આ ભૂલ વિષે તેમને જ્ઞાન ન હોવાને લીધે તે થાય છે અને તેનું પરિણામ તેમને અને તેમના સહવાસીઓને પણ ભોગવવું પડે છે.

કેટલાએક તો આવી વાતો જાણતાં છતાં ટેવાઇ ગએલી કુટેવોને લઇને છોડી શકતા નથી અને દુઃખાયા કરે છે. આમાં પણ કેટલાંક કારણો સામાજીક તેમજ રાજકીય પણ હોય છે. આવી ભૂલો ન થાય અગર થયેલી ભૂલો સુધારવામાં આવે તો રોગો થાય નહીં અને થયેલા રોગો નાબુદ થઇ શરીર આરોગ્યવાન બને.

આ ભૂલો સમજાવે કોણ? સુધરાવે કોણ? આ ભૂલો સુધારવાનું કે સમજાવવાનું કાર્ય આરોગ્યતા સુધારક મંડળ કે ચિકિત્સકોનું છે. દુનિયાભરનાં તમામ ચિકિત્સકો દરદીઓનાં દરદો મટાડવાનો દાવો કરતાં જણાય છે ખરા, પણ દરદોજ ન થાય તેવા પ્રયત્નો કરતા હોય તેમ ઘણે ભાગે જોવામાં આવતું નથી. ચિકિત્સકોની ફરજ છે કે આરોગ્ય મેળવવા માટે જનસમાજમાં ગરીબથી તવંગર અને રાજા મહારાજાઓ સુધી તેમના કાન ઉપર પહોંચે તેવા આરોગ્યતાના નિયમો જળવાય તેવા ઉપાયો લેવા જોઇએ. તેમની ફરજ છે કે રાજા મહારાજાને સમજાવી પ્રજાની આરોગ્યતા જળવાય તેવા રસ્તાઓ રાજ્યમાં લેવામાં આવે. અત્યારે ચિકિત્સકો તો આ પ્રકારની ફરજે ભૂલી ગયા છે. બલ્કે પૈસા ઉપાર્જન કરવામાં દરદીઓને ગમે તેમ સમજાવી દવા આપે છે અને પૈસા લે છે. દરદીઓને દવાની જરૂર નથી ત્યાં દવાઓ આપે છે. સામાન્ય દવાની જરૂર હોય છે ત્યાં પૈસા કમાવાને લોભે મોંઘી કીંમતની દવાઓ આપે છે. આવી દવાઓ ઘણે ભાગે તો દર્દ મટાડવાને બદલે દરદો વધારવામાં મદદકર્તા થઇ પડે છે. આ ક્રિયામાં દુનિયાભરના તમામ ચિકિત્સકો ઘણે ભાગે ભૂલો કરતા જણાય છે. જો આવી ભૂલો નજ થતી હોય અગર દરદીઓના દરદના સરખા ઉપાય કરવામાં આવતા હોય તો અત્યારે કરોડો રૂપીઆની દવાઓ ખોરાકની માફક વપરાય છે તેનો વપરાશ કમતી થઇ જાય અને હાલમાં ચિકિત્સકોના પાટીયાં વધતા જાય છે તે કમતી થતાં ગયાં હોય અગર ઘેર ઘેર દવાઓની શીશીઓ જોવામાં આવે છે તે દેખાતી બંધ થઇ જતી હોય. આ વધારો એજ બતાવે છે કે હાલની

ચિકિત્સકોની ચિકિત્સા પ્રણાની ઘણે ભાગે કૃત્રિમ અને અયોગ્ય છે જ્યાં સુધી આમ સુધારો નહી થાય ત્યાં સુધી આરોગ્યતામાં બગાડો વધતોજ રહેશે અને પરિણામ કયાં વિરામશે તે કહી શકાતું નથી ચિકિત્સકોનું પ્રથમ કર્તવ્ય છે કે જનસમાજનું શરીર કેમ આરોગ્ય રહે તેના નિયમો છાપાદ્વારા, ભાષણોદ્વારા અને દરદીઓને રૂબરૂ સમજાવવામાં આવે દવાઓના રગડા પીવાથી તમારૂં શરીર ખરાબ થશે એમ જણાવવામાં આવે અને ખાસ જરૂર હોય ત્યાંજ સસ્તી અને સારી દવાઓ આપવાનું કરે આવી રીતે કરવામાં આવશે તોજ જનતાનું આરોગ્ય રહેશે અને સુધરશે આ નિયમો હાલના વખતમાં પળાવવામાં કે પાળવામાં પ્રથમ ઘણી મુસ્કેલી પડશે પણ સખત પ્રયાસના અંતે જરૂર લાભ થશે હાલમાં જેટલા અંશે રોગો જણાય છે તે નહી જેવા જણાશે અર્થાત્ જનતાની આરોગ્યતા સારી રહેશે જ્યારે અગાઉના જમાનામાં જનતાની આરોગ્યતા સારી રહેતી હતી ત્યારે હાલના રોગો માટે જેમ લાંબા લાંબા વિચારો કરવા પડે છે તેમ તેવા વિચારો કરવાની જરૂર નહોતી પડતી હાલ જ્યારે રોગોનો વિસ્તાર થવા માંડ્યો છે ત્યારે તેના ઉપાયો અનેક પ્રકારના શોધાય છે દરેક રોગને માટે નવા ઉપાયો શોધવામાં આવે છે અને તેથી અનુકૂળતા ન આવે તો બીજા નવા ઉપાયો શોધવામાં આવે છે અને મનુષ્યજાતિ ઉપર તેના પ્રયોગ કરવામાં આવે છે આથી મનુષ્યના જીવનમાં વધારે ખરાબી થાય છે ઉપાયોના પ્રયોગમાં કેટલાક પ્રાણીઓનો ભોગ લેવામાં આવે છે તે વધારામાં આમ છતાં પણ રોગોની વૃદ્ધિ તો ચાલુજ છે ચિકિત્સક સમાજ સમજી શકશે કે દરદીઓના દરદો મગાડવામાં આવે છે તો તે કઇ રીતે મટે છે ! તો વધારો કેમ થાય છે? તેનું મૂળ જોશો તો જણાશે કે આરોગ્યતાના નિયમોનો ભંગ છે, માટેજ આરોગ્યતાના નિયમો સમાજને જણાવવાની જરૂર છે આ ફરજ ચિકિત્સકોની છે દરદીઓને સીધા રસ્તે ચડાવવા તે તેમનું કર્તવ્ય છે, વિદ્યાર્થીઓને ભણાવનાર ગુરૂઓ છે ગુરૂની શિક્ષણપદ્ધતિ પ્રમાણે વિદ્યાર્થીઓ તૈયાર થાય છે તેમ શરીર આરોગ્ય રાખવાને કે

રોગો મટાડવાને સમાજને તેના નિયમો જણાવવામાં આવશે તો તે પ્રમાણે તેઓ પાળશે અને તેઓ નિરોગી થશે. શરૂઆતમાં સમજાવવામાં મુશ્કેલી પડશે પણ સહૃદય સમજાવટથી તેઓ આજ નહીં તો કાલે જરૂર સમજશે જ્યાં સુધી ચિકિત્સકો પૈસાના લોભમાં–સ્વાર્થના પ્રવાહમાં ચાલતા રહેશે ત્યાં સુધી તેઓ તેમનું કર્તવ્ય બજાવી શકશે નહીં અને બીજાને ઉપયોગી થશે નહીં. જો ચિકિત્સક સમાજ આ ફરજ અદા કરશે તો જનસમાજના શરીરની આરોગ્યતા સારી રહેશે અને નવા નવા રોગો જે માટે ઘણા પ્રકારની માથાકુટ કરવામાં આવે છે તે ઓછી થઇ જશે અને અત્યારે ઘણીજ પ્રવૃતિ ચાલે છે તે નિવૃતિ પામશે આમ કરવામાં જગતનું કલ્યાણ છે. જગતનું કલ્યાણ થાય તેમ કરવું તે આપણું કર્તવ્ય છે અને કલ્યાણના માર્ગમાંથી પછાત રહેવું તે પાપ છે. જે પાપ આજ સૌ કોઇ જુદા જુદા સ્વરૂપે ભોગવી રહેલા છીએ. આ માંથી મુક્ત થવાનો એકજ રસ્તો છે. અને તે એજ કે સૌ સૌની ફરજ અદા કરે.

* * *

## ૪ પથ્યાપથ્ય વિચાર

ગોપાલજી કુંવરજી ઠક્કુર.

આયુર્વેદના સિદ્ધાંત પ્રમાણે પથ્ય માટે ખાસ વિચાર કરવાની ખાસ જરુર છે. તે માટે મેં મારા કેટલાક મિત્રો પાસે ચર્ચા પણ કરી જોઇ છે ને તેઓ એ વાત કબુલ પણ કરે છે કે રોગના પ્રકાર, દેહોના પ્રકાર અથવા વર્ગ નક્કી કરી ને પ્રમાણે પથ્ય નં० ૧ નં० ૨, નં० ૩ એ પ્રમાણે વિભાગો નક્કી કરવાથી ચિકિત્સક વર્ગ માટે ખુબ સરળતા થાય તેમ છે. આ માટે હું મારા કેટલાક વિચારો અહિં રજુ કરવા ઇચ્છું છું.

સામાન્ય માણસો સમજી શકે અને વૈદક ધંધાદારીઓને સરળતા થાય તે માટે પથ્યના વિભાગો બનાવવામાં આવે તો બધું સરળ બની શકે. અપથ્ય માટે તો કંઇ ચર્ચાની જરૂર નથી; પણ પથ્ય માટે ચર્ચા અને નિર્ણય કરી લેવાની જરૂર છે.

તાવ અને તેનાં પ્રકારો જોતાં, સાદો તાવ, પિત્તજ્વર, વાતજ્વર, કફજ્વર અને ત્રિદોષજ્વર તેમજ વિષમજ્વર, આ પ્રમાણે છ વિભાગ થયા. તેમાંથી ત્રિદોષજ્વર, વિષજ્વર, કફજ્વર, સામાન્યજ્વર અને આંતરિકજ્વર આમ પાંચ પ્રકાર કરવા જોઇએ ને તે પાંચે માટે પથ્ય વસ્તુનો નિર્ણય ને તે બીમારીની પ્રથમ, બીજી ને ત્રીજી અવસ્થા પ્રમાણે કઇ કઇ ચીજો આપવી તે રીતે કરવાની જરૂર છે.

એવીજ રીતે અજીર્ણ, ઝાડા, મરડો, સંગ્રહણી, શૂળ, આફરો, વિષુચિકા, ઉલટી, અમ્લપિત્ત વગેરે દરદો માટે તેના એક બે કે ત્રણ પ્રકાર નક્કી કરવા જોઇએ. તેવીજ રીતે કબજીઆત માટે પણ એક પ્રકાર નક્કી થવો જોઇએ. ખાંસી, શરદી, કફ, શળેખમ, શ્વાસ, ક્ષય અને રક્તપિત્ત, આને માટે પણ એક, બેને ત્રણ પ્રકાર જુદા જુદા લક્ષણો તથા સ્થિતિનો વિચાર કરી પથ્યના પ્રકાર નિર્ણય કરવાની જરૂર છે.

વાત રોગ માટે એકજ પથ્ય, રક્તવિકાર માટે પણ એકજ પ્રકારનું પથ્ય, ભગંદર, અર્શ અને ત્રણ માટે પણ જુદા જુદા પથ્યની ગોઠવણ કરવી જોઇએ. તેવી રીતે મુત્રરોગ, પથરી, પ્રમેહ તથા મૂત્રાશયના દરદોનો પણ એક પ્રકાર ગોઠવવો જોઇએ. પ્રદર, રક્તપ્રદર, ઋતુની અનિયમિતતા, અત્યંત ઋતુસ્ત્રાવ, ગર્ભિણીની-અવસ્થા વગેરેમાં પણ વિચાર કરવાની જરૂર છે.

પાંડુ, બિમારનાં દરદો, બરલ, હૃદયરોગ અને વાતરક્ત જેવી બિમારી માટે પણ વિભાગવાર, દરદનાં-સ્વરૂપ પ્રમાણે પથ્ય નક્કી કરવું જોઇએ.

રક્તસબંધી દરદો, જ્ઞાનતંતુઓને લગતાં દરદો, ફેફસાંને લગતાં દરદો, પેટનાં દરદો, આંતરડાનાં દરદો, ક્ષીણતા સબંધી દરદો અને મેદ બાબતનાં દરદો, આવી રીતે પણ-વિભાગ કરી શકાય તેમ છે. મગજનાં દરદો, આંખનાં દરદો તેમજ ગળાનાં દરદો અને અસ્થિ સબંધી દરદો. આ પ્રમાણે પણ પ્રકાર-વિભાગ બનાવી પથ્ય નિર્ણય કરી શકાય છે.

દોષોનું શમન કરનાર પથ્ય, ધાતુઓની વૃદ્ધિ કરનાર પથ્ય, શરીરનું શોધન કરનાર પથ્ય તથા બાળકોને માટે વૃધ્ધોને માટે કે વિદ્યાર્થીઓને માટે પથ્ય; આ પ્રમાણે પણ અવસ્થાનુસાર પથ્ય નિર્ણયની જરૂર છે. પથ્ય સંબંધી આવી અનેક ખટપટી બાબતો છે; છતાં એ બહુજ જરૂરી અને ઉપયોગી વિષય છે. એ માટે પ્રાચિન સાહિત્યમાં ઉંડા ઉતરવાથી અમુક વસ્તુ આપણને મળી આવે છે પણ તેને સમજવા બાદ તેને હાલના મનુષ્યોને માફક આવે. લોકો તેને વહેવારમાં સમજી લાભ લઇ શકે તે મુજબ રચવાની જરૂર છે અને આ કાર્ય કોઇ ચાર વિદ્વાન વૈદ્યોની સહાય મળતાં સરળ બને તેમ છે. કોઇપણ એકજ વ્યકિત એ માટે પ્રયત્ન કરે તે કરતાં જુદા જુદા ચાર પ્રાંત, પંજાબ, સંયુકત પ્રાંત, મદ્રાસ, મુંબઇ આમ ચારે બાજુના અનુભવી વૈદ્યો હાથમાં લે તો બહુજ ઉત્તમ કાર્ય થઇ શકે તેમ છે.

જેઓ દરદીને દવા આપીને કહે કે **'તેલ, ખટાશ મરચું ન ખાવું બાકી બધું ખાજો!'** તેમના માટે આપણને જરૂર દયાજ આવે, પણ વૈદ્યોએ તો પોતાની પ્રથમ ફરજ સમજી, આ વિષયને બરાબર જાણી પછીજ પથ્ય બતાવવું જોઇએ. વાતરોગમાં તેલ પથ્ય છે, પિત્તરોગમાં અમુક ચીજો પથ્ય છે, કફરોગમાં ગરમ ચીજોની જરૂર છે, માટે તેમને તો સ્પષ્ટ કરી બતાવવું જોઇએ કે તમારે આ ચીજો ખાવી જોઇએ. મંદાગ્નિરાગીનેજ અથાણું, ચટણી વગેરે રૂચીકર પદાર્થોની જરૂર હોય ત્યાં તેને ખટાશ-મરચું ન ખાવું એમ કહેવું એ પણ ભૂલ છે. આવી ભૂલથી દરદીને જોઇતો લાભ મળતો

નથી, એ માટે પથ્ય મતાવનું જરૂર વિચાર કરવો જોઇએ અને વધુ સ્પષ્ટતાનો દરદી જોઇનેજ પથ્યના નિર્ણયમાં કરી શકાય તેમ થાય તે ઇષ્ટ છે. પથ્યાપથ્ય બાબત એક નાનું સરખું પુસ્તક મ્હારા તરફથી પ્રગટ થએલું છે ને તેમાં અમુક રોગો માટે અમુક પથ્ય અને અમુક અપથ્ય એમ બનાવેલ છે. પણ એ રીત કરતાં તો મને પોતાને હવે બીજી દિશા તરફ પ્રયત્ન કરવાની જરૂર છે તેમ લાગે છે. આ માટે લગભગ ૧૦ થી ૨૦ જાતનાં પથ્ય નક્કી કરવાં જોઇએ અને એક બીજાને મળતાં આવે તેવા રોગના પ્રકારો અને તેની સ્થિતિ જોઇ પથ્યની ચીજો ને તેના પ્રકાર નક્કી થઇ જવા જોઇએ. બાકી બહુ લાંબું થાય તો તે પણ લોકોને માટે સરળ નહિં બને.

ખાનપાનમાં સાદાઇ એજ વ્યાધિ મટાડવાનો બીજો એક મુખ્ય ઉપાય છે. આ વાત નજર સામે રાખવાની જરૂર છે. તેવી રીતે ક્ષય જેવા વ્યાધિમાં જ્યાં ધાતુઓને પુષ્ટ કરવાની જરૂર છે ત્યાં બહુજ પથ્યની સખ્તાઇ લાભ કરતી નથી એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. એવી રીતે પૂર્ણ વિચાર કરી વ્યાધિ મટાડવા માટે પથ્યની યોજનાનો વિષય વિચારવા વૈદ્યસમાજ પાસે મારી નમ્ર વિનંતિ છે, આશા છે કે જેમને આ દિશામાં પ્રેમ હોય તેઓ કોઇ પણ પ્રકાર માટે પોતનો અનુભવ સરળ રીતે વૈદ્યસમાજ સમક્ષ રજુ કરી, ઉપયોગી દિશાની ચર્ચામાં ભાગ લેશે. સેવકને તેથી આનંદ થશે ને તેમની સલાહનો તેમની ઇચ્છા હશે તો સદુપયોગ પણ કરી શકાશે. ઇત્યલમ્

પ્રતાપરાય અંબાશંકર ભટ્ટ

# પ્રસૂતિ સમયે કસ્તૂરી

## એક અનુભવ નોંધ

પાંચેક વર્ષ પરની આ વાત. હું ઉના પ્રેક્ટીશ કરતો. અને ત્યાં નવા નાગરવાડામાં દેશાઇ ગૃહસ્થના ઘરમાં ભાડૂત હતો. એક રાત્રિએ ૧૧ વાગે બહારથી કોઇએ દ્વાર ખખડાવ્યું. મેં તો તુરતજ દ્વાર ખોલી નાંખ્યું. અને હજુ કંઇ પુછું તે પહેલાંજ આવનાર વ્યક્તિએ શું દર્દ છે તે કહ્યા સિવાય માગણી કરી કે "કંઇક દવા આપો". અમુક પ્રસંગો એવા હોય છે કે તે ગુપ્ત રાખવા પડે છે. એવી જૂની પ્રથામાં, આ પ્રસૂતિ સમય પણ બહુજ ચૂપકીદીથી પસાર કરવો પડે છે. જેટલી વાત બહાર પાડો તેટલી પ્રસૂતા કષ્ટાય તેમ માન્યતા છે.

આવનાર ૬૦ વર્ષની મુસલમાન બ્હેન હતી અને સુયાણી હતી. હું તેને બરાબર ઓળખતો એટલે ઉપરનું કારણ સમજી મેં તેને ડોકટર પાસે જવા કહ્યું; પરંતુ તેણે જીદ પકડી અને "ત્યાં તો કાયદાન જેવું કંઇક આપશે. બીજું શું આપે, તમે કાંઇ ન આપો?", તેમ તેણે કહ્યું. મારું દવાખાનું ગામના મધ્ય ભાગે હતું. અને ઘર છેક દૂર. દવા પણ તાત્કાળિકજ આપવાની. આ બધા વિચારથી ઘરમાં થોડી કસ્તુરી હતી, તેમાંથી થોડીક આપી અને ઉચિત અનુપાન સાથે આપવા કહ્યું. પાંચજ મિનિટમાં મારા મિત્રનો અવાજ સંભળાયો અને તેઓ આશીર્વાદ આપતા જણાયા. મતલબ કે કસ્તુરીએ ધાર્યું કાર્ય પાર ઉતાર્યું અને પ્રસવ સુખરૂપે થયો.

આ પછી ઉનામા કેટનાક ગૃહસ્થોએ કસ્તૂરીનો પ્રસૂતિ સમયે ઉપયોગ શરૂ કર્યો હતો

વર્ષ પરની વાત તળાજે મ રી નિમણુક થયાને એજ મહિના થયેના એક સાજના સાનેક વાગને શેત્રુંજી નદીના તટપર થેડા મિત્રો સાથે હુ બેઠેનો હતો ત્યા એક ભાઇ સાઇકલ લઇ તેડવા આવ્યા આનદનો પ્રસગ છોડી તુરત સાથે ગયો હું જે ઘર નજ-દીક રહેતો હતો ત્યા નજદીકમા, એક નિશા શ્રીમાળી વણિક ગૃહસ્થને ત્યા તેમની પુત્રવધુ પહેલીવારના અધુરે માસે પ્રસૂતિમા પીડાતા જોયા પાસે એક વૃદ્ધ સુયાણી બહાર પુરુષોની ઠઠ ૨૪ કલાકથી આ બાઇ પીડતી હતી એમ જણાયુ. જેમની સારવાર તળે હતા તેમણે તેમને સલાહ આપેલી કે ભાવનગર મોટી હોસ્પીટલમા ઓપરેશન અર્થે મોટર રસ્તે લઇ જાઓ.

દર્દીની સ્થિતિ જોઇ શકિત શુદ્ધિ ઠીક હતા, પણ સતત ચોવીશ કલાકથી આ સ્થિતિથી સહુ મુઝાએના હતા તેમના વડીલ નર્સ અને સુયાણી સાથે સલાહ કરી કસ્તુરી ગ્રેન ૫ (બરાબર તોળીને) નાગરવેલના પાનમા ખલરાવી ઉપર દૂધ (સહેજ ગરમ), તેમા અરધા ભાગ ઘી નાખી પાવાનુ કહ્યુ વીશેક મિનિટ વીત્યે મને ફરી માણસ તેડવા આવ્યો પહોચ્યો ત્યા તો ગર્ભનો સુખરૂપ નિકાલ થઇ ગયો હતો. બીજી ખાનપાનની જે કાઇ સૂચના કરવી હતી તે કરી

આશરે ત્રણેક મહિના પર હુ પાલડી ગયેનો મ્હારા કુટુબના એક જૂના ઓળખીતા ગૃહસ્થ ત્યા રહે છે તેમને ત્યાના પ્રસૂતિનો ટાઇમમા મે કસ્તૂરીની યોજના કરેલી, તે પણ વગર અડચણે ફળીભૂત થઇ છે

કસ્તુરી માટે મારો આ મત વાચતા અને પ્રયોગ કરતા ચિકિત્સકે બાળક આડું આ યું છે કે નહી તેની **ખાત્રી** કરી લેવી

# કેટલાંક પુસ્તકો

એટલે કે અવલોકન માટે મારા તરફ આવેલાં છે તેટલાં.

**૧. આરોગ્ય દિપક**–ભાગ ૧-૨, લેખક અને પ્રકાશક, ડૉ. પ્રહ્લાદજી કે. પંડ્યા, વડાલીકર, ખેડબ્રહ્મા ૧૦+૨૪+૯૬+૧૦૨+૪, ક્રાઉન ૧૬ પેજી, કીં. રૂ. ૧.

**૨. સંતતિ સંયમન**–લેખક અને પ્રકાશક, વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી, યાદવ રસશાળા, શેદલા (તા. બગસરા), ૬+૭૭ ક્રાઉન ૧૬ પેજી, કીં. ૬ આના.

૩. **શીતળા**–લેખક અને પ્રકાશક, નં૦ ૨ મુજબ, પાનાં ૩+૩૯, કીંમત નથી, કદ ઉપર મુજબ.

, **૪. અનુભુત યોગાવલી**–લેખક, પ્રકાશક, કદ, નં૦ ૨ મુજબ. પાનાં ૬+૫૨, કીંમત આઠ આના.

અને, એનું અવલોકન લખવું કે કેમ એ બાબે મારા મિત્રોમાં બે મત થવાને કારણે એકે તો કેવળ તેનો નિર્દેશ કરવાનુંજ સૂચવ્યુ. ખરું જોતાં, ઉપલાં ચારેયમાં કોઇપણ એવુ અન્વેષણસમું કે ગંભીર મનનવાળું પુસ્તક નથી. ૧લું તો જનસમાજને માટેજ બહાર પાડ્યું હોય. 'છકર પ્રાંતમાં આ પહેલો પ્રયત્ન છે.' ચાર ૭ વિશાળ પુસ્તકો વાંચીને તેના ઉતારાઓ ૧લામાં છે અને લેખકે તે કબુલ કર્યું છે. વાક્ય રચના ઘણી બેહુદી અને વિષયની પીરસણી ખાસ મેળવાળી નથી લેખકે એક બાબતપરથી બીજી બાબત ઉપર કુદકા માર્યા છે. સુવૈદ્યને એમાંથી કશુ નવું મળશે નહીં અને સામાન્ય વાંચક એમાંથી કેટલું મેળવી શકશે એ પણ વિચારવા જેવું છે.

પાછલાં ત્રણમાંનું ૨જું પુસ્તક એક ખૂબ ચર્ચાતા વિષયને હમેશાની રીતે છેડે છે. લેખકે પોતાના વિષયનો ઠીક અભ્યાસ કર્યો છે એમ કબુલ કરીયે, તો પણ ૧૯૩૫ લગીનાં તે બાબતનાં તાજેતરનાં સાહિત્યની તેમને ખાસ ગમ નથી. ૭૭ પાનાના એ પુસ્તકમાં કેવળ વિસ પાનાંજ સંતતિ સંયમનનાં સાધનો વીશે ચર્ચા કરે છે. તેની આગળનાં પાનોમાં લેખક ઉપદેશક, ફિલ્સુફ, અને ખબરવાહક બને છે. તેમણે જે કે 'દેશી' નુસ્ખાઓ પુસ્તકમાં આપ્યા છે તેનો તેમનો પોતાનો અનુભવ કશો જણાવ્યો નથી. પરદેશી 'નુસ્ખા'ઓમાં આ 'વાંધા જેવું નથી', 'ખાસ હરકત નથી' એવાં ટાંચણુ મુકયાં છે, જે કાર્ય એક સુબેધે ન કરવું જોઇએ. જો જનતાને સંદેશોજ આપવો હોય તો તે સ્પષ્ટ હોવો જોઇએ. તેમાંય તેમણે છેવટના પાનમાં (૭૫ મું) નીચેના પેરેગ્રાફમાં સંયમન (?) માટે જે રીત બતાવી છે, તેનો વિરોધ આખી દુનિયામાં થઇ રહ્યો છે. તે બાબત તેમણે વધુ સાહિત્ય વાંચ્યું હોત તો તેમને ખબર પડત.

નં. ૩માં લેખકનો પોતાનો અનુભવ ઘણીજ સરસ રીતે આલેખાયેલો છે અને અભ્યાસીઓએ અને ચિકીત્સકોએ એ મંગાવીને વાંચી, વિચારી જવા જેવું છે.

નં. ૪ માં સો નુસ્ખાઓ લેખકે આપેલા છે. તે અનુભુત છે એમ લખવા કરતાં તેઓ કીંમતથી તે કષ્ટસાધ્ય છે તેમ કહી શકશે? લેખકે પોતે બનાવટોના ભેદભરમો સારા વૈદો નથી રાખતા એમ લખ્યા પછી પોતાની દવાઓની જા. ખ.માં સંદિગ્ધ નામોવાળી દવાઓ ન રાખવી જોઇએ.

પાછલાં ત્રણે પુસ્તકોની છપાઇ અને બાંધણી પ્રથમના કરતાં ઠીક છે વાકયરચના ચારેયમાં ખાસ સુંદર નથી. અશુદ્ધિઓ પણ સારી પેઠે છે—ખાસ કરીને પ્રથમમાં.

એક હિંદી પુસ્તક **મહાત્મા આચળરામ** વિરચીત **સુગમ ચિકીત્સા** મારા એક મુરબ્બીએ વખાણ્યું હતું તેનો તો માત્ર નિર્દેશ કરીને સંતોષ માનું છું.

લેખકો અને પ્રકાશકોને ખાસ ભલામણ છે કે 'વાષિક'માં અવલોકન માટે' ફક્ત વૈદ્યો કે વૈદ્યકીય વિદ્યાર્થીઓ માટે લખાયેલાં પુસ્તકોજ તેઓ મોકલે. અને તે પણ ચાલુ વર્ષનાં હોય તોજ મોકલે. બાકીનાં પુસ્તકોની માત્ર નોંધજ લઇ શકાશે.

**પ્રતાપકુમાર પોપટભાઇ વૈદ્ય.**

Vd. 11.1/...... Punjee

# સામયિક પ્રકાશનો

## આપણાં અને બીજાનાં

વધી પડેલી પાન સંખ્યાને લીધે, જે બીજી બાબતો રહી ગઇ, તેમાં પ્રકાશનોનો નિર્દેશ અને તેમાંથી આપવા ધારેલા ઉપયોગી ઉતારાઓ–દા. ત. 'આયુર્વેદ વિજ્ઞાન'માં આવેલા 'સર્પગંધા' વિષેના વૈદ્યરાજ બાપાલાલ ભાઇના લેખમાં, એમણે છેવટે દોરેલાં અનુમાનો વાંચી વિચારવાં જેવાં છે, તેવા–રહી ગયા.

વસ્તુતઃ આ પ્રકારના લેખો ઘણીવાર 'આયુર્વેદ વિજ્ઞાન'માં વાંચવાને મળે છે. પરંતુ એ માસિકના ગોઠવણી, નિર્દેશનકલા, વિગેરે ઘણાં અધુરાં છે. સારા લેખને અભાવે એને ઘણીવાર પરભાષાનાં માસિકોના ઉતારાઓ આપવા પડે છે. વૈજ્ઞાનિક સાહિત્યને કલાત્મક રીતે ગોઠવી તો શકાયજ, ફક્ત તેને માટે અંગત રસ અને અંગત મહેનત લેવાવી જોઇએ. લેખોનો થોકડો છાપખાને

મોકલી આપી, છાપખાનાના મૅનેજરની દક્ષતા ઉપર આધાર ના રાખવો જોઇએ.

"વૈદ્યકલ્પતરૂ" હવે ૪૦ પાનાનું સાહિત્ય રજુ કરે છે: તેમાના આઠ પાના 'અગાઉ'ના લેખોના છે તે આપવાની નીતિની કદર હું કરી શકતો નથી આ શાસ્ત્રિક વૈજ્ઞાનિક કરતા જનતાને માટેનું વિશેષે કરીને છે નિયમિતના તેનો સૌથી મોટો ગુણ છે "બ્લડ પ્રેશર"નો અંક રજુ કરી એક અનુકરણીય તત્વ તેના તંત્રીએ દાખલ કર્યું, પણ એ અંકની તુલના કરીએ તો વખાણમા વૈદ્યોની દૃષ્ટિએ બહુ ઓછું કહેવાનુ રહેશે. ગોઠવણી અને નિર્દેશન કળામા આ પ્રકાશન વિશેષ ધ્યાન આપે છ. 'આરોગ્ય સિંધુ'ના હમણાના અંકો જોયા નથી, પણ અગાઉના જે અંકો જોયા છે તેને પણ ઉપનું પ્રમાણ લાગુ પડે છે.

'આયુર્વેદ વિજ્ઞાન'મા જાહેરખબરો આવતી નથી—એક શિવાય. 'વૈદ્યકલ્પતરૂ' અને 'આરોગ્ય સિંધુ' દર અંકમા પોતાની સંસ્થાના આઠ દસ પાના ઉપરાંત પરાઇ જાહેર ખબરો પણ મધ્યમ ભાવે સ્વીકારે છે. 'ભાગ્યોદય'ને હુ વૈદ્યકીય માસિક માનતો નથી બાકી આયુર્વેદને વખાણનારા ઉપર—છલ્લા લેખો હજુ ક્યા લગી રજુ થયા કરશે એ તો ભગવાન એકજ જાણે.

મરાઠી સામયિકોને હાલ તુરત હું વેગળા રાખું છું.

અંગ્રેજીમા કલકત્તાનું 'જર્નલ ઓફ આયુર્વેદ' નાનિન્યભરેનું હોય, અંગ્રેજી ભાષા બોલનાર દરેક વૈદ્ય અને વૈદ્યકીય વિદ્યાર્થીએ અપનાવવા જેવું છે. તેમા દેખાતી સામાન્ય બાબતો આવી જાય છે તે તેના તંત્રીએની ફુરસદના અભાવેજ અને વ્યવસ્થાપકની ગેર સમજને લીધેજ હશે. તે જાહેર-ખબરો સ્વિકારે છે કોઇમ્બતુરથી ૧।। વર્ષથી 'વૈદ્યસારથી' નામનુ સામયિક શ્રી. નારાયણ શંકરન મૂસના તંત્રીપદે ચાલુ થયું છે. તે અર્ધું અંગ્રેજી અને અર્ધું તેલગુ ભાષામા છે. હિંદી વૈદ્યકીય સામયિકોથી હું અપરિચિત છું.

કલકત્તામાંથી ઇન્ડીયન રીસર્ચ ઇન્સ્ટીટ્યુટના આશરા હેઠળ 'ઇન્ડીયન મેડીકલ સાયન્સ' નામનું ત્રિમાસીક હવે પછીની 'વિજ્યા-દશમીથી શરૂ થશે. તેના તંત્રીમંડળના મુખ્ય તંત્રી શ્રી. એમ. આર. સામી, (બેન્ગ્લોર) છે. તેને જોયા પહેલાં તો શું લખાય?

"હુ ઇઝ હુ ઇન આયુર્વેદ" નામની સારા ભારતવર્ષના વૈદ્યોની નામાવલી અને ટુંક પરિચયમાલા શ્રી નારાયણ શંકરન્ મૂસ કોટ્ટાયમ-પ્રસિદ્ધ કરવાના છે. આ પ્રકાશન સાથ આપવા જેવું છે. એક તો આ જાતના પરિચયગ્રંથની આપણને જરૂર છે—કેવળ નામાવલી કશું સાધી ન શકે. મારા જેવાને તો સ્વજ્ઞાતિની વિશેષ જાણ લેવા માટે કોઇને મળું ત્યારેજ વસ્તીપત્રક વાંચવું પડે. તેવાને આ પરિચયગ્રંથ અગત્યનો છે. સલ્લાહ આપવા માટે તો હું બહુ ન્હાનો માણસ છું પણ સંગઠન ખાતર અને આંતર-પ્રાંતીય પરિચય વધે અને કાયમ રહે તેને માટે આવા પ્રકાશનમાં સહકાર આપવા સહુને સૂચના કરૂં?

આ દરેક પ્રકાશનની જવાબદાર વ્યક્તિઓ મને એક યા બીજી રીતે ઓળખે છે. તેઓને તેમની પ્રવૃત્તિઓ પ્રત્યેની મારી શુભ લાગણીઓ અને નિષ્ઠા માટેની ખાત્રી હોવીજ જોઇએ અને આ ટુંકા-ન્ટય પરિચયમાં તેઓને ખોટું તો નહીંજ લાગે એમ મને આશા છે.

પ્રતાપકુમાર પોપટભાઈ વૈદ્ય.

# જાણકારોને મતે

## ૧. આયુર્વેદિક શોધખોળ

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

જૂના જમાનાને જેમ શબ્દપ્રમાણ, આપ્ત વાક્ય, શાસ્ત્ર વચનની એક જાતની ઘેલછા હતી તેમ આ નવા જમાનાને વિજ્ઞાન અને શોધખોળ શબ્દોની ઘેલછા લાગી છે. શાસ્ત્ર કે વિદ્યા કરતાં વિજ્ઞાન કહેવાથી જાણે ગૌરવ મળી જતું હોય એવી ભ્રાંતિ લોકોને છે. અને શોધખોળ શબ્દનોયે ઘણો મોહ લાગ્યો છે. અને એ મોહથી શોધખોળનાં મંડળો સ્થાપવાની પ્રવૃત્તિ આજકાલ સામાન્ય થઇ પડી છે. શોધખોળ કરનારું મંડળ ન હોય એમ હું નથી કહેતો પણ મંડળ સ્થાપવાથી શોધખોળ થઇ જાય એમ માનવું મુશ્કેલ છે. શોધખોળ એ તો ઘણો વિરલ છોડ છે.

ગુજરાતના એક ભારતપ્રસિધ્ધ સમર્થ વિદ્વાન અને ચિંતક સાક્ષરે નીચેની મતલબનું કહેલું યાદ આવે છે. 'શોધખોળ તો દૂરની વાત છે. પણ ગુજરાતમાં વિદ્યાનું વાતાવરણ જામે એમ હું તો ઇચ્છું છું.' (અલબત્ત મને એમના શબ્દો બરાબર યાદ નથી પણ મતલબ આવી હતી) અને વાત સાચી છે. પહેલાં વિદ્યાનું વાતાવરણ જામે, પોતપોતાના વિષયમાં લગભગ પારંગત કહેવાય એવા વિદ્વાનો પાકે, ત્યારપછી એમાંથી પોતાના વિષયમાં નવી શોધ કરે એવો કોઇ પ્રતિભાશાળી નીકળે, આ સ્વાભાવિક ક્રમ છે. પછી ઇશ્વર કૃપાથી જેને કુદરતનાં ચેડાં કહેવામાં આવે છે એ રીતે કોઇ વાર આસપાસ અવિદ્યાનું વાતાવરણ હોય અને કોઇ વિરલ પુરૂષ ભારે નવી શોધ કરે એવું બને છે. પણ

એવા બનાવો જેટલા જૂના વખતમાં બનતા તેટલા આ ચમત્કારમાં શ્રદ્ધા વગરના જમાનામાં નથી બનતા.

હવે પ્રસ્તુત વિષયમાં, એટલે આયુર્વેદિક શોધખોળના વિષયમાં ઉપર કહેલો સ્વાભાવિક ક્રમજ સંભવિત માનીએ તો પહેલો પ્રશ્નજ એ ઉઠે છે કે ગુજરાતમાં આયુર્વેદ વિદ્યાની શી સ્થિતિ છે? ગુજરાતનીજ વાત શા માટે, સમસ્ત ભારતમાં આયુર્વેદમાં પારંગત ગણાય એવા વિદ્વાનોની સંખ્યા મોટી નથી એ સર્વવિદિત છે. અને છેલ્લાં થોડાં–૨૫–૩૦ વર્ષોમાં આયુર્વેદના અધ્યયનનો ઘણો પ્રચાર થયો છે. નિ. ભા. આયુર્વેદ વિદ્યાપીઠની પરીક્ષામાં તથા બીજી સ્વતંત્ર પરીક્ષા લેતી સંસ્થાઓની પરીક્ષાઓમાં ઘણી મોટી સંખ્યામાં વિદ્યાર્થીઓ બેસે છે. એ હકીકતજ આયુર્વેદના અભ્યાસનો બ્હોળો પ્રચાર સૂચવે છે. જૂના વખત કરતાં આયુર્વેદના અભ્યાસનો વિસ્તાર વધ્યો છે એ તો ચોક્કસ હકીકત છે પણ જેમ વિસ્તાર વધ્યો છે તેમ ઉંડાણ વધ્યું છે ખરૂં? ગુજરાતના એક આન્તર પ્રાન્તીય પ્રતિષ્ઠાવાળા આયુર્વેદના પરમવિદ્વાને થોડા વખત પહેલા કાંઇક ખેદપૂર્વક કહેલું કે "આ જમાનામાં ગ્રન્થનો ઉંડો અભ્યાસ, પંક્તિ બેસારવાની વ્યુત્પન્નતા ભાગ્યેજ જોવામાં આવે છે." વાત સાચી છે. જૂના જમાનામાં જૂની રીતે શીખેલા વૈદ્યોમાંથી થોડા પ્રથમ પંક્તિના વિદ્વાનોમાં જે પારંગતતા જોવામાં આવે છે તે નવા જમાનાના શિક્ષિતોમાંથી કોઇમાં દેખાય છે ખરી? એ પ્રશ્નનો જવાબ નિરાશાજનક છે. મતલબ કે શોધખોળની ભૂમિકા તરીકે જે વિદ્યાનું વાતાવરણ આવશ્યક છે તે ઉત્પન્ન કર્યા વગર શોધખોળની વાત કરવાનો શો અર્થ છે?

આમ કહીને કોઇએ શોધખોળ માટે પ્રયત્ન ન કરવો એમ કહેવાની મારી મતલબ નથી. એવું કોઇથી કહી પણ ન શકાય. જેનામાં અમુક દિશામાં નવું શોધવાની શક્તિ હશે તે તો પ્રયાસ કર્યા વગર રહેશેજ નહિ. સ્વ. જયકૃષ્ણ ઇન્દ્રજીએ સંદિગ્ધ નિર્ણયની દિશામાં જે કાર્ય કર્યું તે સ્વયં સ્ફુરણાથીજ કર્યું હતું. પણ એક સમિતિ બનાવીને શોધખોળની દિશામાં આપણે કાંઇ કરી શકીએ એ વખત હજી આવ્યો નથી એવો મારો મત છે.

કેન્દ્રીય આયુર્વેદાનુસંધાન સમિતિના મંત્રી શ્રી. ગોપીનાથજીને જે અનુભવ થયો છે તે મારા મતના ઉદાહરણરૂપ છે.

अब क्या किया जाय ? એ મથાળાથી એમણે 'આરોગ્ય દર્પણ'માં નીચેનો કટકો છાપ્યો છે.

"અખિલ ભારતવર્ષીય આયુર્વેદ મહામંડળે ૨૫ મા વાર્ષિક અધિવેશનમાં અમદાવાદમાં કેન્દ્રીય 'આયુર્વેદાનુસંધાન સમિતિ'ની સ્થાપના કરી હતી. એ સમિતિના સભ્યો બનાવવા માટે મેં યથાશક્તિ પ્રયત્ન કરી જોયો. લગભગ ૩૦-૪૦ પત્રોમાં અપીલ તથા નિયમાવલી પ્રકાશન માટે મોકલી. વ્યક્તિગત રૂપથી સભ્યો બનાવવા માટે પ્રયત્ન કર્યો. પરંતુ આશ્ચર્ય છે કે એક પણ સભ્ય ન થયો. નિઃસંદેહ મારી કાર્યપ્રણાલિમાં દોષ હશે. પણ જ્યારે સંમેલનેજ એવી અયોગ્ય વ્યક્તિને મંત્રીપદ આપ્યું ત્યારે એ એની ભૂલ છે. વૈદ્ય સમાજે કાં તો આ ભૂલ સહન કરી લેવી જોઇએ અથવા તો એને સુધારવી જોઇએ. આ રીતે ઉદાસીન રહેવાથી કામ નહિ થાય. બહુજ નમ્ર ભાવથી હું વાંચનારાઓને પૂછું છું કે હવે શું કરવું !

મારો તો મત એવો છે કે હવે સદસ્ય વધારવાની વાત બાજુ ઉપર રાખીને વ્યક્તિગત રૂપથી કાર્યનો આરંભ કરવો જોઇએ અને સૌથી પ્હેલાં ફાર્માકોપીઆની તૈયારીનો યત્ન કરવો. પણ આ કાર્ય હું એકલો નહિ કરી શકું માટે જે સજ્જનો આ કાર્યમાં રસ લેતા હોય તેઓએ તરતજ સમ્મતિ લખવાની કૃપા કરવી."

(મૂળ હિંદીનું ગુજરાતી.) વિનીત ગોપીનાથ

શ્રી. ગોપીનાથજીને જે અનુભવ થયો એમાં એની કાર્યપ્રણાલીમાં દોષ છે એમ હું માનતો નથી. પણ કાં તો શોધખોળ જેવી વાતમાં વૈદ્યોને રસ નથી અને રસ નથી કારણ કે શોધખોળમાં રસ લઇ શકે એટલા વિદ્યાના સંસ્કારો નથી, અથવા તો મેં ઉપર કહ્યું તેમ આવી સમિતિ-દ્વારા શોધખોળનું કાંઇપણ કામ થઇ શકે એવું માનતા નથી. કદાચ બેય કારણ છે. પણ હવે શું કરવું ? એ પ્રશ્નનો જવાબ મિત્રભાવે આપું, તો આ કેન્દ્રીય અનુસંધાન સમિતિ વીંખી નાખવી એમ કહું અને વ્યક્તિગત કામ કરવા માટે તો સંમેલનના ઠરાવ વિના પણ હમેશાં મેદાન ખુલ્લુંજ છે.

ફાર્માકોપીઆની તૈયારી તો સ્વતંત્ર ચર્ચાયોગ્ય વિષય છે એટલે એને મુલતવી રાખવો પડશે.

# ૨. આયુર્વેદ અને પ્રગતિ: એક દિશાસૂચન.

સુંદરલાલ નાથાલાલ જોષી

આયુર્વેદના સમૃધ્ધ રત્નભંડારને અર્વાચીન દૃષ્ટિના ઓપની જરૂર છે. આ દશામાં ઘણું થઇ શકે તેમ છે. દાખલા તરિકે નેત્ર અને કર્ણવ્યાધિમાં વપરાતાં દ્રવ્યો મૂળ સ્વરૂપમાં આયુર્વેદિક નિઘંટુઓમાં અનેક છે. આવાં દ્રવ્યોને સહેલાઇથી ગંગાજળમાં ઓગળી શકે તેવા રૂપમાં, લાંબો સમય પુગાઇ ગયા સિવાય, સડી ન જાય અને બગડી ન જાય તેવા રૂપમાં, સત્વરૂપે કે ભૂકારૂપે, પ્રવાહીરૂપે કે રસક્રિયારૂપે જાળવી શકાય, તેવી રીતે તૈયારી કરી બજારમાં મૂકવાની જરૂર છે. કર્ણવ્યાધિને માટે દ્રવ્યોના સ્વરસ કે કલ્ક ને તેલો સાથે પકાવી, તેવાં અનેક તેલો વિવિધ કર્ણવ્યાધિઓ માટે તૈયાર થઇ શકે તેમ છે. અનેક દ્રવ્યો ક્ષારરૂપે, દ્રવરૂપે કે ભૂકારૂપે વાપરી શકાય તેમ છે. આ દૃષ્ટિએ જો દ્રવ્યોની બનાવટોનો વિચાર કરીએ તો આયુર્વેદની દ્રવ્યસમૃધ્ધિ આપણને જરૂર મુગ્ધ બનાવે.

દાખલા તરિકે, નેત્રરોગમાં દારૂહળદર, ચીમડ, સીશમ, ખાખરો, નિર્મળી, સિંધવ, મરી, લીંમડો, અગથિયો, હરડે, ફટકડી, સાકર, સરગવો, પડનું દુધ, આંબલીના પાનનો રસ, આમળાં, હરડાં, બહેડાં, હીમજ, જેઠીમધ વિગેરે અસંખ્યાત દ્રવ્યો સુશ્રુત, વાગ્ભટ, શાર્ઙ્ગધર, ભાવપ્રકાશ અને નિઘંટુઓમાંથી મળશે. કર્ણરોગમાં ગુગળ, ગુંજા, ધાવડી, કડવી તુંબડી, અરડુ, લીંબુનો રસ, સમુદ્રફીણ, લીંબોળીનું તેલ, સરશીયું, તલનું તેલ, લસણ, આકડાનાં પાન, ડમરો, સરગવો, અઘેડાનો ક્ષાર અને કલ્ક, કેળનો રસ, ત્રિકટુ, વજ, જાઇ તેમજ કરંજ વિગેરે અનેકાનેક દ્રવ્યો છે. આ દ્રવ્યોમાંથી અમુક અમુક દ્રવ્યોનો ઉપયોગ નેત્ર તેમજ કર્ણવ્યાધિના અમુક અમુક વિશિષ્ટ ઉપદ્રવોને અંગે વપરાય છે, જેમકે કાનની દુર્ગંધ માટે આકડાના દુધમાં પકવેલું સરેકુ ઘી, જાઇના રસમાં પકવેલું તેલ, કાનના પરૂ માટે

ચંબેલીના પાનના રસથી પકવેલા તેલનાં ટીપાં, કાનના કીડા માટે વજનો ભૂકો, કાનના ચસકા માટે લસણ, આદુ પ્રત્યેકનો ગરમાગરમ સરેકો રસ કે લીંબુના રસમાં સિધ્ધ કરેલું તેલ, પરૂ સાથે ગંધ અને જંતુનાં નિવારણ માટે આકડાના દૂધ કે સ્વરસમાં પકવેલું ઘી, બહેરાટ માટે બિલ્વ તેલ કે અઘેડાના ક્ષાર અને કલ્કમાં પકવેલું તેલ, કાન સાફ કરવા સમુદ્ર ફીણ અને લીંબુનો રસ, કાનમાં ચાંદા સાથે પરૂ માટે પીળી કોડીની ભસ્મ વિગેરે વિગેરેનો–વિશિષ્ટ વ્યાધિ માટે વિશિષ્ટ દ્રવ્યોનો ઉપયોગ થાય છે. તેમજ નેત્રરોગને અંગે–નેત્રસ્રાવે બાવળ; નક્તાંધ્યે, ખાખરો અને ભાંગરો; નવનેત્રકોપે ફળથી, સરગવો; અભિષ્યન્દે, ઇંદ્રવારૂણી; તિમિર અને ઝાંખમાં આમલીના પાનના રસ સાથે મરીના દાણાનો ઘસારો કરી ટીપાં નાખવાં, અર્જુને કતકબીજ અને સિંધવ. આંખના બળીયા કે શીતળામાં ગુંદાની છાલનો ઘસારો, વિગેરે વિગેરે વાપરી શકાય છે.

આજના ધમાલીયા જીવનમાં પ્રત્યેક વૈદ્યને સમય અને વિવિધ સામગ્રી સાધનનો અભાવ હોય છે. તેવા સમયે પ્રત્યેક વ્યાધિનાં વિવિધ લક્ષણોપલક્ષણો માટે ચોક્કસ દ્રવ્યો નક્કી કરી બજારમાં મૂકવામાં આવે અને કોઇ ફાર્મસી કેવળ નેત્રનાંજ દ્રવ્યો વેચે, કોઇ કર્ણનાંજ દ્રવ્યો વેચે તો વખત જતાં વૈદ્યો ઉર્ધ્વજત્રુવ્યાધિઓની ઉપેક્ષા કરે છે અને તેવી ચિકિત્સામાં રસ લેતા નથી તે રસ લેતા થાય. નાસારોગ માટે સામાન્ય ચિકિત્સા ઘણી છે. તેવી રીતે સઘળાજ રોગો માટે કરી શકાય. જમાનાને અનુકૂળ દ્રવ્ય સામગ્રી સારી અને સસ્તી મળી શકે તો તેનો બહોળો પ્રચાર જરૂર થાય. योजकस्तत्रदुर्लभः જેવો અત્યારે તો ઘાટ જોવામાં આવે છે.

ટૂંકામાં આજે આયુર્વેદનાં નિદાનચિકિત્સાનાં સાધનોમાં સ્ફુરતા સરલતા, વિશદતા અને સુલભતા દાખલ થાય તો પ્રગતિના માર્ગમાં ઘણીજ સરલતા થાય. વૃદ્ધત્રયી અને લઘુત્રયીમાંથી વ્યાધિવાર શ્લોકો અને સૂત્રો જૂદાં પાડી ભારતભૈષજ્ય રત્નાકર અને રસયોગસાગર તેમજ નિઘંટુઓની મદદથી પ્રત્યેક વ્યાધિનાં નિદાનચિકિત્સાનાં વિવિધ

પુસ્તકો છપાવી વૈદ્યોના ઉપયોગ માટે મુકાય તો આ દિશામાં મહત્વની પ્રગતિ સાધી શકાય અને પ્રચાર વધે છે.

મારી ખાત્રી છે કે વૈદ્યસમાજ જરૂર જાગૃત થયો છે અને આ દિશામાં કાર્ય થઇ રહ્યું છે અને વધુ થશેજ. આ તો માત્ર દિશાસૂચન છે.

નડિયાદ તા. ૨૫-૫-૩૭

* * *

## ૩ નિખિલ ભારત આયુર્વેદીય મહામંડળ

મનીન્દ્ર કુમાર મુખર્જી

૨૬ વર્ષોનું અસ્તિત્વ ધરાવનારી આ સંસ્થા હમણાં કેટલાક સમયથી પોતાની સાર્થકતા ગુમાવી બેઠી છે. સદ્દગત કવિરાજ શિરોમણી શામદાસ વાચસ્પતી જેમને બિકાનેરના સંમેલનના પ્રમુખ થવા માટે ફરી ફરીને વિનતી કરવામાં આવી હતી, તેઓએ મને એક વાર એ બાબતોમાં કહ્યું હતું કે "આ સંમેલનના પ્રમુખ થવામાં મને કશો ઉત્સાહ નથી અને તેમાં કશું સન્માન પણ દેખાતું નથી. એ સ્થાને તો છેક છેલ્લા દરજ્જાના માણસો પણ બેસી શકતા જણાય છે."

દાક્ષિણાત્યો પણ મહામંડળને સુધારવાનો કે બંધ કરવાનો ઉદ્યોગ લઇ બેઠા છે. કોટ્ટાયમથી પ્રસિદ્ધ થતાં અંગ્રેજી માસિક 'વૈદ્ય સારથી'માં મહામંડળ સામે એક સણસણતી ચર્ચા પ્રસિધ્ધ થઇ હતી અને મહામંડળનું માપ કાઢતાં સારાએ આયુર્વેદિક હિંદને પહોંચી વળવા તે અશક્ત નીવડ્યું છે તે જણાઇ આવે છે. એ વિસ્તાર આયુર્વેદ જેટલોજ વિશાળ છે અને તેટલો ગંભીર પણ છે.

આનું એક પ્રમાણ મારા પ્રમુખપદ હેઠળ મળેલ ઓલ ઇન્ડીયા હેરીડેટરી લીગના ગત ડિસેમ્બર માસના અધિવેશનનો બીજા નંબરનો ઠરાવ છે. એ કહે છે કે "આ સંમેલન આયુર્વેદને પ્રતિકૂળ એવી આપખુદ વ્યક્તિઓના જોરશોરે કેવળ નિષ્ક્રિય બનેલા મહામંડળનો અને તેની વિવિધ કૃતિઓનો વિરોધ કરે છે અને તેના પ્રતિનિધિત્વનો પણ ઇન્કાર કરે છે."

એટલે મહામંડળનું છેલ્લાં ૨૫ વર્ષોનું સરવૈયું લો તો જણાશે કે; (૧) મદ્રાસનું બોર્ડ ઓફ ઇન્ડીયન મેડીસીન કાયદો કરીને વૈદ્યોને 'બી' વર્ગમાં મુકી તેમને પછાત પાડવાનો બલ્કે છેક બેસાડી દેવાનો યત્ન કરે છે, છતાં મહામંડળ મૌન છે.

(૨) કાશીની બનારસ હિંદુ યુનિવર્સિટી આયુર્વેદ અને પાશ્ચાત્ય એલોપથીનો મિશ્ર અભ્યાસક્રમ ગોઠવે છે ત્યારે મહામંડળ મૌન છે.

(૩) મદ્રાસની શાળામાં પણ આમજ થયું છે છતાં મહામંડળ ઠંડું છે.

(૪) આઇ. એમ. એસ. કેપ્ટનો 'પાશ્ચાત્ય વિજ્ઞાન અને શસ્ત્રોપચાર શાસ્ત્ર વિના આયુર્વેદ નભી ન શકે' એમ કહે છે, એને મહામંડળ વેદવાક્ય શા માટે માને છે? અને એમ કહી પ્રગતિ શા માટે રોકે છે?

(૫) સાચા લેભાગુઓના વૈદ્યકીય તમાશાઓ સામે મહામંડળ આંગળી સરખીયે કેમ ઉઠાવતું નથી?

એટલે, મારે તો ઘણી દિલગીરી સાથે મહામંડળનું મોત ઇચ્છવાનો ઇરાદો જાહેર કરવો પડે છે.

આ કાર્યમાં ઉત્તર હિંદ પણ સામેલ છે. ગયા માર્ચમાં ગુરૂકુળ વિદ્યાલયના આશરા નીચે હરદ્વારમાં મળેલી નિખિલ ભારતીય વૈદ્યોની સભાના પ્રમુખે શિકારપુરના સંમેલનની સભાના પરિષદના પ્રમુખ તરીકેના પોતાના અનુભવનું બયાન કરતાં કેવળ દિલગીરીજ જાહેર કરી હતી અને મહામંડળમાં કંઈ આત્મા હોય તેમ માનવાની ના પાડી હતી. "સંસ્થા પૂરતી

માટે દવાખાનાં રાજ્યકર્તાઓ તરફથી વ્યવસ્થિત ધોરણે કરેલાં હોય, શાળા પાઠશાળાઓ સ્થપાઇ પરીક્ષા લઇને પદવીઓ વિગેરે અપાય છે. માઇસોરમાં તો જમાના પ્રમાણેની યુનિવર્સિટી સ્થપાઇ છે. સરકારી આયુર્વેદિક પાઠશાળા યુનિવર્સિટીએ સંમાન્ય કરી નથી પરંતુ મહારાજાની ખાનગી દેણગીની મદદથી તે ચાલી રહી છે. ત્રાવણકોર પણ રાજ્યમાં યુનિવર્સિટી સ્થાપવાના વિચારમાં છે એ જાણી ખુશી ઉપજે છે.

આયુર્વેદના અભ્યાસકોને યુનિવર્સિટી તરફથી મળેલાં પ્રમાણપત્રોજ ઉત્તમ શિક્ષણ મળ્યાની સર્વશ્રેષ્ઠ ખાત્રી અને તેઓનું હસ્ત કૌશલ્ય મનાવી શકે છે. એમ થાય તોજ આયુર્વેદ પ્રચારને ધારી સફળતા મળી શકે. આજ સુધીની સ્થપાએલી પાઠશાળાઓ એવું સારૂં એકધારૂં પરિણામ બતાવી શકી નથી! એથી વધુ આશાઓ ફલિત થવાનો હજી પૂરતો અવકાશ નથી એમ નથી. એવી સંસ્થાઓમાં દરેક પ્રકારના સાચા ખોટા અવ્યવસ્થિત પ્રયોગો કરવામાં આવે છે, તેથી તો બહુ મોટી સુધારણા ઉપર આવી શકાયું નથી. બલ્કે આયુર્વેદ પ્રચારને બદલે હ્રાસ થતો જોવામાં આવ્યો છે. દુઃખદ પરિસ્થિતિને હવે તો અટકાવી દેવા, આયુર્વેદની યુનિવર્સિટીએ નક્કી કરેલા અભ્યાસની પરીક્ષા પસાર કરી મેળવેલાં પ્રમાણપત્રોજ આબાદ હથિયાર તરીકે વપરાઇ શકે.

તમામ આયુર્વેદ પધ્ધતિના આયુર્વેદજ્ઞોએ હવે તો આયુર્વેદ માટે યુનિવર્સિટીની સંમાન્યતા માટે એકકે અવાજે માગણી જાહેર કરવી જોઇએ અને એકમેકનાં વૈમનસ્ય કિંવા અંદર અંદરના ટંટા પતાવી લઇ પ્રજાકીય કલ્યાણ માટે ઝુંબેશ ઉઠાવવી જોઇએ. એમ થાય તોજ આયુર્વેદનું સાચું રક્ષણ થઇ શકે કિંવા જગતભરની રસાકસીમાં આયુર્વેદજ્ઞોનો દરજ્જો સચવાઇ શકે. આયુર્વેદના સંદેશનો ધાર્મિક ઉપદેશ તો જરૂર આજની ભયાવહ કહેવાતી સુધારણાની આત્મઘાતી ત્રાસજનક પરિસ્થિતિમાંથી, કહો કે ઉંધે રસ્તે થતી ઝડપી પડતીમાંથી, જગતને સાચું રક્ષણ આપી શકે. યુનિવર્સિટીના છત્ર નીચે સંરક્ષાએલો અને વૃધ્ધિ પામતો જતો આયુર્વેદ, પૌર્વાત્ય તેમજ પાશ્ચાત્ય દેશોમાં

વૃધ્ધિ વિસ્તાર પામી સાત સમુદ્રથી વિંટાએલી આ પૃથ્વીમાં હિંદની ખ્યાતિ એટલી ફેલાવશે, કે આપણા દેશના વિદ્યાર્થીઓને હવે પછી ઉલટા ક્રમે પરદેશના વિદ્યાગુરૂઓ પાસે વિદ્યાધ્યયન કરવા જવાની જરૂર રહેશે નહિ. એક વખત એવો પણ હતો કે આખી દુનીઆ આયુર્વેદની ઉપાસના માટે આપણા દેશ તરફ દોડી આવતી ! આયુર્વેદનો સાચો પુનરૂધ્ધાર, એટલે કોટયવધિ ચેતનભર્યાં શાંતિતત્વો સમું આપણું પુનરૂજ્જીવન અને સમસ્ત વિશ્વના જનસમુદાયનું સાચું કલ્યાણ!

આયુર્વેદનો અને આયુર્વેદને ચાહતા મનુષ્યોની પોતાની સૂજન જૂની સંસ્કૃતિ તરફ તેમજ માનવસમુદાય તરફ પણ એક પવિત્ર ફરજ છે, કે તેઓએ એકમેકના સહકારથી તથા સૂરમાં સૂર પૂરીને એવો પોકાર ઉઠાવવો જોઇએ કે સમસ્ત વિશ્વમાં એક જાહેર અણનમ મત બંધાય અને આયુર્વેદને યુનિવર્સિટીઓની સંમાન્યતા સર્વત્ર મળી રહે !

* * *

## ૫ બંગીય ઉન્માદ આશ્રમ

મનીન્દ્ર કુમાર મુખર્જી

કવિરાજ અતુલબિહારી દત્ત, બી. એસસી., કવિરત્ન, મુ. કલકત્તાનો એક લેખ આ પુસ્તકમાં અન્યત્ર છપાયો છે. એ વિશદ માહિતીપૂર્ણ લેખક કંઇક વિશેષ પરિચય માંગે છે. માનસિક અવ્યવસ્થાને લગતા રોગો દેશમાં હદ બહારના વધ્યા છે. લેખમાંના આંકડાઓ પરથી સ્પષ્ટ સમજાય છે કે પરિસ્થિતિને પહોંચી વળવા વૈદ્યકીય અને ખાનગી યોજનાઓ અપૂરતી છે. બંગાળા જેવો હિંદનો એક આગળ પડતો પ્રાંત માનસિક રુગ્ણાલય સિવાયનો સરકારે રાખ્યો છે, એ યોગ્ય થયું નથી. હિંદમાંનાં તમામ માનસિક રુગ્ણાલયો ડૉકટરી ચિકિત્સાની સંસ્થાઓ છે. હિંદી ચિકિત્સા મુજબ ગાંડાઓનાં શારીરિક અને માનસિક દુઃખો દૂર કરવા માટે આયુર્વેદિક પધ્ધતિ ખાસ જરૂરની છે. ઉપરાંત, તે પદ્ધતિમાં ખાસ કરીને વિશેષ પ્રકારના ફાયદાઓ પણ છે. કારણ કે આયુ-

વેદ એક આધ્યાત્મિક શાસ્ત્ર છે. તેમાં ત્રિદોષ સિદ્ધાંતનો બહુ વિચાર-પૂર્ણ-સમાવેશ કરવામાં આવેલો છે એટલું જ નહિ, પરંતુ ત્રિગુણ સિદ્ધાંત એટલે કે સત્વ, રજસ અને તમસનો સિદ્ધાંત પણ આવી જાય છે. એ ત્રિપુટીની વિષમતા માનસરોગો પેદા કરે છે. વળી ગાંડાઓ અને માનસિક નબળાઇના દર્દીઓનાં ખાનગી ચિકિત્સાલયો બહુ જ થોડી સંખ્યામાં દર્દીઓને રાખી શકે છે. મારા જાણવા પ્રમાણે હિંદમાં, લેખમાં દર્શાવ્યા પ્રમાણેનું, માનસ રોગીઓ માટેનું, બીજું રુગ્ણાલય છેજ નહિ.

કવિરાજ અનુલબિહારીએ પોતાનું માનસ રુગ્ણાલય સ્થાપીને ખુલ્લું મૂકતાં જનતાની બહુ જ મોટી ભીડ ભાંગી છે. હિંદના જુદા જુદા પ્રાંતોમાંથી અસંખ્ય દર્દીઓ તેમની આયુર્વેદિક ચિકિત્સા પદ્ધતિથી આકર્ષાઇને ત્યાં જાય છે. તે બદલ કવિરાજ ધન્યવાદને પાત્ર છે. આયુર્વેદના પુનરુદ્ધારના આ સાહસિક જમાનામાં તેમનું અપૂર્વ સાહસ યોગ્ય પ્રકારે શોભે છે. હિંદના પુરાતન સુધારા અને સંસ્કૃતિનો આ વારસો, વૈદ્યકીય જરૂરિયાતોની તમામ શાખાઓમાં, પોતાનો સ્વયં પ્રકાશ ફરીથી ઝળકાવે છે.

• • •

## ૬ એક વ્યવહારુ મુશ્કેલી

શાંતિલાલ મણિલાલ શેઠ

સ્પીરીચ્યુઅલ દવાઓની બનાવટમાં આપણને જે જે મુશ્કેલીઓ પડે છે, તેમાં એ માલને એક ઇલાકામાંથી જો બીજા ઇલાકામાં વેચવો હોય તો, તેની આખીએ વિધિમાં બહુ મુશ્કેલી કરતાંય વખતનો ઘણોજ વ્યય થાય છે અને આને પરિણામે ધંધાને ખૂબ નુકસાન પહોંચે છે.

મુંબઇ ઇલાકાની બહાર આપણે માલ મોકલવો હોય તો આપણે પહેલાં જે દવાઓ મોકલવી હોય તેનું કેમીકલ એનાલાઇઝરનું સર્ટી-ફાઇડ સ્ટ્રેન્થ મોકલવું પડે છે; કે જેના ઉપરથી જેણે માલ મંગાવ્યો

હોય તે-ઇમ્પોર્ટ પરમીટ-માટે અરજ કરે ને જે મેળવતાં લગભગ પંદરથી વીસ દિવસ થાય છે. ત્યાર બાદ મંગાવનાર માણસ આ ઇમ્પોર્ટ પરમીટ સ્ટ્રેન્થની સાથે મોકલનાર ધણીને મોકલે ને પછી મોકલનારે આ પરમીટની સાથે અહીંની એકસાઇઝ ઓફીસમાં એક્સપોર્ટ પરમીટ મેળવવા માટે અરજ કરવી પડે છે. આ એકસપોર્ટ પરમીટ મેળવતાં, જો કાંઇપણ ઓળખાણ ન હોય તો સહેજે ૧૫ થી ૨૦ દિવસ નીકળી જાય છે અને પછીજ બધોય માલ એકજ વખતે રવાના કરી શકાય. આ આખીએ પધ્ધતિમાં અહીંથી જો માલ બેન્ગલોર મોકલવો હોય તો લગભગ બે મહીના તો સહેજે નીકળી જાય છે.

આ બાબત બહુ સહેલાઇથી દૂર થઇ શકે એમ છે. જે ઇલાકામાથી માલ મોકલવાનો હોય તે લોકોજ જો ડયુટીના પૈસા વસુલ કરી તે માલ મોકલવાની રજા આપે, તો લગભગ એક થી સવા મહીના જેટલો વખત બચી જાય; અને જો બધીએ દવાની ડયુટી જે ઇલાકામાં માલ બને ત્યાંજ લેવાય, તો ડયુટી ભર્યા પછી આખાય બ્રીટીશ ઇન્ડીઆમાં, સાધારણ માલ મોકલીએ તેટલીજ સહેલાઇથી માલ મોકલી શકાય, પણ આમાં ઇલાકાના રેવન્યુનો સવાલ આવે છે; અને આને માટે જે લેબોરેટરીમાંથી બીજા ઇલાકામાં માલ ચઢતો હોય તેનું સર્ટીફીકેટ, એકસાઇઝ ઓફીસર દર મહીને માંગે અને તેટલા માલની ડયુટી એક ઇલાકાની સરકાર બીજા ઇલાકાને જે રીતે સુગમ પડે તે રીતે ભરપાઇ કરે. આ રીતે એકસાઇઝ ઓફીસને થોડુંક કામ વધારે પડે ખરૂં પણ વેપારમાં ખૂબજ સગવડ પડે અને ઢીલ ન થાયે.

આ ઍક્સપોર્ટ-ઇન-બોન્ડની રીત ઘણીજ સરસ છે પણ જો એમાં જે ઢીલ થાય છે તે ઢીલ ન થાય એવો કાંઇક રસ્તો શોધાય તો આપણે સરકારના ખૂબજ ઋણી થઇશું.

* * *

# મનન અને ચિંતન

## ૧ સ્વ. ડૉ. જીવણલાલ દુર્લભ ધ્રુવ

હજુ ગઇ પરમે તો જેમની જોડે નિરાંતે બેસી કેટલીક કામની અને બેકામની વાતો નિરાંતે કરી હતી, તેવા મારા હિતચિંતક, શુભેચ્છક અને માર્ગદ્રષ્ટાના અવસાનની ખબર ટેલીફોનથી સવારે મળી ત્યારે માની શક્યો નહિ. આ 'વાર્ષિક'નો વિચાર તેમને પણ મે જણાવેલો અને તેમણે એક સરસ લેખ તૈયાર કરવા વચન પણ આપેલું. પણ તેને બદલે મારે આ વિભાગના આલેખનની શરૂઆત તેમની અવસાનનોંધથી કરવી પડશે તેની કોને ખબર હોય! દરેકનું મૃત્યુ નિશ્ચિત છે, ફક્ત સમય મારેની તેની અનિશ્ચિતતાજ મૃત્યુને ભયંકર બનાવે છે.

પશ્ચિમમાં પણ વૈદ્યકીય વ્યવસાય કરનારા ઘણા થોડાઓમાંના એક તરીકે આપણે ડૉ. જીવણલાલને ઘણી રીતે યાદ કરવા રહેશે. (૧) એમનું આયુર્વેદાનુરાગી કુટુંબ. એમના સ્વ. પિતા પ્રાણાચાર્ય વૈદ્ય કવિ દુર્લભરામ ધ્રુવ, જાણીતા વૈદ્ય, કવિ, નાટ્યકાર અને કથાકાર હતા. તેમના બંધુ સ્વ. ભિષગ્વર રતિલાલ દુર્લભદાસ ધ્રુવ, જી. પી. એ. રી., પ્રભુરામ આયુર્વેદિક કૉલેજના સ્નાતક અને ત્યાંના પરીક્ષક અને અધ્યાપક હતા. એ બન્નેના વર્ષ વર્ષના અંતરે થયેલા અવસાન પછી ડૉ. જીવણલાલનો અચાનક સ્વર્ગવાસ, એક આયુર્વેદાનુરાગી કુટુંબને વીંખી નાખે છે. (૨) ડૉ. જીવણલાલનો પોતાનો આયુર્વેદાનુરાગ તેમને પ્રભુરામ આયુર્વેદિક કૉલેજના ટ્રસ્ટી મંડળમાં જોડવા પ્રેરક બન્યો હતો, (૩) તેમનો વૈદ્યો પ્રત્યેનો સદ્ભાવ અને પૂજ્યભાવ ઘણાઓને અચંબામાં નાખનાર હતો. (૪) આયુર્વેદને ખરેખરી જાહોજલાલીમાં લઇ જવાની એમની ધગશ પ્રેરણાત્મક હતી. (૫) દર્દીઓ

પ્રત્યેનું તેમનું સદ્દવર્તન અનુકરણીય હતું. (૬) ખોટા દેખાવ કે ધાંધલ વગરનું તેમનું જીવન અને વર્તન કદાચ તેમને ધનદાતા નહોતું નિવડ્યું પણ યશદાતા તો જરૂર નિવડ્યું છે.

જ્યારે આ છપાશે ત્યારે આ બનાવને લગભગ એક વર્ષ થઇ ગયું હશે એટલે એ કદાચ અજુકતું લાગશે, પણ 'વાર્ષિક'માં એમના જેવા મિત્ર–મુરબ્બીની નોંધ ન આવે એમ તો નજ બને.

તેમના કુટુંબમાં તેમનાં પત્ની, એક સુકુમાર બાળક અને એક સુન્દર પુત્રી છે. તેમના કાકા ભિષગ્વર હરિલાલ શ્યામજી ધ્રુવ એ. એ. એમ. એસ. પણ મુંબઇમાંજ પોતાનો વ્યવસાય ચલાવે છે.

તા, ૧૬–૧૨–૩૬.

* * *

## ૨ સ્વ. લેડી રમાબ્હેન પટ્ટણી

એમની યાદમાં આ થોડી કંડીકાઓ એટલા માટે લખાય કે તેઓ એક સંસ્કારી વૈદ્ય કુટુંબના તેટલાંજ સંસ્કારી વૈદ્યપુત્રી, વૈદ્યભગિની અને જાહેર કરવામાં આવે તો તેઓ વૈદ્યપત્ની પણ હતાં. આપ્તજનો તો જાણે છેજ કે 'યુવાવસ્થાનો વૈદ્ય' નામક પુસ્તકના લેખક અને ભાવનગર સ્ટેટના એક વખતના રાજ્યવૈદ્ય સર પ્રભાશંકર પટ્ટણીએ થોડો વખત મેડીકલ કોલેજની હવા લીધેલી ખરી; પરંતુ શવચ્છેદન અકારૂં થઇ પડતાં એ દિશા છોડી : જો કે એજ દિશા વધારે વિકસિત રૂપમાં એમને ફાળે આવી અને દર્દીઓનીજ નાડ જોવાને બદલે પ્રજાઓની અને રાજાઓની નાડ જોવાની એમને તક મળી. એ તક કેવી સાધી તે તો સૌ જાણે છે. એવા ચિકિત્સક પટ્ટણી સાહેબની સાન્નિધ્યમાં રહી મુ. સ્વ. લેડી પટ્ટણીએ જે ફાળો એ ચિકિત્સામાં આપ્યો છે તેનો ઇતિહાસ તો કોઇ કલમનવેશજ લખી શકે. હું તો ફક્ત એમની મારા પ્રત્યેની મમતા, શુભેચ્છા અને અપાર લાગણી માટે કાયમનો રૂણી હોઇ, ભરાયેલા હૃદયે, આવડ્યું' તેવું લખી, વિરમું.

* * *

## ૩ નિત્યયુવાન નરીમાન સાહેબ

આ જે દિને લખાય છે તેના આગલા માસમાં ડૉ. સર તેમુલજી નરીમાનના સુવાવડખાતાની ૫૦ મી સાલવારી ઉજવવા નિમિત્તે તેમની જ્ઞાતિએ, ડૉક્ટર મંડળોએ અને સંકલિત સંસ્થાઓએ તેમને માનપત્રો, થેલી, વિગેરે આપ્યાં. ૯૦ વર્ષની નજદિક પહોંચેલા આ ઘરડા-જુવાન આજે પણ હમેશની જેમ પોતાને દવાખાને જાય, સારવાર કરે: અને મિજલસો, સભાઓ વિગેરેમાં હાજરી આપનાર અને તેમની કરતાં ન્હાની ઉમ્મરવાળાઓને લજવે તેવાં કાર્યો કરવામાં સદા ઉમંગી રહેનારને જોતાં સૌને આનંદાશ્ચર્ય થશે. નિત્ય યુવાન રહેવાનો એમણે કોઈ કીમિયો બતાવ્યો નથી. પણ આપણે તો તેમના એક રીતે ઉપકારી છીએ.

તેમણેજ ૧૯૧૭ માં આ. ડૉ. પોપટભાઇ સામે મુંબઇની મેડીકલ કાઉન્સીલમાં જેહાદ કરી, આયુર્વેદિક સંસ્થા જોડેના તેમના સંચારને 'ગેરવર્તન' ગણી, તેમની સામે કેસ કરી, એજ 'કોર્ટ'ને તેમને છુટા કરવા પડયા એવી સુંદર (?) લડત ચલાવી, અને આયુર્વેદના નિશાનડંકા રાજદરબારે, અણજાણે, વગાડયા.

આયુર્વેદના આવા કટ્ટર અને પ્રખર વેરીએ પણ પાછળથી આયુર્વેદની ઉપયોગીતા સ્વીકારી હતી અને તેમનીજ હોડીમાં બેસનાર ડૉ. રાવ પણ પાછળથી વેદાંના ઇતિહાસમાં આયુર્વેદની સગર્વ પ્રસંશા કરતા એ તેમના વિદ્યાર્થીઓને યાદ હશે. આ બન્નેને અને તેમના વિચાર પ્રવાહે ચાલનારા અન્ય બંધુઓને, આયુર્વેદ અંગ્રેજી વૈદકની શૈલીમાં જોઇએ છે અને એકાદ બ્રિટીશ મેડીકલ એસોશીએશન કે એકાદ રોયલ કૉલેજ આયુર્વેદને જરાક પણ વેગ આપે, તો એ પ્રકારની સંસ્થાઓમાંથી પ્રેરણા મેળવનારા આ મહાશયો આયુર્વેદ તરફ તુરત કુદી પડશે એવી મને ખાત્રી છે.

આવો સબળ વિરોધ શરૂઆતમાં તેમણે કરેલ હોવા છતાં પ્રાંતે પ્રાંતે આયુર્વેદિક કૉલેજો સ્થપાઇ અને સરકારોએ તેમને અર્ધી, આખી કે નહિ જેવીયે મંજુરી આપી તેથી તેમને જરૂર ખેદ થયો હશે. પણ સ્વપ્નાંતમાં

પોતે તેવું થવા નથી દીધું તે વિચારે તેમની છાતી હવવુ હર્ષથી ફુલાતી હશે. આપણે ઇચ્છીએ કે આપણા આ મુંબઇ પ્રાંતમાં પણ આયુર્વેદિક સંસ્થાઓનો સ્વીકાર થાય અને તેના ઉત્સવ વખતે તેઓ સાહેબ હાજર રહી શકે તેટલો વખત લગી પરમાત્મા તેમને આ લોકમાંજ રહેવા દે.
તા. ૧૭-૧૨-૩૬

* * *

## ૪ ધારાસભા અને આયુર્વેદ

વર્ષનો ખાસ રસપ્રદ અને ઉત્સાહદાયક બનાવ ધારાસભામાં કોન્ગ્રેસ બહુમતીનો છે. જુલાઇમાં કોન્ગ્રેસ પ્રધાન મંડળે પોતાનું રાજ્ય આદર્યું અને તેની શરૂઆતમાં તો તેઓએ સુધારાજ ફેલાવી છે એમ મારી માન્યતા છે. જે લોકો બીજેજ દિવસે જાદુની લાકડી ફરી જશે એવી આશા સેવતા હતા, તેઓ તો નિરાશજ થયા છે, પણ ગવર્નમેન્ટ નામક શબ્દ પાછળ જે જડ કલેવર છુપાયું છે તેના હાર્દમાં ગાંધીજી જેને 'ચેન્જ ઓફ હાર્ટ' નામની શબ્દગ્રંથીથી ઓળખે છે તેવો ફેરફાર થયો છે.

વૈદકની જોડે સંકળાએલા પ્રધાન ઓન. ડૉ. એમ. ડી. ડી. ગીલ્ડર આ લેખકના ગુરૂપુત્ર છે. વડીલ છે અને શુભેચ્છક છે, કારણ કે બીજા અનેકની જેમ આ લેખકને તેમની સાથે સમાગમમાં આવવાનું સદ્‌ભાગ્ય જ્યારે જ્યારે પ્રાપ્ત થયું છે ત્યારે ત્યારે તેમનું આયુર્વેદ પ્રત્યેનું સહાનુભૂતિભર્યું વર્તન જોવાનો સમય ઘણી વાર મળ્યો છે. પ્રધાનપદું પ્રાપ્ત થયા પછી પણ તેમની લાગણીઓ આયુર્વેદ પ્રત્યે કૈં નહિ તોય વધારે તીવ્ર અને સુરેખ બની છે. એટલે તેઓ થઇ શકે તેટલું કાર્ય આયુર્વેદ માટે જરૂર કરશે તેની લેખકને તો ખાત્રીજ છે.

પ્રશ્ન એ છે કે થઇ શું શકે?

આદર્શવાદીઓ એક આયુર્વેદની અને એક યુનાની કૉલેજની આશા રાખે છે. સાથે ઇલાકાના અગ્રગણ્ય શહેરોમાં, તેવી હસ્પિતાલોની

અને સુધરાઇઓ તરફથી અને લોકલ બોર્ડ્સ તરફથી દવાખાનાઓની એક હારમાળાની આશાઓ પણ વધારામાં રખાય છે.

જાણીતી કહેવત હું બીજા સ્વરૂપમાંજ રજુ કરું તો ? રોમ શહેર એક દિવસમાં તો શું પણ એક વર્ષ કે પાંચ વર્ષના ગાળામાં પણ બંધાયું નહોતું, એટલે ઉપલી બધી ભાવનામય ઘંમારતો તુરતમાં ખડી ના થાય તો અજબ થવા જેવું નથી.

પ્રથમ કેટલીક હકીકતો સમજવી જોઇએ. ડૉ ગીલ્ડરને મળવા ગએલા લગભગ ૧૨-૧૩ પ્રતિનિધિમંડળોમાંનાં બે જોડે આ લેખક પણ હતો. અને તેને તેમની જોડે છુટથી અને એકાંતમાં વાતો કરવાની તક પણ તે વખતે અને પછીથી મળી હતી. તે પરથી તારવીને કેટલીક હકીકતો વિચારીએ.

પહેલાં તો લોકલ બોર્ડ્સ અને મ્યુનિસિપાલીટીઝનો વિચાર કરીએ. આ બેઉ સંસ્થાઓ પોતપોતાનાં સ્થળોનું પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થાઓ છે. કેટલીકમાં તો સરકારી પ્રતિનિધિત્વ ઘણું ઓછું છે—જેવી કે મુંબાઇની મ્યુનિસિપાલીટી. આ બેઉ પ્રકારની સંસ્થાઓની સ્થાપના કરતી વખતે સરકારે તેમને અમુક પ્રકારનું બંધારણ આપી દીધું છે, જેની અંદર રહીને તે પોતાનું કામ કરી શકે અને તેમ કરે ત્યાં સુધી સરકાર તેના કાર્યમાં દરમિયાનગીરી કરી શકે નહિ. આયુર્વેદના દવાખાનાં જો મ્યુનિસિપાલીટી કે લોકલ બોર્ડ્સ ખોલવા માગે તો સરકાર તેને ના પણ ન પાડી શકે. આપણે સરકારને એમ કહી શકીએ કે એ પ્રકારનાં દવાખાનાં ખોલાય તો તેમાં સરકારે દખલ ન કરવી. પણ વસ્તુતઃ ખાસ કારણ સિવાય સરકાર એ બાબતમાં વચ્ચે ન પડી શકે. જેથી આ બે સંસ્થાઓ પાસે આયુર્વેદિક દવાખાનાં ખોલાવવાં હોય તો આપણે તે સંસ્થામાંજ તેને માટે ચળવળ કરવી જોઇએ અને નહિ કે પ્રાંતિક સરકાર કે પ્રધાનો પાસે. એ બાબતમાં એ પોતાના ઓધ્ધાના પ્રભાવથી કશુંજ કરી ન શકે.

હવે આયુર્વેદની સ્કુલ્સ કે કૉલેજ કે ઇસ્પિતાલો ખોલાવવાની આશા પણ રાખવામાં આવે છે. દારૂબંધીના કાર્યક્રમ પછી સરકાર

નાણાં ફાજલ ન પાડી શકવાની તો સૌને ખાત્રી છે. તો તેનો શરૂઆતનો ખર્ચ અને ચાલુ ખર્ચ તે કેવી રીતે કરે તેનો વિચાર કોઇને થતો નથી. જ્યાં જ્યાં આવી સંસ્થાઓ સ્થપાઇ છે ત્યાં ત્યાં સરકારી નાણાં કરતાં તો પ્રજાકીય રકમોજ વધુ વપરાઇ છે. જમશેદજી જીજીભાઇની આટલી મોટી હસ્પિતાલનો ઉદ્ભવ એ લક્ષાધિપતિ પારસીને આભારી છે, સરકારને નહિ. ગોરધનદાસ સુંદરદાસ મેડીકલ કૉલેજની શરૂઆત પાછળ એ ગૃહસ્થના ૧૫ લાખ રૂપિયા હતા અને નહિ કે મ્યુનિસિપાલીટીની રકમ. સરકારે એ હસ્પિતાલ અને મ્યુનિસિપાલીટીએ એ કૉલેજ તો ચલાવવાનુંજ માથે લીધું. તેવીજ રીતે જો આયુર્વેદ અને યુનાની સંસ્થા ખોલવા માટે કોઇ મોટી રકમનું નજરાણું સરકારને કરે તો સંભવ છે કે સરકાર તેનો જરૂર સ્વીકાર કરે.

હાલની બીજી બાજુ એવી છે કે આ જાતની રકમ આપવા માટે કોઇ દાનવીર તૈયાર થાય તે પહેલાં તેના નાણાના સદ્વ્યય માટે તેને ખાત્રી થવી જોઇએ અને તે ખાત્રી ત્યારેજ થાય કે જ્યારે તેની રકમમાંથી સ્થપાએલ સંસ્થામાંથી નીકળેલા ગૃહસ્થોનો માનમરતબો બરોબર જળવાશે તેમ નક્કી થાય. અને આ હકીકત ત્યારેજ બને કે જ્યારે સરકાર આયુર્વેદને એક **ચિકિત્સાયોગ્ય વિજ્ઞાન** તરીકે માન્ય રાખે અને તેના ધંધાદારીઓ માટેનો એક યોગ્ય નિબંધ તૈયાર કરી અમલમાં મુકે.

એટલે, આ મૂળ ઉંડા નખાયાં પહેલાં કૉલેજ-સ્કુલ-હસ્પિતાલોની વાતો કરવી એ યોગ્ય નથી આપણે શું ગણાઇશું તે નક્કી થાય પછીજ ભવિષ્યમાં શું ગણાવું તે નક્કી થઇ શકે અને તેમ ગણાવા માટેનાં લેવાવાં જોઇતાં પગલાં લઇ શકાય.

બીજો પ્રશ્ન આવી સ્કુલ્સ કૉલેજીસને યુનિવર્સિટી તરફથી માન્ય રાખવાનો છે. આ પણ સરકાર તરફથી ન બની શકે, સિવાય કે તે એક વટહુકમ બહાર પડે. યુનિવર્સિટી એક લગભગ સ્વતંત્ર સંસ્થા છે અને કયા અભ્યાસને કયા સંજોગોમાં માન્ય રાખવો એ નક્કી કરવામાં

એ પોતાના સભ્યોની સહાય લે છે અને સરકાર હુકમ તો નજ કરી શકે.

ત્રીજી બાજુ, બોમ્બે મેડીકલ કાઉન્સીલની તો આપણે દરકારજ કરવાની નથી. માંદી ડોશીની માફક એ ખાટલે પડી પડી ભલે ઓં ઓં કરે. પલટાયેલા સંજોગોમાં એ આપણને હરકત નહિ કરે. અલબત્ત, મુંબાઇ અને સારા હિંદભરના સૌથી જુના એલોપેથીક મંડળ ધી બોમ્બે મેડીકલ યુનિયન તરફથી એના પ્રમુખ શ્રી. ડૉ. શંકરલાલ કુંવરજી વૈદ્ય મારફત આયુર્વેદ અને યુનાની પ્રત્યે શુભેચ્છા દર્શાવવામાં આવેલ છે. એ શુભેચ્છાનું હાર્દ વ્યકિતગત છે કે સંસ્થાગત એ તો હાલ પણ કેમ સમજાય, પણ વખત એવો તો જરૂર આવશે કે આયુર્વેદના નિષ્ણાતોને પોતાની કાઉન્સીલમાં અને પોતાના યુનિયનમાં સભ્ય થવા માટે એ સંસ્થાઓના સભ્યો પગે પડતા આવશે.

એટલે આપણો મુખ્ય મુદ્દો આપણો દરજ્જો નકકી કરવાનો, અને પછી તેનો વિકાસ કરવાનોજ છે. તેનું પ્રથમ પગથીઉં કદાચ શંકાસ્પદ માનીએ તોપણ અત્યારે તો 'બોર્ડ ઓફ ઇન્ડીયન મેડીસિન'જ હોઈ શકે.

Vd. [illegible]

## ૫ બોર્ડ ઓફ ઇન્ડિયન મેડીસીન

અન્ય પ્રાંતોમાં એ પ્રમાણે નામો રાખવામાં આવેલ હોઇ આપણે કામચલાઉ નામ એજ રાખીશું. એને ઇન્ડીજીનસ મેડીકલ કાઉન્સીલ પણ કહી શકાય. સૌથી આદર્શ બોર્ડમાં તો વૈદ્યો હકીમોનું પૂરતું પ્રતિનિધિત્વ હોય. તેનો પ્રમુખ ચુંટાયલો હોય અને સેક્રેટરી પોતાનો સર્વ વખત ફાજલ પાડી શકે તેવો—ફુલ ટાઇમ-પગારદાર હોય તેના મુખ્ય કામોમાં (૧) વૈદ્યો—હકીમોનું રેજીસ્ટર કરી શરૂઆતમાં તેઓની મર્યા-

દાની રેખા દોરી તે મર્યાદાની અંદર આવી જનાર દરેક વૈદ્યકીય ધંધાદારીને રેજીસ્ટરમાં નોંધવા. (૨) પ્રાંતિય આયુર્વેદિક કોલેજો અને પાઠશાળાઓ અને પર પ્રાંતીય સંસ્થાઓની પરીક્ષાઓમાં પસાર થએલા ગૃહસ્થોને પણ શરૂઆતમાં રેજીસ્ટરમાં આમેજ કરવા. આટલું થયા પછી બોર્ડની દૃષ્ટિએ આયુર્વેદ અને યુનાનીમાં નિષ્ણાત ગણાવવા માગતા ગૃહસ્થોએ શું શું અભ્યાસ કરવો જોઇએ તે નક્કી કરી, તે જાતનું પ્રાવીણ્ય ધરાવનારાઓનેજ રેજીસ્ટરમાં આમેજ કરવા. આમ થતાં, જેઓ અભ્યાસ કરીને યોગ્ય પરીક્ષાઓ પસાર કરશે તેઓજ પાછળથી રેજીસ્ટ્રેશનને લાયક ગણી શકાશે અને પોતાના વિદ્યાર્થીઓ તે રીતે તૈયાર થાય તેને માટે કોલેજો અને પરીક્ષા સંસ્થાઓ પોતાના અભ્યાસક્રમોમાં પલટો આણશે.

આટલું થવાની સાથોસાથ બોર્ડ બીજાં કામો પણ કરી શકશે અને આરંભી શકશે.

પૂરતી રકમ હોય તો મધ્યસ્થ સ્થળે એક કોલેજ, ઇસ્પિતાલ, વનસ્પતિ બાગ, પ્રયોગશાળા અને સંગ્રહસ્થાન ખોલવાં.

વૈદ્યકીય હકકોનું એક પત્રક પરામર્શ કરી તૈયાર કરવું.

વૈદ્યો—હકીમોના સ્વમાનની જાળવણી માટેયોગ્ય પ્રચાર અને લડત.

મ્યુનિસિપાલીટીઝ અને લોકલ બોર્ડ્સે ખોલેલાં આયુર્વેદિક અને યુનાની દવાખાનાઓ પર એક મધ્યસ્થ મંડળ તરીકેની દેખરેખ અને તેઓને દિશાસૂચન.

આ તો રેખા માત્રજ છે. સરકાર પાસે રકમ નથી કે કોલેજ કે તેને અંગેના બીજા ખર્ચોમાં તે સહાયતા કરી શકે. પણ લુજ ખર્ચે તેઓ બોર્ડ તો જરૂર શરૂ કરી શકે. વળી મારા જેવા રાજ્યિમાનસી લોકો તો એમ પણ માને કે જ્યારે સરકાર આપણીજ છે ત્યારે તેને કોઇ રીતે મુંઝવણમાં ના મુકતાં એની પાસે એવી માંગણીઓ મુકવી

જોઇએ કે જે પ્રધાનમંડળ દિલથી મંજુર કરી શકે અને એસેમ્બલીમાં રજુ કરીને, કદાચ કોઇ વાંધો ઉઠાવે તો તેનો યોગ્ય સામનો પણ નેટલાજ દિલથી કરી શકે.

એટલે હું તો હાલ તુરત બોર્ડનીજ માંગણી કરૂં અને પછીજ ધીમે ધીમે પ્રસરવા અને વિકસવા પ્રયત્ન કરૂં.

## બીજું દષ્ટિબિંદુ

પણ આ બાબતને છે એક બીજુંયે દૃષ્ટિબિંદુ. સરકાર આપણને કૉલેજ ન ખોલાવી આપે તો તે ચાલુ શિક્ષણ સંસ્થાઓને અને પરીક્ષા સંસ્થાઓને પોતાની મર્યાદામાં રહીને પણ મદદ કરી શકે. હૉસ્પિતાલ આખી ન ખોલે, તોય પોતાની ચાલુ સરકારી હૉસ્પિતાલમાં એક હૉલ કાઢી આપી ત્યાં દરદીઓને આયુર્વેદિક દૃષ્ટિએ સારવાર કરવાની તક જરૂર આપી શકે. મને યાદ છે ત્યાં સુધી આવી શરૂઆત કર્નલ વઝીફદારે પોતાની જે. જે. હૉસ્પીટલની બાબતમાં કરી હતી. સરકારના હાફકીન ઇન્સ્ટીટ્યુટમાં જ્યારે દેશી ઔષધિઓ ઉપર પ્રયોગો ચાલતા હતા ત્યારે જે. જે. હૉસ્પિતાલના દર્દીઓ ઉપર એ દવાઓના પ્રયોગો, મારો ખ્યાલ ખોટો ના હોય તો, થયા હતા અને એવા પ્રયોગો થાય તેમાં ખોટું પણ શું છે? અત્યારનો ડૉક્ટર નવી પેટન્ટ દવા આવતાં દરદી પર અજમાવેજ છે અને પછીજ પોતાના અનુમાન પર આવે છે. અને કદાચ એજ કારણોથી કર્નલ વઝીફદારે પ્રાણાચાર્ય ડૉ. પોપટ પ્રભુરામ પરના એક અંગત પત્રમાં લખ્યું હશે કે "મારે તો અંગ્રેજી વૈદક મારા વિદ્યાર્થીઓને શિખવવાનું હોય પણ દેશી વૈદક માટે મને હલકી ભાવના નથી. મરડા અને ઝાડાના કેસીસમાં બિસ્મથ અને એમેટીનમાં વિશ્વાસ રાખવાને બદલે દેશી ઔષધિઓમાંજ વિશ્વાસ રાખવાનું હું વિદ્યાર્થીઓને સૂચવું છું."

દેશી વૈદક માટેના આવા ખૂલ્લા અને નિષ્પક્ષપાત પ્રમાણપત્ર પછી તેની અજમાયશ કરવા માટે બે ચાલુ હૉસ્પિતાલોનાં બિછાનાનાં દસમા ભાગનાં બિછાનાંઓ શા માટે સરકાર તરફથી વૈદ્યોને ના સોંપી શકાય?

બીજી મદદો અને સહાય શિક્ષણવિષયી છે. શવચ્છેદન, ઇન્દ્રિય વિજ્ઞાન, ઞ્યણેન્દ્રિય વિજ્ઞાન, ઔષધિક્રિયા વિગેરે બાબતોમાં સરકારી કોલેજોનાં સાધનોનો લાભ દેશી વૈદકના વિદ્યાર્થીને મળે તેવો પ્રબંધ કરી શકાય. અરે! કરવું જ હોય તો શું શું ન કરી શકાય?

પ્રાથમિક વાતો તરીકે માનીએ કે આ બધાં સ્વપ્નાંજ છે તો આટલું તો થઇજ શકે: વૈદ્યનો દરજ્જો નક્કી થાય, તેનો વિકાસ થાય, તેને હક્કો મળે અને તેનું સ્વમાન કાયમ જળવાય?

એ હક્કોની રેખા

ઘણી દૃષ્ટિએ દોરી શકાય. ડૉક્ટરોને મળે છે તેવા હક્કો મળે: જેમ બીજા પ્રાંતોમાં અપાયા છે તે શૈલી પર મળે, તેમ. હું તો સ્વતંત્ર રીતેજ વિચારી કાગળ પર મુકું છું, તેમાં વધુ નવું નહિ હોય પણ નવી રીતે મુકાયું હશે.

પહેલો પ્રશ્ન આપણને સરકાર એ કરશે કે તમે વૈદ્ય કોને કહેશો. સેભાગ્યે વિશેષણ લાગુ પાડી શકાય તેવા ઘણા ગૃહસ્થો આ કામ કરી રહ્યા છે તેઓ કોલેજો પણ કાઢે છે, પદવીઓ પણ આપે છે, તો અમુક માણસ વૈદ્ય છે તે કયા ધોરણ પર, કે મર્યાદા પર નક્કી કરવું? એનો એક માત્ર જવાબ તેનો વૈદ્ય તરીકેનો ખરેખરો બોનાફાઇડ વ્યવહાર છે. તેની મુદત ૫-૮-૧૦ કે ૧૫ વર્ષો રખાય. તે મુદત લગી વૈદ્ય તરીકેનો વ્યવસાય કર્યાનો સરકાર અને બોર્ડને કબુલ રહે તેવો દાખલો જે ગૃહસ્થ રજુ કરે તેજ વૈદ્ય કહેવાય. અલબત્ત, આ શરૂઆત પૂરતીજ અડચણ રહેશે. જતે દિવસે આ વર્ગમાં ઘટાડો થશે અને એક મંગળ દિવસ એવો હશે કે વૈદ્યપિતાનો પુત્ર થવું એ વૈદ્ય થવા માટેનું જાદુઇ દ્વાર નહિ બને અને વૈદ્ય થવા ઇચ્છનાર દરેકે તેને માટેનો જરૂરી અભ્યાસ જરૂરી મુદતમાં યોગ્ય રીતે કરવો પડશે, તેની પરીક્ષા આપવી પડશે અને તેમાં પસાર થવુંજ પડશે.

આ બાબત નક્કી થતાં હકપત્રક પણ રજુ કરી કરાશે. પ્રથમ તેમાં આપણો દરજ્જો સ્વીકારવાનો, અમલદારી અને જાહેર તરફથી તેને અપનાવવાનો પ્રશ્નજ હોઈ શકે. આ બાબત કાગળ પર ગમે તેવી ગૌણ લાગે પણ તેનો અમલ થાય ત્યારેજ તેનું મહત્વ સમજાય.

આપણે આપેલાં સર્ટીફીકેટનો સ્વીકાર થવો જોઇએ, કોર્ટ કચેરીઓમાં, જાહેર ખાતાંઓમાં, વિમા કંપનીઓમાં અને ખાનગી ખાતાંઓમાં. અત્યારે તો માણસ માંદો હોવા વિષેની એક સામાન્ય માણસની સાક્ષી–તેણે તેને જોયો હોય તો–જેટલી ગનાય છે, તેટલી તેની સારવાર કરનાર વૈદ્ય હકીમની સાક્ષીયે મનાતી નથી અને તેઓનાં વચનો ઉપર તેટલુંયે વજન અપાતું નથી. તે સ્થિતિનો બેશક અંત આવવોજ જોઇએ. તેમજ, વૈદ્ય પાસે સારવાર કરનાર નોકરિયાત વર્ગ રજાને માટે વૈદ્યનું સર્ટિફીકેટ રજુ કરતાં અચકાય છે, તે પણ એજ કારણે. કેટલેક ઠેકાણે તો મોટી પેઢીઓએ પોતપોતાના ડૉક્ટરો નક્કી કરી રાખેલ હોય છે અને રજા વિગેરેની મંજુરી માટે નોકરે તે ડૉક્ટર પાસેજ જવું રહે છે અને તેથી ઘણીવાર આવી પેઢીઓના નોકરો **ખાનગી રીતે** પોતાને વધારે ઠીક લાગે ત્યાં સારવાર કરવા જવા પ્રેરાય છે, રજા માટેનું પ્રમાણપત્ર ન રજુ કરી શકવાના ભોગે, પણ.

તે સાથે વિષમય દવાઓ અને વિષોનો ઉપયોગ વૈદ્યોને તેના કાયદાની મર્યાદામાં રહીને મળે તે જરૂરનું છે. નવા કાયદા પ્રમાણે તો હવે અંગ્રેજી ડિગ્રી ધરાવનાર ડૉક્ટરે પણ વિષમય દવાઓ રાખવા માટેનું 'લાઇસન્સ' આબકારી ખાતામાંથી કઢાવવું પડે છે અને તોજ તેને દવાખાનામાં રાખવા માટે તેવી ચીજો જોઇએ તે પ્રમાણમાં મળે. વૈદ્યોને તો સામાન્ય પ્રજાજન જેટલોજ હક હાલ છે તેથી તે હકનો વિકાસ પણ થવો જોઇએ.

તે સાથે પોતાની દવાઓ તૈયાર કરવાનો વૈદ્યોનો હકક કાયમ રહેવોજ જોઇએ અને તેટલુંજ નહિ પણ તેમાં તેને સરકારી સગવડો વિવિધ પ્રકારની મળવી જોઇએ. ઔષધિઓ મંગાવવામાં, એકઠી કર-

વામાં, ભઠ્ઠી વિગેરે બાબતોમાં, ઇત્યાદિ ઇત્યાદિ, કારણ કે જ્યાં લગી કાયદાની દૃષ્ટિએ સૌને સ્વીકાર્ય એવું દેશી દવાઓનું ધોરણ ન તૈયાર થાય ત્યાં લગી અને કદાચ તે પછી પણ વદ્યોના આ પ્રાથમિક હકકને વિસારી ના શકાય: પણ તેને વિકસવાજ દેવો જોઇએ.

આ ત્રણ મહત્વની બાબતો છે. ગૌણ બાબતો તો હજી ઘણીયે નીકળે. ટુંકમાં આ લેખકે મુંબઇ ઇલાકાના વૈદ્યો તરફથી જણાવેલી આ બાબતની સાબિતીમાં રજુઆત કરી તે મુજબ એલોપેથીક ડૉક્ટરોને જે કંઈ હકકો આપવામાં આવેલ છે તેટલા તો ઓછામાં ઓછા વૈદ્યો માટે જોઇએજ.

*　　　*　　　*

## ૬ 'બોગસ' સંસ્થાઓ

રથનું પૈડું ફરીને તેજ જગ્યાએ પાછું આવે એવું વાકય સંસ્કૃત ભાષામાં ભણ્યાનું યાદ છે. એ રીતે આયુર્વેદે જ્યારથી ઉષા અને પ્રાતઃકાળ જોયાં ત્યારથી ઘણા લોકોએ તેનો અને તેટલો લાભ ઉઠાવવા યત્ન કર્યા છે. દેશી દવાનાં કારખાનાં, ખરલ ઇત્યાદિ વસ્તુઓની કામગીરી, વનસ્પતિ દ્રવ્યો વિગેરે એકઠા કરીને વહેંચનારાઓ, દેશી દવાઓ અને આયુર્વેદને સ્પર્શતાં 'સરળ' પુસ્તકો, એવું ઘણું નીકળ્યું વાત તો ત્યાં લગી ગઇ છે કે એક એલોપેથીક ડૉકટરે એક રમ્ય દિવસે પોતાના બોર્ડમાં પોતાના નામની નીચે 'આયુર્વેદિક ચિકિત્સક' એમ ઉમેરી દીધું.

પણ સાથે સાથે ડિગ્રીઓ—પદવીઓ વહેંચનારી સંસ્થાઓ પણ હસ્તીમાં આવી. લોકોના ભોળપણનો ઉપયોગ કરવાની ઘણા સ્વાર્થીઓને ઇચ્છા થઇ. એકાદ સદ્દગૃહસ્થે દુકાન ઉઘાડી વૈદ થઇને બેસવું તેના કરતાં આગળ કે પાછળ નામનો વધારો થઇ શકે તેવા અક્ષરો મુકાય તો વધારે સારૂં એ વિચારે ઘણા લોકોને 'સહેલાઇ'થી ડિગ્રી મળે તેવી જગ્યાઓની શોધમાં નાખ્યા. દૃઢ સંસ્થાઓ આ બાબતમાં તો નમતું નજ આપત, એટલે એવાઓને માટે એક નવોજ વર્ગ શરૂ થયો. તેઓએ 'કૉલેજ' કરી, 'સોસાયટી' કરી અને ૨૫ થી ૨૫૦ રૂપિયા

ખરચનારને આ ડિગ્રીઓ 'ઘેર બેઠાં' મળે તેવું તેઓએ છાપામાં છપાવ્યું. પણ આ તો અરજી કરનારનેજ મળે, એટલે દિલ્હીના એક વધુ સાહસિક ભાઇએ તો અરજી ન કરે એને પણ વી. પી. થી ડિગ્રી મોકલી ને લખ્યું કે "આપ લાયક છો એટલે આપને આ પદવી મોકલેલ છે, તો સ્વીકારી લેશો." એક દાણાની દુકાનમાં ઉઘરાણી કરનાર પંદર દિવસમાં ડૉક્ટર બન્યો, દવાની ફેરી કરનાર એક શ્રમજીવી તેથી પણ ઓછા સમયમાં વૈદ્ય બન્યો.

આ બધી બાબતોમાં મૂળભૂત કારણો એટલાં સ્પષ્ટ છે કે તેની વિગતમાં ઉતરવાની જરૂર નથી. વસ્તુતઃ બન્ને વર્ગો, ડિગ્રી લેનાર અને વહેંચનાર એક બીજા ઉપર નભે છે અને એક છે ત્યાં લગી બીજો ચાલુજ રહેશે,

વળી આ ધતીંગ આપણા દેશમાંજ છે એમ નથી. એ સર્વ-દેશીય છે. એટલેજ એક સજ્જન છીનીવા લગી જઇ થોડા અક્ષરો પોતાના નામને છેડે ઉમેરી આવ્યા હતા. વધારે આગળ વધીએ તો એ ચાર મહિનામાં વિલાયત લગી જઇ આવતા એલોપેથીક ડૉક્ટરો છાપામાં જે 'અનુભવ' લઇ આવ્યાનું લખે છે તેઓ પણ ઉપલા પ્રકાર-માંજ મારા મતે ભળે છે.

બન્ને બાજુની વ્યકિતઓ સહેલાઇથી સિધ્ધિ—ડિગ્રી અને પૈસા—મળે તેમ માને છે અને મેળવે છે. અરજી કરનારને તરત ડિગ્રી મળે અને ડિગ્રી આપનારને તુરત પૈસા મળે. વ્યવહાર સાવ ચોકખો છે. પહેલા વર્ગને ઓછો કરવાનું શકય નથી. જેમ આપણે ઘણીવાર સસ્તા માલની તરફેણ કરીએ છીએ—ઓછી કીંમત હોવાથી, દુકાન નજદિક હોવાથી, વિગેરે—તેમ જ્યાં લગી 'સસ્તી' પદવી મળે ત્યાં લગી તે મેળવનારો એક વર્ગ તો ઉભોજ રહેશે. પણ આપણે એ સંસ્થાઓને જરૂર બંધ કરાવી શકીએ, સરકારમાં અરજ કરીને, પ્રચાર કરીને અને તેની વિરૂધ્ધ એક યોગ્ય કાયદો કરાવીને. આ બાબતમાં કડક પગલાં ન લેવાય ત્યાં લગી સામાન્ય વૈદકીય વિદ્યા અને ખાસ કરીને આયુર્વેદ આ જાતના ધકકા હંમેશાં

સહન કરતું રહેવાનું. આવું ઉંટવૈદું તો ઉપર કહ્યું તેમ પરદેશમાં પણ છે, પણ સામાની નબળાઇ એ આપણી નબળાઇનું કારણ કે બહાનું ન બનાવી શકાય, એટલે આ બાબતનો અંત જલ્દી આવવોજ જોઇએ.

* * *

## ૭ આયુર્વેદ સેવક ગણ

પોતાની તથા પોતાના કુટુંબની રહેણીકરણી અને નિભાવ માટે ઓછામાં ઓછું વેતન લઇને આયુર્વેદની સેવા કરનારા કેટલા મળી આવે? એ વિચાર આપે કર્યો છે? ગાંધી સેવા સંઘ કે સર્વન્ટ્સ ઓફ ઇન્ડીયા સોસાયટીને ધોરણે જો આયુર્વેદ સેવા સંઘ કે આયુર્વેદ સેવક ગણ શરૂ થાય તો તેમાં કેટલા જોડાય!

આવા સંઘનો સેવા એક મુખ્ય ઉદ્દેશ હોઇ શકે. તેનો પ્રકાર, સભ્ય પોતાની કામગિરી પ્રમાણે નક્કી કરી શકે. એકાદ બાપાલાલ વનસ્પતિ માટે ભ્રમણ કર્યાજ કરે. એકાદ વાસુદેવ રસાયનના જુદા જુદા પ્રયોગો પરથી મુદ્દાઓ એકઠા કર્યાજ કરે. એવાઓને કૌટુંબિક નિર્વાહની ચિંતામાંથી ઉગારી તેઓની શક્તિ સમૃદ્ધિ આયુર્વેદ પાછળ વેડફાવા દેવી જોઇએ. તેઓ જો લડવૈયા માફક સેવા કરતાં કરતાંજ મૃત્યુને ભેટે તો તેઓનું કુટુંબ પાછળથી 'રવડી' નહિ પડે તેવી તેઓને ખાત્રી પણ થવીજ જોઇએ. તોજ તેઓ મન, વચન, અને કર્મથી આયુર્વેદ સેવા પ્રત્યે પ્રત્યેક ઘડી, પળ ને વિપળ વાપરી શકે.

પશ્ચિમના વિજ્ઞાનના ઇતિહાસમાં આપણને ડગલે ને પગલે જ્ઞાનભૂખની તમન્ના મળી આવશે. પણ તેઓની એ જ્ઞાનભૂખને સંતોષવા અને એ ભુખને તૃપ્ત કરતાં કરતાં ઘરમાં અન્નભૂખ જાગી ના ઉઠે તેને માટે તેઓને ટેકો આપનારી અનેક સંસ્થાઓ, વ્યક્તિઓ અને સરકારી મદદોની પરંપરાઓ હતી. આપણી પાસે છેલ્લું તો માંડ ૧૦૦ એ અર્ધો ટકા હશે. એકલી વ્યક્તિગત મદદો સંઘને દ્વારકાએ ના પહોંચાડે. ટુંકા ફંડોવાળી સંસ્થાઓ કશું ચિરંજીવ તો નજ કરી શકે.

વળી, આગળ વધવાની વાતો દરેક વૈદ્યકીય નેતા કરે છે જનાં હજુ સર્વદેશીય કબુલાયેલી તેવા પ્રકારની રેખા કોઈ દોરી શકયું નથી. આપણો એક વિભાગ આયુર્વેદને સર્વસંપૂર્ણ માને છે, અને વિચાર કરતે કરતે આપણે એ વિભાગને પહોંચીએ છીએ જે આયુર્વેદની સુઔષધિઓને અપનાવવા જણાવી, બાકી સર્વ આયુર્વેદનો ત્યાગ કરવા કહે છે–હું ડૉકટરોનો ઉલ્લેખ કરું છું. એ બે વચ્ચેનો એક મધ્યમ વર્ગ પણ છે. રસપ્રદ વસ્તુ એ છે કે એ ત્રણે જણા પોતપોતાની દૃષ્ટિએ 'સંશોધન' કરવાનો પોકાર દરેક સભા સંમેલન કે પત્રમાં કરે છે.

પણ શું કરવું એનો નિર્ણય હજુ સુધી થઇ નથી શકયો અને હજુ કયારે થશે એ સમજાતું નથી. એ વસ્તુસ્થિતિ દરેક આયુર્વેદ–પ્રેમીની વિચારણા માગી લે છે.

સુભાગ્યે આપણી પાસે અને આપણા પ્રદેશમાં વ્યકિતગત કાર્ય-કરો મોજુદ છે. તેઓ પોતપોતાના દૃષ્ટિબિંદુથી, પોતપોતાની શકિત, સમય અને ખર્ચ કરવાની અનુકૂળતા પ્રમાણે કાર્ય કર્યે જાય છે. વ્યકિતગત નામો આપવાની જરૂર નથી કારણ કે જે કાર્ય કરે છે તેને તો સૌ કોઇ દૃષ્ટ કે અદૃષ્ટ રીતે પીછાને જ છે.

આવા કાર્યકરોની એક અવિધિસરની સભા ન ભરી શકાય ? આટલે વર્ષે હવે તો કબુલ કરશોને કે વાર્ષિક સંમેલનો એ નકામી શોભાઓ છે, જ્યાં નાણાં, નિંદા અને ખુશામદની રેલછેલ ઉડે છે, જ્યાં સંગીન કાર્ય જોવાની કોઇને ફુરસદ હોતી નથી, જેના ત્રણ કે ચાર દિવસો દરમિયાન વિષયવિચારિણી સમિતિઓ, ભાષણો, સ્નેહસંમેલનો અને દરેક સભાસદની 'આવ્યા ત્યારે ગામ અને આજુબાજુના ભાગો જોઇ નાખવાની' ઇચ્છા પાછળ બિચારાને કશો સમય રહેતો નથી, જ્યાં પદકો–પારિતોષિકોની વહેંચણી અને પ્રમુખોની ચૂંટણીઓ માટે દરેક પ્રકારના કાવાદાવા થાય છે, જ્યાં...........શું શું લખું ? આપજ ઉમેરી લેજો.

એટલે, એવી બેઠક નહિજ–નહિજ–પણ જેઓ આડંબર છોડીને, વ્યકિતગત પ્રશ્નોને વેગળા મુકીને, મારું તારું વિસારીને, આયુર્વેદની

શુદ્ધ, સાચી, પ્રાણવાન અને સંગીન સેવા કરવાની શુભ, શ્રધ્ધામય અને પવિત્ર ફરજ અદા કરવા ચાહતા હોય તેઓની સભા મળે. તેમાં ભલે ૫ બંધુઓ હોય ૧૦ હોય કે ૧૫. એવાઓ જ્યારે ભેગા મળશે ત્યારે વિચારપ્રવાહો કેન્દ્રિત થશે, ત્યારે 'સંશોધન'ની સુરેખા આપણે દોરી શકીશું અને ત્યારેજ આપણે એ કાર્ય કરી શકીશું.

આવું સંમેલન એક ગામડામાંજ મળવું જોઇએ. ગુજરાતની વાડીઓ સુસમૃધ્ધ છે. ગુજરાતની મહેમાનગીરી સારી આલમમાં મશહૂર છે. અને હવે ગુજરાત જ્ઞાનભૂખી બની છે. એવી ભૂખ ગુજરાતી નહિ સંતોષે તો કોણ સંતોષશે?

મારા એક મિત્ર એકવાર મારા ઉપર કોણ જાણે શા કારણથી એટલા બધા ખુશ થઇ ગયા કે તેઓએ મને લખ્યું કે 'ગુજરાતમાં જો તમારા (મારા) જેવા અડધો ડઝન કાર્યકરો નીકળે તો આયુર્વેદની બોલબોલા બોલી જાય!' મેં એમને વળતી ટપાલેજ લખ્યું હતું કે 'શોધીશું તો અડધો ડઝનથી યે વધુ કાર્યકરો મળશે' અને મેં તેવાઓનાં નામ પણ તેમને આપ્યાં હતાં.

અત્યારે જ્યારે સમય વધુ અનુકૂળ બન્યો છે, જનતાનો અનુરાગ આયુર્વેદ પ્રત્યે વધુ દૃઢ બન્યો છે ત્યારે આ પગલું લેવું શું આપને યોગ્ય નથી લાગતું?

કે નહિ તોય આવી રીતે મળીને, કાર્યદિશા દોરીને દરેક જણ પોતપોતાને અનુકૂળ કાર્ય હાથમાં લઇ, તે બને તેટલું અને આવડે તેવું અદા કરી, ફરી મળાય ત્યારે અનુમાનો જણાવે અને સૌ સાથે મળી પરિણામપત્ર દોરી તે કાર્યનો ઉપયોગ વૈદ્યોને અને વૈદ્યકીય વિદ્યાર્થીઓને જે રીતે થઇ શકે તે રીતે તેની રજુઆત કરે.

આ યોજનાને ઘણી રીતે અને ઘણાં દૃષ્ટિબિંદુઓથી વિકસાવી શકાય.

અને કે રમ્ય સવારે ગુજરાત-કાઠિયાવાડના ખરેખરા સહૃદયી કાર્યકરોની આવી, બનતા લગી પ્રમુખ વગરની, ઉપપ્રમુખ વગરની,

અને વિષયવિચારિણી સમિતિ વગરની સભા મળશે? જે દિવસ એ મળશે તે દિવસેજ ગુજરાતને આયુર્વેદ સેવક ગણની પ્રાપ્તિ થશે.

કુર્યાત સદા મંગલમ્

*   *   *

## ૮ આવતી કાલનું શું?

માણસ માત્રનો એ પહેલો વિચાર. તવંગરી અને ગરીબી એ પ્રશ્નો કાયમજ રાખે છે. હિંદુસ્થાનમાં જુવાનીમાં મૃત્યુશરણ થવું એ કૈં નવું નથી અને વૈદ્યો–ડૉકટરો દર્દીઓનું તો શું પણ પોતાનું પણ એ મોત નિવારી શકતા નથી અને ભાગ્યશાળીઓજ ૫૦–૬૦ કે ૭૦ ની બીજી બાજુએ પહોંચે છે. વળી, કેવળ મોટી ઉમ્મર હોવી એ સર્વ સુખનું નિશાન નથી. સારૂં કમાઇ લેનારા ઘણે રસ્તે પૈસા ગુમાવી શકે છે અને સ્વપ્ને ન ધારેલા દિવસો ઘણીવાર જાતે અનુભવે છે. આ સ્થિતિ વિકટ છે. તેથીયે વધારે વિકટ સ્થિતિ કરજ રાખીને અથવા સાધન રાખ્યા વગર ગુજરી જનાર વ્યવસાયીનાં પત્ની અને બાળકોની છે. આશ્વાસન આપનારાઓ થોકબંધ મળી આવે છે પણ કોઇ શ્રધ્ધાવાન મદદરૂપ નથી થતું. આવા અનેક દાખલાઓ લેખકે જાતે જોયા છે,

તેવાઓને માટે અને તેવાઓનાં કુટુંબીઓ માટે એક સંસ્થા હોવી જોઇએ. એ જેટલી જલ્દી રચાય તેટલું સરસ.

એ સંસ્થાના ત્રણ મુખ્ય ઉદ્દેશો હોઇ શકે.

૧ વૈદ્યકીય વ્યવસાયીની જરૂરત વખતે અથવા બીજી કોઇ ઉપાધિ વખતે સહાયભૂત બનવું.

૨ ભરણપોષણનાં યોગ્ય સાધનો વગર દુઃખી બનનાર વૈદ્ય વ્યવ. ની વિધવાઓ અને કુટુંબીઓને સહાયભૂત બનવું.

૩ વૈદ્ય વ્યવ. નાં બાળકોના અભ્યાસ માટે સહાયભૂત બનવું.

વિગતમાં ઉતરીએ તો બીજું ઘણું લખી શકાય. આવી સંસ્થામાં દરેક વૈદ્યને વાર્ષિક રકમ લઇ સભ્ય બનાવાય. શ્રીમંત ધંધા-

દારીઓ, શુભેચ્છકો અને સહાયકો તરફથી મદદ મેળવાય. મદદો, અરજી ઉપરથી અને તપાસ ઉપરથી થઇ શકે. વૈદ્યોનું પોતાનુંજ ફંડ ગણાય એટલે તેની સહાય માંગવામાં વૈદ્યને અથવા તેનાં કુટુંબીઓને શરમ રાખવાપણું નજ રહે. પણ સંસ્થાના અધિકારીઓએ પણ દરેક બાબતમાં તપાસ કરીને, અને જરૂર લાગે તો અરજી આવ્યા વગર પણ મદદ કરવી જોઇએ.

આ સંસ્થાને વિમા કંપની ન માનવી જોઇએ એટલે દરેક વૈદ્ય વ્યવસાયી સ્વર્ગવાસી થાય ત્યારે એને અમુક રકમ મળવીજ જોઇએ અથવા સાધન હોવા છતાં તેના કુટુંબીઓએ રકમની આશા રાખવીજ જોઇએ તેવું નથી.

સંસ્થાના વ્યવસ્થાપકો માનદ્ હોય.

વિલાયતમાં પણ આવી સંસ્થાઓ છે. તેનો કાર્યક્રમ આપણે મંગાવીને જોઇ શકીએ અને આપણે ઘટતા વધારા–ઘટાડા કરી શકીએ.

વધારે વિગતોમાં તો નથી ઉતરતો. જેઓ આ પ્રકારની વિચાર-શ્રેણીમાં માનતા હોય તેઓ મારી જોડે જરૂર પત્રવ્યવહાર કરે. આ પ્રકારની સંસ્થા અગણીત રીતે યોગ્ય છે તે દરેક સમજુ વાંચકે સમજવુંજ જોઇએ.

* * *

## ૯ બે નવી સંસ્કાર સંસ્થાઓ :

નિખિલ ભારતવર્ષીય વૈદ્ય સંમેલનની કાર્યવાહી અને તેના કાર્યકર્તાઓની કાર્યશૈલીથી નાસીપાસ બનેલો અને કંટાળેલો એક વર્ગ ધીરે ધીરે વધતો જાય છે અને તે પ્રકારના વર્ગે ગયા વર્ષે હરિદ્વારમાં મળેલી આયુર્વેદિક કોન્ફરન્સમાં મૂર્ત સ્વરૂપ લીધું છે. તે સ્વરૂપ નિખિલ ભારતીય વૈદ્ય પ્રતિનિધિ મંડળમાં પરિણમ્યું છે. એક મંડળ પ્રત્યેનો ઉદ્વેગ બીજું મંડળ શરૂ કરવાથી કદાચ ટાળી શકાય, પણ તેથી જે કાર્ય માટે પ્રથમ અને બીજું મંડળ હસ્તી ધરાવે તે કાર્યને કશો ફાયદો થાય

કે કેમ એ જરા શંકાજનક ગણાય. પણ આ નવી સંસ્થાએ કાર્ય-દિશાને પલટો આપીને આયુર્વેદના ઉત્કર્ષને વધારે સંગીન સ્વરૂપે સાધવાની અભિલાષા પ્રકટ કરી છે. નિ. ભા. વૈદ્ય સંમેલન સામે વિરોધ જ્વાલાઓ આ પુસ્તકમાં અન્યત્ર જણાશે. હું પોતે વધુ ઉમેરવા નથી માગતો. એ સંસ્થાનો મારો પહેલો અને છેલ્લો અનુભવ, મારે માટે બસ છે. સંસ્થાઓ હોય ત્યાં અનિષ્ટો જન્મવાંજ જોઇએ તેવો સિધ્ધાંત હવે બધા સ્વીકારતા થઇ ગયા છે. પણ જેઓ નિ. ભા. વૈદ્ય સંમેલનની કાર્યવાહીને સંતોષજનક ન માનતા હોય, તેની કાર્ય દિશાને અનુકરણીય ન માનતા હોય અને તેના અધિકારી વર્ગના માનસથી કંટાળ્યા હોય તેઓને અને અન્ય રસ લેનારાઓને આ નવાં મંડળને અપનાવી લેવા વિનંતી કરૂં છું. તેના કાર્યકરોમાં કવિરાજ રામચંદ્ર મલ્લિક, કવિરાજ સત્યાનંદ ગુપ્ત અને મારા મિત્ર કવિરાજ મનીન્દ્ર કુમાર મુખર્જી છે. તેઓને, ૨૦, રમાકાંત બોઝ સ્ટ્રીટ, કલકત્તા, એ સિરનામે લખી–મળી શકશે. એ કાર્યવાહકોએ મુંબઇ ઇલાકામાં એ મંડળની ઓળખ આપવાનું કામ મને આપ્યું છે અને અનુકૂળ સમયે મને આવડશે તેવાં પગલાં તેને માટે હું લઇશ.

બીજું મંડળ છેલ્લાં ચાર વર્ષોથી દક્ષિણ હિંદમાં ચાલે છે તેની જાણ મને તો આ 'વાર્ષિક' અંગેના પત્રવ્યવહાર દ્વારાજ થઇ. એના પ્રમુખ પ્રો. ડી. રંગાચારીજીની ઓળખાણ, અમે બન્ને પ્રતિનિધિ મંડળ રૂપે પુનામાં ડૉ. ગિદ્દરને મળવા ગયા ત્યારે–અને તે પહેલાં પત્રવ્યવહારથી થઇ. તેના લગભગ ૨૦૦૦ સભ્યો છે. વૈદકનો વંશપરંપરાથી અને વડીલોપાર્જીત વ્યવસાય કરનારા ગૃહસ્થોનો દરજ્જો સાચવવા અને તેનો વિકાસ કરવા માટેનું આ મંડળ ઓલ ઇન્ડીયા હેરીડેટરી ડોક્ટર્સ લીગના નામથી ઓળખાય છે.

આ મંડળે પણ મારી નિમણુક મંડળની કાર્યવાહી સમિતિ પર કરી છે અને મુંબઇ ઇલાકામાં તેની ઓળખ આપવાનું મારે ફાળે નાખ્યું છે.

જીજ્ઞાસુઓ આ બાબતમાં મારી જોડે પત્રવ્યવહાર કરે.

* * *

## ૧૦ નામ અને પત્રલેખન

આ સમયે તો મારે માટે લગભગ સાહસ સમી બની ગયેલી આ પ્રવૃત્તિમાં રસ લેનારા બંધુઓને યાદ હશે કે આ 'વાર્ષિક' માટે સુંદર નામ સૂચન માટે રૂ. ૫) નો પુરસ્કાર મેં જુદી જુદી રીતે જાહેર કરેલો. આ પ્રવૃત્તિમાં ઘણા ભાઇઓએ રસ લીધેલો. રાજકોટથી એક ભાઇએ તો ૧૪૪ નામો લખી મોકલેલાં. મારા નમ્ર મત મુજબ, આવેલ નામાવલિમાંથી કોઇપણુ નામ 'વાર્ષિક'ને અનુરૂપ આવે તેવું કે બંધબેસતુ ન્હોતું. એટલે જે નામે શરૂઆત થઇ તેજ નામ ચાલુ રાખવાનું યોગ્ય ધાર્યું છે. આ નામ પરથી લગભગ બધાઓનેજ મૃત્યુ પછીની વર્ષિનો ખ્યાલ આવે છે, એ આપણી અશુભવર્તી લાગણીઓને બદલે આપણી નર્મવૃત્તિ વધારે બતાવે છે તેમ હું માનું છું. એટલે પુરસ્કાર હું મને પોતાનેજ આપી શકું.

સુપત્રલેખન–ખાસ કરીને કાર્યપ્રદેશમાં કાર્યદર્શી અને અમલમાં મુકાય તેવી સૂચનાઓ બતાવતા પત્ર માટે રૂ. ૧૧/ નો પુરસ્કાર મેં જાહેર કર્યો હતો. આ બાબતમાં પ્રથમ તો એ કહુવું કે શરૂઆતથી ઘણા દૃષ્ટ અને અદૃષ્ટ મિત્રોએ આ બાબતમાં રસ લીધો હતો અને દરેક પત્રમાં કશુંક ઉપયોગી કે મનનીય તો હતુંજ. પણ મારા આ કાર્યમાં સૌથી વિશેષ સક્રીય સહકાર, પત્રલેખન દ્વારા આપનારા મારા વિદ્વાન મિત્ર અને કલકત્તાના સુપ્રસિદ્ધ અને દુનિયાભરના એ વિષયના એકજ સામયિક 'ધી જર્નલ ઓફ આયુર્વેદ'ના તંત્રી કવિરાજ મનીન્દ્ર કુમાર મુખર્જી, બી. એ., આયુર્વેદશાસ્ત્રી, અનોખું સ્થાન મેળવી લે છે. રસ લેનારાઓ, મારી પત્રવ્યવહારની 'ફાઇલ્સ' જોઇને મારા મતને મળતા થશે. આ કારણે રૂ. ૧૧) ની કીંમતવાળી એક નમ્ર યાદગીરી આ અંક સાથે એમને મળશે.

* * *

## ૧૧ લેખકોનું મહેનતાણું

એ તે કેમ આપી શકાય? શક્તી અને સમયનો વ્યય એ કદી હિસાબ ના થઇ શકે તેવી વસ્તુ છે. દરેક ભાઇને એ બાબત સૂચના આપવાની વિનંતી કરવા છતાં દરેકે ચૂપકીદીજ સેવેલી, જો કે મનમાં અને મુખમાં તો સૌ હસ્યાજ હશે કે આવડો આ તે શું આપી દેવાનો હશે કે બડી બડી બાતાં હાંકનો હશે?

હજુ સુધી હું પ્રમાણ નક્કી નથી કરી શક્યો. એ ત્રણ બાબતો વિચારીએ. "કૌમુદી'ના તંત્રી અને મારા મિત્ર શ્રી. મૂળશંકર ભટ દરેક લેખ માટે રૂ. ૫) ઓછામાં ઓછા આપે છે. તેઓ કદનો પ્રશ્ન વિચારતા નથી. (તેઓ કાવ્યના રૂ. ૩) આપે છે. આપણે તો કાવ્ય લેતા નથી, જો કે આ અંકને માટે અર્ધો ડઝન ઉપરાંત કાવ્યો આવીને પરત થયાં છે). 'શરદ' વાર્ષિક કાઢનારા મારા બીજા મિત્ર શ્રી. યશવંત પંડ્યા, 'વાર્ષિક'નો છેવટનો હિસાબ પતાવી, નફો લેખક મંડળમાં સરખે ભાગે વહેંચી દે છે. અંગ્રેજી 'મેડીકલ બુલેટીન' પાછળની સંચાલન શક્તિ–મારા ગુરૂવર્યો ડૉક્ટર્સ કોહેલો, કરમાલી અને બીજા બે ડૉક્ટર્સ–દરેક સ્વીકૃત 'ઓરીજીનલ આર્ટીકલ' દીઠ રૂ. ૨૦) લેખકને આપે છે.

પહેલી શૈલી ગ્રહણ કરીએ તો લગભગ રૂ. ૨૦૦) ખર્ચાય. બીજી શૈલી ગ્રહણ કરતાં પહેલાં સમયવહન થવું જોઇએ અને ત્રીજી શૈલીએ લગભગ રૂ. ૮૦૦) થાય. જો અંકની ૩૫૦ નકલો મૂળ કીંમતે ખપે તો પહેલી શૈલી ગ્રહી શકાય. બીજી શૈલી ગ્રહણ કરવા જતાં, બીજા અંકને માટે પ્રારંભિક નાણાની જોગવાઇ ઉડી જાય અને ત્રીજી શૈલી ગ્રહણ કરવા માટે મને ડરબીની લોટરીનું કે 'ઇલસ્ટ્રેટેડ વિકલી'ના પઝલ્સનું એકાદ ઇનામ તુરતમાંજ મળવું જોઇએ.

પ્રથમ વિચાર, પ્રારંભિક ખર્ચમાંજ અમુક રકમ ઉમેરી દેવાનો હતો. ત્યાં તો પાનાંની સંખ્યા ૧૪૪ પરથી ૧૭૫ પર ગઇ. પછી ૨૦૦ નો વિચાર થયો ને કુદ્યો ૨૮૦ પર, પણ કુદકો હનુમાન કુદકો નિવડ્યો તે પહોંચ્યાયું ૩૬૦ પર. જાહેર ખબરની રકમ અને ખર્ચની રકમ

વ્યાપારિક ખાનગી હકીકત હોઇ આપના કાનમાંજ કહેવાય—કાગળમાંયે નહિ. એ ઓછી નથી, પણ બહુ વધારે તો નથીજ.

આ બધામાંથી તોડ તો કાઢશેજ છુટકો. અને તોડ હું કાઢીશજ. દરમિયાન આપની શું સૂચના છે? મને જરૂર લખશો. વિચાર કરનારે ઉપલી બાબતો ઉપરાંત આ બાબતો પણ ધ્યાનમાં લેવી—પરપ્રાંતિય લેખોના અનુવાદોનું મહેનતાણું અને અંકો મોકલવાનું ટપાલ ખર્ચ. બીજું બધું તો ઠીક.

* * *

## ૧૨ પાંત્રીસમા 'ફારમે'

'વાર્ષિક'ના ૩૫ મા ફારમે જ્યારે પહોંચું છું ત્યારે—હવે તો લગભગ મિત્ર બની ગએલા—શ્રી. યોગીભાઇ સાવધાનીના સૂર કાઢે છે. પહેલું મેટર હજુ ૫૦–૬૦ પાનાં ખેંચી જાય અને તે પણ બે લેખો તો ઘણી દિલગીરી સાથે પરત કર્યા ત્યારેજ. એ બે લેખો તે અહમદનગરવાળા મારા મુરબ્બી શ્રી. ગંગાધર શાસ્ત્રી ગુણે અને મારા મિત્ર શ્રી. ચૈતન્ય દેસાઇના. દિલગીરી એટલા માટે કે બન્નેએ મારા 'ખાસ આમં-ત્રણને માન આપીનેજ આ લેખો તૈયાર કરી મોકલ્યા. ફક્ત તે ખૂબજ મોડા થયા અને હવે તો જગ્યા માટે નથી નાણાં કે નથી સમય. વળી, આ બે તો ખાસ આમંત્રિત લેખો. સ્વેચ્છાથી આવેલા લેખોમાંથી લગભગ ત્રણ લેવા જેવા છતાં પરત કરવા પડયા, એ પણ ઉપલાં કારણોએજ.

એટલે, આજે તા. ૨૦ મી સપ્ટેમ્બરે જ્યારે ૩૫ મા ફોરમના અંતે જોઉં છું, ત્યારે 'હજુ દિલ્હી બ્હોત દૂર' હોવાની પ્રતીતિ થાય છે. મારા સ્નેહી શ્રી. રવિભાઇ રાવળે 'કુમાર'ના બીજા વર્ષના પહેલા અંકમાં આગલા વર્ષના 'કુમાર'ના કામને માટે 'હજુ આ તો પારેશમાં પહેલી પુણી છે' તેમ લખ્યું હતું. જ્યારે મેં શું શું કરવાની ધારણા, આશા અને આકાંક્ષા રાખી હતી તેનો હું વિચાર કરૂં છું, ત્યારે હું તો તેટલું પણ નહિ લખી શકું. કારણ કે આ તો પારેશાની પહેલી પુણીએ પૂરી નથી.

ત્રુટીઓનો સ્વીકાર આ રીતે કરું ? (૧) કેટલાક લેખો આપવાની ઇચ્છા, છતાં નથી આપી શકાયા. (૨) કેટલાક ખાસ લેખો તૈયાર કરવા હતા–દા. ત. 'સુનિદાન અને ફોટોઆરી', 'દાહ, તેના પ્રકારો અને સંપૂર્ણ નિદાન ચિકિત્સા, તે તૈયાર ન થઇ શકયા. (૩) ગુજરાતી વૈદ્યકીય પુસ્તકોની આધારભૂત યાદી આપી ન શકાઇ–એ તો તૈયાર છે* અને એની તૈયારી પાછળ થોડી ઘણી રકમ વપરાયેલી છે, છતાં. (૪) ઉપયોગી સૂચનો આપવાની બહુ ઇચ્છા હતી–નવે સ્વરૂપે અને ખરેખર કાર્યદર્શક બને તેવાં સૂચનોનો. (૫) સરસ ઉતારાઓ વિષે તો અગાઉ કહી ગયો છું. (૬) મારી મનન નોંધમાં ઘણી બાબતોની વિચારણા રહી ગઇ છે. (૭) લેખકોનો વધારે વિસ્તારથી પરિચય આપવો હતો પણ ૪૦ લેખકોને માટે–લેખક દિઠ અર્ધ પાનને હિસાબે–૨૦ પાન જોઇએ એટલે એ એકદમ ટુંકાવવો પડયો. (૮) આણુ ત્રુટીઓ, એકધારી જાતના કાગળોની ગેરહાજરી–ક્રમકે ૨૦૦ પરથી ૩૮૦ પર કુદકો માર્યો–અને એવી થોડીક બાબતો તો આડકથા ગણી લખતો નથી. (૯) એમ તો વધુ વિચાર કરવા કોઇ બેસે તો અન્ય ત્રુટીઓ પણ મળી આવશે.

એટલે મારી અનેકવિધ પામરતાનો સંપૂર્ણ સ્વીકાર કરીને, આ ગ્રંથની તૈયારી પાછળ ન્હાનાં મ્હોટાં સૌ કોઇની મદદ માટે આભાર માનીને, 'વૈદ્યોનું વાર્ષિક–૧૯૯૪' આપની સમક્ષ મોકલું છું અને કવિ ખબરદાર માફક મને પણ આ ગ્રંથને સંબોધીને કહેવાનું મન થાય છે, કે

જાઓ વહાલા ગ્રંથ ! જઇ વહાલી ગુજરાતે રાચો,
પામો હવે જગતથી અદલ પિછાન.

પ્રૌષ્ઠપદી પૂર્ણિમા, ૧૯૯૩ નમસ્તે.

પ્રતાપકુમાર પીપરભાઈ વૈદ્ય.

---

* અને આ બાબતમાં દિલગીરીસહ જણાવવાનું કે વૈદરાજ ગોપાળજી કુંવરજી ઠક્કર, શ્રી. ડેખશર જીવા અને વૈદરાજ લક્ષ્મીચ્છ નરહરિરામ સિવાય કોઇએ આ યાદી માટે સહકાર પણ નથી આપ્યો.

# આયુર્વેદપ્રેમીની રોજનિશી

[હું ધારું છું ત્યાં લગી આ પ્રકારની તિથિમાલા પ્રથમ વાર વૈદ્યકીય સાહિત્યમાં રજુ થાય છે. વર્ષભરના બની ગયેલા બનાવોની ટૂંકી નોંધ હંમેશાં ઉપયોગી થઈ પડે, એટલું જ નહિ, પણ એ ઉત્સાહદાયી અને પ્રેરણાદાયી પણ બને છે. રજુ કરેલી તિથિઓ તારીખવાર છે અને વર્તમાનપત્રો, વૈદ્ય પત્રો, આસિકો, અંગત પત્રો, વિગેરે પરથી ઉતારી છે. બને ત્યાં ટૂંકાવેલ છે. નામોમાં આગલા પાછલા ઉમેરાઓ ટૂંકાવેલ છે. ધ્યાન બરોબર રાખેલું છેજ, પણ જો કૈં ફેરફાર લાગે તો તે ગેરસમજને લીધે છે તેમ સમજશો.

આ વિભાગ માટે, સૌ કોઇ બંધુ અગત્યના બનાવોની તારીખો અને તેને લગતી હકીકતો મોકલે તેની રજુઆત, શૈલી અને સ્વીકાર મારે શિરે રહેશે. ઓકટોબર ૧૯૩૭ થી સપ્ટેમ્બર ૧૯૩૮ સુધીની તારીખો હવે પછીના ગ્રંથમાં ઉમેરી શકાશે.

પ્રતાપકુમાર વૈદ્ય.]

---

## ડિસેમ્બર ૧૯૩૬

**૧૬: મુંબઇ:** લોકપ્રિય સર્જન અને આયુર્વેદપ્રેમી ડૉ. સાહેબ જીવણલાલ દુર્લભદાસ ધ્રુવ, એફ. આર. સી. એસ. ડી. એલ. ઓ., (ઇન્ગ)નું, ઘણીજ ટુંકી માંદગી પછી અકાળ અવસાન. ત્યારબાદ મળેલી શોક સભાઓમાં તેમનું સ્મારક જાળવવા આયુર્વેદને મદદરૂપ થઇ પડે તેવું ફંડ ઉભું કરવાના ઠરાવો સ્વીકારાયા.

**૧૮, ૧૯, ૨૦: બનારસ:** નિ. ભા. વૈદ્ય સંમેલનની ૨૭ મી બેઠક. સ્વાગતાધ્યક્ષ: ભારતભૂષણ પંડિત મદનમોહન માલવિયાજી. સંમેલનાધ્યક્ષ: પ્રા. વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર, એફ. પી. એ. સી. સંમેલનની બેઠકમાં, અમદાવાદના વૈદ્યશાસ્ત્રી મંગળેશ્વર સોમનાથને સર્વોત્તમ હિરણ્યગર્ભરસ પોટલી માટે સુવર્ણચંદ્રક મળ્યો.

---

## જાન્યુઆરી ૧૯૩૭

**૨૧ થી ૨૭: મુંબઇ:** પ્રભુરામ આયુર્વેદિક કૉલેજ—ડૉ. પોપટ યુનિવર્સિટી ઓફ આયુર્વેદ તરફની જુદી જુદી પરિક્ષાઓનું ચાલુ વર્ષનું પ્રથમ સત્ર.

૨૩: મુંબઇ: 'આરોગ્ય દર્પણ'માં ગાંધીજીએ આયુર્વેદ વિરુધ્ધ કરેલા ઇશારાનો જવાબ શ્રી. પ્રતાપ કુમાર વૈદ્યે સ્થાનિક 'બોમ્બે સેન્ટીનલ'માં આપ્યો. તેના ગુજરાતી અનુવાદ માટે જુઓ 'ગુજરાતી'નો ૩–૧–૩૭ નો અંક.

૨૬, ૨૭, ૨૮: હુંપી : અખિલ હિંદ વંશપરંપરાગત-હેરીડેટરી-આયુર્વેદિક ડૉકટરોના સંમેલનની ચોથી બેઠક.

૨૬, ૨૭: કલકત્તા: જે. બી. અષ્ટાંગ આયુર્વેદ વિદ્યાલયના વિદ્યાર્થિઓનું સ્નેહ સંમેલન.

૨૭: મુંબઈ: પ્ર. આ. કોલેજ અને ડૉ. પો. યુનિવર્સિટી ઓફ આ. તરફનું વૈદ્યરાજો અને વૈદ્યકીય વિદ્યાર્થીઓ માટેનું વૈદ્યકીય સીને પ્રીઝમ પ્રદર્શન ૪ થું.

૩૧: કલકત્તા : 'દક્ષિણમાં આયુર્વેદની સ્થિતિ', ઉપર 'જર્નલ ઓફ આયુર્વેદ'ના તંત્રી કવિરાજ મનીન્દ્ર કુમાર મુખર્જીનું ભાષણ. અધ્યક્ષા: કવિરાજ સૌ. બિમલાદેવી સન્યાલ.

---

## ફેબ્રુઆરી ૧૯૩૭

૧: મુંબઇ : સ્થાનિક મેડીકલ કાઉન્સીલે આ મતલબનો ઠરાવ પસાર કર્યો. "વૈદ્યકીય સભ્યતા–એથીક્સ–પરત્વે બાધ્ય નિયમો નક્કી કરવાનું ઇચ્છનિય નથી. અસભ્યતાનો દરેક દાખલો તત્પુરતા દૃષ્ટિબિંદુથી વિચારવો. પ્રસ્તુત સિદ્ધાંતોની વિશેષ છણાવટ કરવાની જરૂર નથી.

મુંબઇ : સ્થાનિક વૈદ્ય સભાની, પ્રાંતીય ધારાસભાની બેઠક માટે ઉભા કરવામાં આવેલા કોંગ્રેસપક્ષી ઉમેદવારોને ટેકો આપવાની સભા. પ્રમુખ: પ્રા. ડૉ. પોપટ પ્રભુરામ. કોન્ગ્રેસના સ્થાનિક નેતાઓની વૈદ્ય સભામાં પહેલા વખતની હાજરી.

૨૫: કલકત્તા : કવિરાજ અતુલબિહારી દત્ત સ્થાપિત બંગીય ઉન્માદ આશ્રમ–જ્યાં ઉન્માદના દર્દીઓની આયુર્વેદિય રીતિએ સારવાર

થાય છે—ની ક. મનીન્દ્ર કુમાર મુખર્જી અને અન્ય કવિરાજોએ લીધેલી મુલાકાત.——**બરેલી :** કોંગ્રેસ પ્રમુખ શ્રી. જવાહિરલાલજીનું સ્વાગત કરવા માટે લાલા હરસરૂપ આયુર્વેદિક કોલેજના વસતિગ્રહમાં રહેતા ત્રણ વિદ્યાર્થીઓને બરતરફ કરવામાં આવ્યા.

---

## માર્ચ ૧૯૩૭

૨૫: **ઉંઝા :** ઉંઝા ફાર્મસીના માલિકના પુત્ર અને તેમના કાર્યાલયના એક સંચાલક શ્રી. ઉત્તમચંદ નગીનદાસ શાહનો યુવાન વયે અકાળ સ્વર્ગવાસ.

૨૫ થી ૨૮: **કાંગરી :** સ્થાનિક ગુરુકુલમાં આયુર્વેદિક મહાસંમેલન.

૩૧: **પટના :** સરકારી આયુર્વેદિક કોલેજનો પદવીદાન સમારંભ. રુગ્ણાલય ખુલ્લું મુકાયું.

**બનારસ :** નિ. ભા. વિદ્યાપીઠને રુગ્ણાલય ઉઘાડવા માટે હિંદુ સેવા સંઘ તરફથી રૂ. ૧૦૦૦.ની ભેટ મળી.

૧૯: **કલકત્તા :** બંગાળની આયુર્વેદિક મેડીકલ કાઉન્સીલની સ્થાપના. પ્રમુખ : શ્રી. જતીન્દ્રનાથ વસુ. સભ્યો : ૨૫.

---

## એપ્રીલ ૧૯૩૭

૧: **ભારતવર્ષ :** સારા દેશમાં નવા બંધારણના આગમન પ્રત્યે વિરોધ—હડતાળ.——**લાહોર :** આયુર્વેદ વિષયી—સરસ પુસ્તક, સરસ ટિકા, અદ્ભુત:ઔષધિનું અન્વેષણ, લાભકારી યંત્ર, કઠિન રોગની ચિકિત્સા—આ સર્વ કે તેમાંથી એક રજુ કરનાર મહાશય માટે પં. શિવશર્મા (રેલ્વે રોડ, લાહોર) મારફત, શ્રી. હરજીમલ દાલમિયા સુવર્ણપદક (રૂ. ૧૦૦ નો) અને પારિતોષિક (રૂ. ૫૦૦ નું) જાહેર થયાં. આ પારિતોષિકો દર વર્ષે આપવામાં આવશે.

૪: **મુંબઇ ;** સ્થાનિક વૈ સભાની અસાધારણ વાર્ષિક સભા. રિપોર્ટ વાંચન અને નવી ચુંટણી.

૫ થી ૧૦: : જુદાં જુદાં કેન્દ્રો પર નિ. ભા. આ. વિદ્યાપીઠની પરીક્ષાઓ લેવાઇ.

૮: અમદાવાદ : સ્થાનિક મ્યુનિસિપાલિટીના યુનાની દવાખાના પર તીબ્બિ કોલેજના હકીમ અખ્તર હુસેનની નિમણૂક. મળેલી સભામાં ડૉ. હરિપ્રસાદે એલોપથી કરતાં આયુર્વેદના વૈદ્યકીય લાભોનું પ્રતિપાદન કર્યું અને 'લોકોને યુનાની અને આયુર્વેદમાં શ્રધ્ધા હોય તો મ્યુ. એ અને સરકારે તેવાં દવાખાનાં ખોલી આપવાં જોઇએ.' તેમણે મ્યુ. ના આયુર્વેદિક દવાખાનાની પ્રશંસા કરી.

૧૧: હૈદરાબાદ : સિંધ પ્રાંતીય આયુર્વેદ પ્રચારિણી સભાના આશરા હેઠળ વિદ્યાર્થી આયુર્વેદ પ્રચાર મંડળની સભા–ચુંટણી.

૧૩: સુરત: પારસી વૈદ્ય ધનજીશાહ મેરવાનજી હાથીખાનાવાળાનો (૬૭) સ્વર્ગવાસ.

૨૦: લાહોર: પ્રાંતના જાણીતા વૈદ્યો અને હકીમોનું મંડળ કેળવણીખાતાના પ્રધાન ઓન. મીયાં અબ્દુલ હયીને મળ્યું અને બોર્ડ સ્થાપવાની, બોગસ પદવીઓ અટકાવવાની વિનંતી કરી. પ્રધાને ઘટતું કરવા વચન આપ્યું.

૨૨ થી ૨૯: મુંબઇ : પ્ર. આ. કોલેજ અને ડૉ. પો. યુનિવર્સિટી ઓફ આ. તરફનું જુદી જુદી પરીક્ષાઓનું ચાલુ વર્ષનું બીજું સત્ર.

૨૪: મુંબઇ : પ્ર. આ. કોલેજ અને ડૉ. પો. યુનિવર્સિટી ઓફ આ. તરફથી વૈદ્યો અને વૈદ્યકીય વિદ્યાર્થીઓ માટેનું વૈદ્યકીય સીનેમા ફીલ્મ પ્રદર્શન–૫ મું.

૩૦: નડિયાદ : ખેડા આ. મેડીકલ સોસાયટીની અસામાન્ય સભા–પ્રદર્શન.

---

## મે ૧૯૩૭

૧: કાંગરી: આણાચાર્ય ડૉ. જી. એસ. તામ્બેની આયુર્વેદિક વિદ્યાલયના માનદ્ પ્રિન્સીપાલ તરીકે નિમણૂંક –નાગપુર: હવે પછી

મળનાર ૨૭ વૈદ્ય સંમેલન માટે સ્વાગત સમિતિ નિમાઇ.

૨: મુંબાઇ: મું. આયુર્વેદિક સોસાયટીની અસાધારણ વાર્ષિક સભા. નવા અધિકારીઓની ચુંટણી અને ૨૦ શિષ્યવૃત્તિઓની જાહેરાત.

૧૧: પુરી: પંડિત કવિરાજ પુરણચંદ્ર રથને હિન્દી સરકાર તરફથી 'વૈદ્યરત્ન'ની પદવી મળી.

૧૭, ૧૮: ઉજ્જૈન. મધ્ય પ્રાંતીય વૈદ્ય સંમેલનની પંચમી બેઠક. પ્રમુખ: જુનીયર દેવાસના રાજા સાહેબ. સ્વાગત પ્રમુખ; વૈદ્યરાજ બાબુરાવ સૂર્યવંશી. પ્રદર્શન, સર હુકુમચંદ સરૂપચંદે ખુલ્લું મુકયું.

૨૪: મુંબઈ: દેશી પરદેશી ઔષધો બનાવવાનું કારખાનું, શ્રીપ્લામાકનું, ડૉ. કે એ. હમીદે ખોલ્યું:–૨૪, મુંબઈ: ક્ષયના નિદાન માટે મફત થુંક તપાસી અપાશે, તેવી જાહેરાત મ્યુનિસિપાલીટી તરફથી થઇ.

---

જુન ૧૯૩૭

૧: રાજકોટ: પારસી બહેન આલામાંય દારાશા તરફથી જાહેર હિત માટે દેશી ઔષધાલય ખુલ્લું મુકાયું.

લાહોર: પંજાબ મેડીકલ કાઉન્સીલની "એલોપથીક ઉપાધિ ધરાવનારાઓનેજ 'ડૉકટર' શબ્દ વાપરવા દેવાની અને બીજાઓને તેમ કરતાં અટકાવવાની" દરખાસ્તને, સ્થાનિક સરકારે નકારી.

૨૪–૨૯: પાલિકુન્નુ (નોર્થ મલબાર); ઓલ ઇન્ડીયા હેરીડેટરી આયુર્વેદિક ડૉકટર્સ એકેડેમી તરફની પરીક્ષાઓનું અધિવેશન.

૨૭: મુંબઇ: સ્થાનિક વૈદ્ય સભાની બેઠકમાં રાજ્યવૈદ્ય હીરજી જીવરામનું "સર્પગંધા" પર વ્યાખ્યાન. પ્રમુખ, પ્રા. ડૉ. પોપટ પ્રભુરામ.

૩૦: કલકત્તા: જાણીના રસાયનશાસ્ત્રી સર પ્રફુલ્લચંદ્ર રેએ શિક્ષણકાર તરીકે નિવૃત્તિ લીધી.

---

જુલાઈ ૧૯૩૭.

૩–૪: કલકત્તા: ઓલ બેન્ગાલ યંગ આયુર્વેદીસ્ટ્સ કોન્ફરન્સનું અધિવેશન.

૪: મુંબઈ: ડૉ. પિલાઇ અને તેમના બંધુ તરફની, ગોવાળીયા ટેંક પર દીના બિલ્ડીંગમાં, 'એન્ગ્લો આયુર્વેદિક' હોસ્પીટલ શ્રી. નટરાજને

ખુલ્લી મુકી. અભિભાષણઃ વૈદ્યભાનુ આર. કે. વાલ્વેકરે કર્યું.

૭: મુંબઈ : શહેર અને પરાંના વૈદ્યોની સભાએ ખાસ ઠરાવ મારફત વૈદ્યકીય શાહનની રકમનો થોડો ભાગ આયુર્વેદિક ઔષધિઓમાં વાપરવા પ્રધાનમંડળને ભલામણ કરી. પ્રમુખ, પ્રા. ડૉ. પોપટ પ્રભુરામ સ્થળઃ પ્ર. આ. કૉલેજ હોલ.

૧૧: પુના: પ્રધાનોએ નોતરેલી પરિષદમાં ડૉ. છ. એસ. મહાજનીએ 'આપણા પ્રાંતે મદ્રાસનું અનુકરણ કરવું, લોકોને સસ્તી દવા મળે તે માટે આયુર્વેદિક દવાખાનાઓનો પ્રચાર કરવો અને વૈદ્યકીય વનસ્પતિઓના સંવર્ધન માટે 'બોટેનીકલ ગાર્ડન' ખોલવું,' એવી ભલામણો કરી.

૧૨: મુંબઇ: જ્યોતિર્વૈદ્ય પ્રાણાચાર્ય પંડિત કાર્તાનિક (૬૮) નું અવસાન.

૧૧: પાટણ: ઉ. પિ. આયુર્વેદ વિદ્યાલયનો પદવીદાન સમારંભ. પ્રમુખઃ વડોદરાના મે. રા. રા. નામદાર મહાસચિવ કે. વી. ઉપલમ.

૨૨: મુંબઇ : કોર્પોરેશનમાં ડૉ. જે. એન. ચોકસીએ 'આયુર્વેદિક અને યુનાની પદ્ધતિનું શિક્ષણ મ્યુનિસિપાલિટીએ નીભાવી રાખેલી ગો. સુ. મેડીકલ કોલેજના વિદ્યાર્થીઓને આપવું' તેવો ઠરાવ શ્રી. નરીમાન અને શ્રી. મોહનલાલ દેસાઇના ટેકા સાથે મુકયો. બાબત મેડીકલ રીલીફ કમીટી તરફ મોકલાઇ.

૨૩: હૈદ્રાબાદ-નિઝામશાહી : ઓલ ઇન્ડીયા હેરીડેટરી આયુર્વેદિક ડૉકટર્સ લીગની કાર્યવાહી લીગની સમિતિની બેઠક. મુંબઇ પ્રાંતના પ્રતિનિધિ અને કાર્યવાહી સમિતિના સભ્ય તરીકે શ્રી. પ્રતાપકુમાર વૈદ્યનું નામ મંજુર થયું.

૨૯: સુરત : દિલ્હીવાળા કન્હૈયાલાલ બધર્સે વી. પી. થી શહેરના અનેક વૈદ્યો તરફ પદવીઓ મોકલી આપી, પદવી વહેંચવાની નવી રીત અખત્યાર કરી, તેને માટે સ્થાનિક 'દાંડીઓ'એ અગ્રલેખમાં વિરોધ કર્યો.

## ઑગસ્ટ ૧૯૩૭.

૮: ભરૂચ: 'આયુર્વેદનો પ્રચાર કરવા' અને 'વૈદ્યોનું સંગઠન કરવા' વૈદ્ય સભાની સ્થાપના કરવામાં આવી.

૧૦: મુંબઈ: ડૉ. જે. એન. ચોકસીના કોર્પોરેશનમાં મુકેલા ઠરાવને ટેકો આપતો અને ડૉ. પો. યુનિવર્સિટી ઓફ આ. માન્ય કરી મદદ કરવા કોર્પોરેશનને ભલામણ કરતો અગ્રલેખ 'સાંજ વર્તમાન'માં પ્રસિદ્ધ થયો.

૧૧: મુંબઈ: કોર્પોરેશનના ઠરાવને ટેકો આપતી વૈદ્યો ડોક્ટરોની સભા પ્ર. આ. કોલેજના હોલમાં મળી. પ્રમુખ: ડૉ. દારાં હકીમ.

૧૪: **અમરાવતી:** ભારત આયુર્વેદ મહાવિદ્યાલયનો ૪થો વાર્ષિક મહોત્સવ. પ્રમુખ: લોકલ સેલ્ફ ગવર્નમેન્ટના પ્રધાન ઓન. શ્રી. દ્વારકાપ્રસાદ મિશ્ર. 'પોતાના પ્રાંતમાં ટુંક વખતમાં બોર્ડ સ્થપાશે' તેવી આગાહી પ્રમુખે ભાષણમાં કરી.

૧૭: **મુંબઈ:** હકીમોના પ્રતિનિધિમંડળે અને વૈદ્યોએ મેયર ડૉ. મોઝીઝ અને મેડીકલ રીલીફ કમીટીના પ્રમુખ ડૉ. ખરશેદજીની મુલાકાત લીધી અને શહેરના પ્રત્યેક વોર્ડમાં યુનાની અને આયુર્વેદિક દવાખાનાં ખુલ્લાં મુકાય તેમ માગણી કરી. જનાર વૈદ્યોમાં શ્રી. હીરજી જીવરામ, શ્રી. વામન દીનાનાથ, શ્રી. પ્રતાપ કુમાર હતા.

૨૧: **અમદાવાદ:** જાણીતા વૈદ્યરાજ પ્રાણાચાર્ય વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકરનું અવસાન.

૨૪: **પુના:** ઓલ ઇન્ડીયા હેરીડેટરી આયુર્વેદિક ડોક્ટર્સ લીગના પ્રમુખ શ્રી. પ્રો. રંગાચારીલુ અને વર્કીંગ કમિટીના સભ્ય શ્રી. પ્રતાપકુમાર વૈદ્યે આરોગ્ય ખાતાના પ્રધાન ડૉ. એમ. ડી. ડી. ગીલ્ડરની મુલાકાત લીધી. 'આયુર્વેદને ઉત્તેજન સરકાર આપશે' તેની ખાત્રી ડૉ. ગીલ્ડરે આપી.

૨૫: **માણાવદર:** જાણીતા રાજ્યવૈદ્ય પ્રાણાચાર્ય મૂળશંકર આદિત્યરામનું અવસાન.

૨૬–૧ લી (સપ્ટેમ્બર): **મુંબઈ:** **પ્ર.** આ. કોલેજ અને ડૉ. પો. યુનિવર્સિટી ઓફ આ. ની જુદી જુદી પરીક્ષાઓનું સત્ર.

૨૮: મુંબઈ: ઉપરોક્ત સંસ્થાઓ તરફથી વૈદ્યકીય સિને ફીલ્મ્સ પ્રદર્શન, દ હું. કોલેજના હોલમાં.

---

## સપ્ટેમ્બર ૧૯૩૭

૧: પુના : એસેમ્બલીની બેઠકમાં આરોગ્ય પ્રધાન ઓન. મી. ગિલ્ડરે, 'આયુર્વેદ અને યુનાની માન્ય રાખવા અને તેને ઉત્તેજન આપવા અને તેને વિકસાવવા મારી સરકાર બંધાઇ ચુકી છે' તેમ જણાવ્યું.

૩: પુના : હકીમો અને વૈદ્યોના એક પ્રતિનિધિમંડળે મુંબઇ સરકારના વૈદક વિષયના પ્રધાન ઓન. ડૉ. ગિલ્ડરની મુલાકાત લીધી, હકીમોમાં, રશીદ આહમદ ખાન, ફઝલે રહીમ , અબ્દુલ હૈયી, નિસાર આહમદ એકરામી અને વૈદ્યોમાં, હીરજી ઝવેરામ અને પ્રતાપકુમાર.

૫: મુંબઇ : મુંબઇના આયુર્વેદનો, પ્રા. ડૉ. પોપટ પ્રભુરામ, વૈદ્ય જાદવજી ત્રિકમજી અને અન્ય બંધુઓના આમંત્રણથી મુંબઇ પ્રાંતના વૈદો-હકીમોની સભા પ્ર. આ. કોલેજના હોલમાં મળી. આયુર્વેદ અને યુનાનીની બાબતમાં સરકારને એકમતે અરજી કરવાનો ઠરાવ મંજુર થયો. નવ સભ્યોની 'સીલેક્ટ કમીટી' નીમાઇ.

૭: મુંબઇ : પ્ર. આ. કોલેજ અને ડૉ. પો. યુનિવર્સિટી ઓફ આ. ના વિદ્યાર્થીઓ માટે સુવાવડને લગતી સીનેફીલ્મ્સ પ્રદર્શન ૭ મું.—**કરાંચી** : રામબાગ ગાડીખાતામાં એક નવું આયુર્વેદિક ધર્માદા દવાખાનું શરૂ થયું.

૧૫: લાહોર : દયાનંદ એંગ્લો વૈદિક આયુર્વેદિક કોલેજના ૨૦૦ વિદ્યાર્થીઓ હડતાળ પર ગયા. આ હડતાળે પાછળથી ઉગ્ર સ્વરૂપ લીધું અને ઓકટોબરની શરૂઆતમાં કંઇક સમાધાન થયું.

૨૪: મુંબઇ : બોમ્બે મેડીકલ યુનિયને ડૉ. ગિલ્ડરને ખાણું આપ્યું. પ્રમુખ ડૉ. એસ. કે. વૈદ્યસરકારની આયુર્વેદ-યુનાનીની ઉત્તેજન નીતિ માટે સંતોષ વ્યકત કર્યો પણ કોઇ પણ યોજના શરૂ કર્યા પહેલાં તેને યુનિયનના મત માટે મોકલવા અને વૈદ્યો હકીમોની એક બોર્ડ કરવા સૂચના કરી.

૨૬–૨૯: મુંબઇ: મુંબઇ શહેર-પરાંના વૈદ્યોની સભા, ૫-૯-૩૭ વાળી સભાએ ફેરવેલા બંધારણ પર વિચાર ચલાવવા પ્ર. આ. કોલેજના હોલમાં મળી.

# ડૉ. પોપટ યુનિવર્સિટી ઑફ આયુ

(સ્થાપના ૧૮૯૬)

ભારતવર્ષની અજોડ સંસ્થાદ્વારા

'સિષગ્વર'–જી. પી. એ. સી. પરીક્ષાઓ ૧૯૩૮ માં: ૩૦ મી જાન
૨૧ મી એપ્રીલે, અને ૧૮ મી ઑગસ્ટે
પરીક્ષાસત્રો શરૂ થશે.

'આચાર્ય' અને 'વૈદ્યવર' તપાસો અરજી કરીને અનુકૂળ :
આપી શકાય છે.

વધુ વિગતો અને અભ્યાસક્રમ માટે રૂ. ૦–૨–૦ મોકલી ગુજરાતી ર
અથવા રૂ. ૦–૧૪–૦ મોકલી અંગ્રેજી 'હેન્ડબુક' મંગાવી લ્યો:—

**પ્રતાપકુમાર વૈદ્ય, જી. પી. એ. સી.**

સેક્રેટરી: પ્રભુરામ આયુર્વેદિક કૉલેજ અને સહસંસ્થાઓ.
વૈદ્યભુવન ભૂલેશ્વર: મુંબઈ, ૨.

---

ં:

તંત્રીની સહી

ગ્રાહકનું નામ

શ્રી પ્રતાપકુમાર પોપટભાઈ વૈ
"વૈદ્યોનું વાર્ષિક"
વદ્ય ભુવન : ભુલે

## સપ્ટેમ્બર ૧૯૩૭

૧: **પુના :** એસેમ્બલીની બેઠકમાં આરોગ્ય પ્રધાન ઓન. ગી. ગિલ્ડરે, 'આયુર્વેદ અને યુનાનીને માન્ય રાખવા અને તેને ઉત્તેજન આપવા અને તેને વિકસાવવા મારી સરકાર બધાઇ ચુકી છે' તેમ જણાવ્યું.

૩: **પુના :** હકીમો અને વૈદ્યોના એક પ્રતિનિધિમંડળે મુંબઇ સરકારના વૈદક વિષયના પ્રધાન ઓન. ડૉ. ગિલ્ડરની મુલાકાત લીધી, હકીમોમાં, રશીદ આહમદ ખાન, ફઝલે રહીમ, અબ્દુલ હૈમી, નિસાર આહમદ એકરામી અને વૈદ્યોમાં, હીરજી છવરામ અને પ્રતાપકુમાર.

૫: **મુંબઇ :** મુંબઇના આયુર્વેદજ્ઞો, પ્રા. ડૉ. પોપટ પ્રભુરામ, વૈદ્ય જાદવજી ત્રિકમજી અને અન્ય બંધુઓના આમંત્રણથી મુંબઇ પ્રાંતના વદ્યો–હકીમોની સભા પ્ર. આ. કૉલેજના હોલમાં મળી. આયુર્વેદ અને યુનાનીની બાબતમાં સરકારને એકમતે અરજી કરવાનો ઠરાવ મંજુર થયો. નવ સભ્યોની 'સીલેક્ટ કમીટી' નીમાઇ.

૭: **મુંબઇ :** પ્ર. આ. કૉલેજ અને ડૉ. પો. યુનિવર્સિટી ઓફ આ. ના વિદ્યાર્થીઓ માટે સુવાવડને લગતી સીનેરીલ્મ્સ પ્રદર્શન ૭ મું.—**કરાંચી :** રામબાગ ગાડીખાતામાં એક નવું આયુર્વેદિક ધર્માદા દવાખાનું શરૂ થયું.

૧૫: **લાહોર :** દયાનંદ એંગ્લો વૈદિક આયુર્વેદિક કૉલેજના ૨૦૦ વિદ્યાર્થીઓ હડતાળ પર ગયા. આ હડતાળે પાછળથી ઉગ્ર સ્વરૂપ લીધું અને ઓક્ટોબરની શરૂઆતમાં કૈંક સમાધાન થયું.

૨૪: **મુંબઇ :** બોમ્બે મેડીકલ યુનિયને ડૉ. ગિલ્ડરને ખાણું આપ્યું. પ્રમુખ ડૉ. એસ. કે. વૈદ્યસરકારની આયુર્વેદ–યુનાનીની ઉત્તેજન નીતિ માટે સંતોષ વ્યક્ત કર્યો પણ કોઇ પણ યોજના શરૂ કર્યા પહેલાં તેને યુનિયનના મત માટે મોકલવા અને વૈદ્યો હકીમોની એક બોર્ડ કરવા સૂચના કરી.

૨૬–૨૯: **મુંબઇ :** મુંબઇ શહેર–પરાંના વૈદ્યોની સભા, ૫–૯–૩૭ વાળી સભાએ ફેરવેલા બંધારણ પર વિચાર ચલાવવા પ્ર. આ. કૉલેજના હોલમાં મળી.

તંત્રીની સહી

ગ્રાહકનું નામ

શ્રી પ્રતાપકુમાર પોપટભાઈ વૈદ્ય
"વૈદ્યોનું વાર્ષિક"
વૈદ્ય ભુવન : ભુલેશ્વર

# ગ્રંથ આપને ગમ્યો?

ો ગ્રંથ બહાર પડે ત્યારે એટલે કે, વિ. સં. ૧૯૯૫ના "વૈદ
ા ગ્રંથને અપનાવવાની આપની ઇચ્છા છે?

હા, જે લાગણીઓ, જે સહકાર, જે પ્રખરતા, જે વિવિધતા અને જે
ત્ત્વો આપને આ ગ્રંથમાં મળ્યાં છે તેવાંજ અને બલ્કે તેથીયે વ
પછીના ગ્રંથમાં તો હશેજ તેની ખાત્રી રાખશો.

કાર્ડ (જેમાં મેં જાતે સહી કરી છે) આપની સવડ માટે છે. એ
થી આપને હવે પછીનો અંક જાહેર થએલી કીંમતથી ૨૦ ટકા એ
શે. શરતો એટલી કે:

ંકની પ્રાથમિક જા. ખ. પત્રમાં વાંચ્યા પહેલાં કાર્ડ રવાના ન
અને તે પણ ૧લી ઓગસ્ટ ૧૯૩૮ પહેલાં તો નહિજ.

ર્ડની સાથોસાથ બાકી કીંમતનો મ. ઓ. કરવો અથવા તે રકમ યે
ીતે પહોંચતી કરવી. શું રકમ પહોંચતી કરવી એ પ્રાથમિક જા. ખ.
જાહેર થશે.

ેમણે આ અંક ખરીદ્યો છે તેમનેજ આ કાર્ડ મારી સહી સાથનું મળ
જેથી સહી વગરના કાર્ડ ધરાવનારાઓ આ લાભ નહિ ઉઠાવી શકે.

ંથ પ્રગટ થવાની નક્કી તારીખ સુધી મોડામાં મોડો કાર્ડ અને ર
મોકલનારાઓજ આ વળતર માંગી શકશે, બીજાઓ નહિ. આ જાત
લાભ જણ દીઠ એક નકલ માટેજ આપી શકાશે.

ાઇપણ સંજોગોમાં પ્રકાશન બહાર ન પડે તો આ વાત અહીંથી
અટકે છે.

---

તા. ૧૯:

ાપકુમાર પોપટભાઈ વૈદ્ય

લુ વર્ષમાં બહાર પડનાર "વાર્ષિક" નો અંક મેળવવા આ સ
આ. મની ઓરડરથી / રોકડા મોકલ્યા છે. તો બહાર પડન
એક નકલ નીચલે ઠેકાણે મોકલશો.

સહી

નામ:

ઓક્ટોબર ૧૯૩૭

૩: મુંબઇ: પ્રાંતીય વૈદ્યોની બીજી સભા. (નિર્ણય પર પોતે ના આવી શકવાથી હકીમો ગેરહાજર રહ્યા.) ચર્ચાયેલું બંધારણ ફેરફાર સાથે મંજુર થયું. તે કાર્યને વેગ આપવા માટે ૧૯ સભ્યોની સમિતિ નિમાઇ. પ્રમુખ: વૈદ્ય ગંગાધર શાસ્ત્રી ગુણે. સ્થળ: પ્ર. આ. કોલેજનો હોલ.

૯: મુંબઈ: ઓલ ઇન્ડીયા હેરીડેટરી આયુર્વેદિક ડોક્ટર્સ લીગની વર્કીંગ કમિટીની બેઠક, પ્ર. આ. કોલેજના હોલમાં મળી.

૧૦: મુંબઇ: પ્રતાપકુમાર વૈદ્ય તરફથી ઉપરોક્ત લીગની કા. સમિતિના પ્રમુખને તથા સભ્યોને મળવા વાર્તાલાપ અને સ્નેહ સંમેલન.

* * *

# લેખક પરિચય

[એ શા કારણથી ધાર્યો જેટલો વિસ્તૃત નથી આપી શક્તો તેને માટે 'મનન અને ચિંતન'ની નોંધ ૧૨ મી જોવી. આવતે વર્ષે બનશે તો આ પરિચય વધારી શકાશે. લેખકનાં નામો લેખને અનુક્રમેજ લીધેલાં છે, એક નામ સિવાય—પ્રતાપકુમાર વૈદ્ય.]

૧. પ્રાણાચાર્ય ડોકટર પ્રભુરામ, એલ. એમ. એસ., એફ. પી. એ. સી., જે. પી., પ્રભુરામ આયુર્વેદિક કોલેજ અને ડો. પોપટ યુનિવર્સિટી ઓફ આયુર્વેદના મુખ્ય સંચાલક અને ટ્રસ્ટી. સિ: વૈદ્ય ભુવન, ભુલેશ્વર, મુંબઇ, ૨.

૨. પંડિત તારાનાથજી, પ્રેમ મેડીકલ સર્વિસ અને પ્રેમ વિદ્યાપીઠના મુખ્ય સંચાલક, સિ: તુંગભદ્રા (બેલારી ડીસ્ટ્રીકટ), દક્ષિણ હિંદ.

૩. કવિરાજ જ્યોતિષચંદ્ર સરસ્વતી, ભિષગાચાર્ય, કાવ્યતીર્થ, સાંખ્યાચાર્ય, સાંખ્યશાસ્ત્રના સંશોધક, સ્વ. પ્રાણાચાર્ય હારાણચંદ્ર સરસ્વતીના પટ્ટશિષ્ય. સિ: ૨૯/૩, ગ્રે સ્ટ્રીટ, કલકત્તા.

૪. ડૉ. ફેખશરૂ હોરાબજી છીલા, કલકત્તામાં ડેન્ટીસ્ટની પરીક્ષા પાસ કરી, નવસારીમાં ધર્માદા દાંતના દવાખાનામાં ચિકિત્સક છે. દંતજ્ઞાનનાં ૨૦ પુસ્તકો તેમણે જુદી જુદી રીતે રજુ કર્યાં છે. સિ: વાડી સ્ટ્રીટ, નવસારી,

૫. વૈદ્ય સુન્દરલાલ નાથાલાલ જોષી, વિદ્યાવારિધિ, વૈદ્ય મનિષી, એમ. આર. એ. એસ., વૈદ્યકીય સાહિત્ય ઉપરાંત બીજા વિષયોમાં પણ તેમણે લેખન કર્યું છે. ખેડા ડિસ્ટ્રીક્ટ આયુર્વેદ મેડીકલ સોસાયટીના પ્રમુખ છે. સિ: શંકરદાસની ખડકી નડીઆદ.

૬. શ્રી ભવાનરાવ પંડિત પ્રતિનિધિ. બી. એ., ઔંધ સ્ટેટના (મહારાષ્ટ્ર) રાજા સાહેબ છે અને ઘણા વિદ્યાપ્રેમી અને પુરાતત્વના પ્રખર અભ્યાસી છે. સૂર્ય નમસ્કારની રજુઆત તેમણે પ્રથમ કરી છે. સિ: ઔંધ, (મહારાષ્ટ્ર.)

૭. કવિરાજ શ્રી. ધીરેન્દ્રનાથ રાય, એમ. એસસી., આયુર્વેદને લગતાં મદ્રાસ યુનિવર્સિટીના સર જગદીશચંદ્ર બોઝ પ્રાઇઝના વિજેતા. સિ: ૫૧, ચિત્તરંજન એવેન્યુ, બાઉ બઝાર, કલકત્તા.

૮. શ્રી. મણિશંકર પોપટલાલ ભટ, ડી. એ. એમ. (પાટણ), શ્રી. ગુજરાત આયુર્વેદિક ફાર્મસીમાં કામ કરે છે. સિ: એ સંસ્થામાં, ગાંધી રોડ, અમદાવાદ.

૯. વૈદ્ય ગોપીનાથ ગુપ્ત, 'આરોગ્ય દર્પણ' (હિન્દી)ના તંત્રી. સિ: સાબરમતી, અમદાવાદ.

૧૦. વૈદ્ય બાપાલાલ ગડબડદાસ શાહ, 'નિઘંટુ આદર્શ' 'ઘરગથ્થુ વૈદક' વિગેરે પુસ્તકોના લેખક. 'વનસ્પતિશાસ્ત્ર' પર સળંગ, વિદ્યાર્થીઓને ઉપયોગી પુસ્તક, હવે પછી રજુ કરવાના છે. સિ: હાંસોટ, અંકલેશ્વર થઇને.

૧૧. કવિરાજ મનીન્દ્ર કુમાર મુખર્જી, બી. એ., આયુર્વેદશાસ્ત્રી, અંગ્રેજી 'ધી જર્નલ ઓફ આયુર્વેદ'ના સહતંત્રી છે. સિ: ૩૯/૧, ગ્રે સ્ટ્રીટ, હાથખોલા, કલકત્તા.

૧૨. શ્રી. કેશવરાય હરજીવન ભટ્ટ, ડી. એ. એમ. (પાટણ). અમદાવાદની લોકલ બોર્ડના ડાકટર છે. સિ: કણભા, તા. અમદાવાદ.

૧૩. કવિરાજ અતુલ બિહારી દત્ત, બી. એસસસી, કવિરત્ન, બંગીય ઉન્માદ આશ્રમના સંચાલક, સિ: ન્યુ જગન્નાથ રોડ, બીડન સ્ટ્રીટ, કલકત્તા.

૧૪. વૈદ્યભાનુ રામચંદ્ર કૃષ્ણરાવ વાસ્વેકર, બી. એસસી., બેંગ્લોરના સાયન્સ ઇન્સ્ટીટ્યુટના રીસર્ચ સ્ટુડન્ટ, પ્રેમ મેડીકલ કોલેજના વાઇસ પ્રિન્સીપાલ છે, સિ: તુંગભદ્રા, બેલારી ડિસ્ટ્રીક્ટ, દક્ષિણ હિંદ.

૧૫. વૈદ્ય તુલસીદાસ નટવરલાલ આચાર્ય, આયુર્વેદ છે. સિઃ પાળીઆદ, કાઠિયાવાડ. (બી. એસ. રેલ્વે.)

૧૫. વાયાસ્કર નારાયનન્ શંકરન્ મૂસ, અંગ્રેજી તેલગુ "વૈદ્ય સારથી"ના તંત્રી, 'હુ ઇઝ હુ ઇન આયુર્વેદ'ના ઉત્પાદક, સિઃ કોટ્ટાયમ (દક્ષિણ હિન્દ.)

૧૭. શ્રી. પુષ્પેન્દ્ર હરિલાલ ભટ્ટ, ડી, એ. એમ., (પાટણ), મહિકાંઠામાં દેલાસણા–વાસણાના ડૉક્ટર, સિઃ એજ સ્થાન પર.

૧૮. શ્રી. મૂળચંદ રતનચંદ એન્જીનીયર, બી. એજી., રસાયનશાસ્ત્રના સંશોધક. હાલ ઝેનિથ ટોબેકો કંપનીના પ્રધાન કાર્યકર્તા છે. સિઃ શાન્તિ નિવાસ, ચકાલા, અંધેરી.

૧૯. રાજ્યમિત્ર ભાઇલાલભાઇ દાજીભાઇ અમીન, બી. એ., એમ. એસ. સી. આઇ. વડોદરાના એલેમ્બીક કેમીકલ વર્ક્સ કંપની લીમીટેડના મેનેજીંગ ડાયરેકટર, સિઃ એજ સંસ્થામાં, વડોદરા અને મુંબઇ.

૨૦. ડો. શુકદેવ ખેલશંકર ભટ્ટ, એમ. બી., બી. એસ, મુંબઇની સર જે. જે. હોસ્પીટલના માનદ્ 'કલીનીકલ આસિસ્ટંટ' છે. સિઃ વૈદ્ય ભુવન, ભુલેશ્વર, મુંબઇ, ૨.

૨૨. શ્રી. શાંતીલાલ મણિલાલ શેઠ, એમ. એસસી., રસાયન શાસ્ત્રના સંશોધક, ધી ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સના મુખ્ય 'કેમિસ્ટ', સિઃ દાલમિયા બિલ્ડીંગ, માટુંગા, (બી. બી. સી. આઇ. રેલ્વે.)

૨૨. પ્રાણાચાર્ય ગણપત પાંડુરંગ કાળોખે, એફ. પી. એ. સી., પ્રભુરામ આયુર્વેદિક કોલેજ અને સહસંસ્થાઓના અધ્યાપક અને પરીક્ષક. સિઃ કણસવાડી, મુંબઇ, ૨.

૨૩. વૈદ્ય શિવશંકર પ્રાણશંકર શુકલ, હાલ પુનામાં વનસ્પતિશાસ્ત્ર પરત્વે કાર્ય કરી રહ્યા છે. સિઃ કમલ કુંજ, પુના ૪.

૨૪. શ્રી. રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ, વેપારી કુટુંબના છે. વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ તેમની 'હોબી' છે. સિઃ અંકલેશ્વર,

૨૫. રાજ્યવૈદ્ય હીરજી જીવરામ, મુંબઇ વૈદ્ય સભાના પ્રધાનમંત્રી છે. સિઃ અલસીના પાટીઆની સામે કાલબાદેવી રોડ, મુંબઇ ૨.

૨૬. વૈદ્ય કૃષ્ણપ્રસાદ ગિરિજાશંકર ભટ્ટ, પાટણની આયુર્વેદિક કોલેજના માજી અધ્યાપક છે. સિઃ ચરક ચિકિત્સાલય, અમરેલી. કાઠિયાવાડ.

૨૭. રસાયનાચાર્ય વાસુદેવ મૂળશંકર દ્વિવેદી, એમ. પી. એ. સી., રસાયનશાસ્ત્રના અભ્યાસી છે. સિ: ક્રાંગધ્રા, વાયા વઢવાણ જંકશન, કાઠિયાવાડ.

૨૮. વૈદ્ય ભૂપતરાય ત્રિભોવનદાસ પંડ્યા, તળાજાના વૈદ્ય છે. સિ: તળાજા, વાયા ભાવનગર, કાઠિયાવાડ.

૨૯. કવિરાજ વિજય કાલી ભટ્ટાચાર્ય, એમ. એ., સ્મૃતિતીર્થ, વેદાંતશાસ્ત્રી, વૈદ્યશાસ્ત્ર પીઠ (કલકત્તા)ના રસાયનશાસ્ત્રના માજી અધ્યાપક, સિ: ૧૭૦/૧, બાઉ બઝાર, કલકત્તા.

૩૦. પંડિત દત્તાત્રય કૃષ્ણરાવ ભારદ્વાજ, સાહિત્ય, રાજ્યકારણ અને વૈદકના અભ્યાસી છે. સિ: બસવનગુન્ડી, બેંગ્લોર, દક્ષિણ હિંદ.

૩૧. શ્રી. અમૃતલાલ દેવચંદ ગણાત્રા, સિ: લેન્ઇસ ગેટ, મોરબી, કાઠિયાવાડ.

૩૨. પ્રાણાચાર્ય અમૃતલાલ કુંવરજી વૈદ્ય, એફ. પી. એ. સી., ગ્રામ્ય વૈદ્ય છે. સિ. ચાવંડ, વાયા લાઠી, કાઠીયાવાડ.

૩૩. વૈદ્ય પદ્મનાભ હરિદત્ત શાસ્ત્રી વૈદક સાહિત્ય, અને રાજ્યકારણના અભ્યાસી છે. સિ: સુઈ, કાઠિયાવાડ.

૩૪. પ્રાણાચાર્ય રવિશંકર જટાશંકર ત્રિવેદી, એફ. પી. એ. સી., "વૈદ્ય કલ્પતરુ"ના તંત્રી. ગુજરાત આયુર્વેદિક ફાર્મસીના માલીક અને ચિકિત્સક. સિ: ગાંધી રોડ, અમદાવાદ.

૩૫. વૈદ્ય ગોપાલજી કુંવરજી ઠક્કુર, "આરોગ્ય સિંધુ"ના તંત્રી; સિંધ આયુર્વેદિક ફાર્મસીના માલિક અને ચિકિત્સક, સિ: નાનકવાડા, કરાંચી.

૩૬. વૈદ્ય પ્રતાપરાય અંબાશંકર ભટ, જી. પી. એ. સી., ભાવનગર સ્ટેટના, સ્ટેટ–એઇડેડ–વૈદ્ય છે. સિ: તળાજા, ભાવનગર થઈ, કાઠિયાવાડ.

૩૭. શ્રી. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી, "આયુર્વેદ વિજ્ઞાન"ના તંત્રી, વૈદક ઉપરાંત સાહિત્ય અને પુરાતત્વના ખાસ અભ્યાસી છે. ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસના એક કાર્યવાહક છે. સિ: અહિચ્છત્ર નિવાસ, વિલે પારલે (ઇસ્ટ).

૩૮. શ્રી. પ્રતાપકુમાર પોપટભાઇ વૈદ્ય, જી. પી. એ. સી., પ્રભુરામ આયુર્વેદિક કોલેજ અને સહસંસ્થાઓના માનદ્ મંત્રી, સિ: વૈદ્યભુવન, ભુલેશ્વર, મુંબઇ.

 Vithalbhai Ramjee

## પરિચયો ........................ ઈન્દ્રવિજય દેશાઈ

### ઝંડુ ફાર્માસ્યુટિકલ કું. લી.

હિન્દુસ્થાનમાં જ્યારથી પરદેશીઓનો પગપેસારો થયો છે ત્યારથી પરદેશી વસ્તુઓ પણ આપણામાં ઘર કરી બેસતાં આપણા દેશમાં બનતી ચીજોને સખત ફટકો પડયો છે. અને દવાઓની બાબતમાં આપણી સ્થિતિ વિચિત્ર છે. આપણી પ્રજાનો વિશ્વાસ દિનપ્રતિદિન પરદેશી દવાઓમાં વધતો જાય છે.

તે છતાં એટલું તો કહેવું જોઇએ કે ગુજરાત કાઠીઆવાડમાં આજે ઝંડુ ભટ્ટજી જેવા સાધુ પુરૂષે શરૂ કરેલ ઝંડુ ફાર્માસ્યુટીકલ કંપનીએ પોતાની ફેકટરીમાંથી બનતી દવાઓ માટે નામના એટલી તો મેળવી છે કે ગામોગામ અને પ્રત્યેક શહેરમાં ઝંડુ ફાર્માસ્યુટીકલ કંપનીની દવાઓ પ્રચાર ખૂબજ પામી છે. આ કંપનીનું કારખાનું ન્હાના પ્રમાણમાં કાઠીઆ-વાડમાં વિ. સ. ૧૯૫૪ થી શરૂ થયું છે. આ જુની કંપનીએ પ્રજાનો દેશી દવા વિષેનો પણ વિશ્વાસ મેળવી, મુશીબતોમાંથી પસાર થઈ આજે ભારે નામના મેળવી છે. એ માટે કંપનીના સંચાલકો શ્રી જુગતરામભાઇ વૈદ્ય જેવાને ખરેખર અભિનંદન ઘટે છે. કંપનીએ સ્વદેશી વૈદાના પ્રચાર અર્થે એક વૈદ્યચિકિત્સાસાર જેવો રોગોનાં વર્ણનો અને તે ઉપરના ઉપચારો વિષે માહીતી આપનારો ગ્રંથ પણ પ્રકટ કર્યો છે. અને આજે તેમની સંસ્થા મારફત વૈદ્યશાસ્ત્રી શ્રી. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી જેવા વૈદ્યશાસ્ત્રી નિષ્ણાતના તંત્રીપણા નીચે "આયુર્વેદિક વિજ્ઞાન" નામનું માસિક પણ કાઢે છે. કારખાનાની ખ્યાતિ દિનપરદિન વધતી જશે અને તેમને આ સ્વદેશી સાહસમાં સંપૂર્ણ સફળતા મળશે એ વિષે આજે કોઇમાં બે મત છેજ નહિ.

### ગોખલે મેન્યુફેકચરીંગ કુંપની

હિન્દમાં પરદેશથી આવતા માલમાં સાબુ, તેલ અને ટોઇલેટની વસ્તુઓનું પ્રમાણ ભારે છે. અને એ વસ્તુઓની આયાતથી હિન્દનું આર્થિક ધન ભારે પ્રમાણમાં પરદેશ ઘસડાઇ જતું. પરંતુ સ્વદેશીની જબ્બર ઝુંબેશથી અને સ્વદેશી ચીજોની વપરાશ જેમ જેમ વધતી ગઇ તેમ તેમ આ માલની પરદેશી આયાત ઘણી ઓછી થઇ છે. ગોખલે મેન્યુફેકચરીંગ કંપનીએ આ ચીજો બનાવવામાં સારો ફાળો આપ્યો છે અને એ રીતે હિન્દની સેવા કરી ગણાય. ગોખલેના સીક્કા-

ખાઇ સાબુઓ આજે જે પ્રસાર પામ્યા છે એજ કંપનીની બનાવટની ઉત્તમતા સાબીત કરવા પુરતું ગણાય. માથાના વાળની ચીકાશ, વાળનું ખરી જવું વિગેરે ઉપર આ સાબુઓ ઉત્તમ નીવડયા છે. અને તે છતાં આ સાબુઓ સસ્તા અને અનુકૂળ પડે છે એ એની વિશિષ્ટતા છે.

## ગોદ્રેજ કંપનીનું સફળ સાહસ

ગોદ્રેજ કંપનીનું નામ આજે સ્વદેશી હુન્નર ઉદ્યોગમાં ભારે જાણીતું છે. તેનો માલ આજે સારા હિન્દુસ્થાનમાં સારો પ્રચાર પામ્યો છે. અને ગામોગામ ગોદ્રેજના સાબુની માંગણી વધતી જાય છે. આ સાબુઓ કોઇપણ પરદેશી સાબુઓની સરસાઇ કરી શકે એમ છે એમ કહેવું એ કંઇ વિશેષ ન કહેવાય. ગોદ્રેજનું નામ એ ઉપરથી હિન્દભરમાં મશહુર થએલ છે. અને ગરીબ કે તવંગર સહુ કોઇને અનુકૂળ પડે તેવા આ સાબુ છે. સાહસિક અને મહેનતુ કોઇપણ હિન્દી એકાદો ઉદ્યોગ હાથમાં લે તો તે પરદેશીની હરિફાઇ કરી શકે છે એટલુંજ નહિ પણ તે પોતાનો વિકાસ સરળતાથી સાધી શકે છે એમ ગોદ્રેજ કંપનીની પ્રગતિ બતાવી આપે છે.

## ગુજરાત આયુર્વેદિક ફાર્મસી

સ્વ. વૈદ્યરાજ જટાશંકર લીલાધર ત્રીવેદીએ આ સંસ્થા ઇ. સ. ૧૮૯૦ માં આ સંસ્થા શરૂ કરી. પોતે આયુર્વેદના પ્રખર અભ્યાસી હતા. અને આયુર્વેદ ખૂબ લોકપ્રિય થાય એ એમની જીવનધગશ હતી. અનેક દેશી વિદેશી નિષ્ણાતો સંસ્થા જોઇને પોતાનો હર્ષ જાહેર કરી ગયા છે. પૂજ્ય મહાત્મા ગાંધીજી પણ બે વંખત સંસ્થા જોઇ ગયા છે અને સંસ્થા જે કાર્ય કરી રહી છે તે માટે પોતાનો આનંદ વ્યક્ત કર્યો છે. વૈદ્યરાજ જટાશંકરભાઇના સ્વર્ગવાસ પછી તેમના સુપુત્ર વૈદ્યરાજ રવિશંકરભાઇ પણ પોતાના પિતાશ્રીની કાર્યપદ્ધતિ પ્રમાણે સંસ્થાને પ્રગતીને પંથે આગળ લઇ જઇ રહ્યા છે.

અત્યાર સુધીમાં સંસ્થા આયુર્વેદ માટે ગણી શકાય તેવી ઘણી વસ્તુઓ કરી ચુકી છે. સ્વ. વૈદ્યરાજ જટાશંકર લીલાધર લિખિત 'ઘરવૈદ્' અને બીજાં અનેક સુન્દર પુસ્તકો અને ૪૨ વર્ષથી નિયમિત પ્રગટ થતું માસિક 'વૈદ્ય કલ્પતરૂ' આમાં ગણાવી શકાય તેમ છે. સંસ્થાનું દવાઓની બનાવટ વગેરેનું ખાતું પણ ઘણુંજ સુંદર અને પ્રશંસનીય છે.

સાથે પેકીંગ વી. ની સફાઇ અને ચોખ્ખાઇ પણ ખાસ પ્રસંશા માગી લે છે. ફાર્મસીએ પોતાની ૪૬ વર્ષની કારકીર્દીમાં આયુર્વેદની અનેક સેવાઓ કરી છે એમ કહીએ તો અતિશયોક્તિ નહિજ ગણાય. હજુ પણ આયુર્વેદને માટે પોતાનો ફાળો અર્પ્યા કરે તેવી આશા રાખીશું.

## ઝવેરીયન મીક્ષ્ચર

સતત દુઃખાવા, તાવ, ઉલટી, ઝાડા ઇત્યાદિ માટે દાકતરી ખર્ચથી કંટાળી ગએલાઓને માટે ઝવેરીયનનું જીવન મીક્ષ્ચર એક ખરેખર અકસીર ઇલાજ છે. તે દરેક ઘરમાં રાખવા લાયક દવા છે. અને તેનો ઉપયોગ ગમે તે વખતે કરવાથી દવાની અસર તાબડતોબ થાય છે. ઝવેરીયન જીવન મીક્ષ્ચર અનેક રોગો ઉપર ભારે અસરકારક માલુમ પડયાથી તેનો આજે એ રીતનો બહોળો ફેલાવો થયો છે એજ તેની લોકપ્રિયતા પૂરવાર કરે છે. કેટલાંયે કુટુંબોમાં જીવન મીક્ષ્ચરે શાંતિ ને સુખ આણ્યાં છે. અને તેથીજ આ દવાનો ફેલાવો વધુ થશે તે માટે શંકા લાવવા જેવું નથી.

## ગોનોરીયા—એક જીવલેણ દર્દ

શરીરને સહુથી વધુ વ્યથા ઉપજાવનારું કોઇ દર્દ હોય તો તે ગોનોરીયા (પરમીયો) છે. જગતમાં જન્મ થતાંજ અનેક બાળકો આ પીડાને લીધે આંખો ગુમાવી દે છે. જીવનની કોઇ પણ વયમાં તે જડે છે. છેક મૃત્યુ સુધી શરીરને અનેક પ્રકારે આ પીડા કષ્ટ આપી શકે છે. આથીજ ગોનોરીયા દર્દને નાબુદ કરવા માટે સારાયે જગતમાં સંશોધન ચાલી રહ્યું છે. પરિણામે આજે આ દર્દને નાબુદ કરી શકાય તેવી વૈજ્ઞાનિક પદ્ધતિઓ શોધાઇ છે. પણ તે એટલી બધી ખર્ચાળ છે કે સામાન્ય જનતા તેને અપનાવી શકે તેમ નથી.

આથીજ આપણા દેશની ગરીબ જનતા પણ જેનો વિશ્વાસથી લાભ લઈ શકે તેવી દવા શોધવાનો પ્રયત્ન યાસ્મીન કંપની સાથે જોડાયેલ જર્મનીતેમજ વિલાયતની કેળવણી પામેલ અનુભવી ડાકટરોએ કેટલાંક વર્ષોથી હાથ ધર્યો હતો. અને આજે અમોને જણાવતાં આનંદ થાય છે કે ગોનોરીયાના ઉપચારમાં સર્વોત્તમ મનાઇ ચુકેલી **'ગોનોલીટસ'** જનતા સમક્ષ રજુ કરવા સફળ નીવડયા છે.

આ દવા લેવામાં સરળ છે તેમજ અસરકારક છે. અને વૈજ્ઞાનિક ઢબે તૈયાર થયેલ છે. વપરાશમાં કોઇપણ પ્રકારનું જોખમ નથી.


આરોગ્યતાનું જતન કરવા
માટે